॥अर्हम॥

# જૈન તીર્થ સર્વ સંગ્રહ

## ભારત ભરનાં જૈન તીર્થો અને નગરોનું ઐતિહાસિક વર્ણન

ભાગ પહેલો

[ ખંડ બીજો ]

પ્રકાશક:-

શેઠ આણંદજી કલ્યાણજી.

ઝવેરીવાડ - - અમદાવાદ

[વિ. સં. ૨૦૧૦] વીર નિ. સં. ૨૪૮૦ [સને ૧૯૫૪

# બે બોલ.

ભારતવર્ષના ધર્મોમાં જૈનધર્મ પોતાની પ્રાચીનતા, પોતાનું તત્ત્વજ્ઞાન અને પોતાની કલાપ્રિયતાથી મહત્ત્વનું સ્થાન ધરાવે છે. જૈનધર્મની આ પ્રાચીનતા, ભવ્યતા અને ઉદારતાના એક પ્રતીકરૂપ જૈન તીર્થો છે, એમ ભારતીય તથા યુરોપીય વિદ્વાનોએ એકમતે સ્વીકારેલું છે. જેના અણુએ અણુમાં જૈનોનો ભવ્ય ભૂતકાળ ગૂંજી રહ્યો છે, અને જેના પરમાણુએ પરમાણુમાં મન અને આત્માને પવિત્ર કરે એવું વાતાવરણ છે, એવાં પોતાનાં પુનિત તીર્થોને ને મંદિરોને રોજ પ્રભાતકાલે આબાલવૃદ્ધ જૈન "સકલ તીર્થ વંદું કર જોડ" એમ કહી વંદે છે; ત્યારે ભારતવર્ષના વિશાળ પટ પર આવેલાં એ તીર્થો, મંદિરો, મંદિરાવલિઓ વિષે જાણવા અંગે તેઓમાં ઉત્કંઠા ને ઉલ્લાસ જાગે એ પણ સ્વાભાવિક છે. ત્યાં રહેતા પોતાના સાધર્મી જૈન ભાઈઓ, જનસંખ્યા, ત્યાં ચાલતો વહીવટ, ત્યાં જવાના માર્ગો, ધર્મશાળાઓ વિષે જાણવાની ઈંતેજારી થાય, એ પણ એટલું જ સ્વાભાવિક છે.

આજે સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીનું ભારતવર્ષ પોતાની અસ્મિતાની તપાસ કરી રહ્યું છે. આ અસ્મિતાના અભ્યાસી ઇતિહાસવિદો અને પુરાતત્ત્વવિદોનું જૈનધર્મનાં આ મહત્ત્વનાં સ્થાપત્યો તરફ ખાસ લક્ષ ગયું છે, ને ભવ્ય ભારતના ઇતિહાસની તૂટતી કડીઓ સાંધવા તેઓ જૈનોના આ પ્રતાપી વારસા પ્રત્યે સવિશેષ દૃષ્ટિ નાખી રહ્યા છે. ઘણા વખતથી આ સંશોધકવર્ગ તરફથી આ મહાન તીર્થો અંગે સર્વજનસુલભ કોઈ માહિતીગ્રંથ પ્રગટ કરવાની માગણી ચાલુ જ હતી.

લગભગ એકાદ દશકાથી આ માહિતી–ગ્રંથ વિષે વિચારણા ચાલ્યા કરતી હતી. આ કાર્ય સામાન્ય નહોતું, વળી, એમાં જવાબદારી ને જોખમ પણ અલ્પ નહોતાં. એમાં પણ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી જેવી સંસ્થા એ પ્રગટ કરે ત્યારે તો એ ખૂબ વધી જતાં હતાં. બીજી તરફ આ વિષયની સર્વગ્રાહી, સર્વમાન્ય હકીકતો એકત્ર કરવી એ ગાગરમાં સાગર ભરવા જેવી કઠિન વાત હતી: છતાં આ કાર્ય અનિવાર્ય લાગ્યું ને તેનો પ્રારંભ કરવામાં આવ્યો.

પ્રારંભમાં આ માટે એક ખાતું ખોલીને–તેના દ્વારા તે તે વિષયના અભ્યાસીઓને હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં મોકલવામાં આવ્યા. રેલથી, ગાડીથી, મોટરથી, ગાડાથી ને પગે ચાલીને તે તે સ્થળે પહોંચીને બધી માહિતીઓ પ્રમાણભૂત સાધનો દ્વારા એકત્ર કરવામાં આવી. આ સુદીર્ઘ પ્રવાસો ને અટપટું માહિતીકરણ લાંબો વખત લે એ સ્વાભાવિક હતું.

આ માહિતીઓ એકત્ર કર્યા પછી એને પરિષ્કૃત–શુદ્ધ કરવા માટે ચાળવાનું કામ શરૂ કરવામાં આવ્યું. કોઈ જરૂરી હકીકત રહી જવા ન પામે, કોઈ બિનજરૂરી હકીકત પેસી ન જાય, અસત્ય હકીકતોમાં ભેળસેળ ન આવી જાય, કંઈક વિવાદી વિધાનો ન થઈ જાય, એ માટે ભારે કાળજીથી સંપાદન–કાર્ય કરાવવામાં આવ્યું છે.

આવા પુસ્તકનું છાપકામ ને કાગળો પણ ભારે ચીવટ માગે છે. પુસ્તકને યોગ્ય કાગળો મેળવવામાં ઘણી મુશ્કેલી ને ઘણો સમય લાગ્યો. આખરે એનું મુદ્રણકામ શરૂ થયું. એમાં શુદ્ધિ, સ્વચ્છતા ને સુઘડતા સાચવવામાં પણ પૂરતી તકેદારી લેવામાં આવી.

પરિણામે આ ઉપયોગી ગ્રંથ જાહેર જનતા સમક્ષ રજુ થાય છે. આ ગ્રંથથી સમાજની ને રાષ્ટ્રની ઘણા વખતથી ચાલુ એક માગણી સંતોષાય છે ને અભ્યાસીઓ તેમજ યાત્રિકોના હાથમાં ઉપયોગી પ્રમાણભૂત સાધન મૂકી શકીએ છીએ, તેનો આનંદ થાય છે. છતાં આ ભગીરથ કાર્યમાં અનેક ક્ષતિઓ, અનેક માહિતી–ભૂલો રહી જવા સંભવ છે, એ અમે બરાબર જાણીએ છીએ. આશા છે કે સુજ્ઞ વાચકો અમને તેવી ક્ષતિઓ જણાવી આભારી કરશે, જેથી નવીન આવૃત્તિ વખતે એમાં યથાયોગ્ય સુધારો કરી શકાય.

આ ગ્રંથમાં ગામેગામ ફરી બધી સામગ્રી એકઠી કરવામાં મદદરૂપ થનાર શ્રી. સારાભાઈ મણિલાલ નવાબ ને તેમના સહકાર્યકરો અને વિશેષ નોંધ તૈયાર કરી આપનાર પંડિત શ્રી. અંબાલાલ પ્રેમચંદ શાહ તેમજ છાપકામ અંગે વસંત પ્રિન્ટીંગ પ્રેસવાળા, શ્રી. જયંતી દલાલની કાર્યદક્ષતાની નોંધ લેતાં અમને આનંદ થાય છે.

આ પ્રકાશનને અંગે જાણીતા લેખક શ્રી. જયભિખ્ખુએ અમોને વારંવાર કીમતી માર્ગસૂચન કર્યું છે; તેમજ મેસર્સ એમ. વાડીલાલની કુાં.વાળા શ્રી. મોહનલાલભાઈએ પણ આ કાર્યમાં ઘણી મદદ કરી છે. આ બંને ગૃહસ્થોની નિ:સ્વાર્થ સેવાનો ઉલ્લેખ કરતાં અમોને આનંદ થાય છે.

આશા છે કે આ મહત્ત્વનો ગ્રંથ ભાવુકોને, યાત્રિકોને, ઇતિહાસપ્રેમીઓને, પુરાતત્ત્વવિદોને અને પ્રવાસીઓને ઉપયોગી ને પ્રેરક થશે.

અમદાવાદ
તા. ૨૧-૩-૧૯૫૩

નાગરદાસ કસ્તુરચંદ શાહ
મેનેજર
શેઠ આણંદજી કલ્યાણજી

# નિવેદન

જૈન સંસ્કૃતિ ભારતની અગ્રગણ્ય સંસ્કૃતિઓમાંની એક છે. મુખ્યત્વે હિંસાવિજય અને મારવિજય પર નિર્માણ થયેલી આ સંસ્કૃતિનો ઇતિહાસ પણ ઘણો પ્રાચીન અને મહત્ત્વનો છે ને ધર્મવીરો, દાનવીરો અને કર્મવીરોનાં ઉજ્જવળ ચરિત્રોથી ભરેલો છે. આ ધર્મની ભૂતકાલીન જાહોજલાલી, ઉન્નત કળાજીવન તથા ઉચ્ચકોટિના આત્મસમર્પણના પ્રતીકસમાં એનાં શિલ્પસ્થાપત્ય ને કળાભાવના તથા ધર્મભાવનાથી ભરેલાં તીર્થો છે. એ તીર્થો ભારતવર્ષના વિશાળ પટ પર સ્થળે સ્થળે પથરાયેલાં છે, ને એ જૈન તીર્થોનો પ્રવાસી સહેલાઇથી ભારતભરની પુણ્ય યાત્રા કરી લે છે.

અખિલ ભારતવર્ષીય શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનું પ્રતિનિધિત્વ ધરાવતી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી જૈન સંસ્કૃતિની ભવ્ય પતાકાસમાં જૈન તીર્થોના સંરક્ષણ ને સંગોપન વિષે હમેશાં ભારે ઉત્સાહ ધરાવતી રહી છે, એ ખૂબ જાણીતી બાબત છે. આ પેઢી તરફથી બહુ પ્રયાસે ને બહુ ખર્ચે 'જૈન તીર્થ સર્વસંગ્રહ' નામનો ગ્રંથ તૈયાર થઈ રહ્યો છે, એવી માહિતી મારા મિત્ર અને જાણીતા લેખક શ્રી. જયભિખ્ખુ તરફથી મળી ત્યારે ખરેખર અવર્ણનીય આનંદ થયો. ઘણા વખતથી તીર્થ વિષયક અને પુરાતત્ત્વ વિષયક મારી રુચિ અને અભ્યાસથી પરિચિત શ્રી. જયભિખ્ખુને પેઢી તરફથી સવિશેષ નોંધ લખવાનું નિમંત્રણ મળ્યું ત્યારે તેઓએ પેઢી પાસે મારું નામ રજૂ કર્યું. સારાંશમાં આ પુસ્તકનો લેખન-સંપાદનભાર મારે સ્વીકારવાનું નક્કી થયું.

પેઢીના માહિતીખાતા તરફથી તીર્થોની ગામ, ઠામ, ઠેકાણું વગેરેની નોંધ શ્રી. સારાભાઈ નવાબ જેવાની દેખરેખ નીચે તૈયાર કરવામાં આવ્યાં હતાં. આ નોંધ-ટિપ્પણને ધ્યાનમાં રાખી દરેક તીર્થનું પ્રાચીન મહત્ત્વ, અર્વાચીન સ્થિતિ તેમજ ઇતિહાસની વિગતો એકઠી કરવાનું કામ મેં શરૂ કર્યું, જે વિશેષ નોંધ તરીકે ગ્રંથના પૂર્વાર્ધમાં આપવામાં આવેલ છે. સ્વલ્પ એવી આ સવિશેષ નોંધ માટે તત્કાલીન મળી આવતા શિલાલેખો, તામ્રપત્રો, અવશેષો પ્રવાસીઓની નોંધો, પ્રાચીન સાહિત્યગ્રંથો ને અર્વાચીન પુરાતત્ત્વવિદોના નિર્ણયોની છાનબીન કરવાની હતી. આ કામ ખરેખર, સાગરને ગાગરમાં ભરવા જેવું કઠિન હતું! યુરોપીય વિદ્વાનો ને વિદેશી સંશોધકોએ પણ ભારતનાં શિલ્પસ્થાપત્યભર્યાં સ્થાનો વિષે ગ્રંથોના ગ્રંથો લખ્યા છે; એ પણ સાથે સાથે જોઈ જવાના હતા. આપણા પૂર્વજોની તીર્થભક્તિ અને તીર્થ-સંરક્ષણની જૈન સંઘોની તમન્નાને પણ એમાં અંજલિ આપવાની હતી અને ગ્રંથલાઘવની દૃષ્ટિએ ટૂંકા ગાળામાં એના કદને મર્યાદિત રાખવાનું હતું! આ બધી મર્યાદાઓમાં રહીને મેં મારું કામ શરૂ કર્યું.

ગ્રંથના 'જૈન તીર્થ સર્વસંગ્રહ' એવા નામ ઉપરથી જ તેના વિષયનો સામાન્ય ખ્યાલ આવી જાય એમ છે; છતાં આ સંબંધે એટલો ખુલાસો કરવો જરૂરી છે કે, આમાં શ્વેતાંબર જૈનોની દૃષ્ટિએ જૈન તીર્થો, તીર્થ ન હોય એવાં પ્રાચીન ગામ-નગરો, અર્વાચીન તીર્થો અને નગરો, તેમજ જેના સાંસ્કૃતિક ઘડતરમાં જૈન જનતાએ વિશિષ્ટ ફાળો આપ્યો હોય એવાં સ્થળોમાં બની ગયેલી જૈન ઘટનાઓના જે ઉલ્લેખો મળી આવતા હોય તેનો પણ અહીં સમાવેશ કર્યો છે. આ દૃષ્ટિએ મુખ્ય એવાં ૨૭૦ સ્થળો અને ખંડિત, વિસ્મૃત કે નામશેષ બનેલાં ૧૧૦ સ્થળો મળીને કુલ ૩૮૦ જેટલાં સ્થાનોનો પરિચય આ સંગ્રહમાં આપવામાં આવ્યો છે અને પરિશિષ્ટમાં સાત પ્રકારની વિષયસૂચિઓ પણ દાખલ કરી છે.

આ વર્ણનનો ક્રમ ગ્રંથના ઉત્તરાર્ધમાં આપવામાં આવેલા કોષ્ટકો (કોઠાઓ)ના ક્રમ મુજબ રાખવામાં આવ્યો છે. એટલે ગુજરાત, મારવાડ, મેવાડ, માળવા, સિંધ-પંજાબ, દક્ષિણ, મધ્યપ્રદેશ, ઉત્તરપ્રદેશ, બિહાર-બંગાળ, આસામ અને ઓરિસા પ્રદેશનું ક્રમશઃ વર્ણન આપ્યું છે.

મારે અહીં એટલું સ્પષ્ટ કરવું જોઈએ કે, વર્ણન કરેલાં બધાં સ્થળોના પ્રત્યક્ષ પરિચયમાં હું આવેલો નથી. કેટલાંક સ્થળો જોયેલાં અને જાણીતાં અવશ્ય છે પણ પરિચય આપવાની દૃષ્ટિએ મેં એ સ્થળોને જોયાં નથી. આ આખોયે સંગ્રહ મોટે ભાગે સાહિત્યિક કે પુરાતાત્ત્વિક આધારો પરથી સંકલિત કરવામાં આવ્યો છે. પ્રાચીન ગ્રંથોના આધારો તો તે તે સ્થળે નોંધ્યા જ છે ને આની સાથે જોડવામાં આવેલી 'સંદર્ભ ગ્રંથો'ની સૂચીમાં એનો નિર્દેશ કર્યો છે.

ગુજરાત, મારવાડ-મેવાડ, માલવા, સિંધ-પંજાબ, દક્ષિણ-મહારાષ્ટ્ર, મધ્યપ્રાંત, ઉત્તરપ્રદેશ-બિહાર-બંગાળ-આસામ-ઓરિસ્સા વિષેનાં પ્રાસ્તાવિકોમાં જૈનોના વિકાસ-વિસ્તાર કે વાતાવરણ અને હ્રાસની આછી ઝાંખી કરાવવાનો પ્રયત્ન સેવ્યો છે. મતલબ કે ભૌગોલિક માહિતી, જૈનોનો પ્રભાવ, મંદિરની સ્થિતિ અને તેમાંના શિલ્પોની વિગત, બની શકયું ત્યાં સુધી ક્રમસર વિકાસરૂપે નોંધવાની તકેદારી રાખી છે. આથી એ હકીકતોને અહીં બેવડાવવાની જરૂર નથી.

આ ગ્રંથમાં ગામ અને મંદિરને લગતા પ્રાચીનતાદર્શક શિલાલેખીય આધારોને મુખ્ય સ્થાન આપ્યું છે. કેટલાક પ્રસિદ્ધ શિલાલેખો ઉપરાંત મારા સંગ્રહના અપ્રસિદ્ધ શિલાલેખોને પણ આમાં પહેલવહેલા પ્રગટ કર્યા છે. તે તે સ્થળોની તત્કાલીન ઘટનાઓ માટે પ્રાચીન એવા આગમગ્રંથો, ભાષ્યો, નિર્યુક્તિઓ, ચૂર્ણિઓ, ટીકાઓ, કાવ્યસાહિત્ય, વિવિધતીર્થકલ્પ, પ્રભાવકચરિત જેવા પ્રબંધગ્રંથો, ગ્રંથપ્રશસ્તિઓ, તીર્થમાળાઓ, ચૈત્ય પરિપાટીઓ વગેરેના યાવતશકય ઉલ્લેખો નોંધવાનો પણ પ્રયત્ન કર્યો છે. બની શકયું ત્યાં ચીનીપ્રવાસી ફાહિયાન અને હુએનત્સાંગ તેમજ બીજા દેશી-વિદેશી યાત્રીઓના રિપોર્ટોની નોંધને પણ મેં સાધાર બનાવ્યાં છે. એ પછી શિલ્પ-સ્થાપત્યની રચના વિષે અને કૃતિવિશેષનું વર્ણન જેટલું જાણી શકાયું તેટલું આપવા તરફ મેં મારું ધ્યાન દોરવ્યું છે. જૈનોના ધાર્મિક ઇતિહાસની દૃષ્ટિએ જેનું મહત્ત્વ ઉલ્લેખનીય છે તે ગુફાઓ અને ગુફામંદિરો વિષે પણ પરિચય કરાવ્યો છે.

આ રીતે મળી આવેલી જુદી જુદી સામગ્રીના આધારે આ ગ્રંથની સંયોજના થયેલી છે. આવા જવાબદારીવાળા અતિમહત્ત્વના ગ્રંથની સંયોજના કરતી વખતે પૂરતી તકેદારી રાખી છે; પણ છદ્મસ્થ માણસથી ભૂલ થવી સ્વાભાવિક છે. આ ગ્રંથમાં રહી ગયેલી એવી ભૂલ કે ક્ષતિ તરફ પ્રેમભાવે જે કોઈ લક્ષ દોરશે, તેનો આભારી થઈશ.

વસ્તુતઃ તીર્થોના જીર્ણોદ્ધાર જેટલું જ તીર્થોનો ઇતિહાસ પ્રગટ કરવાનું કાર્ય મહત્ત્વનું છે. આ પુસ્તક આ રીતે પ્રગટ થાય છે, તેનો સમગ્ર યશ શેઠ શ્રી. આણંદજી કલ્યાણજીની પેઢીને ફાળે જાય છે. પેઢીના ટ્રસ્ટીઓએ આ કામ મને સોંપી, સમયે સમયે માર્ગસૂચક ભલામણો કરી તેમજ જરૂરી સગવડો પૂરી પાડી આ કાર્ય માટે જે સરળતા કરી આપી છે તે માટે તેમનો હું ખૂબ ખૂબ આભાર માનું છું.

આ પુસ્તકના લેખનમાં જે ગ્રંથોએ એક યા બીજી રીતે સહાય કરી છે તે વિદેહી કે હયાત ગ્રંથ લેખકોના ઋણસ્વીકાર સાથે જ મારા લેખન સમયે જેમની સલાહ અને પ્રેરણા મને સતત જાગરુક રાખી શકી છે એ મારા પરમસ્નેહી મિત્રો શ્રી. રતિલાલ દીપચંદ દેસાઈ અને શ્રી. બાલાભાઈ વીરચંદ દેસાઈ-(જયભિખ્ખુ)ની બંધુબેલડીનો આભાર માનવાનું ભૂલી શકતો નથી. વળી, સાહિત્યપ્રેમી શ્રી. અગરચંદજી નાહટાએ અપ્રસિદ્ધ તીર્થમાળાઓનો સંગ્રહ મોકલી આપી મને ઉપકૃત બનાવ્યો છે તેની પણ અહીં નોંધ લઉં છું.

અંતે—જે તીર્થોએ લોકજીવનના સંસ્કારને સુવાસિત કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે એવી જૈન સંસ્કૃતિના અંગભૂત તીર્થસંસ્થાનું ઐતિહાસિક હાર્દ રજૂ કરવામાં મારો આ અલ્પ પ્રયત્ન કંઈ પણ ફાળો નોંધાવી શકશે તો મારો શ્રમ સફળ થયો માનીશ.

સં. ૨૦૦૯
ચૈત્રી પૂર્ણિમા
**દહેગામ**
(એ. પી. રેલ્વે)

**અંબાલાલ પ્રેમચંદ શાહ**

# જૈન તીર્થ સર્વસંગ્રહ

## વિશેષ નોંધ સૂચી

### [ ભાગ ૧ : ખંડ ૨ ]

## પરિશિષ્ટ



## વાચકોને પૃષ્ઠોમાં સ્થળ મેળવવાની સૂચના

[ ભાગ પહેલો : ખંડ ૧–૨ માટે ]

ભાગ પહેલો – ખંડ પહેલો અને બીજો–એનાં વિશેષ નામોની પરિશિષ્ટ રૂપે મળીને દરેક સૂચીઓ ખંડ બીજાની અંતે કોઠાઓ પછી મૂકેલી છે. જ્યારે કોઠામાં અને વિશેષ નોંધમાં આવેલાં ગામોની અકારાદિ સૂચી ભાગ પહેલાના ખંડ પહેલામાં મૂકેલી છે. એટલે ભાગ પહેલાના ખંડ પહેલામાં વિશેષ નોંધ અને તે ભાગ પૂરતા કોઠાઓ અને તેની અકારાદિ સમગ્ર સૂચી આપેલી છે; અને ભાગ પહેલાના ખંડ બીજામાં વિશેષ નોંધ, કોઠાઓ અને ભાગ પહેલાના ખંડ પહેલા – બીજાના વિશેષ નામોની પરિશિષ્ટ રૂપે દરેક સૂચીઓ આપેલી છે. વળી, ભાગ પહેલાના ખંડ પહેલાનો પાનાંનો અનુક્રમ : પ્રકાશકીય બે બોલથી ૧ થી ૪૪ પૃષ્ઠ, વિશેષ નોંધ ૧ થી ૧૫૨ પૃષ્ઠ, કોઠાઓ : ૧ થી ૩૦૨ પૃષ્ઠ : તેમજ ભાગ પહેલાના ખંડ બીજાના પાનાંનો અનુક્રમ : વિશેષ નોંધ પૃષ્ઠ : ૧૫૩ થી ૩૦૮ પૃષ્ઠ, કોઠાઓ : ૩૦૫ થી ૪૬૨ પૃષ્ઠ અને પરિશિષ્ટ : ૫૦૯ થી ૫૯૪ સુધીનો આપેલ છે.

# રાજસ્થાનની મંદિરાવલી

**મારવાડ, મેવાડ, મેવાત** નામે ઓળખાતા પ્રદેશો આજે **રાજસ્થાનમાં** સમાઈ ગયા છે પરંતુ પ્રાચીન કાળે આ પ્રદેશો અનેક વિભાગમાં વહેંચાયેલા જુદા જુદા નામે ઓળખાતા હતા. **મારવાડને મરુદેશ** કહેતા. **મારવાડ** અને **બિકાનેરનો** ઉત્તરીય પ્રદેશ **જાંગલ** નામે ઓળખાતો હતો; જેની રાજધાની **અહિચ્છત્રપુર** હતી, જે અત્યારે **નાગોર** નામે ઓળખાય છે. એની પાસેના પ્રદેશનું નામ **સપાદલક્ષ** હતું. આજનો **જેસલમેરનો** ભાગ **માડ** અને તેની પાસેનો હિસ્સો **વલ્લ** તેમજ **ત્રવણી** નામે પ્રસિદ્ધ હતો. **મેવાડનું** નામ **મેદપાટ** હતું; તેને જ ક્યાંક **પ્રાગ્વાટ** નામ આપેલું પણ જણાય છે. **ચિતોડની** આસપાસનો મુલક **શિબિ** નામે ખ્યાત હતો; જેની રાજધાની પ્રસિદ્ધ **માધ્યમિકા** નામે નગરી હતી. **અલવરનો** પ્રદેશ **મેવાત** નામે ઓળખાતો અને તેનો **ઉત્તરીય** પ્રદેશ **કુરુ** નામે ખ્યાત હતો. જ્યારે **શ્રીમાલ-ભિન્નમાલ, આબુ** વગેરેનો પ્રદેશ **ગુજરાતની** અંતર્ગત હતો. **શ્રીમાલ-ભિન્નમાલ** તો પ્રાચીન **ગુજરાતની** રાજધાનીનું પ્રસિદ્ધ મુખ્ય નગર હતું.

આજના **રાજસ્થાન** પ્રદેશના ઈતિહાસનિર્માણમાં જૈન સંસ્કૃતિનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે. આ સંસ્કૃતિએ અહીંના રાજનૈતિક, સાંસ્કૃતિક, ધાર્મિક અને સાહિત્યિક જીવન ઉપર અમીટ પ્રભાવ પાડેલો છે; એ ઐતિહાસિક હકીકત છે; છતાં એ સંસ્કૃતિએ અહીં ક્યારથી પ્રવેશ કર્યો એ સમયનિર્ણય કરવાનું કંઈજ સાધન નથી. કેટલાક પુરાવાઓ માત્ર કંઈક ઝાંખું અજવાળું પાડી રહ્યા છે.

ભગવાન મહાવીરસ્વામીના સમયે **મગધ, વિહાર** અને તેની આસપાસના ઉત્તર પ્રદેશમાં જૈનોની વસ્તી વિપુલ હતી. **પુષ્યમિત્રના** ધર્માન્ધ આક્રમણથી જૈનો અને બૌદ્ધોને એ પ્રદેશમાં ઘણું સહન કરવું પડયું હતું. તે પછી **શંકરાચાર્યના** સમયે જૈનોએ સ્થળાંતર કર્યું હોય એમ પણ લાગે છે. વસ્તુતઃ રાજક્રાંતિઓ અને બીજાં પરિવર્તનોની સાથે જ જૈન મહાજનો સ્થળાંતર કરતા **મથુરા** આદિ પ્રદેશોમાં ફેલાઈ ગયા. તે પછી ધીમે ધીમે **મારવાડ, મેવાડ** અને **માલવામાં** આવી સ્થિર થઈ ગયા. તેમાંની કેટલીક વસ્તી **ચાવડા** અને **ચૌલુક્ય** કાળમાં **ગુજરાતમાં** આવીને વસી ગઈ—આ અંધાધુંધીના સમયનાં ઐતિહાસિક પ્રમાણો મેળવવાં શક્ય નથી; કેમકે કેટલાંક મંદિરો ચૈત્યવાસીઓના કબજામાં હતાં, તેમાંથી શિલાલેખો મેળવવાની આશા રાખી ન શકાય.[1] છતાં વૈરાટનગરમાં રહેલા સમ્રાટ **અશોકના** શાસનલેખ કરતાંયે પ્રાચીન એવો શિલાલેખ **અજમેર** જિલ્લાના **બડલી** ગામથી મળી આવ્યો છે, તેમાં આ પ્રકારે લખેલું છે:—

"वीर[ा]य भगव[ते] **चतुरासिति** व[स]काये जालामालिनिये रंनिविठ माझिमिके ॥"

આ લેખમાં ઉલ્લેખેલું ૮૪મું વર્ષ જૈનોના અંતિમ તીર્થંકર મહાવીરના નિર્વાણસંવતનું હોવાનો નિર્ણય પુરાતત્ત્વવિદોએ જાહેર કર્યો છે.[2] એટલે આ લેખ ઈ. સ. પૂર્વે (૫૨૭–૮૪=)૪૪૩નો ગણાય.[3] આની લિપિ પણ **અશોકના** લેખોની લિપિથી પહેલાંની બ્રાહ્મીલિપિ છે.[4] આ રીતે જોતાં ઇ. સ. પૂર્વની પાંચમી શતાબ્દીનો આ લેખ **ભારતમાંથી** મળી આવેલા સમગ્ર લેખોમાં પ્રથમ છે. લિપિશાસ્ત્રના અભ્યાસીઓ આ લેખથીજ અધ્યયનના શ્રીગણેશ માંડે છે.

આ ઉપરથી કહેવાને કારણ મળે છે કે, ભગવાન મહાવીરસ્વામીના સમયથી જ આ પ્રદેશમાં જૈનોએ પોતાની

---

૧. આ સંબંધે જુઓ, '**અર્બુદાચલ** પ્રદક્ષિણા જૈનલેખસંદોહ' નામક પુસ્તકનો અમારો લખેલો ઉપોદ્ઘાત.

૨. '**ભારતીય** પ્રાચીન લિપિમાલા'—પં. ગૌરીશંકર **ઓઝાજી**. પૃ. ૨–૩.

૩. મ. મ. ડૉ. **સતીશચંદ્ર** વિદ્યાભૂષણે આ લેખને વીર નિ. સં. ૮૪ નો જ માન્યો છે.

૪. સમ્રાટ **અશોક** પૂર્વના જૈન '**સમવાયાંગસૂત્ર**'માં તથા તે પછીના '**લલિતવિસ્તર**' ગ્રંથમાંથી બ્રાહ્મી ઉપરાંત ઘણી લિપિઓનાં નામો મળે છે; પરંતુ તેનો કોઈ લેખ અદ્યાપિ પ્રાપ્ત થયો નથી.

સંસ્કૃતિનો વિકાસ સાધવા માંડ્યો હશે. એક પ્રવાદથી એમ પણ જાણવા મળે છે કે, ભગવાન મહાવીરસ્વામી આ મરુભૂમિના પ્રદેશમાં વિચર્યા હતા. એ સંબંધે આપણને કેટલાંક પ્રમાણો પણ મળી આવે છે. ભિન્નમાલ નગરના શ્રીમહાવીરસ્વામી ભગવાનના મંદિરમાંથી પ્રાપ્ત થયેલો સં. ૧૩૩૩ નો[૫] શિલાલેખ અને મૂંગથલાના મંદિરમાંથી મળી આવેલો સં. ૧૪૨૬ નો[૬] શિલાલેખ તેમજ સં. ૧૩૦૦ની આસપાસમાં શ્રીમહેન્દ્રસૂરિએ રચેલી 'અષ્ટોત્તરી તીર્થમાલા' અને સં. ૧૪૯૭માં શ્રીજિનહર્ષસૂરિએ રચેલા 'વસ્તુપાલ ચરિત'ના ગ્રંથસ્થ ઉલ્લેખોમાંથી આ વાત પ્રગટ થાય છે. વળી જીવિતસ્વામીની મૂર્તિ વિશે જીવિત અવસ્થાની મૂર્તિઓ એવો અર્થ કરવામાં આવે તો લોકોક્તિ પણ છે કે—"નાણા દીયાણા નાંદિયા જીવિતસ્વામી વાંદિયા" એ વાતથી એને સમર્થન મળે છે.

અલબત્ત, અત્યાર સુધીની શોધો ઉપરથી એમ જ જણાયું છે કે, ભગવાન મહાવીરસ્વામી આ પ્રદેશમાં ક્યારેય પધાર્યા નહોતા પરંતુ ચૌદમી–પંદરમી શતાબ્દીના આ શિલાલેખીય અને ગ્રંથસ્થ પ્રમાણો સામે કોઈ પરંપરા અવશ્ય હોવી જોઈએ, જે વિશે વિદ્વાનોએ પરામર્શ અને શોધ કરવાની જરૂરત તો છે જ.

જૈનોની દૃષ્ટિએ આ પ્રદેશની શોધખોળ માટે મિ. વિન્સેંટ સ્મિથ સાચું જ કહે છે:—

"The field for exploration is vast. At the present day the adherents of the Jain religion are mostly to be found in Rajputana and Western India. But it was not always so. In olden days the creed of Mahavir was far more widely diffused than it is now × × ×. I feel certain that Jain stupas must be still in existance and that they will be found if looked for. They are more likely to be found in Rajaputana and elsewhere.

—શોધખોળનું ક્ષેત્ર બહુ જ વિશાળ છે. આજકાલ જૈનધર્મ પાળનારા વિશેષે કરીને રાજપૂતાના અને પશ્ચિમ ભારતમાં જ મળે છે પણ હમેશાં એમ નહોતું. પ્રાચીન સમયમાં ભગવાન મહાવીરનો ધર્મ આજકાલની અપેક્ષાએ ખૂબ ફેલાયેલો હતો. × × × મને નિશ્ચય છે કે, શોધ કરવામાં આવે તો જૈનસ્તૂપો (જૈન મંદિરો તો ખૂબ મળી આવે છે પણ પ્રાચીનતા નિદર્શક જૈન સ્તૂપો જે બહુ ઓછા પ્રમાણમાં મળે છે તે પણ) મળી આવવાની વિશેષ સંભાવના બીજાં સ્થળોની અપેક્ષાએ રાજપૂતાનામાં અધિક છે.[૭]

ઉપર્યુક્ત શિલાલેખના લગભગ સમયનાં અને તે પછીનાં કેટલાંક પ્રમાણો આ પ્રદેશમાં જૈન મંદિરોના અસ્તિત્વ અને જૈનધર્મના પ્રસારનો ખ્યાલ આપે એવાં જૈન ગ્રંથોમાંથી મળી આવે છે. પટ્ટાવલીઓના કથન મુજબ: ઓશિયા નગરને વસાવનાર ઉપલદે રાજાને અને ત્યાંની ક્ષત્રિય પ્રજાને ઉપદેશ આપી જૈનધર્મી બનાવનાર અને મહાજનવંશની સ્થાપના કરનાર મહાપ્રભાવક આચાર્ય શ્રીરત્નપ્રભસૂરિએ વીર નિ. સં. ૭૦માં ઓશિયા અને કોરંટક નગરના મંદિરોની પ્રતિષ્ઠા કરી હતી.[૮] આજના ઓશવાળો એ આચાર્યના પ્રતિબોધથી જૈન બનેલા ઓશિયા નગરના ક્ષત્રિય સંતાનો છે.

શ્રીવજ્રસ્વામી (જન્મ: વિ. સં. ૨૬ થી સ્વર્ગ: વિ સં. ૧૧૪)એ શ્રીમાલમાં વિહાર કર્યો હતો એવું પ્રમાણ ચૂર્ણિગ્રંથો આપે છે.[૯]

શ્રીધર્મસાગરીય 'તપાગચ્છપટ્ટાવલી'થી જણાય છે કે, ભગવાન મહાવીરની પાટે થયેલા ૧૭મા ગુરુ શ્રીવૃદ્ધદેવ-સૂરિએ વીર નિ. સં. ૫૯૫ (વિ. સં. ૧૨૫)માં કોરંટકમાં નાહડ મંત્રીએ કરાવેલા જિનપ્રાસાદમાં પ્રતિષ્ઠા કરી

૫. 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભા. ૨, લેખાંક : ૪૦૨.

૬. 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈનલેખસંદોહ' લેખાંક : ૪૮.

૭. "જૈન સાહિત્ય સમ્મેલન" અંકમાં "Archaeological research a Jain duty." By Vincent A. Smith. P. 1–6.

૮. "सप्तत्या वत्सराणां चरमजिनपतेर्मुक्तजातस्य वर्षे, पञ्चम्यां शुक्लपक्षे सुरगुरुदिवसे ब्रह्मणः सन्मुहूर्ते ।
रत्नाचार्यैः सकलगुणयुतैः सर्वसंघानुज्ञातैः, श्रीमद्वीरस्य बिम्बे भवशतमथने निर्मितेयं प्रतिष्ठा ॥
उपकेशे च कोरण्टे, तुल्यं श्रीवीरबिम्बयोः। प्रतिष्ठा निर्मिता शक्त्या, श्रीरत्नप्रभसूरिभिः ॥"

૯. "ભારતકે પ્રાચીન જૈન તીર્થ"—લે. ડૉ. જગદીશચંદ્ર જૈન, પૃ. ૫૪

હતી.[૧૦] શ્રીજજ્જિગસૂરિએ વીર નિ. સં. ૬૭૦ (વિ. સં. ૨૦૦)માં **સત્યપુર (સાચોર)**માં નાહડ મંત્રીએ બંધાવેલા જિનમંદિરમાં શ્રીમહાવીર પ્રભુની પ્રતિષ્ઠા કરી હતી.[૧૧] ભગવાન મહાવીરની પાટે થયેલા ૧૯મા ગુરુ શ્રીમાનદેવસૂરિએ નાડોલમાં પદ્માદિ દેવીઓનો સાક્ષાત્કાર કર્યો હતો.[૧૨] ભગવાન મહાવીરની પાટે થયેલા ૨૧ મા ગુરુ શ્રીદેવાનંદસૂરિએ વીર નિ. સં. ૭૭૦ (વિ. સં. ૩૦૦)માં નાગોરમાં નેમિજિન ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી.[૧૩]

એ પછી વિ. સં. ૮૩૫માં શ્રીદાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતનસૂરિએ પ્રાકૃતમાં રચેલી 'કુવલયમાલા' નામના કથાગ્રંથની પ્રશસ્તિમાં તેમણે પોતાના પૂર્વજ સાત આચાર્યોની ગુરુપરંપરા દર્શાવી છે. સૌથી પ્રથમ શ્રીહરિગુપ્તાચાર્યને તેમણે નોંધ્યા છે. તેમના સત્તાસમય વિશે બીજાં પ્રમાણોથી અનુસંધાન કરતાં જણાય છે કે, વિ. સં. ૫૭૫ પહેલાં તેઓ વિદ્યમાન હતા. તેમના શિષ્ય દેવગુપ્તાચાર્ય અને તેમના શિષ્ય શિવચંદ્રગણિ હતા, જેઓ શ્રીમાલમાં જિનવંદન નિમિત્તે આવ્યા અને ત્યાં સ્થિર થયા એમ પ્રશસ્તિમાં જણાવ્યું છે.[૧૪] એટલે અનુમાનતઃ તેઓ સાતમા સૈકામાં શ્રીમાલમાં આવ્યા ત્યારે અહીં જિનમંદિર વિદ્યમાન હતું એટલું નિશ્ચિત થાય છે.

વળી, ઉદ્દ્યોતનસૂરિ જાબાલિપુર (જાલોર) ગયા ત્યારે એ નગરમાં અનેક શ્રાવકો હતા, અને જિનમંદિરો પણ હતાં; એટલું જ નહિ, તેમના ધર્મગુરુ, જેમનું નામ તેઓ વીરભદ્ર આપે છે તેમણે જાલોરમાં આદિજિનનું મંદિર કરાવ્યું એમ પણ જણાવે છે.[૧૫] આ ઉપરથી કહી શકાય એમ છે કે, સાતમા–આઠમા સૈકામાં આ પ્રદેશમાં જૈનોની બહોળી વસ્તી હતી અને ઘણાં જિનમંદિરો વિદ્યમાન હતાં.

પીંડવાડાના મંદિરમાં રહેલી બે કાઉસગ્ગિયા ધાતુમૂર્તિઓ, જે વસંતગઢથી લાવવામાં આવી છે, તેમાંની એક મૂર્તિ ઉપર સં. ૭૪૪નો લેખ મળે છે.[૧૬]

બાપા રાવલના વંશજ ભર્તૃભટ રાણા, જેઓ આઠમી સદીમાં થયા તેમણે ભટેવરનો કિલ્લો બંધાવી, તેમાં 'ગુહિલવિહાર' નામે આદિજિનનું ચૈત્ય બંધાવ્યું હતું; જેની પ્રતિષ્ઠા બુડાગણિએ કરી હતી.[૧૭]

ભગવાન મહાવીરની પાટે થયેલા ૩૦ મા ગુરુ શ્રીરવિપ્રભસૂરિએ વીર નિ. સં. ૧૧૭૦ (વિ. સં. ૭૦૦)માં નાડોલમાં જિનમંદિરની પ્રતિષ્ઠા કરી હતી.[૧૮]

વિ. સં. ૯૧૫માં જ્યારે ભોજદેવનું રાજ્ય પ્રવર્તમાન હતું ત્યારે નાગઉર (નાગોર)ના જિનાલયમાં રચેલા 'ધર્મોપદેશમાલા–વિવરણ' નામના ગ્રંથની અંતિમ ૩૧ ગાથાની પ્રશસ્તિમાં, શ્રીજયસિંહસૂરિએ પોતાની ગુરુપરંપરા વિશે નોંધ આપતાં તે તે ગુરુઓના સમયમાં બંધાવાયેલાં મંદિરોનું સૂચન કર્યું છે. તદનુસાર સં. ૫૧૦ પછી અનેક સૂરિઓ થયા. પછી શ્રીવટેશ્વર નામના ક્ષમાશ્રમણ, તેમના શિષ્ય તત્ત્વાચાર્ય અને તેમના શિષ્ય યક્ષ મહત્તરે ખટ્ટકૂપ (ખાટૂ)માં જિનમંદિર બંધાવ્યું હતું. અવાંતર પ્રમાણોથી જણાય છે કે, તેમણે આ મંદિર નવમા સૈકામાં બંધાવ્યું

૧૦. "શ્રીવીરાત્ પઞ્ચનવત્યધિક(૫૯૫ વર્ષાતિક્રમે **कोरण्टके नाहडमन्त्रिनिर्मापितप्रासादे** प्रतिष्ठाकृत् ॥"—ધર્મસાગરીય પટ્ટાવલી વૃત્તિ.

૧૧. "श्रीजज्जिगसूरिणा च सप्तत्यधिकषट्शतवर्षे **सत्यपुरे** नाहडनिर्मापितप्रासादे महावीरः प्रतिष्ठितः ॥"—ધર્મ૦ વૃત્તિ;
"तेण गुरुआएसेणं सच्चउरे वीरमुक्खाओ छव्वाससएहिं महंतं कारिअं अब्भंलिहसिहरं चेइयं ॥"
'વિવિધતીર્થકલ્પાન્તર્ગત—સત્યપુર તીર્થકલ્પ'

૧૨. "तत्तपसा **नड्डूलपुरे** पद्मा–जया–विजया–अपराजिताभिधानाभिः देवीभिः पर्युपासनं......॥"—ધર્મ૦ વૃત્તિ.

૧૩. "स च वीरात् सप्ततिसप्तशत(૭૭૦)वर्षे विक्रमतः त्रिशती(३००)वर्षे **नागपुरे** श्रीनेमिप्रतिष्ठाकृत् ॥"—ધર્મ૦ વૃત્તિ.

૧૪. "सो जिणवंदणहेउं कहवि भमंतो कमेण संपत्तो । सिरि**भिल्लमालणयरम्मि** संठिओ कप्परुक्खोव्व ॥६॥"

૧૫. "तुंगमलंघं जिणभवणमणहरं सावयाउलं विसमं । **जाबालिपुरं** अट्ठावयं व अह अत्थि पुहवीए ॥१८॥
तुंगं धवलं मणहारि रयणपसरंत धयवडाडोवं । **उसहजिणिंदायतणं** कारवियं वीरभद्देण ॥१९॥

૧૬. 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ' લેખાંક. ૩૬૫.

૧૭. 'જૈન પરંપરાનો ઇતિહાસ.' પૃ. ૪૯૬

૧૮. "स च श्रीवीरात् सप्तत्यधिकैकादशशत(११७०)वर्षे वि० सप्तशतवर्षे(७००)**नड्डूलपुरे** श्रीनेमिनाथप्रासादप्रतिष्ठाकृत् ॥
—ધર્મ૦ વૃત્તિ

હશે, એ યક્ષ મહત્તરે કૃષ્ણ નામના વિપ્રને દીક્ષા આપી, જેઓ કૃષ્ણમુનિ તરીકે ( નવમા સૈકામાં ) ખ્યાતિ પામ્યા. તેમણે નાગોરમાં નારાયણ નામના શ્રેષ્ઠીને પ્રતિબોધ કરી નાગોરના કિલ્લામાંની ભૂમિ ઉપર જિનમંદિર બંધાવ્યું. કૃષ્ણમુનિના પૂજ્ય શ્રીદેવગુપ્તસૂરિએ ગુજરાતથી આવીને તે મંદિરની પ્રતિષ્ઠા કરી અને તેની વ્યવસ્થા માટે ૭૨ શ્રેષ્ઠીઓની નિમણૂંક કરી. આ જ કૃષ્ણમુનિથી 'કૃષ્ણર્ષિ' નામનો ગચ્છ ખ્યાતિ પામ્યો. એ જ મંદિરમાં સં. ૯૧૭ના આષાઢ માસની શુક્લ પંચમીના દિવસે શ્રીજયસિંહસૂરિએ શ્રીમહાવીર જિનની પ્રતિષ્ઠા કરી હતી.[૧૯]

જોધપુર પાસે આવેલા ઘટિયાળા ગામમાંથી મળી આવેલા સં. ૯૧૮ના પ્રાકૃત શિલાલેખથી જણાય છે કે, મંડોરના પ્રતીહારવંશીય કેટલાયે રાજાઓએ રાજત્યાગ કરી અનશનવ્રત ગ્રહણ કર્યું હતું, એ ઉપરથી ફલિત થાય છે કે, આ વંશના રાજાઓને કોઈ જૈનાચાર્યે પ્રતિબોધ આપી જૈન બનાવ્યા હશે. તે વંશમાં ૧૪મો કક્કુક નામે રાજા થયો, તેણે સં. ૯૧૮ના ચૈત્ર સુદિ ૨ને બુધવારના દિવસે સુંદર જિનભવન કરાવી શ્રીધનેશ્વરગચ્છને અર્પણ કર્યું હતું.[૨૦]

એ પછી સં. ૯૩૭ના લેખવાળી એક પ્રતિમાની નોંધ અમે ઘાંઘાણીના વર્ણનમાં આપી છે.

હસ્તિકુંડી ( હથુંડી )ના જૈન મંદિરમાંથી વિ. સં. ૧૦૫૩નો શિલાલેખ મળી આવ્યો છે, તે પરથી પ્રગટ થાય છે કે, વિ. સં. ૯૭૩માં રાઠોડવંશીય વિદગ્ધ રાજાએ શ્રીવાસુદેવાચાર્યના ઉપદેશથી અહીં જિનમંદિર બંધાવ્યું; એટલું જ નહિ પણ તેના નિભાવ માટે પોતાનું સુવર્ણ તોલ કરાવી તેનો $\frac{2}{3}$ ભાગ મંદિરને ભેટ કર્યો અને $\frac{1}{3}$ ભાગ શ્રીવાસુદેવાચાર્યની આજ્ઞા પ્રમાણે વાપર્યો. વિદગ્ધરાજના પુત્ર ધવલે એ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી તેના માટે કેટલીક ઉપજ વધારી આપી. આ વંશના મોટા ભાગના રાજાઓ જૈન હતા એમ પણ શિલાલેખથી સૂચન મળે છે.[૨૧]

ભગવાન મહાવીરની પાટે થયેલા ૩૬ મા ગુરુ શ્રીસર્વદેવસૂરિએ વિ. સં. ૧૦૧૦માં રામસૈન્યપુરમાં ચંદ્રપ્રભ જિનેશ્વરની પ્રતિષ્ઠા કરી અને ચંદ્રાવતીમાં ઉત્તુંગ જિનપ્રાસાદ બંધાવનાર કુંકુણ મંત્રીને પ્રતિબોધી દીક્ષા આપી હતી.[૨૨]

શ્રીશીલભદ્રસૂરિના શિષ્ય શ્રીધર્મઘોષસૂરિએ સં. ૧૧૮૧માં ફલોધિ પાર્શ્વનાથ જિનમંદિરની પ્રતિષ્ઠા કરી હતી.[૨૩]

મલધારી શ્રીઅભયદેવસૂરિ( બારમો સૈકો )એ હજારો બ્રાહ્મણો અને કડમડ નામના યક્ષને પ્રતિબોધી મેડતપુર ( મેડતા )માં શ્રીવીરપ્રભુનું ચૈત્ય કરાવ્યું હતું.[૨૪]

ભગવાન મહાવીરની પાટે થયેલા ૪૦ મા ગુરુ શ્રીમુનિચંદ્રસૂરિના શિષ્ય શ્રીવાદિદેવસૂરિએ સં. ૧૨૦૪માં ફલવર્ધિ ( ફલોધિ )ના ચૈત્યમાં શ્રીપાર્શ્વનાથ ભગવાન અને આરાસણ ( કુંભારિયા )ના ચૈત્યમાં શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી.[૨૫]

ભગવાન મહાવીરની માટે થયેલા ૩૬ મા ગુરુ શ્રીધર્મઘોષસૂરિના ઉપદેશથી પેથડ મંત્રીએ સં. ૧૩૨૦ લગભગમાં ઠેર ઠેર મળીને ૮૪ જિનમંદિરો બંધાવ્યાં હતાં તે પૈકીનાં ચિતોડ, નાગપુર, વિક્રમપુર, જયસિંહપુર, મધ્યકપુર, રૂણ, કોરંટક, કરહેટક, મંગલપુર વગેરે સ્થળોમાં જિનમંદિર બધાવ્યાં હતાં.[૨૬]

આ રીતે કેટલાંક સીધાં અને અવાંતર પ્રમાણોના આશ્રયે આ પ્રદેશના જૈન મંદિરોના ઇતિહાસની નોંધ આપી

૧૯. 'ધર્મોપદેશમાલા'—પ્રસ્તાવના—પં. લાલચંદ્ર ભ. ગાંધી.

૨૦. 'જૈન સાહિત્ય સમ્મેલન અંક'માં 'મારવાડકે સબસે પ્રાચીન લેખ'—પં. રામકરણજી.

૨૧. 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભા. ૨, લેખાંક ૩૧૮, ૩૧૯.

૨૨. 'ગુર્વાવલી'—મુનિસુંદરસૂરિ, શ્લોકઃ ૫૭, ૫૮.

૨૩. "एगारससएसु इक्कासीइसमहिएसु विक्कमाइवरिसेसु अइक्कंतेसु रायगच्छमंडणसिरिसीलभद्दसूरिपट्टपइट्ठिएहिं महावाइदिअंबरगुणचंद्रविजयपत्तपइट्ठेहिं सिरिधम्मघोससूरीहिं पासनाहचेइअसिहरे चउविहसंघसमक्खं पइट्ठा किआ ॥"—"વિવિધતીર્થકલ્પાન્તર્ગત—શ્રીફલવર્દ્ધિપાર્શ્વનાથકલ્પ"

૨૪. "દ્વયાશ્રયમહાકાવ્ય" પ્રશસ્તિ, શ્લોકઃ

૨૫. "ઉપદેશ સપ્તતિકા" ઉદ્દેશ : ૭

૨૬. 'ગુર્વાવલી'—શ્રીમુનિસુંદરસૂરિ, શ્લોક : ૧૯૧ થી ૨૦૦.

છે. એ ભાગ્યે જ કહેવાની જરૂરત છે કે, જ્યાં એકાદ જિનમંદિર બંધાયું હોય ત્યાં જૈનોની વસ્તી પણ સારા પ્રમાણમાં વિદ્યમાન હોય. એ દૃષ્ટિએ ભગવાન મહાવીરના સમયથી લઈને લગભગ તેરમા સૈકા સુધીની કેટલીક સપ્રમાણ આલેખેલી આછી નોંધથી આ પ્રદેશમાં જૈનધર્મના પ્રસારનો કંઈક ખ્યાલ આવી શકે એમ છે.

અગિયારમી—બારમી કે તે પછીના કાળમાં નિર્માણ થયેલાં કે જીર્ણોદ્ધાર પામેલાં કેટલાંયે મંદિરોમાંથી આજે પણ મળી આવતા શિલાલેખો મંદિરોની અદ્યાવધિ વિદ્યમાનતાનું કાળપ્રમાણ બતાવી રહ્યાં છે. મતલબ કે, ૧૦૦૦ કે ૯૦૦ વર્ષ પુરાણાં મંદિરો તો હજીયે આ પ્રદેશમાં એના મૂળ સ્વરૂપે જેટલાં જોવામાં આવે છે તેટલાં ભાગ્યે જ બીજા પ્રદેશમાંથી મળી આવે.

એનું કારણ તો એ જ છે કે, આ પ્રદેશ પોતાના નામથી સદાકાળ ક્ષત્રિય ભૂમિ રહ્યો છે. આ પ્રદેશમાં યવનો પ્રવેશ ન પામે એ ખાતર ક્ષત્રિયોએ ભારે ભોગો આપ્યા છે, એથી જ અંતરાલમાં પડેલાં કેટલાંયે મંદિરો આજ સુધી બચી ગયેલાં જોવા મળે છે. જો કે મુખ્ય નગરો જેવાં કે, ચંદ્રાવતી, ભિન્નમાલ, જાલોર, કોરટા, ફલોધિ, આબુ, ચિતોડ જેવાં સ્થાનોનાં મંદિરો આક્રમણથી ભોંયભેગાં થયાં કે કાળબળે જીર્ણ થયાં છતાં ઘણાં મંદિરો એની ભૂતકાલીન સમૃદ્ધિનો ખ્યાલ આપી રહ્યાં છે. કેટલાંક જીર્ણ મંદિરો તો પથ્થરોના ઢગલામાં, પાયાથી ૧૦–૧૫ ફીટની દીવાલો કે તેના અમુક ભાગના અવશેષો રૂપે જાણે કાળની પકડમાંથી પોતાને બચાવવાનો નિરર્થક પ્રયત્ન કરી રહ્યાં હોય એમ પણ જોવાય છે, એવાં સ્થળોની નોંધ પણ બની શકી તેટલી અમે આપી છે.

આ ક્ષત્રિયોએ પ્રારંભથી જ જૈનધર્મને અપનાવ્યો હતો તેથી આ પ્રદેશમાં એનો પ્રચાર પ્રાચીન કાળથી હોય એમાં નવાઈ નથી. જૈનોની પ્રસિદ્ધ જ્ઞાતિઓ ઓશવાલ, પોરવાડ, પલ્લીવાલ, ખંડેરવાલ, વઘેરવાલ આદિ નામોથી સંબોધાય છે તે આ પ્રદેશની જ ક્ષત્રિય જાતિ હતી.

ઇતિહાસજ્ઞ મુંશી દેવીપ્રસાદની શોધથી કોટા રાજ્ય અંતર્ગત અટારુ નામક ગામથી વિ. સં. ૫૦૮નો જે શિલાલેખ મળી આવ્યો છે[૨૭] તે દ્વારા અને અન્ય સાધનોથી જણાય છે કે, ઓસવાલોનો ઉત્પત્તિ સમય વિક્રમની બીજી–ત્રીજી શતાબ્દી હોવાનું મનાય. શ્રીમાલોની ઉત્પત્તિનું સ્થાન પણ શ્રીમાલ–ભિન્નમાલ હતું. આ બધી જાતિઓને ક્યારે કયા આચાર્યે જૈન બનાવી એનું વિસ્તૃત વર્ણન જૈન ગ્રંથો આપે છે. ક્ષત્રિયો જૈન બન્યા હોવા છતાં તેમણે પોતાનો ક્ષાત્રધર્મ છોડ્યો નહોતો. એવા ક્ષત્રિય વીરોનાં ઉદાહરણો પર્યાપ્ત પ્રમાણમાં મળી રહે એમ છે; એટલું જ નહિ એમાંથી રાજવીઓ, મંત્રીઓ, સેનાપતિઓ, સાંધિવિગ્રહિકો, ભાંડાગારિકો, દાણિકો વગેરે અધિકારીઓ સેંકડો નહિ પણ હજારોની સંખ્યામાં પાક્યા છે અને કેટલીએ પેઢીઓ સુધી એ અધિકારો તેમણે વારસામાં સાચવી રાખ્યા છે. નગરશેઠની પદવી તો જૈન શ્રેષ્ઠીઓનો જ પેઢીદર વારસો હતો; એ આપણે ભૂલવું ન જોઈએ.

આ રીતે રાજકીય ક્ષેત્ર ઉપર પૂરો પ્રભાવ પાડવા ઉપરાંત તેમાંથી કેટલાકે દીક્ષિત બનીને આચાર્ય પદવીઓ પણ પ્રાપ્ત કરેલી છે; જેમણે પોતાની સહસ્રમુખી પ્રતિભા દ્વારા બનાવેલા ગ્રંથો આજે જૈન સાહિત્યના ભંડારોની શોભા વધારી રહ્યા છે. આ આચાર્યોએ સાહિત્યનિર્માણ કરીને જ માત્ર સંતોષ મેળવ્યો નથી પરંતુ તત્કાલીન રાજવીઓ અને અધિકારીઓ ઉપર પોતાના તપસ્તેજ અને બુદ્ધિવૈભવનો પ્રભાવ પણ પાથર્યો હતો; એનાં પ્રમાણો ઓછાં ઉપલબ્ધ નથી. આજ કારણે અહીં એવી કહેવત પ્રચલિત બની છે કે—

**"સીસોદિયા સાંડેસરા, ચોદશિયા ચોહાણ; ચૈત્યવાસિયા ચાવડા, કુલગુરુ, એહ પ્રમાણ."**

—સીસોદિયા ક્ષત્રિયોના કુલગુરુ સંડેરગચ્છીઓ, ચોહાણ ક્ષત્રિયોના કુલગુરુ ચૌદશિયા (ચૌદ)ગચ્છના આચાર્યો અને ચાવડા ક્ષત્રિયોના કુલગુરુ ચૈત્યવાસીઓ હતા.

ટૉડ સાહેબ કહે છે કે, અગ્નિકુળના રાજપૂતોમાં પરમાર અને સોલંકી શાખાના લોકો ( રાજવીઓ ) સૌથી પહેલાં જૈનધર્મમાં દીક્ષિત થયા હતા.

ઉપર્યુક્ત ગચ્છો સિવાય બીજા કેટલાયે ગચ્છો આ પ્રદેશના નગરોના નામ ઉપરથી અસ્તિત્વમાં આવ્યા છે.

૨૭. 'રાજપૂતાનાકી શોધખોળ.'

પલ્લીવાલગચ્છ, કોરંટક ગચ્છ, સાંડેરકગચ્છ, નાગપુરીય ગચ્છ, નાણાવાલ( નાણકીય )ગચ્છ, જીરાઉલાગચ્છ, હસ્તિકુંડીગચ્છ, ભટેવરગચ્છ, હર્ષપુરીયગચ્છ, કાસહૃદગચ્છ, બ્રહ્માણગચ્છ, કુચ્છોલીવાલગચ્છ વગેરે ગચ્છનામો તો તે તે ગામ ઉપરથી અસ્તિત્વમાં આવ્યા છે, જે આ પ્રદેશમાં જૈનાચાર્યોએ પાથરેલા પ્રભાવનાં પૂરતાં પ્રમાણ આપી રહ્યાં છે.

વળી, જૈન બન્યા ન હોય એવા રાજવીઓ પણ જૈનો પ્રત્યે સહાનુભૂતિ દાખવતા હતા; એના પુરાવાઓ પણ સુલભ છે. કોઈ પણ રાજવી આ પ્રદેશમાં કિલ્લો બંધાવતા ત્યારે સાથોસાથ આદીશ્વરનું મંદિર પણ બંધાવતા હતા અને નવું ગામ વસાવતાં જૈન મહાજનોને સર્વ પ્રથમ આવકારતા હતા. કેટલાક રાજવીઓ જૈન મંદિરના નિર્વાહાર્થે ગામ, જમીન અરટ કે અમુક ઉપજનો ભાગ પ્રતિવર્ષ આપતા, તેના શિલાલેખો અને દાનપત્રો વગેરેમાં આવતા ઉલ્લેખોનાં પ્રમાણો આજે પણ દુર્લભ નથી; એ વિશે કેટલાંક ઉદાહરણો ઉપર દૃષ્ટિપાત કરી લઈએ.

ઉપર અમે જણાવ્યું જ છે કે, ઘટિયાળાના શિલાલેખમાં સં. ૯૧૮માં કક્કુક રાજાએ અને હથુંડીના શિલાલેખમાં સં. ૯૭૩માં વિદગ્ધરાજે મંદિરો બંધાવ્યાં હતાં તેનો નિર્દેશ છે અને તેના નિર્વાહાર્થે તેમણે કેટલુંક દાન આપ્યું હતું તેમજ વિદગ્ધરાજના પુત્ર ધવલે પણ એ દાનમાં વધારો કરી આપ્યો હતો; એમ જણાવ્યું છે.

એ પછી સં ૧૧૬૨ના સેવાડી ગામના શિલાલેખથી જણાય છે કે, કટુક નામનો રાજવી સેવાડીના જિનાલય માટે પ્રતિવર્ષ દાન આપતો હતો.[૨૮]

સં. ૧૧૯૫ના શિલાલેખથી જણાય છે કે, ગુહિલવંશીય રાણા ઊદ્ધરણના પુત્ર રાજદેવ પોઠિયાઓના મળતા કરમાંથી ૨૦મો ભાગ અહીંના જિનમંદિરને અર્પણ કરતો હતો.[૨૯]

સં. ૧૨૨૧ના સાંડેરાવના લેખથી જણાય છે કે, નાડોલના કેલ્હણદેવની માતૃરાજ્ઞી આનલદેવીએ ત્યાંના જૈન મંદિર માટે કેટલાક દાનનું શાસન આપ્યું હતું અને સં. ૧૨૩૬ના લેખથી જણાય છે કે, કેલ્હણદેવની રાણી જાલ્હણદેવીના આશ્રયથી શલ્હાકે જૈન મંદિર માટે કેટલુંક દાન કર્યું હતું.[૩૦]

સં. ૧૨૨૪ના કોજરાના શિલાલેખથી જણાય છે કે, પરમાર રાયસી ( ધારાદેવ)ની રાણી શૃંગારદેવીએ અહીંના મંદિરનો થાંભલો કરાવી આપ્યો હતો.[૩૧]

સં. ૧૨૨૮ના એક દાનપત્રથી જણાય છે કે, ચૌહાણવંશી રાજાઓમાં ૧૪મી પેઢીએ થયેલા આલ્હણદેવે જૈનધર્મ અંગીકાર કરી નાડોલમાં ભગવાન મહાવીરનું મંદિર બંધાવ્યું અને તેને માટે વૃત્તિ નિર્ધારિત કરી હતી.[૩૨]

સં. ૧૨૪૧ના ઘાંઘાણી ગામના શિલાલેખથી જણાય છે કે, રાજા કેલ્હણદેવના પુત્ર મોઢલદેવે પોતાને મળેલા ઘાંઘાણી ગામમાં મહાવીર જિનના મંદિરના નિભાવ માટે માંડવ્યપુરની મંડપિકામાંથી દાન અપાવ્યું હતું.[૩૩]

સં. ૧૨૫૫ના ઝાડોલી ગામના શિલાલેખથી જણાય છે કે, પરમાર ધારાવર્ષદેવની રાણી શૃંગારદેવીએ ઝાડોલીના જૈન મંદિરના નિર્વાહાર્થે અરટ અને જમીન આપી હતી.[૩૪]

સં. ૧૨૮૭ના આબુના લૂણવસહી મંદિરના શિલાલેખથી જણાય છે કે, ચંદ્રાવતીના પરમારરાજા સોમદેવે અને તેના પાટવી કુંવર કાન્હડદેવે લૂણવસહી મંદિરના નિભાવ માટે ડબાણી ગામ સદા માટે ભેટ કર્યું હતું.[૩૫]

---

૨૮. 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભા. ૨, લેખાંક ૩૨૩.

૨૯. એજન; લેખાંક: ૩૩૨.

૩૦. એજન; લેખાંક, ૩૪૯, ૩૫૦.

૩૧. 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈનલેખસંદોહ,' લેખાંક; ૪૫૦.

૩૨. 'ટોડ–રાજસ્થાન' દ્વિ. ખંડ; અ. ૨૭, પૃ. ૭૭૪.

૩૩. 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભાગ ૨, લેખાંકઃ ૪૨૯.

૩૪. 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈનલેખસંદોહ' લેખાંકઃ ૩૧૨.

૩૫. એજનઃ લેખાંકઃ ૨૫૧.

સં. ૧૩૦૦ના કાળાગરાના શિલાલેખથી જણાય છે કે, ચંદ્રાવતીના મહારાજાધિરાજ આલ્હણસિંહના ખેતા નામના મંત્રીએ ત્યાંના મંદિરને કંઈક ભેટ કરવાનું શાસન લખેલું છે.[૩૬]

સં. ૧૩૩૩ના ભિન્નમાલના શિલાલેખથી જણાય છે કે, ચાચિગદેવે અહીંના મહાવીર જિનમંદિરને કેટલાક દ્રમ્મનું દાન કર્યું હતું.[૩૭]

સં. ૧૩૪૫ના દત્તાણી ગામના શિલાલેખથી જણાય છે કે, આ ગામના ઠાકોર પરમાર દેવડા પ્રતાપસી અને હેમદેવે અહીંના મંદિર માટે બે ખેતરો આપ્યાં અને રા. મહીપાલના પુત્ર સુહડસિંહે મંદિરના તીર્થંકર દેવની યાત્રા કરી ૪૦૦ દ્રમ્મની ભેટ કરી હતી.[૩૮]

સં. ૧૩૫૦ના વાગીણ ગામના શિલાલેખથી જણાય છે કે, તે ગામના સોલંકીસમુદાયે મળીને ત્યાંના જિન-મંદિરના નિર્વાહ અર્થે પ્રત્યેક અરટ દીઠ અમુક કર નાખ્યો હતો.[૩૯]

સં. ૧૩૯૧ના દિયાણા ગામના શિલાલેખથી જણાય છે કે, રાજશ્રી તેજસિંહ અને મંત્રી કૂપાએ દિયાણાના મહાવીરદેવ માટે વાવડી ભેટ કરી હતી.[૪૦]

સં. ૧૪૪૨ના મૂંગથલાના શિલાલેખથી જણાય છે કે, રાજા કાન્હડદેવના પુત્ર વીસલદેવે મૂંગથલાના મંદિર માટે કંઈક ભેટ આપી હતી.[૪૧]

સં. ૧૬૫૯ના નાણાગામના શિલાલેખથી જણાય છે કે, રાજા અમરસિંહે નારાયણ નામના મંત્રીને નાણાગામ સમર્પણ કરેલું, તેમાંનો સાઈરાવનો અરટ એ મંત્રીએ નાણાના મંદિરને અર્પણ કર્યો હતો.[૪૨]

સં. ૧૮૭૬ના બ્રાહ્મણવાડાના તામ્રપત્રથી જણાય છે કે, સિરોહીના દરબાર શિવસિંહજીએ બ્રાહ્મણવાડાના મહાવીરદેવ માટે અરટ અને ઉપજનો કેટલોક ભાગ અર્પણ કર્યો હતો.[૪૩]

આ સિવાય બીજાં કેટલાંયે પ્રમાણો શોધીને મૂકી શકાય પરંતુ આપણી હકીકતને માટે આટલાં ઉદાહરણો પર્યાપ્ત ગણાય.

ઉપર્યુક્ત ઉલ્લેખોથી સ્પષ્ટ થાય છે કે, આ પ્રદેશના ગામોના નામ ઉપરથી અસ્તિત્વમાં આવેલા ગચ્છો અને જ્ઞાતિઓના પ્રભાવશાળી પુરુષોએ અહીંના સંસ્કૃતિ–નિર્માણ કાર્યમાં સમગ્ર રીતે યોગ આપ્યો હતો. એ જ રીતે બારમા–તેરમા સૈકા પછી અહીંના રાજકારણમાં મુસ્લિમોના કારણે પલટો આવ્યો ત્યારે ક્ષત્રિય જૈન વીરો આગળ આવ્યા અને મંત્રી, સેનાપતિ, ભંડારી આદિ અધિકારપદે રહીને પોતાની શક્તિ અને કુનેહ દ્વારા શાસનવ્યવસ્થા ટકાવી રાખવામાં મોટો ફાળો આપ્યો હતો, જેની નામપૂરતી નોંધ પણ ઉવેખી શકાય એમ નથી. કેટલાક શ્રેષ્ઠીઓનું મંત્રીપદ તો વંશપરંપરામાં ઊતરી આવતું હતું.

સોનગરાવંશીય મંડન મંત્રીના પૂર્વજોએ જુદે જુદે સ્થળે મંત્રીપદ શોભાવ્યાં હતાં એની હકીકત 'કાવ્યમનોહર' નામના ગ્રંથથી જણાય છે.

---

૩૬. 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભાગ ૨, લેખાંકઃ ૪૨૬,

૩૭. એજન, લેખાંકઃ ૪૦૨.

૩૮. 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈનલેખસંદોહ' લેખાંકઃ ૫૫.

૩૯. 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભાગ ૨, લેખાંકઃ ૪૨૫.

૪૦ 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈનલેખસંદોહ' લેખાંકઃ ૪૯૦.

૪૧. એજન. લેખાંકઃ ૫૧.

૪૨. એજન, લેખાંકઃ ૩૬૨.

૪૩. એજન, લેખાંકઃ ૩૦૪.

લગભગ તેરમા સૈકામાં જાલોરનો રહેવાસી આભૂ નામે જૈન શ્રેષ્ઠી પોતાની બુદ્ધિમત્તાથી ભારતના અંતિમ હિંદુ-સમ્રાટ પૃથ્વીરાજના પિતા સોમેશ્વરના મંત્રી તરીકે નિયુક્ત થયો હતો. એ આભૂનો પુત્ર અભયદ તેરમા સૈકામાં આનંદ ( સંભવતઃ અર્ણોરાજ )નો મંત્રી હતો. એ અભયદનો પુત્ર આંબડ તેરમા સૈકામાં જાલોરનો મુખ્ય અધિકારી હોય એમ જણાય છે, જેણે વિગ્રહેશને જાલોરના અધિકારપદે સ્થાપન કર્યા હતા. એ આંબડનો પુત્ર સહણપાલ તેરમા સૈકામાં મોજદીન બાદશાહના પ્રધાનોમાં મુખ્ય મંત્રી હતો, જેણે બાદશાહથી 'કુચ્છપતુચ્છ' દેશને ઉગારી લીધો હતો. એ સહણપાલનો પુત્ર નૈણા નામે હતો, જેને તેરમા સૈકામાં સુલતાન જલાલુદ્દીન બાદશાહે રાજ્યનો સમગ્ર કારભાર સોંપી દીધો હતો. એ નૈણાનો પુત્ર દુસાજુ ચૌદમા સૈકામાં ચંડ રાઉલના વિસ્તૃત રાજ્યનો મુખ્ય પ્રધાન હતો. તુઘલક ગયાસુદ્દીન બાદશાહે તેને આદરપૂર્વક બોલાવી 'મેરુતમાન' દેશ અર્પણ કર્યો હતો. એ દુસાજુના પુત્ર વીકાએ ચૌદમા સૈકામાં સપાદલક્ષના પ્રદેશમાં રાજ્ય કરતા શક્તિશાહ ( સંભવતઃ અહમદશાહ ) નામના રાજાને અને બીજા મળીને સાત રાજાઓને કેદ કરી લીધા હતા અને એ પ્રદેશ ઉપર ગયાસુદ્દીન બાદશાહનો અધિકાર સ્થાપન કર્યો હતો. મંત્રી વીકાજીની જૈનધર્મમાં પરમભક્તિ હતી. તેણે ચિતોડમાં પડેલા દુષ્કાળમાંથી લોકોને બચાવી લીધા હતા. એ વીકાનો પુત્ર ઝાંઝણ નાંદ્રીય( ગુજરાતનું નાંદોલ )ના રાજા ગોપીનાથનો મંત્રી હતો. પછીથી તે માંડૂ ( માંડવગઢ ) આવ્યો અને રાજકારણમાં તેના રાજ્યપ્રબંધની કુશળતા જોઈ આલમશાહે ( સંભવતઃ હુશંગગોરીએ ) તેને પોતાનો મંત્રી ( પંદરમા સૈકામાં ) બનાવ્યો. ઝાંઝણે જૈનધર્મમાં અનેક કાર્યો કર્યાં હતાં. એ ઝાંઝણને ચાહડ. બાહડ, દેહડ, પદ્મસિંહ, આલ્હૂ અને પાહૂ નામે છ પુત્રો હતા. બધાયે હુશંગગોરીના મંત્રીઓ હતા. ઝાંઝણના બીજા પુત્ર બાહડનો પુત્ર મંડન નામે હતો. તે પણ હુશંગગોરીનો મંત્રી હતો, જે વ્યાકરણ, સાહિત્ય, અલંકાર અને સંગીત આદિ શાસ્ત્રોમાં પ્રખર વિદ્વાન હતો. તેણે તે તે વિષયના ગ્રંથો બનાવેલા મળી આવે છે. બાદશાહની તેના પર ખૂબ પ્રીતિ હતી.

આજ રીતે બચ્છાવતના વંશજોમાં પણ પેઢીદર મંત્રીપદ ઊતરી આવ્યું હતું, તેમનાં નામો આ પ્રકારે મળી આવે છેઃ સગર, બોહિત્થ, શ્રીકરણ, સમધર, તેજપાલ, વીલ્હાજી, કડુવા, જેસલજી, બચ્છરાજજી, કર્મસિંહ, વરસિંહ, નગરાજ, સંગ્રામસિંહ, કર્મચંદ્ર, ભાગચંદ, લક્ષ્મીચંદ, અમરચંદ વગેરે. આ પૈકી બચ્છરાજજી મંડોવર નગરમાં રાજા ઋદ્ધમલજીના મંત્રી હતા. રાણા કુંભાએ જ્યારે ઋદ્ધમલજીને મારી નાખ્યા ત્યારે તેના પુત્ર જોધને મંડોર બોલાવી તેને રાજા તરીકેનો અધિકાર અપાવ્યો હતો.

ઋદ્ધમલજીના બીજા પુત્ર બીકાજીએ નવું રાજ્ય સ્થાપન કર્યું તેમાં બચ્છરાજજીએ સાથ આપ્યો હતો. સને ૧૪૮૮ મા બીકાજીએ બિકાનેર વસાવ્યું, તેમ બચ્છરાજજીએ 'બચ્છસાર' નામક એક ગામ વસાવ્યું હતું. તેણે જૈનધર્મની પ્રભાવનાનાં અનેક કાર્યો કર્યાં હતાં. એ બચ્છરાજજીના પુત્ર કરણસિંહને રાવ લૂણકરણજીએ પોતાનો મંત્રી બનાવ્યો હતો. તેણે વિ. સં. ૧૫૭૦ માં બિકાનેરમાં શ્રીનેમિનાથનું વિશાળ મંદિર બનાવ્યું હતું, જે અદ્યાપિ મૌજુદ છે.

એ કર્મચંદ્રના ભાઈ વરસિંહને અને તેની પછી તેના પુત્ર નગરાજજીને રાવ લૂણકરણે અને તે પછી થયેલા રાવ જૈતસીએ મંત્રીપદે નિયુક્ત કર્યા હતા. મંત્રી નગરાજજીએ જ્યારે શત્રુંજયની યાત્રા કરી ત્યારે ભંડારની અવ્યવસ્થા જોઈને તેનો વહીવટ પોતાના હાથમાં લઈ લીધો હતો. સં. ૧૫૮૨ માં પડેલા દુષ્કાળમાં લોકોને બચાવવા માટે તેણે સદાવ્રત ખોલ્યાં હતાં. તેણે પોતાના નામથી 'નગાસર' નામે એક ગામ વસાવ્યું હતું. એ નગરાજનો પુત્ર સંગ્રામસિંહ રાવ કલ્યાણમલજીના સમયમાં મંત્રી હતો. તેણે શત્રુંજયનો સંઘ કાઢયો હતો. એ સંગ્રામસિંહનો પુત્ર કર્મચંદ્ર રાવ રાયસિંહનો મંત્રી હતો. કર્મચંદ્ર કુશળ રાજનીતિજ્ઞ અને વિદ્વાન હતો. રાયસિંહ સાથે અણબનાવ થતાં કર્મચંદ્રને અકબર બાદશાહે દિલ્હી દરબારમાં ઊંચા અધિકારે નીમ્યો હતો.

અમરચંદ સુરાણા રાવ સુરતસિંહ ( સને ૧૭૮૭ થી ૧૮૨૮ )ના સમયમાં મંત્રી હતા. તેમણે ઘણી લડાઈઓમાં વિજય મેળવ્યો હતો.

એ જ રીતે શ્રેષ્ઠી ભારમલના વંશજોમાં પણ મંત્રીપદ વારસગત ઊતરી આવ્યું હતું. ભારમલ વિ. સં. ૧૬૧૦માં રણથંભોરના કિલ્લેદાર હતા. રાણા ઉદયસિંહના સમયે ભારમલ કવડિયા મંત્રીપદે નિમાયા હતા. આ ભારમલને તારાચંદ અને ભામાશાહ નામે બે પુત્રો હતા. ભારમલ પછી તારાચંદ રાણા ઉદયસિંહના મંત્રી બન્યા અને રાણા પ્રતાપસિંહના સમયમાં પણ મંત્રીપદે રહ્યા હતા. હલ્દીઘાટના યુદ્ધમાં તારાચંદ અને ભામાશાહ રાણા પ્રતાપની સાથે જ રહીને લડાઈમાં ઊતર્યા હતા. મંત્રી તારાચંદ છેવટે ગોલવાડ પ્રદેશના દંડનાયક નિમાયા હતા.

વીર ભામાશાહે રાણા પ્રતાપની સંકટાવસ્થામાં દેશાભિમાન અને સ્વામિભક્તિથી પ્રેરાઈને સ્વોપાર્જિત અખૂટ સંપત્તિ રાણા પ્રતાપને ચરણે ધરી દીધી હતી. એ સંપત્તિની સહાયથી જ પ્રતાપે પોતાનું રાજ્ય ફરીથી હસ્તગત કર્યું હતું અને રાણા પ્રતાપે એ સમયના રામા મંત્રીને દૂર કરી ભામાશાહને મંત્રીપદે નિયુક્ત કર્યા હતા. એનું સમર્થન એક કવિની આ પંક્તિમાં છે—" ભામો પરધાનો કરે રામો કીધો રદ " આથી જ ભામાશાહની દાનવીર અને મેવાડોદ્ધારક તરીકેની કીર્તિ આજ સુધી લોકહૃદયમાં સ્થાન પામેલી જોવાય છે. પં. ગૌરીશંકર ઓઝાજી કહે છે કે, "ભામાશાહનું નામ મેવાડમાં એટલું જ પ્રસિદ્ધ છે જેવું ગુજરાતમાં વસ્તુપાલ અને તેજપાલનું." રાણા પ્રતાપે ભામાશાહને મંત્રી બનાવ્યા એટલું જ નહિ પણ એના વંશમાં ભામાશાહના વંશજોને મંત્રીપદ મળે એવી કાયમી વ્યવસ્થા કરી. ભામાશાહ રાણા પ્રતાપના પુત્ર અમરસિંહના મંત્રીપદે ત્રણેક વર્ષ રહ્યા પછી તેમના પુત્ર જીવાશાહ મંત્રીપદે નિયુક્ત થયા. જીવાશાહની પછી તેમના પુત્ર અક્ષયરાજ મહારાણા કર્ણસિંહ અને જગતસિંહના સમયમાં મંત્રીપદે હતા.

મહારાણા રાજસિંહના સમયે શ્રેષ્ઠી દયાલદાસ મંત્રી હતા. તેણે ઔરંગઝેબની સામે લડાઈ આદરી વિજય મેળવ્યો હતો. એ વિજયના ઉપલક્ષમાં રાજસિંહે દયાલદાસની માગણી અનુસાર રાજનગરમાં મંદિર બાંધવાની પરવાનગી આપી. વીર દયાલદાસે રાજસમંદની પાસે ઊંચી ટેકરી ઉપર આદિનાથનો ચતુર્મુખ જિનપ્રાસાદ બંધાવ્યો; જે આજસુધી એની કીર્તિગાથા સંભળાવી રહ્યો છે. આ મંદિરની હદમાં કોઈ જીવવધ ન કરે એવું સં. ૧૭૪૯ના મહા સુદિના દિવસનું ફરમાન રાણા રાજસિંહે બહાર પાડયું હતું.

આ સિવાય બીજા કેટલાયે જૈન વીરો મંત્રીપદે હતા, એનો ઇતિહાસ મળી આવે છે.

મેવાડના મહારાણા લાખાના સમયમાં નવલખાગોત્રનો રામદેવ શ્રેષ્ઠી મંત્રી હતો. મહારાણા હમીરના સમયમાં જાલસિંહ નામે શ્રેષ્ઠી મંત્રીપદે હતો. મહારાણા કુંભાના સમયે બેલા ભંડારી, ગુણરાજ, રત્નસિંહ, ધરણાશાહ આદિ પ્રધાનો હતા. મહારાણા વિક્રમાદિત્યના સમયમાં કુંભલગઢનો કિલ્લેદાર આશાશાહ નામે હતો; જેણે મહારાણા ઉદયસિંહ શરણાગત થતાં તેમને અભયદાન આપ્યું હતું.

સં. ૧૫૧૫માં જ્યારે મહારાજા જોધાજી મંડોરથી જોધપુર આવ્યા ત્યારે જૈન શ્રેષ્ઠી મહારાજજીને તેમણે દીવાન બનાવ્યા હતા. તેમની કામગીરીથી પ્રસન્ન થયેલા જોધાજીએ સં. ૧૫૨૬માં ફતેહપોળની નજીક તેમને રહેવા માટે હવેલી બનાવી આપી હતી. મહારાજા જોધાજીના સેનાપતિઓ નારોજી અને સમરોજી નામે જૈન શ્રેષ્ઠીઓ જ હતા.

મહારાણા ગજસિંહના સમયે માના ભંડારી, અજિતસિંહના રઘુનાથ ભંડારી અને તે પછી ખીમસિંહ ભંડારી, અનૂપસિંહ, પોમસિંહ, સૂરતરામ, ગંગારામ, રત્નસિંહ, લક્ષ્મીચંદ, પૃથ્વીરાજ, બહાદુરમલ, કિશનમલ વગેરે ભંડારીપદે નિયુક્ત હતા.

સં. ૧૬૫૮માં મહારાજા કૃષ્ણજીએ કૃષ્ણગઢ વસાવ્યું અને મહેતા રાયચંદને મંત્રી બનાવ્યા. તેમના નાનાભાઈ શંકરમણિને પણ ઊંચા હોદ્દે નિયુક્ત કર્યા બંનેની શાસનવ્યવસ્થાથી પ્રસન્ન થયેલા રાજવીએ તેમને માટે બે હવેલીઓ બંધાવી આપી; જે આજે પણ બડીપોળ અને છોટીપોળ નામે ઓળખાય છે. મહેતા રાયચંદજીએ કૃષ્ણગઢમાં સં. ૧૬૭૦માં એક જૈન મંદિર બંધાવ્યું અને સં. ૧૬૭૨માં તેની પ્રતિષ્ઠા કરાવી. મહારાજા માનસિંહજી પોતાના વૃદ્ધ અને અનુભવી મહેતા રાયચંદ ઉપર ખૂબ પ્રસન્ન રહેતા. આથી તેમણે પાલડી ગામ તેમને બક્ષિસમાં આપ્યું હતું. સં. ૧૭૨૩ માં રાયચંદ્ર મંત્રી સ્વર્ગસ્થ થયા હતા. મહારાજા માનસિંહજીના રહસ્યમંત્રી મહેતા વૃદ્ધભાણજી હતા. તેમના પુત્ર કૃષ્ણદાસજી મહેતા તેમના દીવાનપદે હતા. તેમની કામગીરીથી ખુશ થઈ રાજાએ તેમને બુહારુ ગામ ભેટમાં આપ્યું હતું.

એ પછી કૃષ્ણદાસજી, આસકરણજી, દેવીચંદ્રજી, ચેનસિંહજી, અચલોજી, જયમલજી, નેણસી (જેમણે 'નેણસીરી ખ્યાત' નામે ઐતિહાસિક ગ્રંથ લખ્યો છે), સુંદરદાસ, કરમસી, વૈરસીજી, સંગ્રામસિંહજી, જ્ઞાનમલજી, નવલમલજી વગેરેએ દીવાનગીરી જેવા ઊંચા હોદ્દાઓ પ્રાપ્ત કરી પેઢીદર અધિકાર ભોગવી દેશની સુરક્ષા દ્વારા ધર્મની રક્ષા કરી હતી અને જૈનધર્મી તરીકે સાખ વધારી હતી.

આટલાં માત્ર નામપૂરતાં ઉદાહરણોથી રાજસ્થાનના સાંસ્કૃતિક, ધાર્મિક, સાહિત્યિક અને રાજનૈતિક ઇતિહાસમાં જૈનોએ દિલથી કેવો અને કેટલો યોગ આપ્યો હતો એ સમજવું સરળ થઈ પડે છે.

★

# ૭૯. મંડોર

(કોઠા નંબર : ૨૦૩૯–૨૦૪૧)

જોધપુરથી ૫ માઇલ દૂર મંડોર નામે સ્ટેશનનું ગામ છે. આનું પ્રાચીન નામ માંડવ્યપુર અને મંડોવર પણ મળી આવે છે. કેટલાકના કહેવા પ્રમાણે મયદાનવે આ નગર વસાવ્યું હતું; જ્યારે બીજાઓના કહેવા પ્રમાણે માંડૂ ઋષિનો અહીં આશ્રમ હતો તેથી તેમના નામે આ ગામ વસ્યું. ગમે તે હોય પણ ઇતિહાસ કહે છે, કે મારવાડની પ્રાચીન રાજધાનીનું આ નગર હતું. પ્રતીહારવંશી રાજાઓ અહીં રાજ્ય કરતા હતા. આ પ્રતીહારવંશી રાજાઓનો એક શિલાલેખ જોધપુરથી વીશેક માઇલ દૂર આવેલા ઘટિયાળા ગામથી મળી આવ્યો છે; જે મારવાડમાંથી મળી આવેલા શિલાલેખોમાં સૌથી પ્રાચીન છે. વિ. સં. ૯૧૮ માં લખાયેલો આ લેખ પ્રાકૃત ભાષામાં શ્લોકબદ્ધ છે અને એ પ્રદેશમાં પ્રસરેલા જૈનધર્મની મહત્તા ઉપર અગત્યનો પ્રકાશ પાડે છે.[1] પં. રામકર્ણજી કહે છે કે, “આ શિલાલેખના ૧૯ મા પદ્યમાં નક્ષત્ર વારાદિ સહિત સંવત લખીને, તે પછી જિનમંદિર બંધાવનાર પ્રતીહાર કક્કુક મહારાજનાં કેટલાંયે ઉત્તમ કામોનું વર્ણન કરી કક્કુકે જિનમંદિર બંધાવી ધનેશ્વરગચ્છને સમર્પણ કર્યાનું જણાવ્યું છે. આ કક્કુક નાહડરાય એ નામથી પ્રસિદ્ધ પ્રતીહાર નાગભટનો વંશજ હતો, જેનો સમય સાતમી શતાબ્દી હોવો જોઈએ.[2] કક્કુકના શિલાલેખમાં સંવત્સર અને જિનચૈત્ય વિષયક ગાથાઓ આ છે:—

“वरिसणमु अ णवसुं अट्ठारेह समग्गलग्गेसु चेतम्मि। णक्खत्ते विहुहत्थे बुहवारे धवलबीआए ॥१९॥
तेण सिरिकक्कुएणं जिणस्स देवस्स दुरिअनिद्दलणं। कारविअं अचलमिमं भवणं भत्तीए सुहजणयं ॥२२॥
अप्पिअमेअं भवणं सिद्धस्स धणेसरस्स गच्छम्मि ॥”

—વિ. સં. ૯૧૮ (ઈ. સ. ૮૬૧) ના ચૈત્ર સુદિ ૨ ને બુધવારે હસ્ત નક્ષત્રમાં શ્રીકક્કુક રાજાએ પાપનો નાશ કરનારું અને સુખ આપનારું દૃઢ એવું શ્રીજિનેશ્વરદેવનું મંદિર ભક્તિપૂર્વક બનાવ્યું અને સિદ્ધ એવા ધનેશ્વરના ગચ્છને આ મંદિર અર્પણ કર્યું.

પ્રતીહાર (પડિહાર) કક્કુકે પોતાની કીર્તિ ચિરસ્થાયિની બનાવી રાખવા માટે જિનેશ્વરના મંદિરમાં આ શિલાલેખ લગાવ્યો હતો. આ કક્કુક મહારાજનો બીજો લેખ એ જ સંવતનો એ જ સ્થાનમાંથી મળી આવ્યો છે. તેનાથી જણાય છે કે, આ રાજા માત્ર જૈન જ નહોતો પરંતુ વિદ્વાન પણ હતો. કેમકે એ (બીજા) શિલાલેખની અંતે એક શ્લોક લખીને તે પછી જણાવ્યું છે કે, આ શ્લોક સ્વયં કક્કુક મહારાજે બનાવ્યો છે.

એ પડિહારવંશી રાજાઓએ વિ. સં. ૧૪૩૮ સુધી રાજ્ય કર્યું હતું. પં. શ્રીગૌરીશંકર ઓઝાજી અહીંનાં સ્થાપત્યો વિશે જણાવે છે કે—“અહીં ઘણાં પ્રાચીન મંદિરોનાં ધ્વંસાવશેષો પડ્યાં છે; એમાં બહુ પ્રસિદ્ધ બે માળના જૈન મંદિરનું મકાન ઉત્તર દિશામાં છે. આમાં ઘણી ઓરડીઓ (દેરીઓ) છે. મંદિરમાં પ્રવેશતાં દરવાજાના ગોખલામાં ૪ જૈન મૂર્તિઓ છે અને ૮ જિનમૂર્તિઓ અંદરની વેદીમાં કોરેલી છે. અહીં એક મોટો શિલાલેખ દબાયેલો પડ્યો છે. આના સ્તંભો દશમી શતાબ્દીના પ્રાચીન છે.”

ઉપર્યુક્ત બંને અવતરણોથી આ નગરની અને જૈન મંદિરોની પ્રાચીનતાનું સૂચન મળે છે. કક્કુક જેવા જૈન રાજવીના સમયમાં અને કિલ્લા ઉપરનાં લગભગ ૧૦૦૦ વર્ષ પુરાણાં અવશેષો ઉપરથી આ નગરમાં તે તે સમયે જૈનોની આબાદી અને સમૃદ્ધિ કેટલી હશે એનું અનુમાન સહેજે કરી શકાય એમ છે.

---

૧. “જૈન સાહિત્ય સમ્મેલન–અંક”માં ‘મારવાડકે સબસે પ્રાચીન લેખ.’ પૃ. ૧—૮

૨. નાહડરાય જેણે નાંડોલ, સત્યપુર (સાચોર) આદિમાં મંદિરો બંધાવી મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરાવેલ છે, પરંતુ “વિવિધતીર્થકલ્પ”ના ‘સત્યપુરતીર્થકલ્પ’માં એ મૂર્તિપ્રતિષ્ઠાનો સંવત્ વીર નિર્વાણથી ૬૦૦ વર્ષ વીત્યા પછીનો બતાવ્યો છે, જ્યારે એ જ નામના નાહડરાય આ શિલાલેખથી વિક્રમના સાતમા સૈકામાં થયાનું જણાય છે. શું વિવિધતીર્થકલ્પના નાહડરાય અને આ શિલાલેખના નાહડરાય એક છે કે અલગ? એનો નિર્ણય કરવાજેવો છે. જો એ બે એક જ હોય તો સાતમો સૈકો વીરનિર્વાણ સંવતનો નહિ પરંતુ વિક્રમસંવતનો ગણવો જોઈએ.

આબુના 'વિમલવસહી'માંથી મળી આવેલા સં. ૧૩૬૮ના શિલાલેખથી જણાય છે કે, આ માંડવ્યપુરના રહીશ ગોસલના પુત્ર ધનસિંહ, તેના પુત્રો વીજડ આદિ છ ભાઈઓ અને ગોસલના ભાઈ ભીમાના પુત્ર મહણસિંહ, તેના પુત્ર લાલિગ વગેરે ત્રણ ભાઈઓએ મળીને એ વિમલવસહી મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.[3] આ ઉપરથી જણાય છે કે મંડોરમાં ચૌદમા સૈકામાં જૈનોની સારી આબાદી હતી.

પં. મહિમાએ લગભગ ૧૮મા સૈકામાં રચેલી "તીર્થમાળા"માં જણાવ્યું છે કે—

"મંડોર ગામની ડુંગર રે, માયા ત્રિણિ પ્રાસાદ રે; એકાવન પ્રતિમા ભલી રે. લાલ ગગાણી રચું વાદ રે"[4]

આજે તો અહીં એકે જૈનનું ઘર નથી પરંતુ ૧ જૈન ધર્મશાળા, ૧ ઉપાશ્રય અને ૪ શિખરબંધી મંદિરો મોજુદ છે.

૧. બગીચાની પાછળ આવેલા સૌથી મોટા શિખરબંધી મંદિરમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૨ હાથ ઊંચી પીળા વર્ણની એક પ્રતિમા છે. તેના ઉપર આ પ્રકારે લેખ છેઃ—

"श्रीजिनदेवसूरि श्रीजिनसंघसूरि श्रीजिनचंद्रसूरिपट्टे श्रीजिनहर्षसूरि आ० श्रीलक्ष्मीकुशल सं० १७२२ वर्षे महा वदि ८ सोमे महाराजाधिराजश्रीजसवंतसिंहजी कुंवरपृथ्वीसिंह मेघराजविजयराज्ये ओसवालज्ञातीयभंडारी भानाजी पुत्र नारायण तत्पुत्र भं. ताराचंदेन पुत्रपौत्रादियुतेन श्रीपार्श्वनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीबृहत्खरतरगच्छे ॥"

આ શિલાલેખથી જણાય છે કે, કાપરડાનું સ્વયંભૂ પાર્શ્વનાથનું મંદિર કરાવનાર ભંડારી ભાણાના જ પુત્ર નારાયણ અને તેના પુત્ર તારાચંદે આ મૂર્તિ સં. ૧૭૨૨માં ભરાવીને પ્રતિષ્ઠિત કરાવી છે.

૨. ઉપર્યુક્ત સ્થળે જ બીજું મંદિર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું છે, જે સં. ૧૭૫૦માં શ્રીસંઘે બંધાવ્યું છે.

૩. મંડોરથી જોધપુર તરફની સડકે ડાબી બાજુએ ત્રીજું મંદિર આવેલું છે. તેમાં શ્રીશાંતિનાથ ભગવાનની શ્વેતવર્ણી ૧ ફૂટ ઊંચી પ્રતિમા બિરાજમાન છે. એક આચાર્યની મૂર્તિ પણ વિદ્યમાન છે. આ મંદિરની પાછળ એક છત્રીમાં દાદાજીનાં પગલાં છે, જેની સં. ૧૯૦૪માં પ્રતિષ્ઠા થયેલી છે.

૪. દાદાવાડીમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ચોથું મંદિર ઘૂમટબંધી છે. શ્રીસંઘે સં. ૧૯૫૦માં બંધાવેલું છે.

અહીં નાગાદરી નદીના તટ પર એક જ હારમાં રાવ માલદેવ, રાવ ઉદયસિંહ, સવાઈ રાજા સૂરસિંહ, રાજા ગજસિંહ, મહારાજા જસવંતસિંહ અને મહારાજા અજિતસિંહનાં મોટાં વિશાળ સમાધિમંદિરો બનેલાં છે, જે સં. ૧૬૪૭ થી ૧૮૫૯ સુધીમાં બંધાવાયાં છે. આવા પ્રકારનાં સમાધિમંદિરોની રચના બીજે ક્યાંય જોવામાં આવતી નથી. આની પાસે એક વીરભવન છે, જેમાં દેવ, દેવીઓ અને વીરોની ૧૬ મૂર્તિઓ છે. આની પાસેના એક સ્તંભવાળો મહેલ દર્શનીય છે, જે મહારાજા અજિતસિંહ રાઠોડે બંધાવ્યો છે.



# ૮૦. જેસલમેર

## ( કોઠા નંબર : ૨૦૫૫–૨૦૭૪ )

રાજપૂતાનાના પશ્ચિમ ભાગમાં જોધપુરથી ૧૪૦ માઈલના અંતરે જેસલમેરનો કસબો આવેલો છે. રાવલ જૈસવાલે વિ. સં. ૧૨૧૨માં પોતાના નામ પરથી જેસલમેર વસાવી કિલ્લો બંધાવ્યો છે. ભારત અને પાકીસ્તાનનાં ભાગલાં પડ્યાં તે પહેલાં લૂણી–હૈદ્રાબાદ રેલ્વે લાઈનના બાડમેર સ્ટેશનથી ૧૧૦ માઈલ દૂર વાહનમાર્ગે જવું પડતું; પરંતુ ભાગલાં પડ્યા પછી જેસલમેરનો બધો વ્યવહાર જોધપુર–પોકરણ લાઈનમાં આવેલા જોધપુર રેલ્વેના છેલ્લા

---

૩. "શ્રીઅર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ" લેખાંક : ૧.
૪. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ" પૃ. ૫૮, કડી. ૬.

પોકરણ સ્ટેશનથી થાય છે. અહીંથી પશ્ચિમે ૭૦ માઈલ દૂર જેસલમેર આવેલું છે. ત્યાં જવા માટે સ્ટેશનથી વાહનો મળે છે.

શહેરના મધ્યમાં જ પટવાઓની કળામય હવેલીઓની નજીક એક શ્વેતાંબર જૈન ધર્મશાળા છે. તેમાં જ જેસલમેર, અમરસાગર અને લોદ્રવા તીર્થનો વહીવટ કરનારી પેઢી છે, જે 'જૈન શ્વેતાંબર પાર્શ્વનાથભંડાર'ના નામે ઓળખાય છે.

જેસલમેરના કિલ્લામાં આવેલાં કોરણી-ઘોરણીના અદ્ભુત નમૂના જેવાં ૮ જૈનમંદિરો અને શહેરમાં આવેલાં-૧ શિખરબંધી અને ૭ ઘર દેરાસરો ઉપરાંત જેસલમેરનું વિશિષ્ટ આકર્ષણ તો અહીંના પ્રાચીન ગ્રંથભંડારોના કારણે પણ છે. ૭ જ્ઞાનભંડારો અહીં વિદ્યમાન છે.

(૧) બૃહદ્ભંડાર: કિલ્લામાં આવેલા શ્રીસંભવનાથ ભગવાનના મંદિરના ભોંયરામાં તાડપત્રીય પ્રાચીન ગ્રંથોનો ભંડાર છે. આ ભંડારનું બૃહત્ સૂચીપત્ર 'ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ, વડોદરા'થી પ્રગટ થઈ ચૂક્યું છે.

(૨) તપાગચ્છીય ભંડાર: શહેરમાં આવેલા તપાગચ્છીય ઉપાશ્રયમાં છે.

(૩) આચાર્યગચ્છીય ભંડાર: આચાર્યગચ્છના મોટા ઉપાશ્રયમાં છે.

(૪) બૃહત્ ખરતરગચ્છીય ભંડાર: ભટ્ટારકગચ્છના ઉપાશ્રયમાં છે.

(૫) લોંકાગચ્છીય ભંડાર: લોંકાગચ્છના ઉપાશ્રયમાં છે.

(૬) ડુંગરશી જ્ઞાનભંડાર: યતિ ડુંગરશીના ઉપાશ્રયમાં છે.

(૭) થીરુશાહ શેઠનો ભંડાર: થીરુશાહ શેઠની હવેલીમાં છે.

આ ભંડારોમાં અનેક વિષયના પ્રાચીન ગ્રંથો જૈનોએ સુરક્ષિત રીતે સંઘરી રાખ્યા છે. જૈન શાસ્ત્રોના પ્રાચીન ગ્રંથો ઉપરાંત ભારતીય સાહિત્યના સર્વ વિષયના ગ્રંથો અહીંથી ઉપલબ્ધ થાય છે. બૌદ્ધ દર્શનના અતિવિરલ ગ્રંથો પણ આ ભંડારમાંથી સાંપડ્યા છે. સિવાય પ્રસિદ્ધ એવા જૈનેતર સંસ્કૃત સાહિત્યના બીજે ક્યાંયથી મળી ન શકે એવા ગ્રંથોની લખાયેલી પ્રાચીન પ્રતિઓ પણ આ ગ્રંથભંડારોમાં જળવાઈ રહી છે. અતિશયોક્તિ વિના કહી શકાય કે, જેસલમેર અને પાટણમાં સચવાયેલી તાડપત્રીય પ્રતો કરતાં વધારે જૂની પ્રતિઓ ભારતમાં બીજે ક્યાંયથી ભાગ્યે જ મળી આવે. છપાયેલા ગ્રંથોના શુદ્ધીકરણ માટે પણ આ પ્રતિઓનું મૂલ્ય જરાયે ઓછું નથી. આથી જૈનેતરો માટે પણ જેસલમેરનું આકર્ષણ એક 'વિદ્યાતીર્થ' જેવું બની ગયું છે.

ભારતમાં જ્યારથી શોધખોળનાં દ્વાર મોકળાં થયાં ત્યારથી જેસલમેરે સંશોધકોનું ભારે આકર્ષણ કર્યું છે. કેટલાયે ગ્રંથો નષ્ટ થયા કે લુપ્ત થયા છતાંયે કોઈ પણ વિદ્વાનની તૃષા છીપાવે એવું આ તીર્થ ભારતમાં અદ્વિતીય પ્રસિદ્ધિ મેળવી ચૂક્યું છે. કર્નલ ટોડ, ડૉ. બુહલર, ડૉ. હર્મન યાકોબી, પં. હીરાલાલ હંસરાજ, ડૉ. ભાંડરકર, શ્રીચીમનલાલ દલાલ, પં. લાલચંદ્ર ગાંધી, શ્રીજિનવિજયજી વગેરે પુરાતત્ત્વપ્રેમીઓએ આ ગ્રંથભંડારોને જુદી જુદી દૃષ્ટિએ અવલોક્યા છે, પરંતુ છેવટે વિદ્વદ્વલ્લભ મુનિરાજ શ્રીપુણ્યવિજયજીએ આનો વ્યાપક દૃષ્ટિએ ઉપયોગ કરવાનું મહત્ત્વનું કાર્ય કર્યું છે. મતલબ કે, તેમના પ્રયત્ન પછી બીજાઓને માટે નવું જાણવા જેવું ભાગ્યે જ હવે બાકી બચ્યું હોય!

જેસલમેર આજે તો ત્યજાયેલા શહેર જેવું છે. આખા શહેરમાં ઊભેલાં ભવ્ય મકાનોમાં હવે તો માત્ર દશ ટકા વસ્તી જોવાય છે. એક કાળે અહીં જૈનોની વસ્તી પુષ્કળ હતી એમ પણ એ કહેવા જાય છે. જૈન મંદિરો, ભંડારો, ૧૮ ઉપાશ્રયો વગેરે ધાર્મિક સ્થાનો અસલના જૈનોના ઐશ્વર્ય, સામર્થ્ય અને ભક્તિની પ્રતીતિ કરાવી રહ્યાં છે. અહીંના ધનાઢ્ય પટવાઓએ બંધાવેલી પથ્થરની ભવ્ય હવેલીઓમાં આલેખેલી શિલ્પકળા એમની સંસ્કારપ્રિયતા સૂચવી રહી છે. માત્ર હવેલીઓમાં જ નહિ પરંતુ સામાન્ય મકાનોમાં પણ પ્રાયઃ ભાગ્યે જ કોઈ એવું મકાન હશે જેમાં કળામય આકૃતિવાળા ઝરુખા અને જાળીઓ ન હોય. આ દૃષ્ટિએ જેસલમેરનું આવું પથ્થરનું સ્થાપત્ય આખાયે રાજસ્થાનમાં ભાગ્યે જ જોવા મળે છે.

સામાન્ય મકાનોથી ઉપાશ્રયોને જુદી રીતે ઓળખાવી શકાય એ માટે ઉપાશ્રયના બારસાખમાં મંગળચિહ્ન તરીકે વચ્ચે કુંભ અને તેની બંને બાજુએ હાથીઓની આકૃતિનો સંકેત સૂચવ્યો છે. વાસ્તુનિર્માણની આવી વિભાગીય

યોજનાપ્રણાલીનો નમૂનો બીજાઓ માટે પણ નોંધવાયોગ્ય ગણાય. વળી, કેટલાયે ધનકુબેરોની હવેલીઓમાં પોતાનાં ગૃહમંદિરો હતાં, એમાંના આજે કેટલાંક તો મોજુદ છે.

ટૂંકામાં—એક કાળના ઐશ્વર્ય અને સંસ્કારસંપન્ન આ ભવ્ય નગરમાં આજે માત્ર જૈનોનાં વીશેક ઘરો ખુલ્લાં છે, તેમાંયે પુરુષવર્ગ તો ઓછો જ છે.

જેસલમેરના સ્થાપનાકાળથી જૈન તીર્થ તરીકે આ નગર જાણીતું છે, એટલે અહીંનાં મંદિરો ઓછામાં ઓછાં એટલાં પ્રાચીન હોવાં જોઈએ, પરંતુ પાછળથી થયેલા જીર્ણોદ્ધારોમાં એની પ્રાચીનતાનાં ચિહ્નો સાવ ભૂંસાતાં ગયાં છે. શ્રીસમયસુંદર ઉપાધ્યાય આ તીર્થનું સ્મરણ કરાવતાં નોંધે છે:—

"જેસલમેર જુહારીએ દુઃખ વારીએ રે, અરિહંત બિંબ અનેક; તીરથ તે નમું રે."

(૧) કોઠારી પાડામાં આવેલું શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું સૌધશિખરી બે માળનું મંદિર દર્શનીય છે. આ મંદિર 'તપાગચ્છીય મંદિર' નામે ઓળખાય છે. શહેરમાં આવેલાં બીજાં મંદિરો કરતાં આ મંદિર મોટું છે. નીચેના ભાગમાં શ્રીસુપાર્શ્વનાથ ભગવાન તેમજ શ્રીસીમંધરસ્વામીના બે ગભારાઓ છે, જ્યારે માળ ઉપર શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાન અને સંકટહરા પાર્શ્વનાથ ભગવાન મૂળનાયક તરીકે વિરાજમાન છે. થાંભલાઓમાં પક્ષીઓના આકારો દર્શનીય છે. તપાગચ્છનો હસ્તલિખિત ભંડાર અહીં છે. મોટા પીળા પાષાણ પર કોતરેલી ૪૦ પંક્તિઓની મોટી પ્રશસ્તિ છે. એ મુજબ સં. ૧૮૬૯ના વૈશાખ સુદિ ૩ના દિવસે શ્રીસંઘે આ મંદિરની પ્રતિષ્ઠા કરાવી છે.[૧]

(૨-૩) આચાર્યગચ્છના ઉપાશ્રયમાં શ્રીવિમળનાથ ભગવાનનું અને ભટ્ટારકગચ્છના ઉપાશ્રયમાં શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. બહત્ ખરતરગચ્છનો ભંડાર અહીં છે. સં. ૧૧૦૧ની સાલની અંબિકાની ધાતુમૂર્તિ છે.[૨] (૪-૫) પટવાઓની હવેલીમાં શેઠ હિંમતરામ બાફણાએ અને શેઠ અખયરાજજીએ બંધાવેલાં ગૃહમંદિરો છે. (૬) ભૈયા પાડામાં શેઠ ચાંદમલજીની હવેલીમાં ત્રીજે માળે, (૭-૮) મહેતા પાડામાં શેઠ રામસિંહ મૂતાનું બીજે માળે અને ધનરાજજી મૂતાનું ઘર દેરાસર છે, જે સં. ૧૮૯૩માં પ્રતિષ્ઠિત થયું લાગે છે. (૯) શેઠ થીરુશાહની હવેલીમાં બીજે માળે એક સુંદર ઘર દેરાસર છે.

જેસલમેર નગરને અડીને આવેલી એક ટેકરી ઉપર જેસલમેરનો ભવ્ય કિલ્લો છે. આમાં પ્રવેશમાર્ગ તરીકે ચાર દરવાજાઓ થોડે થોડે છેટે આવેલા છે, જેને અખયપોળ, સૂરજપોળ, ગણેશપોળ અને હવાપોળ નામે લોકો ઓળખે છે. કહેવાય છે કે, અંદરના કિલ્લાનો કોટ અને રાજમહેલ સાંડાશા નામના શ્રેષ્ઠીએ બંધાવ્યા હતા. સૂરજપોળમાં આવેલા રાજમહેલની એક ભીંત ઉપર સં. ૧૫૧૨નો એક શિલાલેખ છે, જેમાં રાઉલ દેવીદાસના રાજ્યમાં અમરકોટ પાડીને ત્યાંથી ઈંટો લાવી અહીંની ભીંત કરાવ્યાનું જણાવ્યું છે.

હવાપોળમાં પેસતાં એકીસાથે આવેલાં પીળા પથ્થરમાં બાંધેલાં ૭ જૈન મંદિરોનું ઝૂમખું શત્રુંજયની એકાદ ટૂંકનો ખ્યાલ આપી દે છે અને ધર્મવીર જૈનોના શિલ્પપ્રેમ માટે પોતાની સંપત્તિનો છૂટે હાથે ઉપયોગ કર્યાનું જીવંત ચિત્ર ખડું કરી દે છે. ૮ મું એક મંદિર હવાપોળની પાસે અલગ છે. આ રીતે કુલ આઠ મંદિરો કોટમાં જૈનોના રાજ્યની પ્રતીતિ કરાવી રહ્યાં છે.

૧. શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર—બધાં દેવપ્રાસાદોમાં મુખ્ય છે. ત્યાં જવા માટે એક નાના દરવાજામાં પ્રવેશતાં શિલ્પકૃતિઓથી ભરેલા બે વિશાળ સ્તંભો ઉપર ગોઠવાયેલું પાષાણનું ભવ્ય કળામય તોરણ નજરે પડે છે; જેમાં વચ્ચે તીર્થંકરની પદ્માસનસ્થ મૂર્તિઓ અને બાજુમાં વાજિંત્ર સાથેની નૃત્યપૂતળીઓ જોવાય છે. તેમાંથી પસાર થઈ મંદિરના દ્વારમાં પ્રવેશ કરવા માટે આઠેક પગથિયાં ચડવાં પડે છે. પ્રવેશદ્વારમાં શૃંગારચોકીની છતમાં અદ્ભુત કોતરણીવાળાં સ્વરૂપો આલેખાયેલાં જોવાય છે અને ત્રણ તોરણોમાં પણ

---

૧. "जेसलमेरभाण्डागारीयग्रन्थानां सूची," પરિશિષ્ટ: ૨૨, પૃ. ૭૭

૨. 'જૈન લેખસંગ્રહ' ખંડ: ૩, લેખાંક: ૨૪૮૯

તીર્થંકરની મૂર્તિઓ કોરેલી છે. વળી, પ્રવેશદ્વારની બારસાખમાં મંગળમૂર્તિ તરીકે શ્રીપાર્શ્વનાથ ભગવાનની આકૃતિ નજરે પડે છે.

મંદિરમાં મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, ભમતીની ૫૧ દેવકુલિકાઓ, શૃંગારચોકી અને શિખરબંધી ભવ્ય રચના કરેલી છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની લેપમય મૂર્તિ બિરાજમાન છે. ગૂઢમંડપમાં શ્રીઅંબિકાદેવીની પાષાણમય પ્રતિમા અને ધાતુની ૪ મૂર્તિઓ પધરાવેલી છે; તેમાંની એક શ્રીસુમતિનાથ ભગવાનની પ્રતિમા સં. ૧૫૩૬ માં પાટણનિવાસી સં. ધણપતિએ ભરાવેલી અતિમનોહર છે.[૩] વળી, પાષાણની શ્રીપાર્શ્વનાથ ભગવાનની બે કાઉસગ્ગિયા મૂર્તિઓ પણ સુંદર છે. ઢીંચણથી નીચેના ભાગ સુધી આડા પથ્થરો ચણી લીધેલા હોવાથી તેના પરના લેખો વાંચી શકાતા નથી. અહીં એક ધાતુમૂર્તિ ઉપર સં. ૧૧૪૭ ની સાલનો કૃત્રિમ લેખ છે,[૪] જ્યારે મૂર્તિરચના અને લિપિ પાછળના કાળનાં પ્રતીત થાય છે.

સભામંડપની છતમાં અને આઠે થાંભલા ઉપર નૃત્ય કરતી જુદી જુદી શિલ્પીય આકૃતિઓ કોરેલી છે. આઠે થાંભલાની વચ્ચે કળામય એકેક તિલકતોરણ છે અને બહારનું એક તોરણ ગણતાં આ મંદિરને 'નવતોરણિયું મંદિર' કહે છે. સભામંડપમાં પીળા પાષાણના ૫×૨ાા ફીટ ઊંચાઈ–પહોળાઈવાળા ચાર પટ્ટો પૈકી ત્રણ નંદીશ્વર દ્વીપના અને એક શત્રુંજય અને ગિરનારનો પટ્ટ છે. ચારે ઉપર સં. ૧૫૧૮ ની સાલના લેખો છે.[૫] શત્રુંજય અને ગિરનારનો પટ્ટ શિલ્પકળાની દૃષ્ટિએ અતિમહત્ત્વનો અને નમૂનેદાર છે. ભમતીની બધી દેવકુલિકાઓની બારસાખમાં સં. ૧૪૭૩ ના લેખો છે, જેમાં જુદા જુદા શ્રેષ્ઠીઓએ કરાવેલી દેરીઓના ઉલ્લેખો છે.

મંદિરના ગર્ભગૃહના મંડોવરમાં તીર્થંકર મૂર્તિઓ ઉપરાંત દેવાંગનાઓનાં રૂપો પણ આલેખ્યાં છે. એકંદર આ મંદિરના સભામંડપના સ્તંભો અને તોરણો વગેરેમાં શિલ્પકળાના અભ્યાસી માટે અખૂટ સામગ્રી ભરી પડી છે.

મંદિરની ભમતીમાંથી શ્રીસંભવનાથ જિનાલયમાં જવાના માર્ગે દરવાજાના બારણાની પાછળ પ્રશસ્તિઓના બે શિલાલેખો વિદ્યમાન છે.[૬] એનાથી જણાય છે કે, સં. ૧૪૫૯માં ખરતરગચ્છીય શ્રીજિનરાજસૂરિના ઉપદેશથી શ્રીસાગરચંદ્રસૂરિએ મંદિરનું શિલારોપણ કરાવ્યું હતું અને ૧૪ વર્ષે એ મંદિર તૈયાર થતાં સં. ૧૪૭૩માં રાઉલ લક્ષ્મણસિંહના સમયે ઓશવંશના રાંકાગોત્રીય શ્રેષ્ઠી જયસિંહ અને નરસિંહ વગેરેએ શ્રીજિનવર્દ્ધનસૂરિના હાથે એની પ્રતિષ્ઠા કરાવી હતી.[૭] મંદિરનું નામ એ રાજવીના નામ ઉપરથી 'લક્ષ્મણવિહાર' રાખવામાં આવ્યું હતું.[૮]

૨. શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર:—આ મંદિરના ભોંયરામાં જગતવિખ્યાત તાડપત્રીય ગ્રંથભંડાર છે, જેના વિશે અગાઉ કહેવાઈ ચૂક્યું છે. આ મંદિરમાં પ્રવેશતાં પીળા પાષાણની એક તપપટ્ટિકા ૩૫×૨૨ ઇંચ ઊંચી–પહોળી જોવાય છે. તેના ઉપર સં. ૧૫૦૫ નો લેખ ઉત્કીર્ણ છે.[૯] વળી, ભંડારમાં જવાની નિસરણીના ઉપરના ભાગમાં આરસમાં કોતરેલા શ્રીશત્રુંજય અને ગિરનારના સુંદર પટ્ટોનાં દર્શન થાય છે. ઉપરના ભાગમાં મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાન અને બીજા તીર્થંકરની મૂર્તિઓ બિરાજમાન છે. આ મંદિરના સભામંડપનો ઘૂમટ ખરેખર, દર્શનીય છે.

---

૩. જૈન લેખ સંગ્રહ: ખંડ: ૩, લેખાંક: ૨૧૨૦

૪. એજન: લેખાંક: ૨૧૨૪

૫. એજન: લેખાંક: ૨૧૧૬ થી ૨૧૧૯

૬. એજન: લેખાંક: ૨૧૧૨, ૨૧૧૩

૭ अथ जेसलमेरौ श्रीलक्ष्मणराजराज्ये विजयिनि सं० १४७३ वर्षे चैत्र सुदि १५ दिने तैः श्रीजिनवर्द्धनसूरिभिः प्रागुक्तान्वयास्ते श्रेष्ठिना जयसिंह–नरसिंहधामाः समुदायकारितप्रतिष्ठया सह जिनबिंबप्रतिष्ठा कारितवंतः॥—જે૦ ભાં૦ ગ્રં૦ સૂચીઃ પરિશિષ્ટ (૨), પૃ. ૬૬

૮. श्रीलक्ष्मणविहारोयमिति ख्यातो जिनालयः। श्रीनंदीवर्धमानश्च वास्तुविद्यानुसारतः॥—જે૦ ભાં૦ ગ્રં૦ સૂચી પરિ. (૧), પૃ. ૬૪

૯. "જૈન લેખસંગ્રહ" લેખાંક: ૨૧૪૪

છતની મધ્યમાં આબુ–દેલવાડાના મંદિરોની માફક લટકતા કમળનું લોલક છે, તેની આજુબાજુએ ગોળ ફરતી બાર અપ્સરાઓના અભિનયનો અંગમરોડ જોતાં જાણે જીવંત પૂતળીઓ હોય એમ લાગે છે. અપ્સરાઓની નીચે એકેક ગંધર્વનું સ્વરૂપ આલેખ્યું છે અને અપ્સરાઓની વચ્ચે એકેક પદ્માસનસ્થ જિનમૂર્તિઓ કંડારેલી છે. તેની નીચે હંસથર રજૂ કર્યો છે. જમણી બાજુએ પીળા પાષાણનાં બે તોરણોનું શિલ્પકામ જોવાલાયક છે. બંને તોરણો ઉપર સં. ૧૫૦૬ અને ૧૫૧૮ના લેખો આ પ્રકારે છેઃ—

"संवत् १५०६ वर्षे श्रीखरतरगच्छे श्रीजिनभद्रसूरिविजयराज्ये श्रीनेमिनाथतोरणं कारितं सा० आपमलपुत्र सा० पेथा तत्पुत्र सा० आसराज तत्पुत्र सा० पाता[क]स्य निजमातृगेली श्राविकापुण्यार्थः ॥"

"संवत् १५१८ वर्षे ज्येष्ट(ष्ठ) वदि ४ खरतरगच्छे श्रीजिनभद्रसूरीणां प्रसादेन श्रीकीर्तिरत्नसूरीणामादेशेन गणधरगोत्रे सा० [मा ?] रूभार्या धन्नीपुत्र सा० पासउ सं० सच्चा सं० पासउ भार्या प्रेमलदे पुत्र सं० जीवंदश्रावकेण भार्या जीवादेपुत्र साधारण धीरा भगिनी विमली पूरी धरमई प्रमुखपरिवार सहितेन वा० कमलराजगणिवराणां सदुपदेशेन श्रीवासुपूज्यबिंबं तोरणं कारितं। प्रतिष्टि(ष्ठि)तं च....श्रीजिनभद्रसूरिपट्टालंकारश्रीजिनचंद्रसूरिभिः ॥ उत्तमलाभगणिः प्रणमति॥"

આ સિવાય અહીં વીશ વિહરમાનનો પટ્ટ, નંદીશ્વરનો પટ્ટ, શ્રીમરુદેવા માતાની ગજારૂઢ મૂર્તિ વગેરે શિલ્પો દર્શનીય છે.

ગૂઢમંડપમાં સ્ફટિકના પદ્માસનસ્થ ચૌમુખજી ધાતુના ચોકઠામાં વિરાજમાન કરેલા છે. ગભારાની પાછળની ભમતીમાં પીળા પાષાણની પદ્માસનસ્થ ૩૦ જિનમૂર્તિઓ વિરાજમાન છે. અહીં એક પીળા પાષાણનું સ્તૂપાકૃતિનું સુંદર સમવસરણ સં. ૧૫૧૮ના લેખવાળું છે. મધ્યમાં ઉપરાઉપરી ત્રણ ચૌમુખજી અને એક મોટી પાદુકા વિરાજમાન છે.

મંદિરનું શિખર સાદું છે અને મંડોવરના ગોખલાઓમાં પદ્માસનસ્થ તીર્થંકર મૂર્તિઓ વિરાજમાન છે.

આ મંદિર શ્રીજિનભદ્રસૂરિના ઉપદેશથી ચોપડાગોત્રીય ઓશવાલ શેઠ શિવરાજ, મહીરાજ, લોલા અને લાખણ નામના ચાર ભાઈઓએ મળીને સં. ૧૪૯૪માં બંધાવવા માંડ્યું હતું. ત્રણ વર્ષે તૈયાર થતાં સં. ૧૪૯૭માં તેની પ્રતિષ્ઠા શ્રીજિનભદ્રસૂરિએ કરી અને એ સમયે આ મંદિરમાં બીજી ૩૦૦ જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા તેમણે કરી હતી.[૧૦]

શ્રીહેમધ્વજે સં. ૧૫૫૦ રચેલા એક અપ્રસિદ્ધ સ્તવનમાં આ મંદિર વિશે આ પ્રકારે વર્ણન કર્યું છેઃ—

પ્રાસાદ જિસઉ નલિનીવિમાણ, ચોપડા તણુઉ દીસઇ પ્રધાન;
મૂલનાયકુ ગરૂયઉ સંભવસામિ, બિંબ છસઇં ચવદોત્તર સિદ્ધિગામી.[૧૧]

૩. શ્રીશીતલનાથ ભગવાનનું મંદિરઃ—શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરની ભમતીમાંથી જમણી બાજુની બારીવાટે આ મંદિરમાં અવાય છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીશીતળનાથ ભગવાનને બદલે અત્યારે સં. ૧૫૬૬ના લેખવાળી શ્રીશાંતિનાથ ભગવાનની ધાતુમૂર્તિ બિરાજમાન છે. રંગમંડપમાં બીજી મૂર્તિઓ ઉપરાંત આરસપાષાણનો દર્શનીય સત્તરિસય જિનપટ્ટ ૫×૭ ફીટ ઊંચો–પહોળો છે.

આ મંદિર ડાગાગોત્રીય ઓશવાલ શ્રેષ્ઠીઓએ બંધાવેલું છે.[૧૨] તેની પ્રતિષ્ઠા સંબંધી હકીકત 'વૃદ્ધરત્નમાલા' પુસ્તકમાંથી મળી આવે છે. આ મંદિર તેની ઊંચાઈમાં અનોખું તરી આવે છે.

૧૦. शिवराज–महीराज–लोला–लाखणनामकाः। + + + चतुर्भिर्बान्धवैरेभिश्चतुर्धाधर्मकारकः ॥

अथ संवत् १४९४ वर्षे श्रीवैरिसिंहराउलराज्ये श्रीजिनभद्रसूरीणामुपदेशेन नवीनः प्रासादः कारितः। ततः सं० १४९७ वर्षे कुंकुमपत्रिकाभिः सर्वदेशवास्तव्यपरःसहस्रश्रावकानामन्त्र्य प्रतिष्ठामहोत्सवः सा० शिवाद्यैः कारितः। तत्र च महसि श्रीजिनभद्रसूरिभिः श्रीसंभवनाथप्रमुखबिंबानि ३०० प्रतिष्ठितानि प्रासादश्च ध्वजशेखरः प्रतिष्ठितः। तत्र श्रीसंभवनाथो मूलनायकत्वेन प्रतिष्ठितः ॥ + + + જૈ० ભાં० અં० સૂ० પરિ० (૩) પૃ. ૬૮

૧૧. સાહિત્યપ્રેમી શેઠ અગરચંદજી નાહટાના સૌજન્યથી આ સ્તવન પ્રાપ્ત થયું છે.

૧૨. "સોમવદન મૂરતિ ભલી; શ્રીશીતલ જિનરાય; સુયશ લિયો ડાગે ભલો, મહિમા અધિક કહાય."
—શ્રી મહિમાસમુદ્ર રચિત–જેસલમેર ચૈત્ય પરિપાટી.

૪–૫. શ્રીશાંતિનાથ ભગવાન અને શ્રીઅષ્ટાપદનું મંદિર:–આ મંદિરો ઉપર નીચે એક જ મંદિરમાં આવેલાં છે. બંને મંદિરો સંખવાલેચાગોત્રના ઓશવાલ શેઠ ખેતા અને ચોપડાગોત્રીય ઓશવાલ શેઠ પાંચાએ બંધાવેલાં છે.[13] તેની સં. ૧૫૩૬માં શ્રીજિનચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી છે.[14]

શ્રીહેમધ્વજે સં. ૧૫૫૦માં રચેલા એક અપ્રસિદ્ધ સ્તવનમાં આ મંદિરના નિર્માતાઓ વિશે આ પ્રકારે ઉલ્લેખ આપ્યો છે:—

"જિનભવણુ તણઉ સાંભલિ પ્રભાવ, લાખણ ખેતા મનિ હુયઉ ઉચ્છાહુ;
પ્રાસાદ મંડવિયઉ ભલઇ ઠામિ, પુણ્ય ન જાણુઉ એણિ કામિ;
અષ્ટાપદુ તીરથ કિયઉ વિશાલ, સિરિ શાંતિ કુંથુ બહુ બિંબ માલ."

ઉપરના મંદિરના મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની સમવસરણની આકૃતિમાં બિરાજમાન ધાતુની પંચતીર્થી મૂર્તિ સં. ૧૫૩૬ના લેખવાળી છે. તે લેખ દબાયેલો હોવાથી આટલો જ વાંચી શકાય છે:—

"सं० १५३६ वर्षे फा० सु० [३] दिने श्रीशांतिनाथः ॥"

મૂળનાયક સિવાય ત્રણે દિશામાં ત્રણ મૂર્તિઓ એ જ સમવસરણમાં પધરાવેલી છે. સમવસરણની શિલ્પરચના મનોહર અને નમૂનેદાર છે. તેના ઉપર શિખર છે અને શિખરના ઉપરના ભાગના ઘૂમટની છતમાં વાદ્યો સાથે અભિનય કરતી બાર અપ્સરાઓનાં સ્વરૂપો આલેખ્યાં છે. અપ્સરાઓની નીચે એકેક ગંધર્વની રજૂઆત પણ કરેલી છે ગભારાની બહાર ડાબા હાથે પીળા પાષાણના સત્તરિસય પટ્ટ ઉપર સં. ૧૫૩૬નો લેખ કોતરેલો છે. પીળા પાષાણની બે કાઉસગ્ગિયા મૂર્તિઓ પણ સુંદર છે. આરસની બે શિલ્પનર્તકીઓની બાજુમાં મંદિર બંધાવ્યા સંબંધી પ્રશસ્તિ ઉત્કીર્ણ છે. આ નર્તકીઓની શિલ્પરચના કળાના ઉત્તમ પ્રતીકોમાં ગણાય છે.

રંગમંડપમાં પીળા પાષાણના હાથી ઉપર બેઠેલી શેઠ-શેઠાણીની ધાતુમૂર્તિઓ છે. મંદિરના બંધાવનાર શેઠ ખેતા અને તેની પત્ની સરસ્વતીની આ મૂર્તિઓ છે. તેમાંની એક શ્રાવકમૂર્તિ ઉપર આ પ્રમાણે લેખ વંચાય છે:—

"संवत् १५९० वर्षे पोष वदि ३ दिने श्रीआदिनाथ प्रतिमा सेवक...॥"

આ મૂર્તિઓ તેના પુત્ર સંઘવી વીદાએ સ્થાપન કરી હતી. સં. વીદાએ આ મંદિરમાં ઘણું કાર્ય કરાવ્યું હતું, એમ પ્રશસ્તિથી જાણવામાં આવે છે.

મંદિરની ભમતીમાં શત્રુંજયાવતાર અને ગિરનારાવતારના બે સુંદર પટ્ટો છે ને તેના ઉપર સં. ૧૫૮૫ના લેખો કોતરેલા છે.[15]

મંદિરના મંડોવરમાં કોતરેલાં શિલ્પો ઉત્તમ કોટિનાં છે. તેમાં તીર્થંકર મૂર્તિઓ અને મુનિરાજોનાં સ્વરૂપો પણ આલેખ્યાં છે. ઉપરના સામરણનું ઝીણવટભર્યું શિલ્પ દર્શનીય છે.

નીચલા ભાગમાં અષ્ટાપદજીનું મંદિર છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીકુંથુનાથ ભગવાન છે. તેમાં ચારે દિશામાં અનુક્રમે સાત, પાંચ, સાત, પાંચ મળીને ૨૪ જિનપ્રતિમાઓ છે. ગભારાની અંદરની ભમતીમાં સં. ૧૫૩૬ના લેખવાળી પીળા પાષાણની ચોવીશી અને એ જ સાલનો પણ જુદા શ્રેષ્ઠીએ ભરાવેલો બાવન જિનેશ્વરનો પટ્ટ છે. બીજી મૂર્તિઓ ઉપરાંત ઓતેર જિનનો પટ્ટ અને સં. ૧૫૩૬નો ચોવીશીનો પટ્ટ સ્થાપન કરેલો છે. ગભારાની બહાર અને ભમતીમાં પણ જિનમૂર્તિઓનો પરિવાર ઘણો છે.

---

૧૩. "જૈન લેખસંગ્રહ" ખંડ: ૩, લેખાંક: ૨૧૫૪

૧૪. × × × सं० १५३६ वर्षे फागण सुदि ३ दिने राउलश्रीदेवकर्णराज्ये समस्तदेसना संघ मेलवी श्रीजिनचंद्रसूरि कन्हलि प्रतिष्ठा करावी श्रीकुंथुनाथ श्रीशांतिनाथ मूलनायक थपाव्या ॥—જૈ૦ ભાં૦ ગ્રં૦ સૂ૦ પરિ૦ (૫) પૃ૦ ૭૦

૧૫. "જૈન લેખસંગ્રહ" ખંડ: ૩, લેખાંક: ૨૧૫૫

સભામંડપમાં ચાર થાંભલાની વચ્ચે તોરણો મૂકેલાં છે. ગૂઢમંડપમાં ૧ સફેદ આરસની અને ૧ શ્યામ પાષાણની મળીને બે કાઉસગ્ગિયા મૂર્તિઓ છે. તેને બંને બાજુએ અગિયાર-અગિયાર મૂર્તિઓ હોવાથી આ ચોવીશી ગણાય. તેની નીચે આ પ્રકારે લેખ જોવાય છે:—

"संवत् १५८२ वर्षे फागण वदि ६ दिने सोमवारे श्रीसुपासबिंबं कारितं सं० मालापुत्ररत्न सं० पूनसीकेन पुत्रादिपरिवारयुतेन स्वश्रेयसे प्रति [०] ॥"

ગર્ભગૃહના બંને બાજુના મંડોવરમાં સુંદર શિલ્પો જોવાય છે.

૬. શ્રીઋષભદેવ ભગવાનનું મંદિર:—કિલ્લામાંથી શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિર તરફ જતાં જમણા હાથે આ મંદિર આવેલું છે. ગર્ભગૃહમાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાન બિરાજમાન છે. તેમના આગળના ભાગમાં આરસનું સુંદર તોરણ તો શિલ્પકળાનો એક નમૂનો છે. મૂળનાયકની નીચેનો અધૂરો લેખ આ પ્રમાણે વંચાયો છે:—

"संवत् १५३६ वर्षे फागुण सुदि ५ ॥"

મૂળનાયકની જમણી બાજુએ આવેલી કાઉસગ્ગિયા પ્રતિમા ઉપર આ પ્રકારે લેખ છે:—

"संवत् १५३६ वर्षे फागुण सुदि ५ दिने गणधर चोपडागोत्रे सं० ॥"

મૂળનાયકની ડાબી બાજુની કાઉસગ્ગિયા પ્રતિમા ઉપરનો લેખ આ મુજબ છે.—

"संवत १५३६ फागु० सु० ५ दिने श्रीऊकेशवंशे गणधरगोत्रे सं० सचापुत्र सं० धर्मा० भा० धारलदे पुत्र सं० लाखाकेन पुत्ररत्नयुतेन भा० लाछलदेपुण्यार्थं श्रीसुपासबिंबं कारितं प्रतिष्ठितं श्रीखरतरगच्छे श्रीजिनभद्रसूरिपट्टे श्रीजिनचंद्रसूरिभिः ॥ श्रीजिनसमुद्रसूरिभिः ॥"

બીજી મૂર્તિઓ ઉપરાંત ગર્ભગૃહને ફરતી ભીંતોના ગોખલામાં ત્રણ પદ્માસનસ્થ પ્રતિમાઓ બિરાજમાન છે. ગભારાની બહાર બંને બાજુએ માનવ આકૃતિવાળી ચક્રવર્તી ભરત અને ક્ષમાભંડાર કાયોત્સર્ગસ્થ બાહુબલીની મૂર્તિઓ દર્શનીય છે. ગભારાના દરવાજાની બારસાખમાં ત્રણ તીર્થંકરની મંગલમૂર્તિઓ નજરે પડે છે.

સભામંડપમાં બાર થાંભલાઓ છે, તેમાં તોરણો નથી. જમણી બાજુએ પીળા પાષાણના હાથી ઉપર આરૂઢ મરુદેવા માતાની મૂર્તિ છે. ડાબી બાજુએ એક સુંદર સમવસરણ છે. તેમાં ચારે દિશામાં બેસાડેલી ચતુર્મુખ મૂર્તિઓ વિરાજમાન છે. મંદિરના ગર્ભગૃહના મંડોવરમાં આલેખેલાં સ્વરૂપો દર્શનીય છે.

આ મંદિર કોણે ક્યારે બંધાવ્યું એ સંબંધી શ્રીસમયસુંદર ઉપાધ્યાયે રચેલા 'શ્રીઆદિનાથ સ્તવન'માં આ પ્રકારે ઉલ્લેખ કર્યો છે:—

"પ્રથમ તીર્થંકર પ્રણમિયે, હું વારી લાલ, આદિનાથ અરિહંત, હું૦
ગણધરવસહી ગુણનિલો, હું૦ ભવભંજન ભગવંત. હું૦ પ્ર૦ ૧.
સચ્ચુ ગણધર શુભમતિ રે લાલ, જયવંત ભત્રિજ જાસ, મન માન્યા રે,
મિલિ પ્રાસાદ મંડાવિયો રે લાલ, આણી મન ઉલ્લાસ. મ૦ પ્ર૦ ૨.
ધ્રમસી જિનદત્ત દેવસી, ભીમસી મન ઉચ્છાહો;
સુત ચાર સચ્ચૂ તણા, લ્યે લક્ષ્મીનો લાહોજી. પ્ર૦ ૩.
ફાગણ સુદિ પાંચમ દિને રે, પનરેસેં છતીસ (૧૫૩૬);
જિનચંદ્રસૂરિ પ્રતિષ્ઠાયા રે, જગનાયક જગદીસ." પ્ર૦ ૪.

આ મંદિર શેઠ સચ્ચૂ ગણધર અને તેમના ભત્રીજા જયવંતે મળીને બંધાવ્યું અને સં. ૧૫૩૬ના ફાગણ સુદિ ૫ના દિવસે શ્રીજિનચંદ્રસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી. એને 'ગણધરવસહી' પણ કહેવામાં આવે છે; એમ ઉપર્યુક્ત સ્તવનથી જણાય છે.

૭. શ્રીચંદ્રપ્રભુસ્વામીનું મંદિર :–ઉપર્યુક્ત મંદિરની પાસે જ આ મંદિર આવેલું છે. આ મંદિરને ત્રણ માળ છે. પ્રથમ માળના મૂળગભારામાં શ્રીચંદ્રપ્રભસ્વામીની આરસની ચાર મૂર્તિઓ ચૌમુખ તરીકે વિરાજમાન છે, તેથી તેને 'ચતુર્મુખવિહાર' પણ કહે છે. મૂળનાયકની નીચે આ પ્રકારે લેખ જોવાય છે:—

" સં. ૧૫૧૮ ज्येष्ठ वदि...........॥ "

ગભારાની ભમતીમાં પણ પંદરેક મૂર્તિઓ પધરાવેલી છે. વળી, બીજી મોટી ભમતીમાં જિનમૂર્તિઓ અને વિવિધ પટ્ટો સ્થાપન કરેલા છે. સભામંડપમાં આવેલા આઠ થાંભલાઓમાં ૮ નકશીદાર તોરણો છે. ઘૂમટમાં શિલ્પો છે પણ જાળી ભરી લીધેલી હોવાથી જોઈ શકાતાં નથી. બીજા અને ત્રીજા માળમાં પણ મૂળનાયક શ્રીચંદ્રપ્રભ આદિ ચૌમુખજી વિરાજમાન છે. બીજાં મંદિરો કરતાં આ મંદિરમાં આરસની પ્રતિમાઓ અધિક છે અને ધાતુમૂર્તિઓનો પરિવાર પણ ઘણો છે.

મૂળગભારાના મંડોવરમાં ભિન્ન ભિન્ન શિલ્પાકૃતિઓ જોવાય છે. મંદિરના મુખ્ય દરવાજાની બારસાખમાં અને ભમતીની બારસાખમાં મંગળમૂર્તિ જિનમૂર્તિઓ પદ્માસનસ્થ ઉત્કીર્ણ છે.

આ મંદિર ભણશાળીગોત્રીય સંઘવી વીદાએ બંધાવી સં. ૧૫૦૯માં પ્રતિષ્ઠા કરાવી છે. શ્રીહેમધ્વજે સં. ૧૫૫૦માં રચેલા એક અપ્રસિદ્ધ સ્તવનમાં આ મંદિરનું વર્ણન આ રીતે કરેલું છે:—

"ચઉમુખ મેરાગર તણુઉ મંડાણ, જાણ્ઇ અવતરિયઉ સુરવિમાણ;
બારહ મૂલનાયક ભૂમિ તિન્નિ, ચંદપ્પહુ વંદિસુ ચંદ વન્નિ;
પાખલિ ચિહું દિસિ દેહરી છત્રીસ, બિંબ સમરિસું અસીસઉ એકવીસ;
મેઘનાદમંડપ મોટઇ મંડાણિ, ગુણરાજ કરાવિઉ સાહિ સુજાણિ."

આ વર્ણનથી જણાય છે કે, આ મંદિરમાં શ્રીગુણરાજ શ્રેષ્ઠીએ મેઘનાદમંડપ બનાવેલો છે.

૮. શ્રીમહાવીરસ્વામીનું મંદિર :–આ મંદિર નાનું પણ સુંદર છે. ઉપર્યુક્ત મંદિરોના ઝૂમખાથી અલગ છે. કિલ્લામાં પ્રવેશતાં રાજમહેલની જમણી બાજુની ગલીમાં આ મંદિર આવેલું છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાનની સુંદર મૂર્તિ વિરાજમાન છે.

આ મંદિર કોણે બંધાવ્યું એ સંબંધે શ્રીજિનસુખસૂરિએ રચેલી "જેસલમેર ચૈત્યપરિપાટી"માં આ પ્રકારે વર્ણન છે:—

"પહિલી પરદક્ષણાયે પ્રણમિયે, જગગુરુ વીર જિનન્દ; વર પ્રાસાદ કરાયૌ વરડિયે, દીપે જાન જિનન્દ. વિ૦ જિ૦" ૨.

શ્રીવરડિયા ગોત્રના શેઠ દીપાએ આ મંદિર બંધાવ્યું એમ જણાય છે અને બાવન જિનાલયના દ્વારના ઉપરના ભાગમાં સં. ૧૪૭૩ના શિલાલેખથી[૧૬] જણાય છે કે, આ મંદિર લગભગ એ જ સંવતમાં બંધાયું હશે. 'વૃદ્ધરત્નમાલા'-કાર આ મંદિર સં. ૧૫૮૧માં પ્રતિષ્ઠિત થયાનું જણાવે છે.



## ૮૧. અમરસાગર

(કોઠા નંબર : ૨૦૭૫-૨૦૭૭)

જેસલમેરથી પશ્ચિમમાં ૫ માઈલ દૂર અમરસાગર નામનું રમણીય ગામ છે. કુદરતે આ ગામને સૌંદર્ય બક્ષ્યું છે અને મનુષ્યોએ એમાં બાગ-બગીચા, મંદિરો વગેરે નિર્માણ કરી વધુ શોભાયમાન બનાવ્યું છે. અહીંની પીળા પથ્થરની ખાણ ખૂબ પ્રસિદ્ધ છે. આ પ્રદેશમાં મુખ્યત્વે અહીંનો પથ્થર વપરાયો છે. આ પથ્થરમાં કરેલી કોરણી વધુ દીપી ઊઠે છે અને વરસાદના પાણીથી આ પથ્થર વધુ મજબૂત બનતો જાય એવી તેની વિશેષતા છે.

૧૬ "જૈન લેખ સંગ્રહ" ખંડ : ૩, લેખાંક : ૨૪૧૦

આ ગામમાં જૈન ધર્મશાળાઓ ઉપરાંત ત્રણ જિનમંદિરો તળાવ કિનારે શોભી રહ્યાં છે. મંદિરો નવીન હોવા છતાં પ્રાચીન કોરણીનું ભાન કરાવી રહ્યાં છે. (૧) મોટું સૌધશિખરી મંદિર એની શિલ્પકળાથી દર્શનીય લાગે છે. બે માળનું આ મંદિર સં. ૧૯૨૮ માં શેઠ હિંમતરામજી બાફણાએ બંધાવ્યું છે અને શ્રીજિનમહેન્દ્રસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી છે. તેમાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની બે ભવ્ય પ્રતિમાઓ બે ખંડમાં બિરાજમાન છે. આમાં આવેલી આરસની જાળીઓનું શિલ્પકામ તો ભારતીય શિલ્પકળાના નમૂનારૂપ ગણાવી શકાય. આ મંદિરમાં એક ૬૬ પંક્તિનો લાંબો શિલાલેખ છે,[1] જેમાં શ્રીહિંમતરામજી બાફણાએ કાઢેલા સિદ્ધાચલ સંઘની યાત્રાનું વિસ્તૃત વર્ણન છે. તેની સામે નાની ધર્મશાળા અને બગીચો છે. એની કારીગરી પણ ગણનાપાત્ર છે. (૨) બીજું મંદિર સં. ૧૮૯૭ માં શેઠ સવાઈ રામજી બાફણાએ બંધાવ્યું છે. આ મંદિર નાનું છે. તેમાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાન પ્રતિષ્ઠિત છે. (૩) ત્રીજું મંદિર સં. ૧૯૦૩ માં અહીંના પંચોએ મળીને કરાવ્યું છે. તેને 'ડુંગરશીનું મંદિર' પણ કહે છે. આ મંદિરમાં મૂળનાયક ઋષભદેવ ભગવાનની બે હાથ ઊંચી સુંદર પ્રતિમા છે, જે બદામી રંગની, પરિકરવાળી ને પ્રાચીન છે.



## ૮૨. લોદ્રવા

**( કોઠા નંબર : ૨૦૭૮-૨૦૮૩ )**

જેસલમેરથી પશ્ચિમોત્તર દિશામાં ૧૦ માઈલ દૂર 'લોદ્રવા' નામે જૈન તીર્થ આવેલું છે.

જેસલમેરની સ્થાપના થઈ તે પહેલાં લોદ્ર રાજપૂતોની રાજધાનીનું આ શહેર હતું. ભારતનું પ્રાચીન વિશ્વવિદ્યાલય અહીં હોવાથી એની ખ્યાતિ સુદૂર વ્યાપેલી હતી. રાજકીય ઇતિહાસથી જણાય છે કે, ભાટી દેવરાજે પ્રથમ દેવગઢમાં પોતાની રાજધાની રાખી હતી, તે પછી લોદ્ર રાજપૂતો પાસેથી આ ગામ પડાવી લઈ રાવલની ઉપાધિ ધારણ કરી તેણે દેવગઢથી લોદ્રવામાં પોતાની રાજધાની વિ. સં. ૧૦૮૨ માં બદલી નાખી; એ સમયે લોદ્રવા એક સમૃદ્ધિશાળી વિશાળ નગર હતું. કહે છે કે, તેમાં પ્રવેશ કરવાના બાર મોટા દરવાજાઓ હતા, એના ધ્વંસાવશેષો આજે પણ જેસલમેરથી ઉત્તર-પશ્ચિમ દિશાએ ૧૦ માઈલના ઘેરાવામાં વિખરાયેલાં પડ્યાં છે. મહમદ ઘોરીએ કરેલા સંહારમાં જૈનોએ બંધાવેલું અસલનું ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર પણ ભરખાઈ ગયું હતું.

લોદ્રવાના મંદિરના ગર્ભદ્વારમાં ડાબી બાજુએ ૨૨"×૨૭" ઈંચનો એક શતદલ પદ્મયુક્ત યંત્ર છે, તેનાથી સૂચિત થાય છે કે, પ્રાચીન કાળમાં અહીં સગર નામે રાજા હતો. તેના બે પુત્રો પૈકી એકનું નામ શ્રીધર અને બીજાનું નામ રાજધર હતું. એ બંને ભાઈઓએ જૈનધર્મ અંગીકાર કરીને અહીં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું હતું. રાજકીય વિપ્લવમાં એ નાશ પામ્યું. એ યંત્રથી જણાય છે કે, એ પછી શ્રેષ્ઠી ખીમસીએ જિનભવન કરાવ્યું એ વિશે આ પ્રકારે ઉલ્લેખ મળે છે:—

श्रीमल्लोद्रपुरे जिनेशभवनं सत्कारितं षीमसीः। तत्पुत्रस्तदनुक्रमेण सुकृती जातः सुतः पूनसी ॥२॥

લોદ્રપુરમાં શ્રેષ્ઠી ખીમસીએ જિનભવન કરાવ્યું તે પછી તેના પુત્ર પૂનસી અને તે પછી પણ એ જીર્ણ થતાં સં. ૧૬૭૫ માં તેમના પુત્ર જેસલમેરનિવાસી ધર્મવીર શેઠ થીરુશાહ ભણસાલીએ એ પ્રાચીન મંદિરના પાયા ઉપર નૂતન મંદિર કરાવી, મૂર્તિઓ ભરાવી, તેની પ્રતિષ્ઠા શ્રીજિનરાજસૂરિ પાસે કરાવી હતી, જે આજે વિદ્યમાન છે. શ્રીરવિજેઠી નામના કવિએ રચેલા 'લોદ્રપુરી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવન'માં આ મંદિરો વિશે સુંદર વર્ણન છે:—

**"લ(લો)દ્રપુરિ પાટણ પરગડઉ, જિમ ઉદયાચલ ભાણ લાલ રે;**
**સેત્રુંજ તીરથની પરઇ, મુર(મરુ)ત્રર દેસ મંડાણ લાલ રે. ૩**

**તિહાં બઇઠા પ્રભુ શોભતા, પૂજઉ ચિત્ત લગાય લાલ રે;**
**ચઉવિહ દેવ તિહાં મિલી, નિરતિ કરી ગુણ ગાય લાલ રે. ૪**

---

૧ "જૈન લેખ સંગ્રહ" ખંડ: ૩, લેખાંક: ૨૫૩૦

જિન મંદી(દિ)ર સામી તણુઉ, જાણે નલણીવિમાણ લાલ રે;
મંડપિ મોહ્યા દેવતા, જોતાં જનમ પ્રમાણ લાલ રે. ૮
જીરણ જિણહર ઉધરયઉ, કલિજુગ કરિ(ર)ણી સાર લાલ રે;
વીર વદઈ જિણસાસણઇ, પુણ્યના ભંડાર લાલ રે. ૧૧
સંવત સોલ પહિતરઇ (૧૬૭૫), માગશિર માસ ઉદાર લાલ રે;
સુકલ પક્ષિ બારસ દિનઇ, જોગ નક્ષત્ર સુભ વાર લાલ રે." ૧૨

અહીં એક વિશાળ કોટમાં આવેલા પાંચ મંદિર પાંચ અનુત્તર વિમાનની આકૃતિનું સ્મરણ કરાવે એવાં ઊભાં છે. આ બધાં મંદિરો શેઠ થીરુશાહે બંધાવ્યાં છે.

૧. તેમાં વચ્ચેનું શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું મોટું મંદિર મુખ્ય છે, તેમાં મૂળનાયકની પ્રતિમા શ્યામવર્ણી છે[1] ને તેના ઉપર આ પ્રમાણે લેખ જોવાય છે:—

"श्रीलोद्रवनगरे श्रीबृहत्खरतरगच्छाधीशैः सं० १६७५ मार्गशीर्ष सुदि १२ गुरौ भांडशालिकश्रीमल्लभार्या चांपलदेपुत्ररत्न-थाहरुकेन भार्या कनकादेपुत्र हरराज-मेघराजादियुतेन श्रीचिंतामणिपार्श्वनाथबिंबं का० प्र० भ० युगप्रधान श्रीजिनसिंहसूरिपट्टालंकार भ० जिनराजसूरिभि [:] प्रतिष्ठितं ॥ "

આ પ્રમાણે ઉપરથી જણાય છે કે, આ મંદિરનો નવેસર જીર્ણોદ્ધાર સં. ૧૬૭૫ માં શેઠ થીરુશાહે કરાવી આ પ્રાચીન તીર્થનું ગૌરવ ટકાવી રાખ્યું છે. આ મંદિરની વિચિત્ર અને ભવ્ય બનાવટ અત્યંત વિલક્ષણ છે. અંદરની વ્યવસ્થા આર્ય શૈલીને અનુરૂપ છે. સર્વત્ર હોરી જેન્ટલ શૈલીનો પ્રચુર પ્રયોગ કરેલો છે. મહેરાબોનો અહીં અભાવ છે. મંડપની છત પેનલ્સમાં વિભાજિત કરેલી છે. પ્રવેશદ્વારના તોરણમાં અહીંની કળાનું સૌંદર્ય જાગૃત થઈ ઊઠયું છે. કોર્નિસેજ સ્તંભ અને પ્રત્યેક વિભાગમાં બારીક ખોદાઈનું કામ એવું કરેલું છે કે જેનું શાબ્દિક વર્ણન આપી શકાય એમ નથી. મૂર્તિઓની વિભિન્ન મુદ્રાઓની કોરણી કરવામાં શિલ્પકળાનો ખજાનો અહીં ખાલી કરી દેવામાં આવ્યો હોય એમ જણાઈ આવે છે. અહીંના સ્તંભો, છતો અને શિખરનો એકેક પથ્થર નાનકડા મંદિરનું દૃશ્ય ઊભું કરી રહ્યો છે. એકબીજાથી વધે તેવાં કેટલાંયે સૌંદર્યસર્જનોનો અહીં સમાવેશ કર્યો છે. તોરણ મંદિરનો એક ભાગ હોવા છતાં પોતાના સ્વરૂપમાં એક પૂર્ણ ઈમારત છે. જો આ સુંદર ઈમારતને હઠાવી દેવામાં આવે તો મંદિરનું અર્ધું સૌંદર્ય નષ્ટ થઈ જાય. સૌંદર્ય કરતાં યે મજબૂતી વધારે જોવાલાયક છે.

મુખ્ય મંદિરના ચારે ખૂણામાં નાનાં નાનાં પણ શિખરબંધી મંદિરો છે. શેઠ થીરુશાહે પોતાની પત્ની, પુત્ર, પૌત્રાદિના પુણ્યાર્થે આ મંદિરો બંધાવ્યાની હકીકત તે તે મંદિરના શિલાલેખમાં આપેલી છે. ચારે મંદિરો સં. ૧૬૯૩ માં બંધાયાં છે અને તેમાંના મૂળનાયકની પ્રતિમાઓ ઉપર સં. ૧૬૭૫ ના લેખો મળે છે.

(૨) દક્ષિણ-પૂર્વના દેરાસરમાં મૂળનાયક શ્રીઆદિનાથ ભગવાન, (૩) દક્ષિણ-પશ્ચિમના દેરાસરમાં મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવાન, (૪) ઉત્તર-પશ્ચિમના દેરાસરમાં મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાન, (૫) ઉત્તર-પૂર્વના મંદિરમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાન પધરાવેલા છે. મુખ્ય મંદિરની ડાબી બાજુએ (૬) સમવસરણ ઉપર અષ્ટાપદગિરિ અને તેના ઉપર કલ્પવૃક્ષની મનોહર રચના કરેલી છે. થીરુશાહ સિદ્ધાચલના સંઘમાં જે રથ સાથે લઈ ગયા હતા તે પણ મુખ્ય મંદિરમાં મોજુદ છે.

આ ઉપરથી લગભગ ૧૭મા સૈકા સુધી આ નગરની પૂર જાહોજલાલી હતી. આજે આ ભવ્ય મંદિરો, ૩ ઉપાશ્રયો, ૧ નાની ધર્મશાળા, સિવાય બીજાં થોડાં માણસો જોવાય છે. બાકી બધો પ્રદેશ વેરાન લાગે છે.



---

૧. કહેવાય છે કે, થીરુશાહે સિદ્ધાચલનો મોટો સંઘ કાઢ્યો હતો અને સિદ્ધાચલની યાત્રા કરીને પાછા ફરતાં પાટણથી પાર્શ્વનાથ ભગવાનની બે પ્રતિમાઓ, તેટલા વજનનું સોનું આપીને લાવ્યા હતા; જેમાંની એક મૂળનાયક તરીકે મુખ્ય મંદિરમાં અને બીજી ઉત્તર-પૂર્વના નાના મંદિરમાં વિરાજમાન કરી હતી, તે જ આજે હયાત છે.

# ૮૩. ઓશિયા

(કોઠા નંબર : ૨૦૮૯)

ઓશિયા સ્ટેશનથી ૧ માઈલ દૂર ઓશિયા નામે ગામ વસેલું છે. પ્રાચીન સમયમાં ઓશિયા મારવાડની રાજધાની પણ બની ચૂકયું છે. આ ગામની આસપાસ આવેલાં લોહાવટ, તિવરી વગેરે ગામો એ પ્રાચીન નગરના મહોલ્લાઓ હતા, એમ કહેવાય છે. આ ઉપરથી આ નગરનો પ્રાચીન વિસ્તાર અને સમૃદ્ધિનો ખ્યાલ કરી શકાય તેમ છે.

લોકવાયકા મુજબ શ્રીમાલનગરના રાજા પુંજના નાના ભાઈ ઉપલદેવ અને મંત્રી ઊહડે આ નગર વસાવ્યું હતું. ઓસવાળી જમીન હોવાથી તેનું નામ ઉએસ(ઉપકેશ)પુર રાખવામાં આવ્યું. "ઉપકેશગચ્છ પટ્ટાવલી'થી જણાય છે કે, વીર નિ૦ સં. ૭૦ (વિ. સં. પૂર્વે ૪૦૦)માં શ્રીપાર્શ્વનાથ સંતાનીય શ્રીરત્નપ્રભસૂરિએ અહીં રાજા સાથે અનેક ક્ષત્રિયોને પ્રતિબોધ કરી ઉપકેશનગરમાં જૈન બનાવ્યા તેથી એ બધા 'ઓશવાલ' નામે ઓળખાયા. એટલે ઓશવાલ જ્ઞાતિની ઉત્પત્તિનું આ મુખ્ય નગર છે એમાં શંકા નથી. રાજા ઉપલદેવ અને મંત્રી ઊહડે અહીં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું વિશાળ મંદિર બંધાવી તેની પ્રતિષ્ઠા શ્રીરત્નપ્રભસૂરિ પાસે કરાવી હતી. 'ઉપકેશગચ્છ પટ્ટાવલી'માં જણાવ્યું છે કે—

"સપ્તત્યા વત્સરાણાં ચરમજિનપતેર્મુક્તજાતસ્ય વર્ષે, પઞ્ચમ્યાં શુક્લપક્ષે સુરગુરુદિવસે બ્રહ્મણઃ સન્મુહૂર્તે।
રત્નાચાર્યૈઃ સકલગુણયુતૈઃ સર્વસંઘાનુજ્ઞાતૈઃ, શ્રીમદ્વીરસ્ય બિમ્બે ભવશતમથને નિર્મિતેયં પ્રતિષ્ઠા॥
ઉપકેશે ચ કોરણ્ટે, તુલ્યં શ્રીવીરબિમ્બયોઃ। પ્રતિષ્ઠા નિર્મિતા શક્ત્યા, શ્રીરત્નપ્રભસૂરિભિઃ॥"

आ ઉલ્લેખથી મનાય છે કે, શ્રીરત્નપ્રભસૂરિએ વીર નિર્વાણ સં. ૭૦ માં ઉપકેશપુર અને કોરંટમાં શ્રીવીર ભગવાનના બિંબની પ્રતિષ્ઠાઓ કરી હતી.

શ્રીહીરઉદયના શિષ્ય શ્રીનયપ્રમોદે સં. ૧૭૧૨માં રચેલા એક અપ્રસિદ્ધ "ઓસિયા વીર સ્તવન"માં જણાવ્યું છે કે—ઓશિયાના વીરમંદિરની પ્રતિમા મૂળે શ્રીસંપ્રતિ રાજાએ વેળુની બનાવીને તેનું પૂજન કર્યા પછી આશાતનાના ભયે જમીનમાં ભંડારી દીધી હતી. તે મૂર્તિ ૧૧૬૪ વર્ષ સુધી જમીનમાં રહી. પછી ઊહડે જ્યારે ઓશિયા નગર વસાવ્યું અને શ્રીરત્નપ્રભસૂરિએ ઊહડના પુત્રને કોઈ સંકટમાંથી ઉગારતાં ઊહડવંશ અને આખુંયે નગર જૈનધર્મી બન્યું ત્યારે એ મૂર્તિ જમીનમાંથી નીકળી આવી. એ સમયે મૂર્તિને મહાદેવના દેરામાં પધરાવવામાં આવી. પછી એક મોટું મંદિર બંધાવી વિ. સં. ૧૦૧૭ના મહાવદિ ૮ના દિવસે એ મૂર્તિને તેમાં પ્રતિષ્ઠિત કરવામાં આવી. સં. ૧૭૧૨માં રચના કરનાર કવિ કહે છે કે, ૧૭૫૯ વર્ષની આ જીરણ—જૂની વીર પ્રભુની પ્રતિમાને જોતાં આનંદ થાય છે.

એક બીજા 'ઓસવાલ ઉત્પત્તિ' શીર્ષક હસ્તલિખિત પત્રમાં જણાવ્યું છે:—

"×× ऊहड ओसियां वसाइ। संवत् १०११ दसै इग्यारोत्तरै ओसीया माता सुप्रसन्न थई ओसवंसनी थापना कीधी। सं० १०१७ तरै श्रीवीरप्रासाद ओहडसा कराव्यो. ते आज वर्तमानकाले तीर्थ छई। देहरानी प्रसस्तमांहिमु विस्तर लिख्यो छइ। धर्मराजसूरि भट्टारकना प्रतिबोध्या इति शेठ ५॥"

ઉપરના સ્તવનમાં અને આ બીજા જૂના પાનાના ઉલ્લેખથી જણાય છે કે, વિ. સં. ૧૦૧૭માં અહીં મહાવીર ભગવાનનું મંદિર બન્યું, એ હકીકત એકસરખી મળે છે. પ્રથમના ઉલ્લેખમાં પ્રતિમાને સંપ્રતિકાલીન બતાવી છે એટલી વિશેષતા છે પરંતુ ઓશિયા ક્યારે વસ્યું એની સાલ આપી નથી. બંને ઉલ્લેખોથી જણાઈ આવે છે કે, લગભગ એ સમયમાંજ ઓશિયાનગર વસ્યું.

આ હકીકતને મૂતા નેણસી પોતાની 'નેણસીરી ખ્યાત'માં આ રીતે અનુસરતાં કહે છે:—

"ऊपरलाई किराडू छोड ओसियाँ वासियो, सचियाय प्रसन्न हुई, माल बतायो, ओसियाँमें देहरो कराव्यो॥"

૧. શ્રીકક્કસૂરિએ વિ. સં. ૧૩૯૩માં રચેલા "નાભિનંદન જિનોદ્ધાર પ્રબંધ" પ્રસ્તાવઃ ૨. શ્લોકઃ ૧૮૫-૧૮૭માં પણ આ જ હકીકત રીતે ઉલ્લેખી છે.

આ બધા ઉલ્લેખો પૈકી પ્રથમના ‘ઉપકેશગચ્છ પટ્ટાવલી’ના વીર નિર્વાણ સં. ૭૦ અને તે પછીના ઉલ્લેખો વચ્ચે ઓશિયા નગર અને તેમાંના શ્રીવીર મંદિરને બંધાવ્યાની સાલનો મોટો તફાવત પડે છે. પં. ગૌરીશંકર ઓઝાજી કહે છે કે—“ઓશવાલ મહાજનોનું આ મૂળ સ્થાન છે. અહીં એક જૈન મંદિર છે, જેમાં વિશાળકાય મૂર્તિ શ્રીમહાવીરસ્વામીની છે. આ મંદિર મૂળમાં સં. ૮૩૦ (સને ૭૮૩)માં લગભગ પડિહાર રાજા વત્સરાજના સમયમાં બંધાવવામાં આવ્યું હતું. તેની ઉત્તર–પૂર્વમાં માનસ્તંભ છે, જેમાં સં. ૯૫૨ (સને ૮૯૫)નો લેખ છે. પહેલાં આનું નામ ‘મેલપુરપટ્ટન’ હતું. શ્રીહેમચંદ્રાચાર્યના શિષ્ય શ્રીરત્નપ્રભાચાર્યે અહીંના રાજા અને પ્રજાને જૈન બનાવ્યા.”

આ બધા ઉલ્લેખોમાંથી ઐતિહાસિક સત્ય તારવવું મુશ્કેલ છે. છતાં પં. ઓઝાજીના મતને સ્વીકારી લઈએ તોયે આ મંદિર નવમા સૈકા જેટલું પુરાણું તો અવશ્ય છે જ. સં. ૧૦૧૭માં આ મંદિરનો સંભવતઃ જીર્ણોદ્ધાર થયો હશે; એ સમય લગભગના શિલાલેખો પણ મંદિરમાંથી મળી આવે છે.

એ પ્રાચીન મંદિર આજે પણ અહીં ઊભું છે. તેમાં સમયે સમયે જીર્ણોદ્ધારો થતા રહ્યા છે અને આ સોધશિખરી વિશાળ મંદિર રમણીય દેખાય છે. મૂળનાયક શ્રીમહાવીર પ્રભુની પ્રતિમા ૨॥ ફીટ ઊંચી છે. મંદિરના રંગમંડપમાં વિ. સં. ૧૦૧૩નો શિલાલેખ છે; જેમાં જિન્દક અથવા તેના પુત્ર ભુવનેશ્વર શ્રાવકે ફરીને મંડપ કરાવ્યાનો ઉલ્લેખ છે. સંભવ છે કે, આ જીર્ણ મંદિરનો ઉદ્ધાર તેમણે કરાવ્યો હોય. એ સિવાય અહીં સં. ૧૦૩૫, સં. ૧૦૮૮, સં. ૧૨૩૪, સં. ૧૨૫૯, સં. ૧૩૩૮, સં. ૧૪૯૨, સં. ૧૫૧૨, સં. ૧૫૩૪, સં. ૧૫૩૯, સં. ૧૬૧૨, સં. ૧૬૮૩, સં. ૧૭૫૮ના લેખો મૂર્તિઓ અને સ્તંભોમાંથી મળી આવે છે.[2] રંગમંડપમાં આવેલા બે તરફના ગોખલાઓમાં ૩॥ ફીટ ઊંચી શ્રીઋષભદેવ ભગવાનની સપરિકર મૂર્તિ પ્રતિષ્ઠિત છે. દશમા સૈકા પહેલાંનાં અને જુદી જુદી જાતનાં શિલ્પો મંદિરમાં વિદ્યમાન છે, જે આ મંદિરની પ્રાચીનતાનાં નિદર્શક છે. મુખ્ય મંદિરના સામેના ઝરૂખામાં શ્રીગૌતમસ્વામીની શ્વેત આરસની મૂર્તિ છે. મંદિરની ભમતીમાં બંને ખૂણે ચાર–ચાર દેવકુલિકાઓ છે, તે પૈકી એકમાં આચાર્યપ્રતિમા, બીજીમાં અધિષ્ઠાયિકા દેવી, ત્રીજીમાં નાગદેવની મૂર્તિ અને બાકીની દેરીઓમાં તીર્થંકર પ્રતિમાઓ છે.

મંદિરનો જીર્ણોદ્ધાર કરતી વેળાએ પાયામાંથી એક ખંડિત પાદુકા મળી આવી હતી, તેની ચોકી ઉપર સં. ૧૧૦૦નો લેખ છે. પાસેની ધર્મશાળાનો પાયો ખોદતાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની ધાતુપ્રતિમા મળી આવેલી જે અત્યારે કલકત્તામાં નં. ૪૮, ઇંડિયન મીરરસ્ટ્રીટ, ધરમતલામાં આવેલા મંદિરમાં વિદ્યમાન છે, તેમાં આ પ્રકારે લેખ છે, જેમાં ઉપકેશ–ઓશિયાનો ઉલ્લેખ ધ્યાન ખેંચે એવો છેઃ—

“ॐ संवत् १०११ चैत्र सुदि ६ श्रीकक्काचार्यशिष्यदेवदत्तगुरुणा उपकेशीयचैत्यगृहे अश्वयुजचैत्यषष्ठ्यां शांतिप्रतिमा स्थापनीया गांधोदकान् दिवालिका भामुल प्रतिमा इति ॥”[3]

વળી, એક ધાતુપ્રતિમા ઉપર સં. ૧૦૮૮નો લેખ આ પ્રકારે છેઃ—

“सं० १०८८ फाल्गुन वदी ४ श्री नागेंद्रगच्छे श्रीवासुदेवसूरि संघ नानेतिहडश्रेयार्थं रालदोव कारिता ॥”[4]

ગામની પૂર્વોત્તર દિશામાં સચ્ચાઈયા માતાનું એક મંદિર છે, જે નાની પહાડી ઉપર કિલ્લા જેવું દેખાય છે, કહે છે કે, ઉપકેશપુર વસ્યું એ સમયે રાજા ઉપલદેવે એ બંધાવ્યું હતું; જેમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા વિરાજમાન કરી હતી; પરંતુ અહીંથી જૈનોની વસ્તી ઘટી જતાં બીજા લોકોએ એ જિનમૂર્તિ ઉપાડી લઈ એ સ્થાને પાસેના નાના મંદિરમાં બિરાજમાન સચ્ચાઈયા માતાની મૂર્તિને સ્થાપન કરી દીધી. દેવળમાં કેટલેક સ્થળે જિનમૂર્તિઓનાં ચિહ્ન જોવાય છે. મંદિરમાંથી સં. ૧૨૩૪, સં. ૧૨૩૬, સં. ૧૨૪૫ના લેખો મળે છે. આ દેવળની પાસે એક નાનો ઉપાશ્રય પણ કોઈ શ્રાવકે બંધાવ્યો હતો.

અહીં આસપાસની ભૂમિ ઉપર અનેક ખંડિયેરો પડેલાં છે, એ ઉપરથી આ નગરની પ્રાચીનતા અને અસલની જાહોજલાલીની સાબિતી મળે છે.



---

૨. આ બધા લેખો “જૈન લેખસંગ્રહ” ખંડઃ ૧માં સંગ્રહીત થયેલા છે.
૩. “જૈન લેખસંગ્રહ” ભા. ૧, લેખાંકઃ ૧૩૪.
૪. એજનઃ લેખાંકઃ ૭૯૨.

# ૮૪. પાલી

**( કોઠા નં. ૨૦૯૫–૨૧૦૩ )**

પાલી સ્ટેશનથી પાલી ગામ ૧ માઈલ દૂર છે. રસ્તામાં 'દાદાજીની વાડી' આવે છે, તેમાં એક સુંદર ગુરુમંદિર શોભી રહ્યું છે. આ મંદિરના ઉત્તરમાં અને દક્ષિણમાં એકેક તળાવ છે. પૂર્વ દિશામાં એક વાવ આવેલી છે.

પાલી ગામ પ્રાચીન છે. શિલાલેખોમાં આનું 'પલ્લિકા' અથવા 'પલ્લી' નામ મળે છે. વળી, અહીંના નવલખાના મંદિરમાં રહેલા સં. ૧૧૭૮ના શિલાલેખમાં આ ગામનું પલ્લિકા નામ નોંધેલું હોવાથી આ ગામની પ્રાચીનતાની સાબિતી સાંપડે છે. પલ્લીવાલ ગચ્છ અને પલ્લીવાલ ઓશવાલો આ ગામના નામ ઉપરથી જ પ્રસિદ્ધિ પામ્યા હતા. સંડેરકગચ્છીય સમર્થ આચાર્ય શ્રીયશોભદ્રસૂરિની આચાર્યપદવી સં. ૯૬૯માં આ ગામમાં જ થઈ હતી; એમ 'ઉપદેશરત્નાકર' ગ્રંથથી જણાય છે.

અહીં શ્વેતાંબર જૈનોનાં ૩૦૦ ઘર વિદ્યમાન છે. ૪ ઉપાશ્રય અને નાની–મોટી ૫ ધર્મશાળાઓ છે. અહીં કુલ ૯ મંદિરો છે.

૧–૨. ગામમાં પ્રવેશતાં જ સ્ટેશનરોડ જાલોરી દરવાજા બહાર એક જૈન મંદિર છે જેમાં જુદાં જુદાં બે દેરાસરો આવેલાં છે. એક શિખરબંધી દેરાસરમાં પૂર્વ સન્મુખ શ્રીઋષભદેવ ભગવાન મૂળનાયક છે. આ દેરાસર સં. ૧૯૩૩માં શેઠ મીરેમલજી બલાઈએ બંધાવ્યું છે. અને બીજું શિખરબંધી શ્રીચિંતામણિ પાર્શ્વનાથજીનું મંદિર શેઠ જસરાજજી ધારીવાલે સં. ૧૯૦૨માં બંધાવેલું છે.

૩. ગુજરાતી કટલામાં શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર સં. ૧૭૦૦માં શ્રીસંઘે બંધાવ્યું છે. તેની પાસે જ એક સાધુનો અને બીજો સાધ્વીઓનો ઉપાશ્રય છે.

૪. ઉપર્યુક્ત મંદિરથી કંઈક આગળ જતાં નવલખા દરવાજાની પાસે શ્રીનવલખા પાર્શ્વનાથનું મંદિર સૌથી મોટું અને વિશાળ બાવન જિનાલયવાળું છે. મૂળનાયકની મૂર્તિ ભવ્ય અને મનોહર છે. તેના ઉપર સં. ૧૯૮૬નો લેખ છે.[1] દેરાસરને ફરતી દેરીઓ છે. રંગમંડપમાં સુંદર રચના કરેલી છે. આ મંદિરની પ્રાચીન પ્રતિમાઓ ઉપરથી મળી આવેલા સં. ૧૧૪૪, સં. ૧૧૭૮ અને સં. ૧૨૦૧ના શિલાલેખથી જણાય છે કે આ મંદિરમાં એ સમયે મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન હતા. એ લેખો આ પ્રકારે છે:—

(१) "संवत् ११४४ माघसुदि ११ वीरऊठ देवकुलिकायां दुर्लभाजिताभ्यां शांत्यामः कृतः श्रीब्राह्मीगच्छीय श्रीदेवाचार्येन प्रतिष्ठितः ॥"

(२) "११७८ फाल्गुन सुदि ११ शनौ श्रीपल्लिका० श्रीवीरनाथमहाचैत्ये श्रीमदु[द्]द्योतनाचार्यमहेश्वराचार्याम्ना[ये] देवाचार्यगच्छे साहारसुत पारसधणदेवौ तयोर्मध्ये ध[ण]देवसुत देवचंद्र पारससुत हरिचंद्राभ्यां देवचंद्रभार्या वसुंधरिस्तस्या निमित्तं श्रीऋषभनाथप्रथमतीर्थंकरबिंबं कारितं ॥ गोत्रार्थे च मंगलं महावीरः ॥"

(३) संवत् १२०१ ज्येष्ट(ष्ठ) वदि ३ रवौ श्रीपल्लिकायां श्रीमहावीरचैत्ये महामात्यश्रीआनंदसुत महामात्यश्रीपृथ्वीपालेनात्मश्रेयोर्थं जिनयुगलं प्रदत्तं ॥ श्रीअनंतनाथदेवस्य ॥

આ શિલાલેખોથી જણાય છે કે સં. ૧૧૪૪ પહેલાં આ મંદિર બન્યું હશે, ઉપર્યુક્ત શિલાલેખના વર્ષોમાં જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠાઓ થતી રહી અને છેવટે સં. ૧૯૮૬માં આ મંદિરની દેવકુલિકાઓ બંધાવવાની સાથે મૂળ મંદિરનો પણ જીર્ણોદ્ધાર થયો, જે સમયે શ્રીમહાવીર ભગવાનના સ્થાને મૂળનાયક તરીકે શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા બિરાજમાન કરવામાં આવી; આ હકીકત લોઢારા જૈન મંદિરના એક શિલાલેખથી જણાય છે. એ સમયથી

---

૧. "પ્રાચીન જૈન લેખ સંગ્રહ" ભા. ૨, લેખાંક: ૩૯૩

આ મંદિર 'નવલખા પાર્શ્વનાથ'ના નામથી પ્રસિદ્ધિમાં આવ્યું હોય એમ લાગે છે. આ મંદિરની દેવકુલિકાઓ ભાદા અને માહાના કલ્યાણ માટે લખમણસુત દેસલે બંધાવી. મૂળમંદિર સહિત બધી દેવકુલિકાઓ જિનપ્રતિમાઓના ત્રિગડાથી મંડિત છે. આ પ્રાચીન મંદિરના કારણે પાલીની તીર્થ જેટલી ખ્યાતિ છે.

૫. અહીંથી દોઢેક ગાઉ દૂર પુનાગિરિ નામની એક ટેકરી છે. આ ટેકરીમાંથી અગાઉ સોનું નીકળતું એવી લોકવાયકા છે. તળેટીથી ૧૭૮ પગથિયાં ચડચા પછી શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર પૂર્વસન્મુખ શિખરબંધી બનેલું છે. આ દેરાસરને ફરતો પ્રાચીન કોટ છે. સં. ૧૭૦૦ લગભગમાં આ મંદિર બંધાયાનું જણાય છે.

૬. ફેરીઆ દરવાજા બહાર શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે.

૭–૮. લોઢારા વાસમાં શ્રીશાંતિનાથ ભગવાનનું અને શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનાં બંને મંદિરો શિખરબંધી છે, જે શ્રીસંઘે સં. ૧૫૦૦ લગભગમાં બંધાવ્યાં છે.

૯. સેવકોના વાસમાં શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૫૦૦ માં બંધાયેલું જણાય છે.



# ૮૫. ભિન્નમાલ

(કોઠા નંબર: ૨૧૧૫–૨૧૨૦)

ગુજરાતની પ્રાચીન રાજધાનીનું મુખ્ય નગર ભિન્નમાલ એક સમયે ખૂબ પ્રસિદ્ધ હતું. આ નગર કોણે વસાવ્યું એનો ઈતિહાસ મળતો નથી પણ લોકસાહિત્યના આધારે આ નગરનું અસ્તિત્વ અતિપ્રાચીન કાળથી હતું એમ જણાય છે. પુરાણોના કથન મુજબ આ નગરનાં ચાર યુગમાં જુદાં જુદાં ચાર નામો હતાં. સત્યયુગમાં તેનું નામ શ્રીમાલ, ત્રેતામાં રત્નમાલ, દ્વાપરમાં પુષ્પમાલ અને કળિયુગમાં ભિન્નમાલ હતું. છેલ્લું નામ ભિલ્લ અને માલ નામથી જાતિઓના કારણે પડયું એવું ઇતિહાસવિદોનું માનવું છે. વસ્તુતઃ શ્રીમાલ ચાર વખત કરતાં વધુ વાર લુંટાયું છે. એને જ યુગની કલ્પનામાં ઘટાવાયું હશે. બીજાં બે નામો કરતાં શ્રીમાલ અને ભિન્નમાલ એ નામો જ લોકપ્રસિદ્ધ રહ્યાં છે. શ્રીમાલમાંથી ભિન્નમાલ નામનો ફેરફાર કોઈ ઘટનાવિશેષને આભારી જણાય છે. શ્રીથી ભિન્ન એવું ભિન્નમાલ એવો સંકેત જ આમાંથી ફલિત થતો લાગે છે. પરંતુ અહીં એની ચર્ચાને અવકાશ નથી.

લોકસાહિત્યના આધારે આ નગર વિશેની કેટલીક તારીખો 'Bombay Gazeteer' માં નોંધેલી છે, એ મુજબ જગત્સ્વામીનું સૂર્યમંદિર સં. ૨૨૨ માં અહીં બંધાયું. સં. ૨૬૫ માં આ નગરનો ભંગ થયો, સં. ૪૬૪ માં આ નગર લુંટાયું, સં. ૭૦૦ માં આ નગર ફરી રચાયું, સં. ૯૦૦ માં ત્રીજીવાર લુંટાયું, સં. ૯૫૫ માં આ નગરનો ફરીથી સંસ્કાર થયો અને ચૌદમા સૈકાના આરંભ સુધી એની જાહોજલાલી જળવાઈ રહી. આજે તો માત્ર ૧૫૦૦ જેટલાં ઘર (જેમાં ૧૨૦ ભીલોનાં છે)નું નાનું ગામ છે.

આ હકીકત ઉપરથી આ નગર ઉપર ફરી વળેલા ભરતી–ઓટના ચક્રનો ખ્યાલ આવે છે.

જૈન સાહિત્ય આ નગરમાં બની ગયેલી કેટલીક વિશિષ્ટ ઘટનાઓની નોંધ કરે છે. અહીંના એક જૈન મંદિરના ખંડિયેરમાંથી સં. ૧૩૩૩ નો શિલાલેખ મળી આવ્યો છે, જેની નોંધ અમે આગળ આપીશું, તેમાં જણાવ્યું છે કે– ભગવાન મહાવીરસ્વામી અહીં શ્રીમાલમાં પધાર્યા હતા. જો કે આ હકીકત ઇતિહાસસંશોધકો આગળ એક નૂતન સમસ્યા ખડી કરે છે; કેમકે ભગવાન મહાવીરસ્વામીના વિહારક્રમમાં મારવાડ કે ગુજરાત તરફ તેમના આવવાનો ક્યાંઈ ઉલ્લેખ થયેલો મળતો નથી; એથી આ વિશે ઇતિહાસજ્ઞો જ આનું નિરાકરણ આપે એ જ વધુ યોગ્ય ગણાય.

જૈનોના ચૂર્ણિ ગ્રંથોથી જણાય છે કે, વિક્રમની પહેલી શતાબ્દીમાં હયાત શ્રીવજ્રસ્વામીએ શ્રીમાલ તરફ વિહાર કર્યો હતો. સંભવ છે કે, એ સમયે અહીં જૈનોનું પવિત્ર યાત્રાસ્થાન હોય.

એક જૈન પટ્ટાવલીની નોંધથી જણાય છે કે, શ્રીમાલનગરના રાજવીથી અસંતુષ્ટ થયેલા રાજકુમાર સુંદર અને

મંત્રી ઉહડે શ્રીરત્નપ્રભસૂરિ( વીર નિર્વાણ સં. ૭૦ )ના સમયમાં ઓસિયા નગર વસાવ્યું, જેમાં શ્રીમાલનાં અનેક શ્રાવકકુટુંબો આવીને વસ્યાં. બીજા મતે શ્રીમાલના રાજા દેશલે જ્યારે મોટા ધનાઢયોને જ પોતાના નગરના કિલ્લામાં રહેવાની પરવાનગી આપી ત્યારે બાકીના લોકોએ રાજાથી અસંતુષ્ટ થઈ દેશલના પુત્ર જયચંદ્રની આગેવાની હેઠળ વિ. સં. ૨૨૩ લગભગમાં આ નગરમાંથી ઉચાળો ભરી બીજા સ્થળે વસવાટ કર્યો. એમના વસવાટનું સ્થળ એ જ ઓસિયા નગર પાછળથી ખૂબ પ્રસિદ્ધિ પામ્યું. આ અને બીજી હકીકતોના સમન્વયથી એટલું તો નિશ્ચિત છે કે લગભગ બીજા સૈકા સુધી આ શ્રીમાલ એક સમૃદ્ધશાળી નગર હતું.

વહીવંચા અને વંશાવલીઓ આ નગરની સમૃદ્ધિનું વર્ણન આપતાં નોંધે છે કે, એટલા પ્રાચીન કાળમાં આ નગર વીશ ગાઉના ઘેરાવામાં હતું. એને ફરતો મજબૂત કિલ્લો હતો. એ કિલ્લાને ૮૪ દરવાજાઓ હતા. એમાં ૮૪ કરોડપતિ શ્રીમંત શ્રાવકો વસતા હતા. ઉપરાંત ૬૪ શ્રીમાળ બ્રાહ્મણો અને ૮ પ્રાગ્વાટ બ્રાહ્મણો કરોડપતિ હતા. સેંકડો સૌધશિખરી મંદિરોથી આ ભૂમિ રમણીય બનેલી હતી.

મોટા વિદ્વાનો પૈકી બ્રહ્મગુપ્ત નામના જ્યોતિષી જેમણે 'સ્ફુટઆર્યસિદ્ધાંત'ની સં. ૬૮૫માં રચના અહીં કરી હતી અને લગભગ એ જ સમયમાં 'શિશુપાલવધ મહાકાવ્ય'ના કર્તા કવિ માઘ આ ભૂમિમાં જન્મ્યા હતા.

શ્રીજિનદાસ ગણિએ સં. ૭૩૩માં રચેલી 'નિશીથચૂર્ણિ'માં અહીંના રૂપા નાણાના ચલણની હકીકત આ પ્રકારે આપી છે:—

" रूप्यमयं जहा भिल्लमाले वम्मलतो " ॥

મતલબ કે, સાતમા–આઠમા સૈકા પહેલાંથી આ નગર ખૂબ સમૃદ્ધિશાળી હતું; જેમાં શ્રાવકોની વિપુલ વસ્તી હતી. જૈન મંદિરો પણ મોટી સંખ્યામાં વિદ્યમાન હતાં. આનું પ્રમાણ શ્રીઉદ્યોતનસૂરિ વિ. સં. ૮૩૫માં પ્રાકૃતમાં રચેલા 'કુવલયમાલા' નામના કથાગ્રંથની પ્રશસ્તિમાં આપે છે. પ્રશસ્તિનો આ ઉલ્લેખ આપણું ધ્યાન ખેંચે છે:—

" ..................................................................**सिवचंदगणी** य महयरो त्ति (?) ॥५॥
सो जिणवंदणहेउं कहवि भमंतो कमेण संपत्तो । सिरि**भिल्लमाल**णयरम्मि संठिओ कप्परुक्खोव्व ॥ ६ ॥ "

—શ્રીશિવચંદ્ર ગણિ મહત્તર વિહાર કરતા કરતા ક્રમશઃ અહીં જિનવંદન નિમિત્તે આવ્યા અને શ્રીભિલ્લમાલ નગરમાં કલ્પવૃક્ષની જેમ સ્થિર થયા.

આ ઉલ્લેખ આપણને સૂચવી રહ્યો છે કે, સાતમા–આઠમા સૈકાના વચગાળાના સમયમાં અહીંના જિનમંદિરનું પવિત્ર સ્થળ એટલું બધું પ્રસિદ્ધ પામી ચૂકયું હતું કે જેની યાત્રા કરવા શ્રીશિવચંદ્ર ગણિ બીજાઓની જેમ અહીં આવ્યા અને ધર્મના કલ્પદ્રુમની જેમ અહીં જ સ્થિર થયા. એ જ કારણ છે કે, એમના શિષ્ય, પ્રશિષ્યોએ ધર્મની લહાણુ કરી આ ગુજરાત દેશને દેવગૃહો–જિનમંદિરોથી રમ્ય બનાવી દીધો; એ વિશે એ પ્રશસ્તિમાં જ આ પ્રકારે ઉલ્લેખ આપ્યો છે:—

" तस्स य बहुया सीसा तववीरिअवयणलद्धिसंपण्णा । रम्मो गुज्जरदेसो जेहिं कओ देवहरएहिं ॥ ८ ॥ "

એ પછી એટલે લગભગ સાતમા સૈકાથી લઈને દશમા સૈકા સુધીમાં થયેલા પ્રભાવશાળી આચાર્યોએ આ નગરમાં પદાર્પણ કરીને આ પ્રદેશને પવિત્ર અને રમણીય બનાવ્યો. તેમ મોટી અનુપમ સાહિત્ય કૃતિઓથી સુવાસિત બનાવી જૈન ભંડારને ભરી દીધો; જેના પ્રતાપે આજે એ સમયની સમગ્ર સ્થિતિનો ખ્યાલ આપતો ઐતિહાસિક આદર્શ આજની પ્રજાને નવી તાજગી બક્ષે એવો મળી શકે એમ છે.

વિક્રમની આઠમી સદીમાં ભિન્નમાલમાં કુલગુરુઓની સ્થાપના થયાના ઉલ્લેખો સાંપડે છે. એ સમયે અહીં ૮૪ ગચ્છના સમર્થ આચાર્યો વિદ્યમાન હતા. અહીંના શ્રીમાલ બ્રાહ્મણો અને પ્રાગ્વાટ બ્રાહ્મણોને શંખેશ્વરગચ્છના આચાર્ય શ્રીઉદયપ્રભસૂરિએ સં. ૭૯૧માં જૈનધર્મી બનાવ્યા હતા. સેંકડો સાહિત્ય કૃતિઓના રચયિતા તાર્કિક શિરોમણિ શ્રીહરિભદ્રસૂરિએ આ સ્થળમાંથી મોટા ભાગની કૃતિઓ રચવાની પ્રેરણા મેળવી હતી. શ્રીસિદ્ધર્ષિ આચાર્યે પોતાની વિશાળકાય 'ઉપમિતિભવપ્રપંચા કથા'ની રચના વિ. સં. ૯૯૨માં અહીં જ કરી હતી. શ્રીસિદ્ધર્ષિની જેમ

વીરગણિએ પોતાના જન્મથી અને પાંડિત્યથી આ નગરને પવિત્ર કર્યું હતું. આ વીરગણિએ ગૂર્જરનરેશ ચામુંડરાજને પોતાની માન્ત્રિક શક્તિથી આશ્ચર્યચકિત કર્યો હતો.

લગભગ દશમા–અગિયારમા સૈકામાં આ નગરમાંથી ૧૮૦૦૦ શ્રીમાલીઓ ચાલ્યા ગયા અને ગુજરાતની નવી રાજધાની પાટણ અને તેની આસપાસના ગામડાંઓમાં જઈને વસ્યા. આ રીતે ભિન્નમાલની સમૃદ્ધિનો પ્રવાહ ગુજરાત તરફ વળ્યો અને જોતજોતામાં પાટણ અને ગુજરાત સંપત્તિ અને શક્તિથી સંપન્ન બન્યાં. ટૂંકમાં શ્રીમાલ પાટણને બધી રીતે પ્રેરક થઈ પડ્યું હતું. લગભગ ચૌદમા સૈકામાં આ ભિન્નમાલ ઉપર નમતા પહોરનો સૂર્ય આથમી ચૂક્યો હતો. ઈ. સ. ૧૬૧૧માં નિકોલસ ઉફ્લેટ નામનો અંગ્રેજ વેપારી આ શહેર ફરતા વેરાન બનેલા ૩૬ માઈલના વિસ્તારની અને સુંદર ટાંકાવાળા કિલ્લાની વાત કરે છે. આજે પણ ભિન્નમાલથી ૫-૬ માઈલ દૂર ઉત્તર તરફ જાલોરી દરવાજો, પશ્ચિમ તરફ સાચોરી દરવાજો, પૂર્વ તરફ સૂર્ય દરવાજો અને દક્ષિણમાં લક્ષ્મી દરવાજો છે. એ વિસ્તારમાં ઊંચા ટેકરાઓ અને મેદાનમાં ઘાસ ઊગી ગયું છે અને તેમાં જ મકાનના પાયા, ઈંટો, કોરણીવાળા થાંભલા તેમજ મંદિરના કોરણીવાળા પથ્થરો વગેરેનાં ઢગલાબંધ અવશેષો પડેલાં જોવાય છે.

આજે આ સ્ટેશનનું ગામ છે. ગામમાં લગભગ ૪૦૦ જૈનોનાં ઘરો વિદ્યમાન છે. ૨ જૈન ધર્મશાળા, ૨ ઉપાશ્રય અને ૬ જૈન મંદિરો ઊભાં છે.

શહેરની ઉત્તર દિશામાં આવેલી ગજનીખાનની કબરની પાસે એક જૈન મંદિરનું ખંડિયેર પડ્યું છે. તેની મહેરાબમાં જૈન મૂર્તિ અંકિત છે. પાસેના જાકબ તળાવની ભીંતમાં સં. ૧૩૩૩ નો મોટો લેખ આ પ્રકારે ઉત્કીર્ણ છે:—

"यः पुरात्र महास्थाने श्रीमाले स्वयमागतः । स देवः श्रीमहावीरो देया[द्वः] सुखसंपदं ॥ १ ॥
पुनर्भवभवत्रस्ताः संतो यं शरणं गताः । तस्य वीरजिनेंद्र[स्य] पूजार्थं शासनं नवं ॥ २ ॥
थारापद्रमहागच्छे पुण्ये पुण्यैकशालिनां । श्रीपूर्णचंद्रसू[रि]णां प्रसादाल्लिख्यते यथा ॥ ३ ॥

स्वस्ति संवत् १३३३ वर्षे ॥ आश्विनसुदि १४ सोमे ॥ अद्येह श्रीश्रीमाले महाराजकुलश्रीचाचिगदेवकल्याणविजयिराज्ये तन्नियुक्त महं० गजसीहप्रमृतिपंचकुलप्रतिपत्तौ श्रीश्रीमालदेशवहिकाधिकृतेन नैगमान्वयकायस्थमहत्तमसुभटेन तथा चेट्टककर्मसीहेन स्वश्रेयसे अश्विनमासीययात्रामहोत्सवे अश्विनसुदि १४ चतुर्दशीदिने श्रीमहावीरदेवाय प्रतिवर्षे पंचोपचारपूजानिमित्तं श्रीकरणीयपंचसेलहथ-डाभीनरपालं च भक्तिपूर्वं संबोध्य तलपदेहलसहडीपदमध्यात् फरकरहलसहडो एकसत्क द्र ५ । २ सप्तविंशकोपेतपंचद्रम्मा स(त)था सेलहथाभाव्ये आठ डां मध्याद् द्र ८ अष्टौ द्रम्माः ॥ उभयं सप्तविंशोपकोपेतत्रयोदशद्रम्मा आचंद्रार्कं देवदाये कारापिताः ॥ वर्तमान-पंचकुलेन वर्तमानसेलहथेन देवदायकृतमिदं स्वश्रेयसे पालनीयं ॥"

આ લેખમાં શ્રીમહાવીરસ્વામી ભગવાન શ્રીમાલમાં પધાર્યા હતા એવો ઉલ્લેખ કરેલો છે, જેના વિશે અમે અગાઉ નિર્દેશ કર્યો છે. વળી, સં. ૧૩૩૩ના આસો સુદિ ૧૪ના યાત્રામહોત્સવ પ્રસંગે એ સમયના રાજવી ચાચિગદેવે આ મહાવીરસ્વામીના મંદિરમાં પૂજા ભણાવવા માટે ગામના પંચ અને અધિકારીઓ પાસેથી માંડવીની જકાતમાંથી પ્રતિવર્ષ ૧૩ દ્રમ્મ, ૭ વિંશોપક ઉક્ત મંદિરમાં દેવદાન તરીકે આપવાનો ઠરાવ કરાવ્યો. એ સમયે થારાપદ્રગચ્છીય શ્રીપૂર્ણચંદ્રસૂરિ અહીં હતા, જેમના ઉપદેશથી આ દાન અપાયું હશે.

અહીંનાં વિદ્યમાન મંદિરોનો પરિચય આ રીતે જણાય છે:—

૧. શેઠના વાસમાં ભગવાન પાર્શ્વનાથનું શિખરબંધી મોટું મંદિર ઊંચી બેઠક પર બંધાયેલું છે. તેમાં મૂળનાયકની ધાતુમય પરિકરવાળી સુંદર મૂર્તિ બિરાજમાન છે. પરિકર ઉપર સં. ૧૦૧૧ની સાલનો લેખ છે. આ મૂર્તિ ભિન્નમાલ અને નીરતા ગામની વચ્ચેના ખેતરમાંથી મળી આવી હતી. તેની અંજનશલાકા કોણે કરી હતી એ જણાવ્યું નથી. ધાતુની બીજી ચારેક મૂર્તિઓ ઉપર બારમીથી અઢારમી સદીના લેખો છે.

મંદિરના પ્રવેશદ્વારમાં ઉપર પાષાણના પાટડા પર આ પ્રકારે લેખ વંચાય છે:—

" श्रीपार्श्वपते(तये) नमः ॥ संवत् १६७१ वर्षे शाके १५३६ वर्तमाने चैत्र सुदि १५ सोमवारे श्रीपार्श्वनाथदेवलमध्ये श्रीचंद्रप्रभमंदिरं कारापितं रूपइया सहस्र २०१५६ ) खरचाणा जालोरे खां पहाडखान गजनीखानसुतराज्ये भीनमाल सोलंकी वीदा रहनेरा दोकडा श्रीपारसनाथरा देवका खरचाणा प्र० उदिम श्रीवडवीर भीमशाखावाला श्रीभावचंद्रशिष्यभट्टारकश्रीविजयचंद्रसूरिवराभ्यां सलावट जसा सोढा देदा काम कीधुं नाम उकेर्यो श्री श्री ॥ "

આ લેખથી જણાય છે કે, શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં શ્રીચંદ્રપ્રભસ્વામીનું મંદિર બંધાવવામાં આવ્યું હતું. મૂળમંદિરના શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ વિશે સં. ૧૬૬૨માં શ્રીપુણ્યકમલ મુનિએ રચેલા "ભિન્નમાલ સ્તવન"માં ચમત્કારભરી ઘટના આલેખી છે. તેમાં જણાવ્યું છે કે, સં. ૧૬૫૧માં આ મૂર્તિ અને બીજી કેટલીક મૂર્તિઓ જમીનમાંથી મળી આવી હતી, જે મૂર્તિઓને જાલોરના ગજનીખાને કબજે કરી હતી. પરંતુ કબજે કરેલી એ મૂર્તિઓના કારણે એ દુઃખી થયો હતો. આખરે એ મૂર્તિઓ તેણે શ્રીસંઘને સુપ્રત કરી ત્યારે સં. ૧૬૬૨માં સંઘવી વરજંગ શ્રેષ્ઠીએ અહીં નવચોકી અને પ્રદક્ષિણાની ભમતીવાળું ભવ્ય મંદિર બંધાવી એ મૂર્તિઓને મોટા ઉત્સવપૂર્વક સ્થાપન કરી હતી. એ પ્રસંગે ખુદ ગજનીખાને જિનમંદિર ઉપર સુવર્ણના ૧૬ કળશો ચડાવ્યા હતા.[1] આ હકીકતનું સમર્થન શ્રીશીલવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માંથી પણ આ પ્રકારે મળે છે:—

" જાલોર નયરિ ગજનીખાંન, પિસુન વચનિ પ્રભુ ધરિયા વાન;
વરજંગ સંઘવી વરીઉ જામ, પાસ પેખીનિં જિમસ્યૂં તામ.
સ્વામી મહિમા ધરણેંદ્રિ ધર્યો, આની મલિકનિ વળી વસિ કર્યો;
પૂજી પ્રણમી આપ્યા પાસ, સંઘ ચતુર્વિધ પુગી આસ.
સ્વામી સેવા તણિ સંયોગિ, પાલ્હ પરમારનો ટલીઓ રોગ;
સોવન કોસીસાં જિનહરસિરિ, હેમતણાં તિણિ કીધાં ઘરિ.
ભિનમાલિ ભયભંજન નાથ..."

મતલબકે, આ મંદિર સં. ૧૬૬૨માં બંધાયું અને સં. ૧૬૭૧માં શ્રીચંદ્રપ્રભસ્વામીનું મંદિર પણ તેમાં જ બંધાવવામાં આવ્યું; જેમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ પરિકરના હિસાબે સં. ૧૦૧૧ની સાલની પ્રાચીન હોવાનું જણાય છે; પરંતુ પરિકરમાંની મૂર્તિ એટલી પ્રાચીન જણાતી નથી.

૨. ગાંધી મૂતાના વાસમાં શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર પ્રાચીન છે. સં. ૧૬૩૪માં શ્રીહીરવિજયસૂરિએ એની પુનઃ પ્રતિષ્ઠા કરેલી છે. આ મંદિરમાં એક ઊભી અને બે બેઠેલી મૂર્તિઓ લગભગ સાતમા સૈકાની જણાય છે. સિવાય ચાર મૂર્તિઓ શ્રાવક-ગૃહસ્થોની પણ છે.

૩. ગાંધી મૂતાના વાસમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘૂમટબંધી નાનું મંદિર છે. મૂળનાયકની ગાદી નીચે આ પ્રકારે લેખ વંચાય છે:—

" संवत् १६८३ वर्षे आषाढ वदि ४ गुरौ श्रीमालवासी सा० पेमा खेमा श्रीपार्श्वबिंबं का० प्र० श्रीविजयदेवसूरिभिः ॥ "

—સં. ૧૬૮૩ના આષાઢ વદિ ૪ ને ગુરુવારે શ્રીમાલના રહેવાસી શા. પેમા અને ખેમા નામના શ્રાવકોએ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને શ્રીવિજયદેવસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી.

સંભવતઃ આ મંદિર સં. ૧૬૮૩માં બંધાયું હશે. આમાં રહેલી બીજી મૂર્તિઓ લગભગ ૧૫-૧૬મી શતાબ્દીની પ્રતિષ્ઠિત છે.

૪. ઉપર્યુક્ત મંદિરની પાસે આવેલા જૂના તપગચ્છના ઉપાશ્રયના ગોખલામાં બદામી વર્ણની એક હાથ ઊંચી શ્રીમહાવીરસ્વામી ભગવાનની મૂર્તિ પ્રતિષ્ઠિત છે. તેના ઉપર સં. ૧૮મી નો લેખ છે.

---

૧. " જૈન સત્ય પ્રકાશ " વર્ષ: ૧૩, અંક: ૩.

૫. બજારમાં આવેલા ગણેશચોકમાં શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી નાનું મંદિર છે. મૂળનાયક શ્રીશાંતિનાથની બદામી વર્ણની પ્રતિમા ૨ ફીટ ઊંચી બિરાજમાન છે. અહીં પહેલાં શ્રીઆદીશ્વર ભગવાન બિરાજમાન હતા. એ સંબંધી આ મંદિરના મંડપના ડાબા હાથ તરફની ભીંતમાં સં. ૧૨૧૨નો લેખ આ પ્રકારે મળે છે:—

"श्रीश्रुताय नमः संवत् ॥ १२१२ वैशाख सुदि ३ गुरुवासरे रत्नपुरे भूपतिश्रीरायपालदेवसुतमहाराजसुवर्णदेवस्य प्रतिमुजायमान–महाराजाधिराजभूपतिश्रीरत्नपालदेवपादपद्मोपजीविनः पादपूज्यभांडारिकवीरदेवस्य महं० देवहृत् साढा पातूसन्मति महामातृलखणाश्रेयसे धानन्यासक्रयमहनीयजूपाभिधाना श्रेयोनिमित्तं श्रीऋषभदेवयात्रायां भूपश्रीमान् मातृजागेरवलिनिमित्तं दत्तं शतमेकं द्रम्माः । देवकरमलके प्रविष्टमत्र शतसुवर्णव्याजेन गोवृषसोलस्य लाखात्रतश्रेयोर्थप्रवृद्धेन लाधसाढाप्रभृतिश्रावकैर्येन सेसमलकेन वर्षं प्रति द्र० १२ द्वादशं देयं सेवार्थेति मंगलं महाश्रीः ॥"

આ લેખમાંથી કેટલીયે ઐતિહાસિક વિગતો પ્રાપ્ત થાય છે. અહીં તો માત્ર આ ઋષભદેવ મંદિર સં. ૧૨૧૨માં બંધાયું એ મુખ્ય હકીકત જાણ્યા પછી અત્યારના મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિમા જીર્ણોદ્ધાર સમયે પ્રતિષ્ઠિત થઈ એટલું નિર્ણીત થાય છે.

૬. બુધવાસમાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું ઘર દેરાસર છે. કહેવાય છે કે, આ મંદિર ગૂર્જરનરેશ શ્રીકુમારપાળે બંધાવ્યું છે. એ સમયે અહીં મૂળનાયક શ્રીઆદીશ્વર પ્રભુ હતા. પણ એ સમયનો કોઈ લેખ મળતો નથી. આજે મૂળનાયક શ્રીવીરપ્રભુની જે મૂર્તિ બિરાજમાન છે તે સં. ૧૮૭૩માં શ્રીજિનેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી છે. બીજી મૂર્તિઓ એ જ સાલના લેખવાળી છે.

ભિન્નમાલથી ૧ માઈલ દૂર પશ્ચિમોત્તર દિશામાં એક નાનું દેવળ છે. તેમાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનની અતિપ્રાચીન ચરણપાદુકાઓ સ્થાપન કરેલી છે. જૈન-જૈનેતર લોકો આ સ્થળે દર્શનાર્થે આવે છે.

ભિન્નમાલથી ૦ાા માઈલ દૂર દક્ષિણ-પશ્ચિમ દિશામાં મજબૂત કોટવાળું એક મંદિર છે, તેમાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનની ચરણપાદુકાઓ વિરાજમાન છે. અહીં પ્રતિવર્ષ કાર્તિક સુદી ૧ ના દિવસે મેળો ભરાય છે.

આ રીતે જૈન દૃષ્ટિએ ભિન્નમાલનું ઐતિહાસિક મહત્ત્વ ગૌરવભર્યું છે. 'સકલતીર્થસ્તોત્ર'માં શ્રીસિદ્ધસેનસૂરિએ ભિન્નમાલને એક તીર્થ સ્વરૂપ ગણાવ્યું છે.

"पल्ली-संडेरय-नाणएसु, कोरिंट-भिन्नमालेसु । वंदे गुज्जरदेसे, आहाडाइसु मेवाडे ॥"

આમ તીર્થ તરીકે પણ પ્રસિદ્ધ આ સ્થળના પ્રાચીન અવશેષો શોધી કાઢવામાં આવે તો બીજું ઘણું જાણવા જેવું મળી શકે એમ છે.



## ૮૬. બાડમેર

**( કોઠા નંબર : ૨૨૨૧-૨૨૭ )**

જોધપુરથી સિંધ-હૈદ્રાબાદ જતી ( જે. આર. ) રેલ્વેનું બાડમેર સ્ટેશન છે. આ (નવું) બાડમેર જૂના બાહડમેરનો નાશ થયા પછી વસેલું છે. પુરાણું બાહડમેર અહીંથી ૧૪ માઈલ દૂર વસેલું હતું. એ નગર સત્તરમા સૈકા સુધી આબાદ હતું. તે પછી કોઈ કારણે એ નગરનો ભંગ થતાં ત્યાંના સરદારો જાગીરદારો અને શાહુકારો વગેરે ૧૪ માઈલ દૂર આવેલા 'બાપડાઉ' ગામમાં આવી વસ્યા. ત્યારથી બાપડાઉ 'બાડમેર' નામથી પ્રસિદ્ધ થયું અને અસલનું બાહડમેર 'જૂના' નામથી ઓળખાવા લાગ્યું, જેનો પરિચય આમાં જ આગળ આપીશું.

બાડમેરમાં ૪૦૦ શ્રાવકોની વસ્તી છે. તેમાંનો મોટો ભાગ અંચલગચ્છીય અને ખરતરગચ્છીય છે. ૪ ઉપાશ્રય, ૩ ધર્મશાળાઓ અને ૭ જૈન મંદિરો વિદ્યમાન છે.

૧. સ્ટેશન તરફના માર્ગે નોરામાં શ્રીચંદ્રપ્રભસ્વામીનું શિખરબંધી દેવાલય છે. સં. ૧૯૭૫માં બંધાવ્યું છે. આમાં ચિત્રકામ કરેલું છે.

૨–૩. પાદરમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનાં બે મંદિર છે, જેમાંનું એક શિખરબંધી છે જ્યારે બીજું ઘર દેરાસર છે. શિખરબંધી મંદિર સં. ૧૯૦૦માં બંધાવેલું છે.

૩–૭. બાગલમાં ચાર મંદિરો વિદ્યમાન છે. તે પૈકી ૧ શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે, જે સં. ૧૫૭૫માં બંધાવેલું છે. બાકીનાં ત્રણ ઘર–દેરાસરો છે, જેમાં બે મંદિરો શ્રીપાર્શ્વનાથ ભગવાનનાં અને એક શ્રીશાંતિનાથ ભગવાનનું છે, જે વીસમી સદીમાં બંધાવેલાં છે.

જૂના :—

નવા બાડમેરથી ૧૪ માઈલ અને જસાઈ સ્ટેશનથી અગ્નિખૂણામાં ૪ માઈલ દૂર આજે 'જૂના' નામે ઓળખાતું સ્થળ છે એ જ પ્રાચીનકાળનું બાહડમેર નગર છે. પહાડથી ઘેરાયેલા આ નગરને પથ્થરનો મજબૂત કિલ્લો છે, જેનો ઘેરાવો દશેક માઈલનો કહેવાય છે. કૂવા, વાવ, તળાવ, મકાનો અને મંદિરોનાં અનેક ખંડિયેરો પડેલાં છે. આ સમૃદ્ધ નગર ક્યારે અને કેમ ભાંગ્યું એ જાણવા મળતું નથી પરંતુ સત્તરમી સદી સુધી તો એ આબાદ હતું એમ અહીંથી મળેલા જૈન મંદિરોના શિલાલેખોથી જણાય છે.

પ્રાચીન શિલાલેખો અને ગ્રંથોમાં આ ગામનું નામ બાહડમેરુ કે બાહડમેર નગર તરીકે જોવામાં આવે છે. બાહડ એ પ્રાકૃત શબ્દનો સંસ્કૃત ભાષામાં વાગ્ભટ એવો અર્થ થાય છે. વાગ્ભટ નામના અનેક પુરુષો થઈ ગયાનું ઇતિહાસથી જાણવા મળે છે, પરંતુ કયા વાગ્ભટે આ નગર વસાવ્યું અથવા ક્યારે વસ્યું એનું પ્રમાણ મળતું નથી. શિલાલેખોથી જણાય છે કે, બારમી સદીમાં આ નગર સમૃદ્ધ અને આબાદ હતું. 'વિધિપક્ષ (અંચલગચ્છીય) મોટી પટ્ટાવળી' જે ગુજરાતીમાં છપાઈ છે તેમાં (પૃ૦ ૨૦૪) જણાવ્યું છે કે—"શ્રીજયપ્રભસૂરિજીએ વિ. સં. ૧૦૭૩માં ભિન્નમાલમાં પરમાર વંશના રાઉત સોમકરણજીને, તેના વંશજો સહિત પ્રતિબોધી જૈન બનાવ્યા. વિ. સં. ૧૧૧૧માં મોગલોએ ભિન્નમાલનો નાશ કર્યો ત્યારે તેના (સોમકરણના) વંશના રાય ગાંગા ભિન્નમાલથી નાસીને બાહડમેર ગયા. ત્યાં પરમાર વંશનો દેવડ રાજા હતો."

શ્રીક્ષમાકલ્યાણકૃત 'ખરતરગચ્છની (અપ્રકાશિત) પટ્ટાવલી' (પૃ. ૧૨)માં આ પ્રકારે ઉલ્લેખ મળે છે:—

"उद्धरणमन्त्री सकुटुम्बः खरतरगच्छीयश्रावकश्च (सं० १२२३) बभूव । तस्य च कुलधरनामा पुत्रो जातः येन **बाहडमेरु**-नगरे उत्तुङ्गतोरणप्रासादः कारितः ॥"

—વિ. સં. ૧૨૨૩માં ઉદ્ધરણ નામે મંત્રી કુટુંબ સાથે શ્રાવક થયા. તેના પુત્ર કુલધરે બાહડમેરુ નગરમાં ઉત્તુંગ-તોરણ પ્રાસાદ–જૈન મંદિર બંધાવ્યું.

આ ઉલ્લેખોથી જણાય છે કે વિ. સં. ૧૧૧૧ પહેલાં આ નગર વસી ચૂક્યું હતું. 'ખરતરગચ્છીય ગુર્વાવલી' (અપ્રકાશિત)થી જણાય છે કે, સં. ૧૩૯૧માં શ્રીજિનપદ્મસૂરિ જ્યારે વાગ્ભટ્ટમેરુ પધાર્યા ત્યારે ચૌહાણકુલપ્રદીપ રાણા શિખરસિંહ, રાજપુરુષો અને નાગરિકોની સાથે સૂરિજીની સમ્મુખ ગયા અને મહોત્સવપૂર્વક તેમનો નગરપ્રવેશ કરાવ્યો.

સ્વ. મુનિરાજ શ્રી.જયંતવિજયજીએ ઉત્તુંગતોરણ મંદિરનું વર્ણન કર્યું છે,[૧] તેનો સાર ભાગ આ છે:—

ઉત્તુંગતોરણપ્રાસાદ–જૈન મંદિર પહાડની ટેકરી ઉપર બનેલું છે, એ મંદિરના કેટલાયે ભાગો તૂટી ગયા છે. છતાં એ જીર્ણશીર્ણ ભાગો ઉપરથી આ મંદિર કેવું હશે એનું અનુમાન થઈ શકે છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવ ચોકીઓ,

૧. "જૈન" ૧–૩–૩૬ના અંકમાંથી. મુનિરાજ શ્રીજયંતવિજયજીએ પણ બે–ત્રણ દશકા પહેલાંની નોંધ ઉપરથી વર્ણન આપેલું છે. એટલે અત્યારે આ મંદિર કેવી સ્થિતિમાં હશે તે જાણવામાં નથી.

સભામંડપ, શૃંગારચોકી, ગૂઢમંડપની બંને બાજુએ બે બે મંડપો, ભમતીનો કોટ, શિખર અને ઘૂમટોથી યુક્ત હતું. આ મંદિરને 'નવતોરણિયું મંદિર' પણ કહેતા હતા, એથી જણાય છે કે, નકશીવાળાં નવ તોરણો એમાં વિદ્યમાન હતાં.

મૂળગભારો કંઈક ઊંચી ભૂમિકા ઉપર છે. મૂળગભારા પાસે પથ્થરોનો ઢગલો પડચો છે. ગર્ભાગારથી આગળ ત્રણે બાજુએ ત્રણ દરવાજાવાળો ગૂઢમંડપ છે. તેના ઉત્તર અને દક્ષિણ દિશાઓના દરવાજાઓથી બહાર એકેક સભામંડપ છે. ગૂઢમંડપમાં ૧૪ થાંભલાઓની બેવડી હાર છે. દરેક સ્તંભના ત્રણ ત્રણ ભાગ છે, જેમાંનો વચલો ભાગ મોટો છે. ગૂઢમંડપથી બહાર આવતાં ત્રણ દરવાજાની માફક ત્રણ ભાગ કરેલા છે. એવા ત્રણ-ત્રણ ભાગવાળી બીજી બે હારો છે. એટલે માંડવીની માફક નવ દરવાજા છે અને માથે નવ ઘૂમટો—નવચોકીઓ છે. નવચોકીઓથી આગળ પૂર્વ દિશામાં એક મોટો ગોળાકારે સભામંડપ છે. તેમાંના બધા સ્તંભો કોરણીભર્યા છે. ઘૂમટોમાં પણ એવી જ કોરણી કરેલી છે. સભામંડપથી આગળ પગથિયાં છે અને ત્યાં એક દરવાજો છે. દરવાજાના ઉપરના ભાગમાં ત્રણ ઘૂમટો—ત્રણ ચોકીઓ છે. આ દરવાજાથી આગળ એક બીજો સભામંડપ છે. ત્યાંથી આગળ જતાં બારણું અને પગથિયાં મૂકેલાં છે. તેની આગળ ત્રણ ખંડવાળો મંડપ—ત્રણ ચોકીઓ છે, જેમાં કઠેડા છે અને કઠેડામાં ત્રણે બાજુએ ત્રણ ગવાક્ષો છે, આ ત્રણ ચોકીવાળા મંડપથી આગળ પગથિયાં છે અને તેની બંને બાજુએ ઓટલા છે. મંદિરના પ્રવેશદ્વારથી લઈ ને ઠેઠ મૂળગભારા સુધી ચાર દરવાજાઓ બનાવેલા છે.

ગભારાનું અને ગૂઢમંડપનું ભોંયતળિયું એકસરખું છે. ગૂઢમંડપ પછી નવચોકીઓના છેલ્લા વચલા ખંડમાં જ આઠ પગથિયાં છે. બાજુના બંને ખંડોમાં પગથિયાં નથી. સભામંડપ પછી કોઈ વાવમાં ઊતરતા હોઈ એ તેમ નીચાણ ભાગ છે અને તેમાં પગથિયાં મૂકેલાં છે. ત્યાં અને સભામંડપ પછી એકેક બારણું છે. બંને બારણા ઉપરનો ભાગ છતથી ઢાંકેલો છે. છેલ્લા દરવાજા પછીનાં પગથિયાં અને તેની બંને બાજુઓના ઓટલા પણ છતથી ઢાંકેલા છે.

લગભગ ત્રણ-ચાર દશકા અગાઉ આ મંદિર જે સ્થિતિમાં હતું તેનું વર્ણન આ પ્રકારે છે: મૂળગભારા ઉપરનું શિખર તૂટી ગયેલું છે. મૂળગભારાની ત્રણે બાજુની દીવાલો હજી ઊભી છે. પૂર્વ દિશાની દીવાલ અને દક્ષિણ દિશાનું બારણું પડી ગયું છે. મુખ્ય પ્રવેશદ્વારની ઉપરનો ભાગ અને તેની પાસેનાં પગથિયાં અને કેટલાક ઘૂમટો વગેરે પડી ગયા છે. બાકીના મોટા ઘૂમટો, રંગમંડપો, નવચોકીઓ, ગૂઢમંડપ વગેરેના મંડપો, સ્તંભો, તોરણો અને ઉપરના કેટલાક ઘૂમટો વિદ્યમાન છે.

આખુંય મંદિર ભવ્ય અને વિશાળ, શિલ્પશાસ્ત્રના નિયમ મુજબ પ્રમાણસર, કોરણીથી કળામય બનેલું હતું એમ જણાય છે. મંત્રી ઉદ્ધરણના પુત્ર કુળધરે સં. ૧૨૨૩માં બંધાવેલા આવા ઉત્તમ પ્રાસાદનો કારીગરીનો પ્રાચીન નમૂનો આપણા કમનસીબે આજે આ રીતે નાશ પામ્યો છે. આ મંદિરના નવચોકીઓના સ્તંભો ઉપરથી સં. ૧૩૫૨નો એક, સં. ૧૩૫૬ના બે અને સં. ૧૬૯૩ નો એક—એમ ચાર શિલાલેખો આ રીતે પ્રાપ્ત થાય છે:—

(૧) " ॐ ॥ संवत् १३५२ वैशाख सुदि ४ श्रीबाहडमेरौ महाराजकुलश्रीसामंतसिंहदेवकल्याणराज्ये तन्नियुक्तश्री २ करणे मं० वीरा सेल [०] वेला तुल [०] भां. गिगनप्रभृतयो धर्माक्षराणि प्रयच्छंति यथा । श्रीआदिनाथमध्ये संतिष्ठमानश्रीविघ्नमर्दन-क्षेत्रपालश्रीचउंडराजदेवयो उभयमार्गीयसमायातसार्थ उप्टू १० वृष २० उभयादपि ऊर्ध्वं सार्थं प्रति द्वयोर्देवयोः पाइलापदे भीमप्रिय दश विशोपका अर्द्धोर्द्धेन गृहीतव्याः । असौ लागा महाजनेन म(मा)निता ॥ यथोक्तं बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य यस्य यदा भूमी तस्य तस्य तदा फलं ॥ १ ॥"

(२) " ॐ ॥ संवत् १३५६ कार्तिक्यां श्रीयुगादिदेवविधिचैत्ये श्रीजिनप्रबोधसूरिपट्टालंकारश्रीजिनचंद्रसूरिसुगुरूपदेशेन सा० गाल्हणसुत सा० नागपालश्रावकेण सा० गहणादिपुत्रपरिवृतेन मध्यचतुष्किका स्व० पुत्र सा० मूलदेवश्रेयोर्थं सर्वसंघप्रमोदार्थं कारिता । आचंद्रार्कं नंदतात् ॥ शुभं ॥"

(३) " ॐ ॥ संवत् १३५६ कार्तिक्यां श्रीयुगादिदेवविधिचैत्ये श्रीजिनप्रबोधसूरिपट्टालंकारश्रीजिनचंद्रसूरिसुगुरूपदेशेन सा० काल्हणसुत सा० राजदेवसत्पुत्रेण सा० सलखणश्रावकेण सा० मोकलसिंह तिहूणसिंहपरिवृतेन स्वमातुः सा पउमिणिसुश्राविकायाः श्रेयोर्थं सर्वसंघप्रमोदार्थं पार्श्ववर्तिचतुष्किकाद्वयं कारितं ॥ आचंद्रार्कं नंदतात् ॥ शुभमस्तु ॥"

(૪) " संवत् १६९२ वर्षे मग( मार्ग० ) सुद(दि) १० ष(ख)रतरगच्छे पं० गणनंदनगणिभिः पं० सीरराजमुनि पं० गिरराजमुनि पं० हीराणं(नं)द्रप्रमुखसाधुसहितैर्यात्रा कृता संतंथानधाकारि ( ! ) ॥ "

ઉપર્યુક્ત પ્રથમના ત્રણ શિલાલેખોથી જણાય છે કે, આ મંદિરના મૂળનાયક શ્રીઆદિનાથ ભગવાન હતા. સં. ૧૩૫૨ના પહેલા લેખથી આ મંદિરના લાગા સંબંધી હકીકત જાણવા મળે છે. તેમાં ભીમપ્રિય વીશોપક નાણા સંબંધે ઉલ્લેખ છે, જે ગુજરાતના સોલંકી ભીમદેવના સમયમાં ચાલતા નાણાનો ખ્યાલ આપે છે. સં. ૧૩૫૬ના બે લેખોમાંથી આ મંદિર વિધિચૈત્ય હોવાનું માલૂમ પડે છે. સં. ૧૬૯૩ના લેખથી આ મંદિર તીર્થ તરીકે જાણીતું થયું હતું જેની યાત્રાએ ખરતરગચ્છીય સાધુઓ આવ્યા હતા.

**કિરાડૂ :—**

બાડમેરથી લગભગ ૧૦ માઈલ અને જોધપુરથી હૈદ્રાબાદ જતી રેલ્વેના ખડીન સ્ટેશનથી લગભગ ૩ માઈલ દૂર, અત્યારના હાથમા ગામની પાડોશમાં 'કિરાડૂ' નામનું પ્રાચીન ગામ છે, એનું અસલનું નામ ' કિરાતકૂપ ' હતું. અહીં સુંદર શિલ્પકળાના નમૂનાસમાં પાંચ આલીશાન મંદિરો છે; એ પૈકી મોટું મહાદેવનું મંદિર છે, તેના રંગમંડપમાં પેસતાં ચાર શિલાલેખો છે. એ પૈકીનો એક લેખ મહારાજા કુમારપાલના ખંડિયા રાજા આલ્હણદેવે કરેલું અમારી—જીવવધ ન કરવા સંબંધી આદેશ—શાસન છે. સં. ૧૨૦૯ના મહા વદિ ૧૪ ને શનિવારના દિવસનો એ લેખ છે.[1] આ લેખથી જણાય છે કે, અહીં જૈન મહાજનોનો સારો પ્રભાવ હશે અને જૈન મંદિરો પણ ઘણાં હશે પરંતુ આજે તે ભગ્નાવસ્થામાં છે.

સં. ૧૩૯૩માં શ્રીકક્કસૂરિએ રચેલા "નાભિનંદનજિનોદ્ધાર પ્રબંધ"થી જણાય છે કે સં. ૧૩૭૧માં શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરનાર શ્રેષ્ઠી સમરસિંહના આઠમા પૂર્વજ નામે વેસટ કિરાતકૂપમાં રહેતા હતા. વેસટના ચોથા વંશજ સહસ્રખણ કિરાતકૂપથી શ્રીમાલ—ભિન્નમાલમાં જઈને વસ્યા. એટલે લગભગ દશમા સૈકામાં આ જિનમંદિરો અને જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હશે એમ લાગે છે.



# ૮૭. મેવાનગર [નાકોડા] વીરમપુર

**( કોઠા નં. ૨૧૩૭-૨૧૩૯ )**

બાલોતરા સ્ટેશનથી દક્ષિણ દિશામાં ૬ માઈલ દૂર મેવાનગર છે, જેને 'નાકોડા' નામે લોકો ઓળખે છે. એનું પ્રાચીન કાળનું નામ વીરમપુર અથવા મેવાનગર હતું. વીરમપુરના ઉલ્લેખો શિલાલેખો અને ગ્રંથપ્રશસ્તિઓમાંથી મળી આવે છે.

ચારે બાજુની પહાડીઓની કુદરતી કિલ્લેબંદીથી આ ગામ ઘેરાયેલું છે. આજે અહીં શિખરબંધી ભવ્ય કોરણીવાળાં ત્રણ જિનમંદિરો અને લગભગ ૨૦૦ ઓરડીઓવાળી સં. ૧૯૬૬માં બંધાવેલી એક જૈનધર્મશાળા સિવાય કોઈ જૈનની વસ્તી નથી. એક સમયે આ નાકોડા ગામ સમૃદ્ધ અને આબાદ વીરમપુર નામે નગર હતું. વીરમપુરનું નામ નાકોડા કેમ બન્યું એ વિશે કહેવાય છે કે, વિ. સં. પૂર્વે ત્રીજી શતાબ્દીમાં વીરસેન અને નાકોરસેન નામના બે ભાઈઓએ પોતાના નામ ઉપરથી દશ ગાઉના અંતરે વીરમપુર અને નાકોરનગર નામે બે નગર વસાવ્યાં. એ સમયે વીરમપુરમાં શ્રીચંદ્રપ્રભ ભગવાન અને નાકોરમાં શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનાં બાવન જિનાલય વિશાળ મંદિરો તેમણે બંધાવ્યાં હતાં અને આર્ય શ્રીસ્થૂલિભદ્રસ્વામીના હાથે તેની પ્રતિષ્ઠા કરાવી હતી.

નાકોરનગર તેરમા સૈકાના મધ્યકાળ સુધી તો આબાદ હતું, પરંતુ સં. ૧૨૮૦માં આ નગર પર આલમશાહે ચડાઈ કરી એ સમયે અહીંના મંદિરની મૂર્તિઓને શ્રીસંઘે અગમચેતી વાપરી બે ગાઉ દૂર આવેલા કાલીદ્રહ (નાગહ્રદ)માં છુપાવી દીધી. ત્યારે ખાલી પડેલું મંદિર જોઈ બાદશાહે તેને સોંયસેગું કરી દીધું અને આખું નગર વેરાન બનાવી મૂક્યું. લોકો બીજાં ગામોમાં જઈને વસ્યા.

વીરમપુર વિશે મળેલી એક નોંધ જણાવે છે કે, વિ. સં. ૯૦૯માં આ નગરમાં જૈનોનાં ૨૭૦૦ ઘરો આબાદ હતાં. એ સમયે ભાતેરાગોત્રીય શ્રેષ્ઠી હરખચંદે વીરમપુરના જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવી મૂળનાયક શ્રીચંદ્રપ્રભ ભગવાનની

---

૧. " પ્રાચીન જૈન લેખસંગ્રહ " ભા. ૨, લેખાંક: ૩૪૬.

ખંડિત પ્રાચીન જિનમૂર્તિને ભંડારી દઈ શ્રીમહાવીરસ્વામીની મૂર્તિ સ્થાપન કરાવી. એ મંદિર અને મૂર્તિ જીર્ણ થતાં સં. ૧૨૨૩માં ફરીથી શ્રીમહાવીરજિનની સ્થાપના કરવામાં આવી. એ પછી થોડા સમયમાં આ મંદિર અચાનક તૂટી પડયું ત્યારે શ્રીસંઘે મૂળગભારો અને મંડપ સહિત મૂળ મંદિરને નવેસર તૈયાર કરાવ્યું ને તેમાં નાકોર-નગરની ૧૨૦ મૂર્તિઓ જે કાલીદ્રહ (નાગહૃદ)માં છુપાવી હતી તે વીરમપુર લાવીને તેમાંથી એક શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાને મૂળનાયક તરીકે સં. ૧૪૨૯માં સ્થાપન કરવામાં આવી. બસ, એ સમયથી આ વીરમપુર નાકોડાને નામે પ્રસિદ્ધિ પામ્યું.

શ્રીમહિમાસમુદ્ર નામના કવિએ રચેલા અપ્રસિદ્ધ 'મહેવાનગર સ્તવન'માં આ મંદિરના જીર્ણોદ્ધારક અને તેમણે કરાવેલા જીર્ણોદ્ધારની સાલ-તિથિ આ પ્રકારે નોંધી છેઃ—

**"સંવત પનરહ ચોસઠઇ, અષ્ટમી વદિ વૈશાખ, શનિવાર દિવસ પ્રતિષ્ઠીય, ખરચ્યો ધન કેઈ લાખ. મોરી૦ ૩ ઓસવાલ વંસઇ અતિભલો, છાજહડ ગોત્ર છત્રાલ; જૂઠિલસુત નયણો જકઇ, સુત સીંહા સુવિલાસ. મોરી૦ ૪ સીંહાસુતન સમધર, સદ્ગુણ તસુ સુતન સાહ સદારંગ; ભાવસોં તેણ ભરાવીયા, આણંદ અતિ ઉછરંગ મોરી૦ ૫"**

આ સ્તવન ઉપરથી લાગે છે કે, સં. ૧૫૬૪ના વૈશાખ વદિ ૮ ને શનિવારના રોજ ઓશવાલ છાજહડ ગોત્રી શેઠ જૂઠિલના પ્રપૌત્ર શેઠ સદારંગે આનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

એ પછી શ્રેષ્ઠી માલશાહ સકલેચાના નાનાભાઈ નાનકજીએ અહીંના રાજપુત્રની હલકી દાનત જોઈને અગમચેતી વાપરી બધા જૈન કુટુંબોને તૈયાર કરી જેસલમેરની યાત્રાને બહાને સંઘ કાઢયો ને આ ગામ ખાલી કરાવ્યું. એ પછી આ ગામની આબાદી તૂટી ગઈ છે.

૧. અહીંના ત્રણ મંદિરો ડુંગરીની વચ્ચે આવેલાં છે. તે પૈકી મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર પ્રાચીન, વિશાળ અને મનોહર છે. તેમાં મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી ને તેમાં ત્રણ ઝરુખા અને ઉન્નત શિખરબંધી રચના છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૨૩ ઇંચની ભવ્ય પ્રતિમા બિરાજમાન છે અને બંને તરફની મૂર્તિઓ ૨૦ ઇંચની છે.

શ્રીસમયસુંદર ઉપાધ્યાય આ મૂર્તિઓ પ્રત્યે શ્રદ્ધાભરી વાણીમાં ઉપદેશે છે કે—

**"જાગંતા તીર્થ પાર્શ્વપહુ, જહાં યાત્રી આવે જગત સહુ; સુજને ભવદુઃખ થકી છોડા, નિત નામ જપો શ્રીનાકોડા."**

કેટલાક વૃદ્ધોનું કથન છે કે, નાકોડા પાસેની નદીના કિનારે એક પ્રાચીન ખંડિયેર છે. તેમાંથી આ પ્રતિમાઓ મળી આવી છે. મંદિરના દક્ષિણ ભાગમાં પાસે પાસે જ બે મજબૂત ભોંયરાં બનેલાં છે. તેમાં વિક્રમના ૧૨મા સૈકાથી લઈને ૧૭મા સૈકા સુધીની પ્રતિમાઓ પ્રતિષ્ઠિત છે.

આ મંદિરના રંગમંડપ, નંદિમંડપ, ઝરુખા અને ભૂમિગૃહના પાટડા પર ક્રમશઃ નીચે મુજબના શિલાલેખો કોતરેલા જેવાય છે, જેમાં રંગમંડપ, ચોકીઓ વગેરે કરાવ્યાના શ્રેષ્ઠીઓના ઉલ્લેખો છેઃ—

(૧) "स्वस्ति श्रीजेयोमंगलाभ्युदयश्च संवत् १६७८ वर्षे शाके १५४४ प्रवर्त्तमाने द्वितीय आषाढ सुदि २ दिने रविवारे राउल श्रीजुगमालजीविजयराज्ये श्रीपल्लकीयगच्छे भट्टारकश्रीयशोदेवसूरिजीविजयमाने श्रीमहावीरचैत्ये श्रीसंघेन चतुष्किका कारिता श्रीनाकोडापार्श्वनाथप्रसादात् । शुभं भवतु उपाध्याय श्रीकनकशेखरशिष्य पं० सुमतिशेखरेण लिखितं श्रीछाजहक देवशेखरजी संघेन कारापिता । सूत्रधार फूजलभातृझांझा घटिता उत्रकवरी ॥"

(२) "संवत् १६८२ वर्षे आषाढ सुदि ६ सोमवारे राउलश्रीजुगपालजीराज्ये श्रीपल्लिगच्छीयश्रीसंघेन श्रीपार्श्वनाथचैत्ये नंदीमंडप[:]कारापिता(त:) । उपाध्यायश्रीसिंहलिखितं सूत्रधार मेघा सूत्र० तारा कारीगर करमा शुभं भवतु श्रीसंघस्य श्रियेस्तु ॥"

(३) "आषाढादि संवत १६८१ चैत्र सुदि ३ दिने सोमवारे हस्तनक्षत्रे वीरमपुरे श्रीजुगमालजीविजयराज्ये श्रीपल्लिवालगच्छे

भट्टारक श्रीयशोदेवसूरिजीविजयराज्ये श्रीपार्श्वनाथजीचैत्ये श्रीपल्लिगच्छसंघेन गवाक्षत्रयसहिता सुशोभना निर्गमचतुष्किका कारापिता। उपाध्यायश्रीहरशेखराणां पट्टप्रभाकरोपाध्यायश्रीकनकशेखर तत्पट्टालंकारोपाध्याय श्रीदेवशेखसूरिर्जी उपाध्यायकनकशेखरहस्तदीक्षितेन उपाध्यायसुमतिशेखरेण स्वहस्ते लिखितं। श्रीः। श्रीयेस्तु श्र श्रावकसंघस्य शुभं भवतु। सूत्रधार कलापुत्र चतरमना वरजंग तत्पुत्रसोमा वरजंगपुत्र कल्याणप्रसाददत्त मनापुत्र सू० मेघा सू० शिवदत्त हीरा प्रह्लाद तारा। कारीगर करमाण शुभं भवतु॥"

(४) "संवत् १६ आषाढादि ६७ वर्षे भाद्रपद शुक्लपक्षे शुक्रवासरे श्रीवीरमपुरवरे श्रीपार्श्वनाथमहावीरभूमिगृहे श्रीपल्लिवालगच्छे भट्टारिकश्रीयशोदेवसूरिविजयराज्ये राउल श्रीतेजसीजीविजयराज्ये कारितं श्रीसंघेन पंडितसुमतिशेखरेण लिपि(पी)कृतं। सूत्रधारदाना तत्पुत्र मना धन्ना वरजंगेन कृतं भ्रातृजसोमा मेघा कलापुत्र कल्याण भाणेज नासण श्रीपार्श्वनाथ महावीरजी रक्षा शुभं भवतु। श्रीरस्तु उपाध्यायपदमशेखरविजयराज्ये॥"

એક મૂર્તિ ઉપરનો લેખ આ પ્રમાણે છે—

"श्रीकीर्तिरत्नसूरि गुरुभ्यो नमः। संवत् १५५६ वर्षे जेठा पुत्री रोहिणी प्रणमति॥"

આ લેખો ઉપરથી પ્રતીત થાય છે કે સત્તરમા સૈકામાં વીરમપુરના જૈનો મોટે ભાગે પલ્લીવાલગચ્છીય હતા અને તેઓ જ આ મંદિરમાં જીર્ણોદ્ધાર વગેરેનું કાર્ય કરાવતા રહ્યા છે.

૨. શ્રીઋષભદેવ ભગવાનનું મંદિર ઉપર્યુક્ત મંદિરની પાસે જ પાછળના ભાગમાં છે. તેને લોકો 'લચ્છીબાઈના મંદિર'ને નામે ઓળખે છે. કેમકે શ્રાવિકા લક્ષ્મીબાઈએ આ સૌધશિખરી વિશાળ મંદિર બંધાવ્યું હતું અને તેમાં મૂળનાયક શ્રીવિમલનાથ ભગવાનની મૂળનાયક તરીકે પ્રતિષ્ઠા કરાવી હતી; એમ અહીંથી મળી આવતા બધા શિલાલેખોથી જાણી શકાય છે. સં. ૧૫૬૮ના વૈશાખ સુદિ ૯ને ગુરુવારના રોજ તપાગચ્છીય શ્રીહેમવિમલસૂરિના હાથે શ્રીઋષભદેવ ભગવાનની પુનઃપ્રતિષ્ઠા કરાવવામાં આવી તે પછી સં. ૧૮૬૫માં થયેલા જીર્ણોદ્ધાર પ્રસંગે બીજા શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. એ જ મૂળનાયકની સર્વાંગસુંદર પ્રતિમા ૩૫ા ઈંચની શ્વેતવર્ણી છે. બંને બાજુની મૂર્તિઓ ૨૪ા ઈંચની બદામી વર્ણની છે. આ મંદિરમાંથી મળી આવતો જીર્ણોદ્ધારનો લેખ મુખ્ય મંડપના એક પાટડા ઉપર આ પ્રમાણે ઉત્કીર્ણ છે:—

"संवत् १८६५ वर्षे फागुण वदि १३ रविवार श्रीबृहत्खरतरगच्छे जंगमयुगप्रधानसकलभट्टारिकशिरोमणिभट्टारिकश्रीश्री १०८ श्रीश्रीजिनचंद्रसूरिजीसूरीश्वरेण सकलश्रीसंघसहितेन नालमंडपनूतनं कारापितं चैत्यसर्वेपि (सर्वचैत्येपि) जीर्णोद्धार [:] कारापिता(तः) लिखितं जेराज सूत्रधार रायभद्रजी पुत्र ढालजीकृतं वास जोधपुर श्रीरस्तु कल्याणमस्तु॥"

મંદિરની ડાબી બાજુએ સં. ૧૫૯૨માં કરાવેલું મજબૂત ભોંયરું છે, તેમાં ૩૫ જેટલી પ્રતિમાઓ પ્રતિષ્ઠિત છે. મૂળ મંદિર સિવાયના બીજા ભાગો, જેવા કે નવચોકીઓ સં. ૧૫૧૨માં, રંગમંડપ સં. ૧૫૬૮માં, બહારની ચોકીઓ સં. ૧૬૩૨માં બનેલી છે; એમ અહીંના શિલાલેખો જણાવે છે. આ મંદિરમાં દેવદેવીઓનાં સ્વરૂપ દર્શનીય છે.

૩. શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર માલશાહ સંકલેચા નામના ઋદ્ધિસંપન્ન ભાવુક શ્રેષ્ઠીએ બંધાવેલું હોવાથી તે 'માલાશાહનું મંદિર' કહેવાય છે. આ મંદિર બંધાવવામાં કેટલીક કિંવદંતીઓ પણ પ્રચલિત છે. આ મંદિર નાકોડાપાર્શ્વનાથ મંદિરની જમણી બાજુએ સામેના ભાગમાં ઊંચી બેઠકની બાંધણીએ બંધાવેલું છે. મૂળગભારો, ગૂઢમંડપ, ચોકીઓ, સભામંડપ, શૃંગારચોકી, શિખર, ભૂમિગૃહ વગેરેની રચનાવાળું છે. મંડપના બારસાખના પાટડા ઉપર આ પ્રમાણે લેખ જોવાય છે:—

"संवत् १६१४ वर्षे श्रीवीरमपुरे॥ श्रीशांतिनाथचैत्ये मार्गशीर्षमासे प्रथमद्वितीयादिने श्रीखरतरगच्छे श्रीजिनचंद्रसूरिविजयराज्ये

स श्रीकवीरमपुरावधिचैत्यराजे प्रोत्तुंगरंगशिखरे नुतदेवराजे।
सौवर्णवर्णवपुषं सुविशुद्धपक्षे श्रीशांतितीर्थपतिमाकृतशुद्धपक्षं॥ १॥

अर्हतमर्हतगतांतलतांतभक्त्या श्रीशांतिनामकमनंतनितांतभक्त्या ।
श्रीविश्वसेनतनुजं भवतात्मशक्त्या सारंगलक्षणजिनं स्मरताभियुक्त्या ॥ २ ॥
यस्यातीतभवेप्यकारि महता शक्रस्तनामर्षिणा श्येनाकारभृता कपोततनुभृद्रक्षापरीक्षोऽर्हतः ।
मोक्ता यौगकयोगचक्रिपदवीसाम्राज्यराज्यश्रियः स श्रीशांतिजिनोस्तु धार्मिकनृणां दातात्मसंपच्छ्रियः ॥ ३ ॥
श्रीशांतिदेवोत्रतु देवदेवो धर्मोपदेष्टा मुददायिसेवः ।
नंतास्ति यस्यादिमवर्णनामा राजोपमास्यस्य तु भक्तिनाम ॥ ४ ॥

श्रीधनराजोपाध्यायानामुपदेशेन पंडितमुनिमेरुलिखितं सूत्रधार जोधा रंगा गदा नरसिंहकेन उत्कीरितानि काव्यानि चतुष्किका-मूलपट्टके राउलश्रीमेघराजविजयराज्ये श्रीशांतिनाथनामिमंडपो निष्पन्नः ॥ "[1]

આજે આ મંદિરમાં શ્રેષ્ઠી માલાશાહે સ્થાપન કરેલી મૂર્તિ નથી, પણ પાછળથી એટલે સં. ૧૯૧૦માં તેના સ્થાને નવી શ્રીશાંતિનાથ ભગવાનની મૂર્તિની સ્થાપના કરવામાં આવી છે. આ પ્રતિમા શ્વેતવર્ણની અને ૩૦ ઈંચની છે. તેની બંને પડખે ૨૪ ઈંચની બે ધવલવર્ણી મૂર્તિઓ શોભી રહી છે. મંદિરની બાજુમાં સં. ૧૯૬૬માં કરાવેલું એક મજબૂત ભોંયરું છે. તેમાં ૨૭ જિનપ્રતિમા અને બીજી ચરણપાદુકાઓ વગેરે છે. શ્રીજિનદત્તસૂરિની આરસની મૂર્તિ અને પટ્ટો વગેરે પણ છે. મૂળનાયકની પ્રતિમા ઉપર લેખ છે, જેમાં માલાશાહે આ મંદિર બંધાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે તેથી એ લેખ નવીન હોવા છતાં ઉપયોગી છેઃ—

"संवत् १९१० शाके १७७५ प्रवर्तमाने मासोत्तममासे माधवमासे धवलपक्षे ५ तिथौ गुरुवासरे महाराजाधिराजमहाराज-तखतसिंहजीजसवंतसिंहजीविजयराज्ये श्रीपालीनगरे सकलश्रीसंघगादीमहोच्छवेनांजनशलाका कृतं(ता) जोधपुरनगरवास्तव्य श्रीओशवंशे मुताजी अखयचंदजी तत्पुत्र मुता श्रीलखमीचंदजी त० मु० श्रीमुकुदचंदजीधर्मानुरागेण महोच्छव(वं) कारापितं श्रीमहेवापरगने श्रीवीरमपुरनगरमध्ये शंखवालेचा मालाशाकारापितश्रीजिनालये श्रीशांतिनाथबिंबं प्रतिष्ठितं जगद्गुरुबिरुदधारकश्रीखरतरभावहर्ष-गच्छेश भ० क्षमासूरिपट्टे भ० श्रीजिनपद्मसूरिभिः प्रतिष्ठितं सकलश्रेयोर्थं ॥ "

આ રીતે લગભગ સત્તરમી સદી સુધી નાકોડા—વીરમપુરની જાહોજલાલી રહી, તે પછી ઘસાતું આ નગર નાના ગામડા જેવું બની ગયું. આજે તો માત્ર એની સ્મરણીય વિભૂતિસમી તીર્થની વિદ્યમાનતા શેષ રહી છે.

★

## ૮૮. જસોલ

(કોઠા નંબર : ૨૧૪૭ ૨૧૪૯)

બાલોતરાથી ૨ માઈલ દૂર જસોલ નામે નાનું ગામ છે. લૂણી નદી પર વસેલું છે. ગામ પ્રાચીન છે. એક કાળે અહીં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હશે એમ લાગે છે. પણ આજે તો માત્ર ૨૦ જૈનોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને ૩ જૈન મંદિરો એના પ્રાચીનકાળના ગૌરવનો ખ્યાલ આપે છે. આ ત્રણ મંદિરો પૈકી [ ૧ ] શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું પ્રાચીન મંદિર શિખરબંધી છે. મૂળનાયકની મૂર્તિ સુંદર છે. આ મંદિરના સભામંડપના એક પાટડા ઉપર બે શિલાલેખો છે. તેમાંનો એક આ પ્રકારે છેઃ—

"संवत् १२४६ वर्षे कार्तिक वदि २ श्रीमान[मद]देवाचार्यगच्छे श्रीखेट्टीयश्रीमहावीरमूलचैत्ये श्रे० सहदेवसुतेन सोनिगेन आत्मश्रेयोर्थं स्तं[भयुगं] प्रदत्तं ॥ २ ॥ "

—સં. ૧૨૪૬ના કાર્તિક વદિ ૨ ના દિવસે શ્રીદેવાચાર્યગચ્છના શ્રીખેટ્ટીય ગામના શ્રીમહાવીરસ્વામીના મૂળ ચૈત્યમાં શ્રેષ્ઠી સહદેવના પુત્ર સોનિગે પોતાના કલ્યાણ માટે બે સ્તંભો કરાવ્યા.

---

૧. આ૦ શ્રીયતીન્દ્રસૂરિજીએ આ લેખો લીધેલા છે, તેની સાથે 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભા. ૨માંના લેખાંકઃ ૪૧૭–૪૨૧ સુધીના લેખો સરખાવતાં ઘણો પાઠભેદ લાગે છે. એ લેખો ફરીથી તપાસવા યોગ્ય છે.

બીજો લેખ આ પ્રકારે છે:—

" संवत् १२१० श्रावण वदि ७ श्रीविजयसिंहेन वालिगसासणं प्रदत्तं खेडिजुं राणो होई सु जुको वालिगु लेइ कुहाडु लेइ तहिं केरिय गदह चडइ.......... ॥ "

—સં. ૧૨૧૦ના શ્રાવણ વદિ ૭ના દિવસે શ્રીવિજયસિંહે વાલિગનું શાસન લખી આપ્યું કે ખેડનો જે રાણો થાય તે વાલિગ લે કે કુહાડો લે તેને ગધેડે ચડવાની ગાળ છે.

જો કે લેખ સ્પષ્ટ નથી પરંતુ આ બંને લેખોથી જણાય છે કે આ લેખવાળો પાટડો ખેડ ગામનું[1] મહાવીર ચૈત્ય કોઈ કારણે નષ્ટ થતાં ત્યાંથી અહીં લાવવામાં આવ્યો છે. એ અને ખેડ ગામ વિશેની હકીકત આમાંથી પ્રાપ્ત થાય છે.

[ ૨–૩ ] એક શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર સં. ૧૮૭૫માં ખરતરગચ્છના સંઘે બનાવ્યું છે અને બીજું શ્રીચંદ્ર પ્રભસ્વામીનું યતિશ્રી તારાચંદે સં. ૧૮૪૮મા બંધાવ્યું છે. બંને ઘર દેરાસરો છે. આમાં પુસ્તકભંડાર પણ છે.



## ૮૯. જાલોર

(કોઠા નંબર : ૨૧૫૦–૨૧૬૬)

જાલોર નગર એરણપુરા સ્ટેશનથી પશ્ચિમમાં ૩૮ માઈલ અને જોધપુરથી દક્ષિણ દિશામાં ૭૦ માઈલ દૂર સુકડી નદીના કાંઠે વસેલું પ્રાચીન નગર છે. સોવનગિરિ પહાડની તળેટીમાં એ આવેલું છે.

જાલોર નગરનો ઇતિહાસ જાણીએ તે પહેલાં જેની તીર્થ તરીકેની પ્રસિદ્ધિ આજ સુધી જળવાયેલી છે એ સોવન-ગિરિ–સુવર્ણગિરિ વિશે જાણી લઈએ.

આ સુવર્ણગિરિનો કનકાચલ વગેરે નામોથી પ્રાચીન ગ્રંથોમાં ઉલ્લેખ મળે છે, સુવર્ણવાચી શબ્દો ઉપરથી પણ આ ગિરિનાં નામો કલ્પાયાં છે. આ ગિરિ ઉપર કોટિધ્વજ ધનાઢ્ય લોકો જ વસતા હતા અને ત્યાં 'યક્ષવસતિ' નામે જૈન પ્રાસાદ બાંધવામાં આવ્યો હતો એ વિશે લગભગ તેરમી સદીના શ્રીમહેન્દ્રસૂરિએ રચેલી 'અષ્ટોત્તરી તીર્થમાલા'માં આ પ્રકારે ઉલ્લેખ કરેલો છે:—

" नवनवइलक्खधणवइ अलद्धवासे सुवण्णगिरिसिहरे । नाहडनिवकालीणं थुणि वीरं जक्खवसहीए ॥ "

—નવ્વાણુ લાખની સંપત્તિવાળા શેઠિયાઓને પણ જ્યાં રહેવાને સ્થાન મળતું નહોતું (અર્થાત્–જ્યાં બધા કરોડ-પતિઓ જ વસતા હતા, એથી ઓછી મૂડીવાળાને ત્યાં સ્થાન મળતું નહિ) એવા સુવર્ણગિરિ શિખર પર નાહડ રાજાના સમયમાં (૦निवकारियं–એવો પાઠાંતર માનીએ તો–નાહડ રાજાએ બંધાવેલા) 'યક્ષવસતિ' નામના પ્રાસાદમાં શ્રીમહાવીર દેવની સ્તુતિ કરો.

શ્રીમેરુતુંગસૂરિની 'વિચારશ્રેણિ'માં જણાવ્યા પ્રમાણે આ નાહડ રાજા વિક્રમાદિત્યનો ચોથી પેઢીએ થયો હતો, જેનો રાજત્વકાળ વિ. સં. ૧૨૬ થી ૧૩૫ હતો, એટલે 'યક્ષવસતિ–પ્રાસાદ'નો રચનાકાળ વિ. સં. ૧૨૬ થી ૧૩૫ના વચગાળાનો હશે એમ નક્કી થાય છે.

---

૧. નાકોડા (નગર)થી ૫ માઈલ દૂર 'ખેડ' નામનું ગામ છે. મલ્લાનાની રાજધાની અહીં હતી. અહીં એક રણછોડજીનું મંદિર છે તેની દીવાલમાં બે જૈનમૂર્તિઓ જોવાય છે. જેમાંની ૧ પદ્માસનસ્થ છે જ્યારે બીજી ખડ્ગાસનસ્થ છે એટલે એ રણછોડજીનું મંદિર જૈનમંદિરમાંથી રૂપાંતર પામ્યું છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. શ્રીયશોભદ્રસૂરિ આ ખેડનગરથી ઋષભદેવનો પ્રસાદ નાડલાઈમાં લઈ આવ્યા હતા, જે વિશે કહેવાયું છે કે—" ખેડ નયરથી લાવિયા ઋષભદેવપ્રાસાદ. " આથી ખેડનગર દશમા સૈકા લગભગમાં વેરાન બન્યું હશે એમ લાગે છે.

ઉપર્યુક્ત ગાથામાંથી બે હકીકતો ફલિત થાય છે. એક તો એ કે, જે કરોડપતિઓ સુવર્ણગિરિ ઉપર વસતા હતા એ મોટે ભાગે જૈન હતા, અને બીજી એ કે, જે કરોડપતિઓ ન હોય એવા લોકો એ ગિરિની નીચે વસેલા નગરમાં રહેતા હોવા જોઈએ.

આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે, સુવર્ણગિરિ અને તેની નીચે વસેલું જે કોઈ નગર પાછળથી જાબાલિપુર—જાલોર નામે ખ્યાતિ પામ્યું એ બંને વસાહતો વિક્રમની બીજી શતાબ્દી પહેલાંથી વિદ્યમાન હતી એટલું સ્પષ્ટ થાય છે. એ બંને સ્થળે પ્રાચીન જિનમંદિરો પણ વિદ્યમાન હતાં જ. આ પ્રાચીન કાળનાં મંદિરોથી જ 'સુવર્ણ-ગિરિ'નો ઉલ્લેખ જૈનોના ગણનાપાત્ર પવિત્ર તીર્થસ્થળોમાં નોંધવામાં આવ્યો છે. 'સકલાર્હત્સ્તોત્ર'ના અંતિમ પદ્યમાં જે પ્રસિદ્ધ ગિરિતીર્થો ગણાવ્યાં છે, તેમાં આ સુવર્ણગિરિનો 'કનકાચલ' નામે ઉલ્લેખ કરેલો છે:—

"ख्यातोऽष्टापदपर्वतो गजपदः सम्मेतशैलाभिधः, श्रीमान् रैवतकः प्रसिद्धमहिमा शत्रुञ्जयो मण्डपः ।
वैभारः कनकाचलोऽर्बुदगिरिः श्रीचित्रकूटादयस्तत्र श्रीऋषभादयो जिनवराः कुर्वन्तु वो मङ्गलम् ॥

આવા પવિત્ર તીર્થધામની યાત્રા કરવા જૈનો અને જૈનાચાર્યો અહીં આવતા હતા. તેમના ઉપદેશથી અહીં કેટલાંયે જિનમંદિરો બંધાયાં હતાં અને જૈનાચાર્યોએ આવા પવિત્ર તીર્થના વાતાવરણમાંથી મોટા ગ્રંથો રચવાની પ્રેરણા મેળવી હતી.[૧]

આજનું જાલોર પ્રાચીનકાળે જાબાલિપુર નામે ઓળખાતું હતું. એનો પ્રાચીન ઉલ્લેખ 'કુવલયમાલા' ગ્રંથની પ્રશસ્તિમાંથી મળે છે. શ્રીદાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતનસૂરિએ વિ. સં. ૮૩૫માં જાબાલિપુર નગરમાં શ્રીવીરભદ્ર નામના આચાર્યે બનાવરાવેલા શ્રીઋષભદેવ પ્રાસાદમાં એ ગ્રંથ પૂરો કર્યો હતો. એટલે સં. ૮૩૫ પહેલાં અહીં શ્રીઋષભદેવનું મંદિર વિદ્યમાન હતું અને એ સમયે આ નગર ઊંચાં જિનમંદિરોથી શોભાયમાન અને શ્રાવકોની વસ્તીથી ભરપુર સમૃદ્ધિશાળી નગર હતું; એ હકીકત તેમણે 'કુવલયમાલા'ની પ્રશસ્તિમાં આ પ્રકારે નોંધી છે તેમાંથી જાણી શકાય છે:—

" तुंगमलंघं जिणभवणमणहरं सावयाउलं विसमं । जावालिपुरं अट्ठावयं व अह अत्थि पुहवीए ॥ १८ ॥
तुंगं धवलं मणहारि रयणपसरंतधयवडाडोवं । उसहजिणिंदायतणं कराविय वीरभद्देण ॥ १९ ॥
तत्थट्ठिएण अह चोद्दसीए चेत्तस्स कण्हपक्खम्मि । णिम्मविआ बोहिकरी भव्वाणं होउ सव्वाण ॥ २० ॥ "

શ્રીઉદ્યોતનસૂરિએ એ પણ જણાવ્યું છે કે, એ સમયે અહીં વત્સરાજ નામે પ્રતિહારવંશી રાજા રાજ્ય કરતો હતો. એનો રાજત્વકાળ સં. ૮૨૬ થી ૮૫૬નો ડૉ. સ્મીથે નક્કી કરી બતાવ્યો છે, તે 'કુવલયમાલા'ના રચના—સમયનું સમર્થન કરે છે. મતલબ કે, નવમા સૈકામાં આ 'જાબાલિપુર' જેને આજે 'જાલોર' નામે ઓળખવામાં આવે છે તે ઉન્નત અવસ્થામાં હતું.

આ ગાથાઓમાંથી આપણને જે શ્રીવીરભદ્રાચાર્યે બનાવેલા જિનમંદિરનો પરિચય મળે છે તે અષ્ટાપદના જેવું હોવાનું જણાવ્યું છે. આબુના 'લૂણવસહી' ચૈત્યના સં. ૧૨૯૬ના શિલાલેખથી જણાય છે કે જાબાલિપુરના સુવર્ણગિરિ પર અષ્ટાપદ નામે ચૈત્ય હતું.[૨] એ પરથી અને ઉપર્યુક્ત ૧૮મી ગાથામાં નિર્દિષ્ટ પૃથ્વી પરના એટલે ગિરિ નીચેના જાબાલિપુરમાં જે ઋષભદેવનું મંદિર કરાવ્યું તે 'અષ્ટાપદ' જેવું અર્થાત્ સુવર્ણગિરિ ઉપરના અષ્ટાપદ ચૈત્ય જેવું બનાવ્યું એવો અર્થ ફલિત થતો હોય એમ મારું માનવું છે. મતલબ કે, સુવર્ણગિરિ ઉપર અષ્ટાપદનું ચૈત્ય બન્યું એ પછી નવમા સૈકામાં જાબાલિપુરમાં આદિનાથ ચૈત્ય બન્યું એમ માનવામાં કશી હરકત નથી.

અહીં શહેરના મધ્ય ભાગમાં 'જૂના તોપખાના'ના નામે ઓળખાતી એક મસ્જિદ છે. એમાં પ્રવેશતાં બાવન જિનાલયવાળા વિશાળ મંદિરનો ખ્યાલ આવે છે. તેમાંની સફેદ પથ્થરની દેરીઓ, કોરણીવાળા પથ્થરો અને શિલાલેખવાળા

૧ સં. ૧૦૮૦માં શ્વેતાંબરાચાર્ય શ્રીજિનેશ્વરસૂરિએ શ્રીહરિભદ્રસૂરિકૃત 'અષ્ટકસંગ્રહ' ઉપર વિદ્વત્તા ભરી ટીકા અહીં રચી હતી અને તેમના ગુરુભાઈ શ્રીબુદ્ધિસાગરસૂરિએ 'બુદ્ધિસાગર' નામના વ્યાકરણની રચના પણ એ સાલમાં અહીં જ પૂરી કરી હતી.

૨. "શ્રીઅર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ" લેખાંકઃ ૨૭૯

સ્તંભો, મહેરાબો, દેરીઓ અને ભીંતમાંથી મળી આવેલા શિલાલેખોથી સ્પષ્ટ થાય છે કે આ મસ્જિદ જૈન મંદિરોના પથ્થરોથી બંધાવેલી છે. ડૉ. ભાંડારકરનું મંતવ્ય છે કે–" આ કબર ઓછામાં ઓછાં ૪ દેવાલયોની સામગ્રીથી બનાવવામાં આવી છે; જેમાંનું એક તો સિંધુ રાજેશ્વર નામનું હિંદુ મંદિર છે અને બીજાં ત્રણ આદિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી નામનાં જૈન મંદિરો છે, જેમાંનું પાર્શ્વનાથનું મંદિર તો કિલ્લા ઉપર હતું."

આ પાર્શ્વનાથનું મંદિર એ જ સુવર્ણગિરિ ઉપર કુમારપાલ નરેશે બંધાવેલું 'કુમારવિહાર' નામનું પ્રસિદ્ધ ચૈત્ય હતું. શ્રીમહાવીરસ્વામીનું મંદિર 'ચંદનવિહાર' નામે ઓળખાતું હતું અને શ્રીઆદીશ્વરનું ચૈત્ય શ્રાવક યશોવીરે બંધાવ્યું હતું.

આ તોપખાનામાંથી સં. ૧૧૯૪, સં. ૧૨૩૯, સં. ૧૨૬૮, સં. ૧૩૨૦ અને સં. ૧૩૨૩ના જુદા જુદા વર્ષોમાં લખાયેલા જૈન શિલાલેખો આજે પણ મળી આવે છે,[૩] તોપખાનાના દીવાનખાનાની ગેલેરીનો એક પ્રાચીન લેખ આ પ્રકારે છેઃ—

" सं. ११९४ श्रीमालीय श्रे० वीसलसुत नागदेवस्तत्पुत्रौ(त्रा) देल्हा सलक्षण झांबाख्या [:] झांबापुत्रो विजाकस्तेन देवड-सहितेन पितृझां० श्रयोर्थं श्रीजावालिपुरीयश्रीमहावीराजिनचैत्ये करोदि (?) कारितं । श्रीशुभं भवतु ॥ "

આ લેખ ઉપરથી જણાય છે કે શ્રીમહાવીર ચૈત્ય સં. ૧૧૯૪માં કે તે પહેલાં બંધાયેલું હતું. એ પછી સં. ૧૨૬૮નો લેખ આ પ્રકારે છેઃ–

' संवत् १२२१ श्रीजावालिपुरीयकांचनगि[ग]रि गढस्योपरि प्रभुहेमसूरिप्रबोधितश्रीगूर्ज्जरधराधीश्वरपरमार्हत–चौलुक्य महारा[ज]-ाधिराजश्री[कु]मारपालदेवकारिते श्रीपा[र्श्व]नाथसत्कमू[ल]विंब(बिंब)सहित श्रीकुवरविहाराभिधाने जैनचैत्ये । सद्विधिप्रव[र्त]नाय बृ[बृ]हद्गच्छीयवादीन्द्रश्रीदेवाचार्याणां पक्षे आचंद्रार्कं समर्पिते ॥ सं० १२४२ वर्षे एतद्देसा(शा)धिपचाहमानकुलतिलकमहाराज-श्रीसमरसिंहदेवादेशेन भां० पासुपुत्र भां० यशोवीरेण स[मु]द्धते श्रीमद्राजकुलादेशेन श्रीदे[वा]चार्यशिष्यैः श्रीपूर्णदेवाचार्यैः। सं० १२६५ वर्षे ज्येष्ठ सु० ११ श्रीपार्श्वनाथदेवे तोरणादीनां प्रतिष्ठाकार्ये कृते मूलशिखरे व(च) कनकमयध्वजादंडस्य ध्वजारोपणप्रतिष्ठायां कृतायां ॥ सं० १२६८ वर्षे दीपोत्सवदिने अभिनवनिष्पन्नप्रेक्षामध्यमंडपे श्रीपूर्णदेवसूरिशिष्यैः श्रीरामचंद्राचार्यै[:] सुवर्णमयकलसा(शा)रोपण–प्रतिष्ठा कृता ॥ सु(शु)भं भवतु ॥ छ ॥

આ લેખથી જણાય છે કે, સં. ૧૨૨૧ માં શ્રીકુમારપાલ નરેશે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર ગઢ ઉપર બંધાવ્યું. તેમાં શ્રીપાર્શ્વનાથની પ્રતિષ્ઠા શ્રીવાદી દેવસૂરિએ કરી હતી, એ પછી સં. ૧૨૪૨ માં સમરસિંહની આજ્ઞા મેળવી ભંડારી પાસુના પુત્ર ભંડારી યશોવીરે ઉદ્ધાર કરાવ્યો હતો. સં. ૧૨૫૬ માં શ્રીદેવાચાર્યના શિષ્ય પૂર્ણચંદ્રસૂરિએ રાજકુલની આજ્ઞાથી એ મંદિરમાં તોરણની પ્રતિષ્ઠા કરી હતી અને સં. ૧૨૬૫ માં મૂળશિખર ઉપર સુવર્ણદંડ અને ધ્વજારોપણની પ્રતિષ્ઠા કરી હતી. સં. ૧૨૬૮ માં નવા બનાવેલા પ્રેક્ષામધ્યમંડપ ઉપર શ્રીપૂર્ણદેવસૂરિના શિષ્ય રામચંદ્રસૂરિએ સુવર્ણમય કળશની પ્રતિષ્ઠા કરી હતી.

આ લેખમાં નિર્દિષ્ટ શ્રીરામચંદ્રસૂરિએ સંસ્કૃત ભાષામાં ૭ દ્વાત્રિંશિકાઓ રચી છે, એ ઉપરથી આ મંદિરની વિશાળતા, ભવ્યતા અને મહત્તાનો ખ્યાલ આવે છે. આ મંદિર બાવન જિનાલયવાળું હતું અને તેમાં શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ફણાવાળી હતી એમ પણ તેમાં જણાવ્યું છે. સં. ૧૨૯૬ ના એક શિલાલેખથી જણાય છે કે, નાગપુરીય લાહડે આ મંદિરની ભમતીમાં એક દેરી કરાવી આદિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવી હતી. વળી, એ જ લેખમાં તેના જ વંશના દેવચંદ્ર શ્રેષ્ઠીએ અષ્ટાપદમાં બે ગોખલા કરાવ્યાની નોંધ આપી છે.[૪]

૩. "પ્રાચીન જૈન લેખસંગ્રહ:' ભા. ૨, લેખાંક: ૩૫૧ થી ૩૬૩ માં આ લેખો સંગ્રહાયા છે.

૪. "શ્રીઅર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ:', લેખાંક : ૨૭૯; અને 'જૈન'નો રૌપ્યમહોત્સવાંક : પં. શ્રીકલ્યાણવિજયજી–'જૈન તીર્થ સુવર્ણગિરિ' પૃષ્ઠ : ૪૬.

વળી, એક સંસ્કૃત સ્તોત્ર પરથી જણાય છે કે, આ ગિરિ ઉપર એક 'કુંકુમરોલ' નામના પાર્શ્વજિનેશ્વરનું ચૈત્ય હતું.[૫] શહેરની બહાર સંડેલાવ નામનું મોટું તળાવ છે. તેના કિનારે ચામુંડા માતાનું દેવળ છે. તેની પાસેની એક કુટીમાં એક મૂર્તિ છે, જેને લોકો 'ચોસઠ જોગણીની મૂર્તિ' કહે છે. ખરું જોતાં આ મૂર્તિ કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા છે. તેનાં અંગ–પ્રત્યંગ ઘસી નાખીને જોગણી જેવી આ મૂર્તિ બનાવી દીધી, જે ઓછું ખેદજનક નથી. તેના પરનો લેખ એ જિનપ્રતિમા હોવાનું પુરવાર કરે છે; એ લેખ આ પ્રકારે છે:—

" संवत् ११७५ वैशाख वदि १ शनौ श्रीजावालिपुरीयचैत्ये सामंतश्रावकेण वीरकपुत्रेण उवोचनपुत्रशुभंकरषेहडाभ्यां (?) सहितेन तत्पुत्रदेवंगदेवधर........तथा जिनमतिभार्या प्रोच्छा(त्सा)हितेन श्रीसुविधिदेवस्य खतके द्वारं कारितं धर्मार्थमिति ।। मंगलं महाश्रीः ।। "

આ લેખમાં વર્ણવેલું ચૈત્ય સં. ૧૧૭૫ પહેલાં વિદ્યમાન હતું એ આ લેખથી સ્પષ્ટ થાય છે.

મહારાજા ઉદયસિંહના સમયમાં થયેલા શ્રીમાલવંશના શેઠ યશોદેવના પુત્ર શ્રેષ્ઠી યશોવીરે જાલોરના આદિનાથ મંદિરનો રમણીય મંડપ સં. ૧૨૩૯ના વૈશાખ સુદિ ૫ને ગુરુવારે કરાવ્યો હતો, જે મંડપ શિલ્પકળાનો અદ્ભુત નમૂનો હોઈ તેને જોવા માટે દેશ–પરદેશના સેંકડો પ્રેક્ષકો આવતા હતા. એ મંદિરના સભામંડપના પાટ પરના લેખમાં એ વિશે આ પ્રકારે નોંધ કરી છે:—

" नानादेशसमागतैर्नवनवैः स्त्रीपुंसवर्गैर्मुहुर्यस्याहो ! रचनावलोकनपरैः नो तृप्तिरासाद्यते ।
स्मारं स्मारमथो यदीयरचनावैचित्र्यविस्फुर्जितं, तैः स्वस्थानगतैरपि प्रतिदिनं सोत्कण्ठमावर्ण्यते ॥ "[૬]

આ યશોવીર ઉદયસિંહ રાજાનો મંત્રી હતો. તે શ્રીમંત અને સત્તાધારી હોવા સાથે દાનેશ્વરી અને શિલ્પ વિદ્યામાં નિષ્ણાત વિદ્વાન હતો. તેણે આબુ ઉપર સં. ૧૨૯૨ના પ્રતિષ્ઠામહોત્સવ પ્રસંગે ૮૪ રાણાઓ, ૧૨ મંડલિકો, ૪ મહાધર, અને ૮૪ મોટી જ્ઞાતિઓની મળેલી સભામાં મહામાત્ય વસ્તુપાલ–તેજપાલે શોભન સૂત્રધાર દ્વારા નિર્માણ કરાવેલા 'લૂણિગવસતિ' જેવા શિલ્પકળાવાળા અદ્ભુત ચૈત્યમાંથી ૧૪ ભૂલો બતાવી હતી.[૭] આ સાંભળી શ્રીવસ્તુપાલે યશોવીર મંત્રીની વિદ્યાકુશળતા આદિ ગુણોની ભારે સ્તુતિ કરી હતી.

'ખરતરગચ્છ ગુર્વાવલી'માંથી અહીંના મંદિરો અને પ્રતિષ્ઠા સંબંધે કેટલીક નોંધ મળી આવે છે એ મુજબ: "ઉદયસિંહના સમયમાં એટલે સં. ૧૩૧૦ વૈશાખ સુદિ ૧૩ને શનિવારે સ્વાતિ નક્ષત્રમાં શ્રીમહાવીર વિધિચૈત્યમાં રાજા અને પ્રધાન પુરુષોની ઉપસ્થિતિમાં રાજમાન્ય મહામંત્રી જૈત્રસિંહના તત્ત્વાવધાનમાં પાલનપુર, વાગડદેશ આદિના શ્રાવકોએ એકઠા થઈ ચોવીશ જિનાલય આદિની પ્રતિષ્ઠા દીક્ષા આદિ મહોત્સવપૂર્વક કરી હતી.'

વળી, "સં. ૧૩૧૬ના મહા સુદિ ૬ના દિવસે રાજા ચાચિગદેવના રાજત્વકાળમાં સ્વર્ણગિરિના શાંતિનાથ મંદિરમાં સ્વર્ણમય ધ્વજાદંડ અને કળશારોપણ કરવામાં આવ્યા હતા."[૮]

વળી, "સં. ૧૩૪૨ના જેઠ વદિ ૯ના દિવસે સુપ્રસન્ન સામંતસિંહના સાંનિધ્યથી અનેક જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા અને ઈંદ્રમહોત્સવ થયો હતો.

વળી, "સં. ૧૩૭૧ના જેઠ વદિ ૧૦ના દિવસે જાવાલિપુરમાં કલિકાળકેવલી શ્રીજિનચંદ્રસૂરિની વિદ્યમાનતામાં દીક્ષા અને માલારોપણાદિ ઉત્સવો થયા હતા. તે પછી મ્લેચ્છોએ આ નગરનો ભંગ કર્યો."

સં. ૧૫૧૨માં પદ્મનાભ નામના કવિએ રચેલા 'કાન્હડદેપ્રબંધ' નામના જૂની ગુજરાતીના કાવ્યમાં આ જાલોરના ભંગ વિશે સવિસ્તર હકીકત આપી છે.

---

૫. 'જૈન સ્તોત્ર સંદોહ;' ભા. ૨, પૃ. ૧૮૦.

૬. "પ્રાચીન જૈન લેખસંદોહ" ભા.–૨, લેખાંકઃ ૩૫૧

૭. 'ઉપદેશસાર–ટીકા" પૃ.

૮. ભીલડિયા–ભીમપલ્લીના વર્ણનમાં જણાવેલા 'શ્રાવકધર્મ પ્રકરણ'ની પ્રશસ્તિના શ્લોકમાં જે જાલોર સંબંધી સૂચન છે તેમાં આ સંવત અને તિથિમાં ફેરફાર છે. સં. ૧૩૧૭ના મહા સુદિ ૧૪ની નોંધ એ જ વધુ પ્રામાણિક જણાય છે.

મુસલમાનોએ કરેલા આ આક્રમણમાં અહીંનાં પ્રાચીન મંદિરો કેટલાંક નાશ પામ્યાં અને કેટલાંકને ભારે નુકસાન થયું હતું. કેટલાંક મંદિરોના સુંદર કારીગરીવાળા પથ્થરો અને મંદિરના ભાગો ઉઠાવી લઈ મસ્જિદો બંધાવવામાં ઉપયોગ કર્યો હતો, જેના પુરાવા રૂપે અમે અગાઉ જણાવેલ તોપખાનાવાળી કબર, કિલ્લા ઉપરની મસ્જિદ અને શહેર બહાર આવેલી 'હરજી ખાંડા' ના નામથી ઓળખાતી મસ્જિદ—આ ત્રણે મસ્જિદો જૈન મંદિરોનો નાશ કરીને બાંધવામાં આવેલી છે.

સં. ૧૩૭૧ની સાલ પછી જાલોર પર મુસલમાનો, મેવાડના રાણાઓ, ચહુઆણો અને વિહારી પઠાણોએ રાજ્ય કર્યું હતું. એ સમયમાં અહીં જૈનોની ધાર્મિક પ્રવૃત્તિઓ બંધ પડી હોય અને વસ્તી ઓછી થઈ હોય એમ લાગે છે.

સં. ૧૬૫૧માં શ્રીનગર્ષિગણિએ 'જાલુર નગર પંચ જિનાલય ચૈત્ય પરિપાટી' [૯]નામક તીર્થમાળામાં અહીંની ૪ પોષધશાળાની નોંધ કરી ૫ જિનાલયો અને તેમાં આવેલી મૂર્તિઓની સંખ્યા નોંધી છે. જ્યારે સુવર્ણગિરિ ઉપરનાં ચૈત્યોનો ઉલ્લેખ કર્યો નથી; સંભવ છે કે એ સમયે ગિરિ ઉપરનાં ચૈત્યો વેરાન દશામાં હોય અથવા ત્યાં તેઓ જઈ શકયા ન હોય. નગરનાં પાંચ જિનાલયો પૈકી ૧. શ્રીમહાવીર ચૈત્ય, ૨. શ્રીનેમિનાથ ચૈત્ય, ૩. શ્રીશાંતિનાથ ચૈત્ય ૪. શ્રીઆદિનાથ ચૈત્ય, અને ૫. શ્રીપાર્શ્વનાથ ચૈત્ય એ સમયે વિદ્યમાન હતાં.

છેવટે સમ્રાટ અકબરના પુત્ર જહાંગીરના સમયમાં જ્યારે રાઠોડવંશીય મહારાજા ગજસિંહ હતા ત્યારે મુહણોત જયમલજી તેમના મંત્રી હતા. તેમણે સં. ૧૬૮૧માં જાલોરના સુવર્ણગિરિના કિલ્લા ઉપર ૧ મંદિર બંધાવી ૩ મૂર્તિઓને પ્રતિષ્ઠિત કરી હતી અને અહીંનાં લગભગ બધાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવી પ્રતિષ્ઠાઓ કરાવી હતી.

જયમલની પત્નીઓ સરૂપદે અને સોહાગદેએ કેટલીક મૂર્તિઓ ભરાવી પ્રતિષ્ઠિત કરાવી તે મૂર્તિઓ આજે પણ વિદ્યમાન છે. એ સરૂપદેના પુત્ર નેણસી બીજા પુત્રોમાં વધુ નામાંકિત થયો હતો, જેને સં. ૧૭૪૧માં જોધપુરના મહારાજા જસવંતસિંહે (પહેલા) નેણસીને પોતાનો દીવાન બનાવ્યો હતો. આ દીવાનગીરીમાં તેણે ભારે કુશળતા દાખવી હતી. મારવાડનો સૌથી વિશેષ ખ્યાત ઇતિહાસ તેણે 'નૈણસીજીરી ખ્યાત' નામે લખ્યો છે, જે માત્ર મારવાડ માટે જ નહિ પરંતુ મેવાડ તથા રાજપૂતાનાનાં બીજાં રાજ્યો માટે પણ આજે ઘણો ઉપયોગી થાય છે.

આટલી આછી નોંધથી વિક્રમના બીજા સૈકાથી લઈને લગભગ ૧૮મા સૈકા સુધી જૈનોએ આ નગરમાં કરેલી પ્રવૃત્તિ, બંધાવેલાં ચૈત્યો, જૈનાચાર્યોએ રચેલા ગ્રંથો, જૈન શ્રેષ્ઠીઓએ રાજકીય પ્રવૃત્તિમાં લીધેલા ભાગની સાથોસાથ ધાર્મિક પ્રવૃત્તિમાં આપેલા ફાળાથી અહીંના સ્થાનિક ઇતિહાસનો કંઈક ખ્યાલ આવે છે. આ બધી હકીકતો કહી રહી છે કે, જાલોર જૈન પ્રવૃત્તિનું કેંદ્રધામ હતું.

આજે આ શહેરમાં ૪ ઉપાશ્રયો, ૩ ધર્મશાળાઓ, જ્ઞાનભંડાર, વર્ધમાન વિદ્યાલય, વાચનાલય વગેરે છે. અહીં જૈન મૂર્તિપૂજકોની ૨૦૦૦ માણસોની વસ્તી છે. શહેરમાં બધાં મળીને કુલ ૧૨ જૈન મંદિરો છે.

તપાવાસમાં આવેલાં ૪ મંદિરો પૈકી (૧) શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર શિખરબંધી છે. (૨) શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર ઘૂમટબંધી છે. આ મંદિરમાં શ્રીહીરવિજયસૂરિની સં. ૧૬૫૬ માં પ્રતિષ્ઠિત કરેલી ગુરુમૂર્તિ છે. (૩–૪) શ્રીશાંતિનાથ અને શ્રીઆદિનાથનાં મંદિરો શિખરબંધી છે. (૫) સૂરજપોળ સામે શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે. (૬) ખાનપુરા મહોલ્લામાં શ્રીમુનિસુવ્રતસ્વામીનું મંદિર ધાબાબંધી છે. (૭-૮) ખરતરોના મહોલ્લામાં આવેલાં બે મંદિરો પૈકી એક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે જ્યારે બીજું શ્રીજીરાવલા પાર્શ્વનાથનું ધાબાબંધી છે. (૯) કોકણિયાવાસમાં શ્રીપાર્શ્વનાથનું શિખરબંધી મંદિર સં. ૧૯૪૭ માં બંધાવેલું છે. (૧૦) ભંડારિયોના મહોલ્લામાં શ્રીવાસુપૂજ્ય ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૬૯ માં બંધાવેલું છે. (૧૧) બજારમાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે. (૧૨) શ્રીવર્ધમાન વિદ્યાલયમાં શ્રીમહાવીર ભગવાનનું ઘર–દેરાસર છે; જે સં. ૧૯૯૫ માં બંધાવેલું છે.

પાસે આવેલા સુવર્ણગિરિ ઉપરના કિલ્લામાં આજે ૪ જૈન મંદિરો વિદ્યમાન છે. આ કિલ્લો લગભગ ૮૦૦ ગજ લાંબો અને ૪૦૦ ગજ (૧॥ માઈલ લાંબો અને ૦॥ માઈલ) પહોળો છે, અને સમતલ ભૂમિથી ૧૨૦૦

૯. જૈન સત્યપ્રકાશ: વર્ષ: ૧૦, અંક: ૬.

ફીટ ઊંચી ટેકરી પર આવેલો છે. કિલ્લાને બાવન બૂરજ અને ૪ દરવાજા છે. આ દરવાજાઓ સૂરજપોળ, ધૂપોળ, ચાંદપોળ અને લોહપોળ નામે ઓળખાય છે. એ દરવાજાઓ વટાવીને આપણાં મંદિરો આવે છે.

૧. ભગવાન શ્રીમહાવીરસ્વામીનું મંદિર વિશાળ, ભવ્ય અને રમણીય છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, વિશાળ સભામંડપ, શૃંગારચોકી અને ઉન્નત શિખરયુક્ત ભવ્ય રચનાવાળું છે. મૂળનાયકની મૂર્તિ ૨ હાથ ઊંચી શ્વેતવર્ણી છે. તેના ઉપર સં. ૧૬૮૧ માં શ્રીવિજયદેવસૂરિના આજ્ઞાવર્તી શ્રીજયસાગરગણિએ પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે. મંત્રી જયમલે આ મંદિરનો ઉદ્ધાર કરાવ્યો તે પહેલાં મૂળનાયકની જે પ્રાચીન પ્રતિમા હતી તે બહારના મંડપના એક ગોખલામાં મૂકેલી છે. પ્રાચીન 'યક્ષવસતિ પ્રાસાદ' તે આ જ મંદિર હતું એમ માનવામાં આવે છે, કેમકે આમાં ગૂઢમંડપ, પ્રેક્ષામંડપ, ઝરુખા વગેરેના ભાગો જીર્ણોદ્ધાર સમયના લાગે છે પણ પથ્થરો, તેમાંની કોરણી અને મૂળ શિખરનો ભાગ તો પ્રાચીન એટલે તેરમા સૈકા પછીનાં ન હોય એવું પ્રતીત થાય છે. શ્રીકુમારપાલ નરેશે અહીં 'કુમારવિહાર' બંધાવ્યો ત્યારે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. છેવટનો ઉદ્ધાર શ્રીવિજયરાજેન્દ્રસૂરિના ઉપદેશથી થયેલો છે.

૨. પહાડની ઊંચી ટેકરી ઉપર બે માળનું ચૌમુખજીનું મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીશાંતિનાથ અને શ્રીનેમિનાથ ભગવાન છે. તેની સુમેરુશિખર જેવી રચના છે. તેને 'અષ્ટાપદાવતાર' નામે પણ લોકો ઓળખે છે. 'કુવલયમાલા'ની પ્રશસ્તિમાં જે 'અષ્ટાપદ મંદિર'નું સૂચન છે તે આ જ મંદિર હોવું જોઈએ. મુસલમાનોના હાથે નુકસાન પામવા છતાં તેમાંના મૂળગભારાની કોરણી તેરમા સૈકા પછીની ન હોય એમ લાગે છે. જીર્ણોદ્ધારના સમયે 'ચઉ અઠ દસ દોય' ને બદલે બે માળના ચૌમુખજી બનાવી દીધા હોય એમ જણાય છે. ઉપર અને નીચેના માળમાં ચારે દિશામાં પ્રતિમાઓ બિરાજમાન છે, જે મોટે ભાગે પ્રાચીન છે. પ્રવેશદ્વારની જમણી બાજુએ અને મૂળનાયકની ડાબી બાજુએ એક સર્વાંગ સુંદર પ્રતિમા વિરાજમાન છે.

આ મંદિરમાં સં. ૧૯૩૨માં સરકારી તોપખાનું રાખવામાં આવેલું જે શ્રીવિજયરાજેન્દ્રસૂરિજીના પ્રયત્નથી દૂર કરવામાં આવ્યું. આ મંદિરનો જીર્ણોદ્ધાર પણ તેમના જ ઉપદેશને આભારી છે.

૩. શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર નાનું પણ રમણીય સામરણયુક્ત છે. શ્રીકુમારપાલ નરેશે બંધાવેલું શ્રીપાર્શ્વનાથનું મંદિર તો બાવન જિનાલયવાળું વિશાળ મંદિર હતું. તેની ભમતીમાં અગાઉ નિર્દિષ્ટ સં. ૧૨૯૬માં ગોખલાઓ બનાવી મૂર્તિઓ પધરાવવામાં આવી હતી. પરંતુ અત્યારનું આ મંદિર તો નાનું છે. વળી, આમાં પ્રાચીન કારીગરીના નમૂના પણ જળવાયેલા નથી. અલબત્ત, એનું શિખર બારમી–તેરમી સદીનાં શિખરો જેવું જણાય છે. સંભવતઃ પ્રાચીન 'કુમારવિહાર'નો સંપૂર્ણ નાશ થતાં તેના બદલામાં આ મંદિર બંધાવ્યું હોય એમ જણાય છે, જે કુમારવિહારના જીર્ણોદ્ધાર રૂપે માની શકાય. આ મંદિરનો જીર્ણોદ્ધાર પણ શ્રીવિજયરાજેન્દ્રસૂરિના ઉપદેશથી થયો છે.

૪. શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર ઘુમટબંધી છે. તેમાં પાષાણની કુલ ૯ મૂર્તિઓ વિદ્યમાન છે.

અહીં પ્રતિવર્ષ ભાદરવા વદિ ૧૦ અને માઘ સુદિ ૧ના રોજ મેળા ભરાય છે.



## ૯૦. ભાંડવપુર

(કોઠા નંબર : ૨૧૯૫)

ભિન્નમાલથી ૨૦ માઇલ દૂર ભાંડવપુર અથવા ભાંડવા નામનું ગામ છે. એનું પ્રાચીન નામ માંડવપુર હતું એમ કહે છે. પ્રાચીન કાળે આ ગામ મોટું નગર હશે એમ લાગે છે. આજે અહીં એક પણ જૈનની વસ્તી નથી પણ એક વિશાળ જૈનધર્મશાળા, એક ઉપાશ્રય છે અને એક પ્રાચીન જૈનમંદિર છે; જેના કારણે આ સ્થળ તીર્થરૂપે પ્રસિદ્ધિ પામ્યું છે.

શિખરબંધી ભવ્ય મંદિરમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાનની ૧ હાથપ્રમાણ પ્રાચીન મૂર્તિ છે, તે કંઇક ખંડિત થયેલી છે. આ મંદિરના અંદરના મંડપમાં જમણી બાજુની દીવાલના સ્તંભમાં જૂની લિપિનો એક લેખ છે પણ ખૂબ ઘસાયેલો હોવાથી વાંચી શકાતો નથી; છતાં વાંચી શકાતા અંશ ઉપરથી લાગે છે કે આ મંદિર બારમી સદીમાં બંધાયું હશે, જેની સં. ૧૩૪૦ના પોષ સુદિ ૯ના દિવસે પ્રતિષ્ઠા થયેલી છે. એટલે પ્રાચીન પ્રતિમાનો લોપ થતાં મૂળનાયકની પ્રતિમા બીજેથી લાવીને બિરાજમાન કરેલી છે. સભામંડપમાં છ પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરેલી છે. કુલે ૧૮ પાષાણની અને ૨ ધાતુની પ્રતિમાઓ વિદ્યમાન છે. મંદિરમાં આરસનું કામ મનોહર જણાય છે.

અહીં પ્રતિ વર્ષે કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાના મેળા ભરાય છે. તેમાં હજારો યાત્રાળુઓ એકઠા થાય છે. જૈનેતર વર્ગ પણ આ પ્રતિમાની બાધા–માનતા રાખે છે અને ભાવથી ભક્તિ કરે છે.



## ૯૧. ઘાંઘાણી

**(કોઠા નંબર : ૨૨૨૦)**

અસારાનાડા સ્ટેશનથી ૧૦ માઈલ દૂર અને જોધપુરથી ૩–૪ માઈલ દૂર ઘાંઘાણી નામે ગામ છે, જે જૈનોનું તીર્થધામ મનાય છે. આજે અહીં ૧ જિનમંદિર, ૧ ઉપાશ્રય અને ધર્મશાળા સિવાય જૈનોની વસ્તી નથી. સં. ૧૮૫૯માં અહીં જૈનોનાં ૪૦ ઘર હતાં, તે વધીને સં. ૧૯૦૦માં ૧૦૦ જેટલાં થયાં હતાં. એ પછી આજ સુધીના આટલા ટૂંકા ગાળામાં જૈનનું એક પણ ઘર ન દેખાય એ ખરેખર, કાળની એકાએક પરિવર્તનશીલતાનો નમૂનો જ ગણાય. વેપાર–વાણિજ્યની સ્થિતિ ઓસરી જતાં જૈનો બીજાં ગામોમાં વસવાટ કરવા ચાલ્યા ગયા હશે એમ લાગે છે. પ્રાચીન કાળમાં આ નગર ભારે જાહોજલાલીવાળું હતું એમ અહીંનાં ખંડિયેરોથી પ્રતીત થાય છે. એક મંદિર ખંડિયેરરૂપે આ ભૂમિ ઉપર જ પડ્યું છે, જ્યારે બીજું શ્રીધર્મનાથ ભગવાનનું શિખરબંધી મંદિર તળાવની પાસે શાનદાર ભવ્યતા પાથરતું ઊભું છે. આ મંદિર સમતલ ભૂમિથી લગભગ ૭૨ ફીટની ઊંચાઈ પર છે અને તેથી એનું શિખર દૂર દૂરથી દેખાય છે. આ મંદિર વિશે 'વીર વંશાવળી'માં ઉલ્લેખ છે કે—

"पुनः संप्रतिये उत्तरदिस मरुधरि घंघाणी नगरी श्रीपद्मप्रभस्वामीनो प्रासाद बिंब नीपजाव्यो."

આ હકીકતનું સમર્થન કરતાં શ્રીસમયસુંદર ઉપાધ્યાયે 'ઘાંઘાણી પદ્મપ્રભ સ્તવન'માં જણાવ્યું છે કે, સં. ૧૬૬૨ના જેઠ સુદિ ૧૨ના દિવસે દૂધેલા તળાવની પાસે ખોખર દેરાની પાછળ ખોદકામ કરતાં એક ભૂમિગૃહ નીકળી આવ્યું હતું, જેમાંથી ૬૫ પ્રતિમાઓ પ્રાપ્ત થઈ હતી. તેમાં સમ્રાટ સંપ્રતિરાજે ભરાવેલી મૂળનાયક શ્રીપદ્મપ્રભજિનની સપરિકર મૂર્તિ હતી અને શ્રીઆર્યસુહસ્તિસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી હતી. તેની પાછળના ભાગમાં વીરનિર્વાણ સં. ૨૭૩ના મહા સુદિ ૮ના દિવસે પ્રતિષ્ઠિત કર્યાનો લેખ પણ તેમણે વાંચ્યો હોવાનું જણાવે છે. બીજી મુખ્ય અર્જુન (શ્વેત) સુવર્ણની પ્રતિમા પાર્શ્વનાથની હતી, જે સમ્રાટ ચંદ્રગુપ્તે ભરાવી હતી. વાસ્તવમાં આ મૂર્તિઓ મળી હોત તો ભારતીય ઇતિહાસને પલટો આપનારી હકીકત મળી શકત. સંભવતઃ મુસ્લિમ કાળમાં એને ભૂમિમાં ભંડારી દીધી હોય એમ લાગે છે, જેનો આજે પત્તો મેળવવો મુશ્કેલ છે. 'ખરતરગચ્છ પટ્ટાવલી' અનુસાર આ પ્રતિમાઓની પ્રાચીન લિપિને વા૦ રાજસમુદ્ર, જેઓ પાછળથી જિનરાજસૂરિને નામે ખ્યાત થયા, તેમણે વાંચી હતી. આજે આ મંદિરમાં કેવળ ત્રણ મૂર્તિઓ છે. તેમાંથી એક ઉપરના માળે અને એક નીચેના માળમાં મૂળનાયકરૂપે સં. ૧૯૫૮ અને સં. ૧૯૧૪માં પ્રતિષ્ઠિત કરેલી છે. સં. ૯૩૭ની ત્રીજી શ્રીઆદિનાથ પ્રભુની ધાતુની પ્રતિમા ઉપર શ્રીપૂરણચંદજી નાહરે આ પ્રકારે લેખ વાંચ્યો છે, જે 'જૈન લેખ સંગ્રહ' ભા૦ ૨ના લેખાંકઃ ૧૭૦૯માં પ્રગટ થયો છે તે આ પ્રમાણે છેઃ—

"नवसु शतेष्वब्दानां सप्तत्रिं(त्रिं)शदधिकेष्वतीतेषु । श्रीवच्छलांगलीभ्यां ज्येष्ठार्याभ्यां परमभक्त्या ॥
नाभेयजिनस्यैषा प्रतिमाषाढा(ढा)र्द्धमासनिष्पन्ना । श्रीमत्तोरणकलिता मोक्षार्थं कारिता ताभ्यां ॥
ज्येष्ठार्यपदं प्राप्तौ द्वावपि जिनधर्मवच्छलौ ख्यातौ । उद्योतनसूरेस्तौ शिष्यौ श्रीवच्छबालदेवौ ॥
सं० ९३७ अषाढार्द्धे ॥"

આ લેખની લિપિ વગેરેનું બરાબર અવલોકન કરવું જોઈએ. આ સિવાય અહીંથી એક બીજો લેખ મળી આવ્યો છે તે આ પ્રકારે છે:—

" ओं ॥ सं० १२४१ वैशाख सुदि ७ अद्येह श्रीकेल्हणदेवराज्ये तस्यात्मज श्रीमोढलदेवस्वभुज्यमान घंघाणकपद्रचैत्ये श्रीमहावीरदेववर्षगतिनिमित्तं पनायिय मं० यदुवीरगुणधरेन मांडव्यपुरीयमंडपिकायां दानमध्यात् द्रं० ॥ मासं प्रति दातव्या चंद्रार्कं यावत् ॥
बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य यस्य यदा भूमि[:] तस्य तस्य तदा फलं ॥
स्वदत्तं परदत्तं वा देवानां जो (यो) हरेत् धनं । षष्ठिवर्षसहस्राणि नरके स क्रमिर्भवेत् ॥ "

—સં. ૧૨૪૧ના વૈશાખ સુદિ ૭ના દિને શ્રીકેલ્હણદેવના રાજ્યમાં તેમનો પુત્ર શ્રીમોઢલદેવ ઘંઘાણકનો અધિકાર ચલાવતો હતો ત્યારે ત્યાંના શ્રીમહાવીરદેવના વાર્ષિક ઉત્સવ નિમિત્તે પનાયિય (?) મં. યદુવીર ગુણધરે માંડવ્યપુરની મંડપિકામાંથી એક (?) દ્રમ્મ દર મહિને આપવાની કબૂલાત આપી.

એ પછી પુરાણોના બે પ્રસિદ્ધ શ્લોકો આપેલા છે. તેમાં લખ્યું છે કે—દેવદાન તરીકે આપેલી વસ્તુનો (ચાહે પોતે આપી હોય કે બીજાએ) જો કોઈ અપહાર કરે તે ૬૦ હજાર વર્ષ સુધી નરકનો કીડો થાય.

આ લેખ ઉપરથી આ મંદિર અને ઘંઘાણુક ગામનું નામ આપેલું હોવાથી આ ગામ એથીયે પ્રાચીન નિર્ણીત થાય છે. અને બારમા સૈકાથી લઇને આ મંદિરની વ્યવસ્થા, પવિત્રતા જાળવવા રાજાઓ અને અધિકારીઓ સાથ આપતા રહ્યાનો ખ્યાલ આવે છે.

મંદિરની આગળ કૂવો છે. તેનાથી આગળ ૫–૬ વિશાળ છત્રીઓ–દેરીઓ બહુ જ સુંદર બનેલી છે. ગામમાં જાગીરદારનો ગઢ અને મહેલ વિદ્યમાન છે. એક બીજું નાનું મંદિર જે ખંડિયેર રૂપ ઊભું છે, તેનું દ્વાર બંધ રહે છે. ખોદકામ કરતાં એક પાષાણની પ્રતિમા મળી આવેલી તે ઉપાશ્રયમાં રાખેલી છે તેના ઉપર આ પ્રકારે લેખ હતો એમ શ્રીઅગરચંદજી નાહટા જણાવે છે:—

" ॥ ॐ ॥ संवत् १४९७ वर्षे मार्ग सुदि ३ श्रीशांतिनाथबिंबं प्रतिष्ठितं खरतरगच्छे श्रीजिनभद्रसूरिभिः । कारितं ऊकेशवंशे पीपाडगोत्रे भीमापुत्र देल्हासुश्रावकेन पुत्रआसासहितेन भ्रातृलाखूपुण्यार्थं ॥ "



## ૯૨. કાપરડા

**( કોઠા નંબર : ૨૨૨૭ )**

જોધપુરથી ૨૨ માઈલ અને પીપાડસીટી સ્ટેશનથી ૮–૯ માઈલ દૂર કાપરડા નામનું ગામ છે. એનું પ્રાચીન નામ કર્પટહેડક, કાપડહેડા વગેરે મળે છે. આ ગામ ક્યારે વસ્યું એ જાણી શકાયું નથી પરંતુ અહીં સ્વયંભૂ પાર્શ્વનાથ ભગવાનનું ઉન્નત અને વિશાળ મંદિર તારંગામાં કુમારપાલ નરેશે બંધાવેલા મંદિરની સમતા ધરાવે છે. ૯૮ ફીટ ઊંચું આ મંદિર ચાર માળનું છે અને કંઈક જીર્ણ થયેલું છે. સં. ૧૬૭૮માં જૈતારણવાસી ઓસવાલ શેઠ ભાણજી ભંડારીએ આ મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી હતી એવો શિલાલેખ મૂળનાયકની પ્રતિમા ઉપર મોજુદ છે. એટલે આ ગામ ૧૭મા સૈકા કરતાં પ્રાચીન છે, એમાં શક નથી. ભાણજી ભંડારીએ આ મંદિર કેવી રીતે બંધાવ્યું એ વિશે આવી લોકવાયકા સંભળાય છે:—

"રાવ જોધાજી ( સને ૧૪૨૭ થી ૧૪૮૯ ) ના સમયથી ભંડારી મહાજનો મારવાડમાં આવ્યા અને પોતાના સામર્થ્ય ને કુશળતાથી રાજ્યના અધિકારીપદે નિમાયા હતા. અમર ભંડારીના પુત્ર ભાણજી ભંડારીને જોધપુરના રાજા ગજસિંહે જૈતારણના અધિકારી નીમ્યા હતા. રાજા કોઈ કારણવશ તેમના ઉપર ગુસ્સે થતાં તેમને જોધપુર બોલાવવામાં આવ્યા. માર્ગમાં આવતાં તેમણે કાપરડામાં મુકામ કર્યો. જમવાનો સમય થતાં સાથેના માણસોએ તેમને ભોજન કરવા બોલાવ્યા પણ તેમને પ્રભુ મૂર્તિનાં દર્શન કર્યા વિના ભોજન ન લેવાની પ્રતિજ્ઞા હતી. તેથી તેમણે ના પાડતાં બીજા

બધાંને જમી લેવા જણાવ્યું પરંતુ સાથેના માણસોને જંપ ન થયો. ગામમાં શોધ કરતાં એક જૈન યતિજી પાસે મૂર્તિ હોવાની ભાળ મળી. ભંડારી યતિજી પાસે દર્શનાર્થે આવ્યા. તેમણે યતિજીને રાજાની બધી વાત નિવેદન કરી. નિમિત્ત-શાસ્ત્રના જાણકાર યતિજીએ કહ્યું: 'તમને કશી આંચ નહિ આવે, તમે નિર્દોષ છો.' અને બન્યું પણ એમ જ. ભંડારીજી નિર્દોષ ઠર્યા એટલું જ નહિ, રાજવીને તેમના ઉપર બમણું માન ઉપજ્યું. બીજી તરફ ભંડારીજીની યતિજી ઉપર શ્રદ્ધા વધી ગઈ. તેઓ પાછા ફરતાં યતિજીને મળ્યા. યતિજીએ આ ખુશાલીના બદલામાં કાપરડામાં એક જિન-મંદિર બંધાવવા જણાવ્યું અને ભંડારીજીએ યતિજીની મદદથી અહીં જે મંદિર બંધાવ્યું તે આજ સુધી તીર્થધામ બની રહ્યું છે."

"ઐતિહાસિક રાસસંગ્રહ" ભા. ૩ માં શ્રીદયારત્ન મુનિએ સં. ૧૬૯૫ માં રચેલ 'શ્રીકાપડહેડા-રાસ' માં ઉપર્યુક્ત હકીકત નથી આપી પરંતુ આ મંદિરના બંધાવનાર શેઠ ભાણજી ભંડારી અને તેમના પુત્ર નારાયણ વિશેની હકીકત આલેખી છે. તેમાં જણાવ્યું છે કે, 'શ્રીજિનચંદ્રસૂરિને કાપડહેડામાં ત્રણ બાવળની તળેટીમાં ત્રણ વાંસ ભૂમિની નીચે શ્રીપાર્શ્વ-નાથની પ્રતિમા હોવાની ભાળ મળી. તેમણે સં. ૧૬૭૪ ના પોષ વદિ ૧૦ ના દિવસે આ મૂર્તિ પ્રગટ કરાવી ભાણા ભંડારીને અહીં મંદિર બંધાવવા ઉપદેશ આપ્યો. કવિ કહે છે:—

"ભાનો છાનો નહી ભુવણિ અદભુત દાન ધનદ અહિનાણ કિ."

પછી તો શું જોઈએ? દાનવીરને તો માત્ર ઈશારો જ બસ હતો. થોડા સમયમાં મંદિર તૈયાર થતાં તેની પ્રતિષ્ઠા કરાવી, એ વિશે કવિ નોંધે છે કે:—

"સંવત સાલે પચોત્તરૈ સુદિ હુતિય મગસિર તિમ માસ કિ, પુની વદી તો દેહુરો ભાગબલી ભાંને મંડિયો આસ કિ.
સોલસહસય છિહુત્તર સમૈ પદમસિલા તણો પ્રારંભ કિ; પીઠે બઠા પાસજી ઇણ મુહુરત જણ અચંભ કિ."

અહીં ચાર માળનું મંદિર ઊભું છે. નીચે ભોંયરું પણ છે. મંદિરમાં પાંચ ખંડો અને ચાર મંડપોની રચનાથી એની વિશાળતા અને ઊંચાઈ અસાધારણ લાગે છે. સમતલ ભૂમિથી ૯૮ ફીટની ઊંચાઈ છે અને વિસ્તારમાં તારંગાના મંદિર કરતાં વધારે છે. એને ફરતી વિશાળ ધર્મશાળા છે. અમદાવાદનિવાસી શેઠ માણેકલાલ મનસુખભાઈએ બંધાવી છે. પાંચ માઈલ દૂરથી આ મંદિરનું શિખર દેખાય છે. ત્રણે માળમાં ચોમુખજીની સ્થાપના છે. મૂળનાયકની મૂર્તિ નીચે આ પ્રમાણે લેખ છે:—

"संवत् १६७८ वर्षे वैशाखसित १५ तिथौ सोमवारे स्वातौ महाराजाधिराजमहाराजश्रीगजसिंहविजयराज्ये उकेशवंशे रायलाखण-संताने भंडारीगोत्रे अमरापुत्र**मानाकेन** भार्याभक्तादेः पुत्ररत्न नारायण नरसिंह सोढा पौत्र ताराचंद खंगार नेमिदासादिपरिवारसहितेन **श्रीकर्पटहेडके** स्वयंभूपार्श्वनाथचैत्ये श्रीपार्श्वनाथ............ ॥"

આ પ્રતિમાના પરિકર નીચેની ગાદી ઉપર આવો લેખ વંચાય છે:—

"संवत् १६८८ वर्षे श्रीकापडहेडा स्वयंभूपार्श्वनाथस्य परिकरः कारितः प्रतिष्ठितः श्रीजिनचंद्रसूरिभिः ॥"

પહેલા માળના ચોમુખજીમાં ઉત્તરસન્મુખ મૂળનાયક શ્રીસ્વયંભુ પાર્શ્વનાથ, પૂર્વમાં શ્રીશાંતિનાથ, દક્ષિણમાં શ્રીઅભિનંદન અને પશ્ચિમમાં શ્રીમુનિસુવ્રતસ્વામીની પ્રતિમાઓ છે.

બીજા માળે ચડવાની નિસરણીનાં પગથિયાં એક જ માણસ ચડી-ઊતરી શકે એવાં ૧૧ × ૦ાા ફૂટ લાંબા-પહોળાં છે. માળનો મંડપ પચીશેક માણસો બેસે એવડો છે. શ્રીઋષભદેવ, શ્રીઅરનાથ, શ્રીમહાવીરસ્વામી, અને શ્રીનેમિનાથની ચોમુખ પ્રતિમાઓ છે. તેમ ત્રીજા માળમાં શ્રીનમિનાથ, શ્રીઅનંતનાથ, શ્રીનેમિનાથ અને શ્રીમુનિસુવ્રતસ્વામો, શ્રીશીતળનાથ અને શ્રીપાર્શ્વનાથ ભગવાન બિરાજમાન છે.

શ્રીશાંતિનાથ ભગવાનની એક પ્રતિમા પ્રાચીન જણાય છે. આનો છેલ્લો જીર્ણોદ્ધાર આચાર્ય શ્રીવિજયનેમિસૂરિજીએ સં. ૧૯૭૫ માં કરાવ્યો છે. મંદિરના ચોથા માળેથી જોતાં આસપાસની ભૂમિ ઉપર પથરાયેલાં સેંકડો અવશેષો નજરે

ચડે છે. અસલ આ ગામ મોટું નગર હશે એવું અનુમાન અવશેષો કરાવે છે. અહીં એક જૈન પાઠશાળા ચાલે છે.

આ રીતે આ તીર્થનો ઇતિહાસ લોકવાયકા, રાસ અને શિલાલેખથી એકબીજાને પૂરક બનતાં પ્રમાણિત બની રહ્યો છે.

★

## ૯૩. ફલોધિ

(કોઠા નંબર : ૨૨૫૨-૨૨૫૩)

મેડતારોડ જંક્શન સ્ટેશનથી માત્ર ૧ ફર્લાંગ દૂર ફલોધિ નામે ગામ છે. આને હાલ 'મેડતાફલોધિ' કહે છે. એનું પ્રાચીન નામ 'ફલવર્ધિ' છે. આ ગામ બારમા સૈકાથીયે પ્રાચીન છે. ગામમાં તીર્થની સ્થાપના શ્રીશીલભદ્રસૂરિના શિષ્ય શ્રીધર્મઘોષસૂરિએ સં. ૧૧૮૧ ના વર્ષે કરેલી એનો "વિવિધતીર્થકલ્પ"માં ઉલ્લેખ છે. વળી, બારમા સૈકામાં શ્રીવાદિદેવસૂરિએ અહીં મંદિર બંધાવ્યાના ઉલ્લેખો પણ પ્રાચીન ગ્રંથોમાંથી સાંપડે છે. 'પુરાતન પ્રબંધ સંગ્રહ' નામના ગ્રંથ (પૃ. ૩૧)માં 'ફલવર્ધિકા તીર્થપ્રબંધ'માં જે વર્ણન કર્યું છે એનો સારાંશ આ છે: "શ્રીવાદિદેવસૂરિ શાકંભરી તરફ વિહાર કરી રહ્યા હતા ત્યારે વચમાં મેડતા પાસેના ફલોધિ ગામમાં એક માસ રહ્યા. એ સમયે પારસ નામના શ્રેષ્ઠીને એક ટીંબામાંથી જિનપ્રતિમા મળી આવી ત્યારે એક વિશાળ મંદિરની રચના કરવામાં આવી. અજમેર અને નાગપુરના શ્રાવકોને તેનો વહીવટ સોંપવામાં આવ્યો. સં ૧૧૯૯ (બીજી પ્રતિ પ્રમાણે સં. ૧૧૮૮)ના ફાગણ સુદિ ૧૦ ના રોજ એ મૂર્તિની મંદિરમાં સ્થાપના કરવામાં આવી, અને સં. ૧૨૦૪ ના મહા સુદિ ૧૩ ને શુક્રવારે તેના કળશ-ધ્વજનું આરોપણ કરવામાં આવ્યું." આ જ હકીકત 'ઉપદેશ તરંગિણી'માં પણ સહેજ ફેરફાર સાથે નોંધાયેલી છે. ઉપાધ્યાય શ્રીધર્મસાગર ગણિએ રચેલી 'તપાગચ્છ પટ્ટાવલી'માં જણાવ્યું છે કે:—

"वि. सं. १२०४ वर्षे फलवर्धिग्रामे चैत्यबिम्बयोः प्रतिष्ठा कृता तत् तीर्थं तु संप्रत्यपि प्रसिद्धम् ॥"

આ કથન મુજબ વાદી દેવસૂરિએ અહીં સં. ૧૨૦૪ માં પ્રતિષ્ઠા કરાવી છે.

ચૌદમા સૈકાના 'વિવિધતીર્થકલ્પ'માં જણાવ્યું છે તેનો સાર એ છે કે, "સવાલક્ષ દેશના મેડતા નગરની પાસે શ્રીવીરમંદિર અને બીજાં નાનાં-મોટાં મંદિરોથી શોભતું ફલોધિ નગર છે અને ફલવર્ધી દેવીનું એક ઊંચા શિખરવાળું મંદિર પણ છે. 'પુરાતન પ્રબંધસંગ્રહ'માં નોંધાયેલા પારસ શ્રેષ્ઠીને બદલે આમાં ધંધલ શ્રાવકનું નામ આપેલું છે." એ શ્રાવકે ચમત્કારભરી રીતે જિનબિંબ જોયું અને અધિષ્ઠાયક દેવની સહાયથી અહીં પાંચ મંડપો અને બીજા નાના મંડપો સાથેનું એક વિશાળ મંદિર બાંધવામાં આવ્યું. સં. ૧૧૮૧ માં રાજગચ્છના શીલભદ્રસૂરિના શિષ્ય શ્રીધર્મઘોષસૂરિ, જેમણે દિગંબર મહાવાદી શ્રીગુણચંદ્રને વાદમાં હરાવી વિજયપતાકા મેળવી હતી, તેમણે શ્રીપાર્શ્વનાથ ભગવાનની ચતુર્વિધ સંઘ સમક્ષ પ્રતિષ્ઠા કરી. કાળાંતરે સુલતાન શાહબુદ્દીને આ મંદિરની મૂર્તિનો અંગભંગ કર્યો. આવા અપકૃત્યથી શહાબુદ્દીનને શરીરપીડાનો વિચિત્ર અનુભવ થયો. તેથી તેણે પોતાના સેવકોને આ મંદિરને અખંડિત રાખવાનું ફરમાન કર્યું. તેમાં બીજી મૂર્તિ સ્થાપન ન કરતાં એ ખંડિત અંગવાળી મૂર્તિને જ ફરીથી સ્થાપન કરી. આ તીર્થમાં આવનારાઓએ ઘણા ચમત્કારો જોયા છે અને આ તીર્થના દર્શનમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનાં સમગ્ર તીર્થોનાં દર્શનનું ફળ મળે છે." એવું શ્રીજિનપ્રભસૂરિનું કથન છે. અહીં બે મોટાં જિનમંદિરો વિદ્યમાન છે.

૧. મોટા વંડાથી ઘેરાયેલું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું પ્રાચીન મંદિર વિશાળ અને કોટબંધી છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની શ્યામવર્ણી પ્રાચીન પ્રતિમા દર્શનીય છે. મંદિરમાં જીર્ણોદ્ધાર સમયે મીનાકારી કામ કરેલું છે. નંદીશ્વરદ્વીપ અને અષ્ટાપદના બે મનોહર પટ્ટો આ મંદિરમાં સ્થાપન કરેલા છે. રંગમંડપમાં રહેલી શ્રીપાર્શ્વનાથ, શ્રીશીતળનાથ અને શ્રીઅરનાથ ભગવાનની વિશાળકાય પ્રતિમાઓ ઉપર સં. ૧૬૫૩ ના શ્રીવિનયસુંદર ગણિએ પ્રતિષ્ઠા કર્યાના લેખો મોજુદ છે. મંદિરની આસપાસ ૨૪ દેવકુલિકાઓ છે. આ મંદિરના દરવાજાની બે બાજુએ બે લેખો આ પ્રમાણે છે:—

(૧) " संवत् १२२१ मार्गसिर सुदि ६ श्रीफलवर्द्धिकायां श्रीदेवाधिदेवश्रीपार्श्वनाथचैत्ये श्रीप्राग्वाटवंशीय रोपिमुणि भं० दसाढाभ्यां आत्मश्रेयोर्थं श्रीचित्रकूटीयसिलफटसहितं चंद्रको प्रदत्तः । शुभं भूयात् ॥ "

(२) " चैत्ये नरवरे येन श्रीसल्लक्ष्मटकारिते । मंडपो मंडनं लक्ष्म्याः कारितः संघभास्वता ॥ १ ॥
अजयमेरुश्रीवीरचैत्ये येन विधापिताः । श्रीदेवकुलिकाः ख्याताश्चतुर्विंशतिशिखराणि ॥ २ ॥
श्रेष्ठी श्रीमुनिचंद्राख्यः श्रीफलवर्द्धिकापुरे । उत्तानपट्टं श्रीपार्श्वचैत्येऽचीकरदद्भुतं ॥ ३ ॥

બંને શિલાલેખોમાં જણાવેલા આ મંદિરને આપેલા દાનનો અર્થ સ્પષ્ટ નથી પણ સંભવ છે કે, પ્રથમ લેખ મુજબ સં. ૧૨૨૧ માં પોરવાડવંશીય રોપિમુણિ અને ભંડારી દસાઢાએ આ મંદિરમાં ચિત્રકૂટ–ચિતોડમાંની સિલફટ–શૈલ ફલહી એટલે શિલાફલક અને ચંદરવો કરાવી આપ્યો હશે. સંવત વિનાના બીજા લેખથી જણાય છે કે, શ્રેષ્ઠી મુનિચંદ્રે ફલવર્ધિકા નગરના પાર્શ્વચૈત્યમાં ઉત્તાનપટ્ટ (?) કરાવી આપ્યો. વળી, એમાં એમ પણ જણાવ્યું છે કે, તેજ શ્રેષ્ઠીએ શેઠ લક્ષ્મટના કરાવેલા નરવર ( ગામ )ના મંદિરમાં સુંદર મંડપ કરાવ્યો અને અજયમેરુ–અજમેરના શ્રીમહાવીર મંદિરમાં શિખરોવાળી ચોવીશ દેવકુલિકાઓ કરાવી.

૨. બીજું મંદિર ઉપર્યુક્ત મંદિરની સામે શ્રીશાંતિનાથ ભગવાનનું ઘૂમટવાળું કોટબંધી છે. આ મંદિરના કોટનો વિસ્તાર ઉપર્યુક્ત મંદિર કરતાં ઓછો છે. તેમાં પાંચ કલ્યાણકોના ભાવો વગેરે શિલ્પો દર્શનીય છે. કોઈ યતિજીએ આ મંદિર બંધાવ્યાનું કહેવાય છે.

અહીં જૈનોનું ઘર એકે નથી. જૈન ધર્મશાળા અને દાદાવાડી છે. દરવર્ષે આસો સુદિ ૧૦ અને પોષ સુદિ ૮ થી ૧૦ સુધીના મોટા મેળા ભરાય છે.



## ૯૪. મેડતા

( કોઠા નંબર : ૨૨૫૬–૨૨૬૯ )

મેડતાસીટી સ્ટેશન છે. આજના મેડતાનું પ્રાચીન નામ મેદિનીપુર અથવા મેડતપુર હતું. આ ગામ બારમા સૈકા કરતાંયે પ્રાચીન છે; કેમકે સં. ૧૧૭૦માં તો મલધારી શ્રીઅભયદેવસૂરિએ આ મેડતાનગરમાં અને છત્રાપલ્લીમાં રહીને 'ભવભાવના' નામનો ૧૩૦૦૦ શ્લોકપ્રમાણનો સ્વોપજ્ઞવૃત્તિયુક્ત આકર ગ્રંથ રચ્યો હતો; એટલું જ નહિ તેમણે અહીંના હજારો બ્રાહ્મણો અને કડમડ નામના યક્ષને પ્રતિબોધ કર્યો હતો, અને શ્રીમહાવીરસ્વામી ભગવાનનું સુંદર ચૈત્ય બનાવરાવ્યું હતું; જે વિશે આ પ્રકારે ઉલ્લેખ મળે છે:—

" परःसहस्रान् भूदेवान्, यक्षं कडमडं च यः । प्रबोध्य मेडतपुरं, वीरचैत्यमचीकरत् ॥ "[1]

આ ઉપરથી જણાય છે કે, મેડતા જૈનોની દૃષ્ટિએ એક મુખ્ય નગર બની ગયું હતું. જૈન આચાર્યો અહીં અવાર-નવાર આવતા અને ચતુર્માસ નિમિત્તે રહેતા હતા. સં. ૧૩૭૬માં રાણા માલદેવની પ્રાર્થનાથી શ્રીજિનચંદ્રસૂરિ મેડતા પધાર્યા હતા. રાણા અને શ્રીસંઘની વિનતિથી તેઓ ૨૪ દિવસ રહ્યા હતા; એવું 'ખરતરગચ્છીય ગુર્વાવલી'થી જણાય છે.

શ્રીહીરવિજયસૂરિ સં. ૧૬૩૯માં બાદશાહ અકબરને પ્રતિબોધ કરવા જતા હતા ત્યારે તેઓ અહીં આવ્યા હતા એ સમયે આ નગર મુસલમાનોની વસ્તીથી મક્કા જેવું બની ગયું હતું. અહીંનો સુલતાન જૈન મંદિરો પાસેથી પણ કર ઉઘરાવતો હતો અને જૈનોના મહોત્સવપ્રસંગમાં વાજાં વગાડવાનો સખ્ત પ્રતિબંધ મુકવામાં આવ્યો હતો. આથી અહીંના જૈનો ખૂબ તંગ સ્થિતિમાં આવી ગયા હતા. શ્રીહીરવિજયસૂરિ બાદશાહ અકબરને પ્રતિબોધ કરીને જ્યારે પાછા ફર્યા ત્યારે મેડતામાં આવીને જૈનો પાસેથી જે કર લેવામાં આવતો અને વાજાં વગાડવા વગેરે ઉપર જે પ્રતિબંધ

1. શ્રીરત્નશેખરકૃત " પ્રાકૃત દ્વયાશ્રય-વૃત્તિ " ( સં. ૧૪૮૭ )ની પ્રશસ્તિ

હતો તે દૂર કરાવ્યો હતો. એ પછી તો અહીંનો સુલતાન સાદિમ શ્રીહીરવિજયસૂરિનું બહુમાન કરવા લાગ્યો. શ્રીહીરવિજયસૂરિએ આ પ્રસંગનો લાભ લઈ શ્રીસિંહવિમલગણિને અહીં મોટા ઉત્સવપૂર્વક ઉપાધ્યાય પદવી આપી હતી.

એ પછી કોઈ કારણ પ્રસંગે અહીંથી જૈનોની વસ્તી ઘટવા માંડી, જેમાંથી આજે તો માત્ર ૬૦ જૈનોની વસ્તી રહેવા પામી છે; પરંતુ પ્રાચીનકાળના જૈનોની આબાદી સૂચવતા ૪ જૈન ઉપાશ્રયો અને ૧૪ જૈન મંદિરો આજે પણ વિદ્યમાન છે. એમાંનાં મોટા ભાગનાં મંદિરો સત્તરમા સૈકામાં બંધાયાં છે.

શ્રીધર્મનિધાનના શિષ્ય શ્રીધર્મકીર્તિએ રચેલી 'મેડતા ચૈત્યપરિપાટી'માં અહીંનાં ૧૦ જૈન મંદિરોનો પરિચય આપ્યો છે અને શ્રીદયાવર્દ્ધનગણિએ રચેલી 'મેડતા ચૈત્યપરિપાટી'માં મંદિરોની સંખ્યા આપી નથી પરંતુ મુખ્ય મુખ્ય મંદિરોનું ભાવમય આલેખન કર્યું છે. એ પછી અહીં નવાં બનેલાં ૪ મંદિરો સાથે કુલ ૧૪ મંદિરો આ પ્રકારે છેઃ—

(૧) સાવાના મહોલ્લામાં શિખરબંધી શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર છે. (૨–૪) પંચતીર્થિયામાં ત્રણ શિખરબંધી મંદિરો પૈકી એક શ્રીવાસુપૂજ્યસ્વામીનું, બીજું શ્રીકુંથુનાથ ભગવાનનું અને ત્રીજું શ્રીઅજિતનાથ ભગવાનનું છે. આ ત્રીજા મંદિરમાં દશમા સૈકાની એક મૂર્તિ છે. (૫) ચોપડાના મહોલ્લામાં ઘૂમટબંધી શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર છે. (૬) લોઢાના મહોલ્લામાં ઘૂમટબંધી શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. (૭) સેવકના મહોલ્લામાં ધાબાબંધી શ્રીવાસુપૂજ્ય ભગવાનનું મંદિર છે. (૮–૯) ગામ બહાર આવેલી શ્રીપાર્શ્વનાથની વાડીમાં બે શિખરબંધી મંદિરો છે, તે પૈકી એક શ્રીવિજયચિંતામણિ પાર્શ્વનાથનું અને બીજું શ્રીમુનિસુવ્રતસ્વામીનું છે. (૧૦) બજારમાં શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. (૧૧) કટલામાં ઘૂમટબંધી શ્રીધર્મનાથ ભગવાનનું મંદિર છે. (૧૨–૧૩) દાણિયાના મહોલ્લામાં શિખરબંધી શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર છે. આ મંદિરમાં ગૌતમબુદ્ધની એક પ્રાચીન મૂર્તિ છે. આ મંદિરમાં જ તપગચ્છના ઉપાશ્રયમાં શ્રીકુંથુનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર છે. (૧૪) મૂતાની પોળમાં શ્રીશાંતિનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર છે. આ મંદિરમાં સં. ૧૬૫૩ની સાલની શ્રીહીરવિજયસૂરિની એક ગુરુમૂર્તિ વિદ્યમાન છે.



## ૯૫. નાગોર

(કોઠા નંબર : ૨૩૮૯–૨૩૯૩)

નાગોર સ્ટેશનથી ૧ માઈલ દૂર ગામ છે. આ ગામ અતિપ્રાચીન છે. પ્રાચીન ગ્રંથો અને શિલાલેખોમાં આનું નાગપુર એવું નામ મળે છે. પ્રાચીનકાળમાં આ એક વિશાળ નગર હતું. પાટનગર તરીકેનું સૌભાગ્ય એને વર્યું હતું. જૈનાચાર્યોના પ્રભાવથી આ નગર જૈનધર્મનું કેન્દ્રધામ પણ બન્યું હતું. વિક્રમની નવમી સદીમાં થયેલા કણ્હમુનિના સમયમાં અહીં અનેક જિનમંદિરો શોભી રહ્યાં હતાં. કણ્હમુનિના શિષ્ય શ્રીજયસિંહસૂરિ કૃત 'ધર્મોપદેશમાલા–વિવરણ'ના અંતે (ગાથા–૧૪ માં) આ નગરમાં અનેક જિનમંદિરો હોવાનું જણાવ્યું છેઃ—

" नगरेसु सयं वुच्छो, मुत्तुं वा जाव गुजरत्ताए। नागउराइसु जिणमंदिराणि जायाणि णेगाणि ॥ "

આ 'ધર્મોપદેશમાલા–વિવરણ' ભોજદેવ (તે મહારાજા નાગાવલોક, જેને જૈનો આમરાજાના નામે ઓળખે છે તેનો પૌત્ર હતો) ના રાજ્યમાં નાગપુરના જિનાલયમાં સં. ૯૧૫ના ભાદ્રપદ સુદિ ૫ને બુધવારે રચ્યું હતું.

'કુમારપાલચરિત મહાકાવ્ય'ની પ્રશસ્તિ (શ્લોક ૩–૪)માં આ પ્રકારે ઉલ્લેખ છેઃ—

" श्रीमन्नागपुरे पुरा निजगिरा नारायणश्रेष्ठितो, निर्माप्योत्तमचैत्यमन्तिमजिनं तत्र प्रतिष्ठाप्य च।
श्रीवीराब्रवचन्द्रसततशरदि (९१७) श्वेतेषु तिथ्यां शुचौ, बंभाधान् समतिष्ठीपत् स मुनिराड् द्वासततिं गौष्ठिकान् ॥ "

—શ્રીકણ્હ (કૃષ્ણ) મુનિએ પહેલાં નાગપુરમાં પોતાના વચનથી નારાયણ શેઠ દ્વારા કરાવેલા ઉત્તમ એવા શ્રીમહાવીરજિન ચૈત્યની સં. ૯૧૭ (વીરાતથી વીર સંવત નહિ પણ અહીં વીરવિક્રમ સંવત ઘટે છે.) શુદિ ૫ ના રોજ પ્રતિષ્ઠા કરી હતી ને તેને માટે એ મુનિએ ૭૨ ગોષ્ઠિકો–વહીવટદારો નીમ્યા હતા.

આ હકીકત આપણને અહીંના પ્રાચીન મંદિરની સ્થાપનાનું પ્રમાણ આપે છે અને તે પછી અહીં અનેક મંદિરો બંધાયાની હકીકત શ્રીજયસિંહસૂરિ પણ નોંધે છે.

એ પછી બારમા સૈકામાં વાદિપુંગવ શ્રીદેવસૂરિ અહીં આવ્યા ત્યારે સ્વયં અર્ણોરાજે તેમનું ભવ્ય સ્વાગત કર્યું હતું. ગૂર્જરનરેશ સિદ્ધરાજના મંત્રી આભૂએ સં. ૧૧૭૪ના તપોમાસ શુકલા દશમીએ તેમને સૂરિપદ આપ્યું હતું.[૧] કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યનો આચાર્યપદ મહોત્સવ આ નગરમાં થયો હતો, જેમાં ધનદ નામના શ્રેષ્ઠીએ છૂટે હાથે ખરચ કર્યું હતું. 'ગણધરસાર્ધશતક–બૃહદ્‌વૃત્તિ'માં ઉલ્લેખ છે કે, શ્રીજિનવલ્લભસૂરિએ અહીંના મંદિરોમાં શ્રીનેમિનાથ બિંબની પ્રતિષ્ઠા કરી હતી. એ પછી જ્યારે વિક્રમપુરનો દેવધર અહીં આવ્યો ત્યારે અહીંના દેવગૃહમાં શ્રીદેવાચાર્ય બિરાજતા હતા, તેમની સાથે વિધિચૈત્ય સંબંધે ચર્ચા કરી હતી. સં. ૧૪૦૬માં શ્રીજિનલબ્ધિસૂરિ આ નગરમાં સ્વર્ગસ્થ થયા હતા.

શ્રીપાર્શ્વચંદ્રસૂરિનો નાગોરી તપાગચ્છ અને લોંકાગચ્છની એક નાગોરી શાખા આ નગરના નામથી પ્રસિદ્ધિમાં આવી છે. અહીં પહેલાં ધર્મઘોષગચ્છનો પણ સારો પ્રભાવ હતો. આ ગચ્છના ગુરુ ગોપજી આજે પણ અહીં રહે છે અને તપાગચ્છ, ખરતરગચ્છ, પાર્શ્વચંદ્રસૂરિગચ્છ અને લોંકાગચ્છના ઉપાશ્રયો પણ આજે અહીં મોજુદ છે, જે અસલમાં આ નગરના જૈન કેન્દ્રધામનું પ્રમાણ રજૂ કરે છે. અહીં જૈન ગ્રંથભંડારો ઘણા હતા પરંતુ તેમાંનો મોટો ભાગ યતિઓના હાથે વેચાઈ ગયો છે. છતાં જે કંઈ બચેલું છે તેના સંરક્ષણ માટે જૈન સંઘે ધ્યાનમાં લેવા જેવું છે.

સં. ૧૯૦૫માં અહીં જૈનોનાં ૭૦૦ ઘરો વિદ્યમાન હતાં, આજે બધાં મળીને ૪૦૦ ઘરો છે.

શ્રીવિશાલસુંદરસૂરિના શિષ્યે સત્તરમી શતાબ્દીમાં રચેલી 'નાગોર ચૈત્યપરિપાટી'માં અહીંનાં મંદિરો વિશે આવો ઉલ્લેખ કર્યો છે:—

"પુર નાગોર નગીનો નામ, જિનહર સાત તિહાં અભિરામ; એક એક પાહઇ અતિ ચંગ, નિરખતાં ઉપજઈ મનરંગ."

નાગોરમાં ભવ્ય એવાં સાત જિનમંદિરો હતાં. તેમાં ૧. શ્રીશાંતિજિણંદનું, જેમાં પિત્તલમય પ્રતિમા અને સમવસરણની રચના હતી. ૨. શ્રીઆદિનાથ ભગવાનનું; ૩. શ્રીવીર જિનેશ્વરનું; ૪–૫. શ્રીઋષભદેવ પ્રભુનાં; ૬. શ્રીપાર્શ્વનાથ પ્રભુનું અને ૭. નારાયણવસહી (જેનો ઉલ્લેખ અગાઉ આપ્યો છે તે) શ્રીમહાવીરસ્વામી ભગવાનનું જીર્ણ મંદિર; આમ સાત જિનમંદિરોનો ઉલ્લેખ એ ચૈત્યપરિપાટીમાં આપ્યો છે. આજે પણ અહીં સાત મંદિરો આ પ્રમાણે છે:—[૧] ગામ બહારના ઘૂમટબંધી મંદિરમાં મૂળનાયક શ્રીસુમતિનાથ ભગવાનની મૂર્તિ છે. આમાં સુંદર ચિત્રકામ કરેલું છે. સં. ૧૯૩૨ માં યતિ શ્રીરૂપચંદજીએ આ મંદિર બંધાવ્યું છે. આમાં પ્રાચીન પુસ્તકભંડાર છે. [૨] ઘોડાવતોની પોળમાં ઘૂમટબંધી શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર સં. ૧૫૧૫ માં આસકરણ ઘોડાવતે બંધાવેલું છે. આમાં સં. ૧૨૧૯ ની સાલની ધાતુની પ્રાચીન મૂર્તિ છે. ૪૪ ઈંચનું ધાતુનું સમવસરણ દર્શનીય છે. [૩] દફતરીઓની ગલીમાં શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૬૭૪ માં સુરાણા રાયસિંહજીએ બંધાવ્યું છે. મૂળનાયકની મૂર્તિ ઉપર સં. ૧૬૭૪નો લેખ છે. [૪] એ જ ગલીમાં શ્રીઆદિનાથ ભગવાનનું ઘૂમટબંધી બીજું મંદિર સુરાણા રાયસિંહે જ બંધાવ્યું છે. [૫] હીરાવાડીમાં શ્રીઆદિનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર સં. ૧૫૯૬ માં શ્રીસંઘે બંધાવેલું છે. મૂળનાયક ઉપર એ સાલનો લેખ છે. [૬] બડા મંદિર નામના સ્થળે શિખરબંધી શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર સોળમા સૈકાનું છે. આમાં કાચનું સુંદર કામ કરેલું છે. આરસ અને ધાતુની પ્રાચીન મૂર્તિઓ છે. [૭] સ્ટેશન પાસેની જૈન ધર્મશાળામાં શ્રીચંદ્રપ્રભસ્વામીનું શિખરબંધી દેરાસર કાનમલજી સમદડિયાએ સં. ૧૯૯૩ માં બંધાવ્યું છે. મૂળનાયક ઉપર એ સાલનો લેખ છે.

જો કે સત્તરમી સદીમાં રચાયેલી 'તીર્થમાળા' સાથે અત્યારનાં મંદિરનો મેળ ખાય તેમ નથી. બે–એક મંદિરો તો વીશમી સદીમાં બનેલાં છે. વળી, આ મંદિરોમાં પ્રાચીન શિલ્પ નમૂનાઓ નહિવત્ છે. આથી એ પ્રાચીન સમયનાં મંદિરોને શોધવાનું કામ મુશ્કેલ છે. સંશોધકોએ આ વિશે શોધ કરવા જેવી છે. એથી નાગોરના પ્રાચીન ઇતિહાસની અનેક વિગતો હાથ લાગવા સંભવ છે.

---

૧. આભૂ વિશેની હકીકત માટે જુઓ: "જૈન સત્ય પ્રકાશ" વર્ષ: ૨, અંક ૩.

બારમા સૈકાના અંતમાં નાગપુર (નાગોર)નો રહેવાસી પલ્લીવાલ, શાહ વરદેવ નામનો ધર્મશ્રદ્ધાળુ શ્રાવક હતો. તેનો પરિવાર પણ વિશાળ હતો. આખોયે પરિવાર ધર્મરંગે રંગાયેલો હતો. તેઓ 'વરહુડિયા'ના નામથી ઓળખાતા હતા. વરદેવને આસધર અને લક્ષ્મીધર નામે બે પુત્રો હતા. તેમાંના આસદેવને શાહ નેમડ, આભટ, માણિક અને સલખણ નામના અને લક્ષ્મીધરને પણ થિરદેવ, ગુણધર, જગદેવ અને ભુવણા નામે ચાર–ચાર પુત્રો હતા. આમાં આસદેવના પુત્ર પાછળથી પાલણપુરનિવાસી બન્યા. તેમના શાહ નેમડના કુટુંબે નીચે પ્રમાણેનાં ધાર્મિક કાર્યો કર્યાં હતાં.

૧. શ્રીશત્રુંજય મહાતીર્થમાં મહામાત્ય શ્રીતેજપાલે બંધાવેલા નંદીશ્વર દ્વીપની રચનાવાળા શ્રેષ્ઠ ચૈત્યમાંના પશ્ચિમ દિશાના મંડપમાં દંડ કલશાદિયુક્ત દેવકુલિકા અને શ્રીઆદીશ્વર ભગવાનનું એક બિંબ કરાવ્યું.

૨. એ જ મહાતીર્થમાં મહામાત્ય શ્રીતેજપાલે બંધાવેલા શ્રીસત્યપુરીય શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ૧ બિંબ અને ૧ ગોખલો કરાવ્યાં.

૩. એ જ મહાતીર્થમાં બીજી દેવકુલિકામાં ૨ ગોખલા, પાષાણનું ૧ જિનબિંબ અને ૧ ઋષભાદિની ચોવીશી કરાવી.

૪. એ જ મહાતીર્થના મંદિરના ગૂઢમંડપના પૂર્વદ્વારમાં ૧ ગોખલો, તેમાં ૨ મૂર્તિઓ અને તે ગોખલાની ઉપર ૧ શ્રીઆદિનાથ ભગવાનનું બિંબ કરાવ્યું.

૫. શ્રીગિરનાર તીર્થમાં શ્રીનેમિનાથ ભગવાનના પાદુકામંડપમાં ૧ ગોખલો અને ૧ શ્રીનેમિનાથ ભગવાનનું બિંબ કરાવ્યું.

૬. એ જ તીર્થમાં મહામાત્ય વસ્તુપાલે બંધાવેલા શ્રીઆદિનાથ ભગવાનના આગળના મંડપમાં ૧ ગોખલો અને ૧ શ્રીનેમિનાથ ભગવાનનું બિંબ કરાવ્યું.

૭. અર્બુદાચલ (આબુ) તીર્થમાં શ્રીનેમિનાથની ભમતીમાં ૬ બિંબોથી યુકત ૨ દેવકુલિકાઓ કરાવી.

૮. જાવાલિપુર (જાલોર)ના શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરની ભમતીમાં શ્રીઆદિનાથ ભગવાનની બિંબથી યુક્ત ૧ દેવકુલિકા કરાવી.

૯. તારણગઢ (તારંગા)ના શ્રીઅજિતનાથ ભગવાનના મંદિરના ગૂઢમંડપમાં શ્રીઆદિનાથ ભગવાનનો ૧ ગોખલો કરાવ્યો.

૧૦. અણહિલ્લપુર પાટણમાં હાથીયા વાવની નજીકના શ્રીસુવિધિનાથ ભગવાનના મંદિરનો જીર્ણોદ્ધાર અને તેમાં શ્રીસુવિધિનાથ ભગવાનનું ૧ નૂતન બિંબ સ્થાપન કર્યું.

૧૧. વીજાપુર (કડી પ્રાંત)ના જિનાલયમાં શ્રીનેમિનાથ ભગવાન અને શ્રીપાર્શ્વનાથ ભગવાનની એકેક બિંબથી યુક્ત ૨ દેવકુલિકાઓ કરાવી.

૧૨. એ જ મંદિરના મૂળગભારામાં કવલીખત્તકમાં અને તેમાં શ્રીઆદિનાથ ભગવાનની તથા શ્રીમુનિસુવ્રતસ્વામીની એમ ૨ મૂર્તિઓ સ્થાપન કરાવી.

૧૩. લાટાપલ્લી (લાડોલ)માં મહારાજા કુમારપાલે બંધાવેલા 'કુમારવિહાર' નામક જિનમંદિરના જીર્ણોદ્ધાર વખતે શ્રીપાર્શ્વનાથ ભગવાનની સન્મુખના મંડપમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બિંબ અને ૧ ગોખલો કરાવ્યો.

૧૪. ઉપર્યુકત મંદિરની ભમતીમાં શ્રીઅજિતનાથ ભગવાનનું બિંબ તથા દંડ કલશાદિયુકત ૧ દેરી કરાવી.

૧૫. ઉપર્યુકત મંદિરમાં શ્રીશાંતિનાથ ભગવાન અને શ્રીઅજિતનાથ ભગવાનની ૨ કાઉસગ્ગિયા મૂર્તિઓ પધરાવી.

૧૬. પ્રહ્લાદનપુર (પાલણપુર)ના રાજા પરમાર પ્રહ્લાદનદેવે બંધાવેલા 'પાહ્લણવિહાર' નામના જિનાલયમાં શ્રીચંદ્રપ્રભ ભગવાનના મંડપમાં બે ગોખલા કરાવ્યા.

૧૭. ઉપર્યુકત મંદિરની ભમતીમાં શ્રીનેમિનાથ ભગવાનની આગળના મંડપમાં શ્રીમહાવીરસ્વામીનું બિંબ પધરાવ્યું. આ બધાં કાર્યોની પ્રતિષ્ઠા શ્રીનાગેન્દ્રગચ્છીય શ્રીમાન શ્રીહરિભદ્રસૂરિના શિષ્ય શ્રીવિજયસેનસૂરિએ કરી હતી.

૧૮. અણહિલ્લપુર પાટણ નજીકમાં આવેલા ચારૂપ તીર્થમાં શ્રીઆદિનાથ ભગવાનનું બિંબ અને ગૂઢમંડપ તથા છ ચોકીઓ સહિત જિનમંદિર શાહ નેમડના પુત્ર રાહડ અને તેમના પુત્ર શાહ જિનચંદ્ર અને તેની ભાર્યા ચાહિણિના પુત્ર સંઘવી શા. દેવચંદ્રે માતા-પિતા તથા પોતાના કલ્યાણ માટે કરાવ્યું. આ કાર્ય સં. ૧૨૯૬ પછી એટલે ચૌદમી શતાબ્દીના પહેલા પાદમાં થયું હોવું જોઈએ.

આ હકીકતથી[1] જણાય છે કે બારમી શતાબ્દીમાં પણ પલ્લીવાલ જૈનો ખાસ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનધર્મ પાળતા હતા, પણ આજે પલ્લીવાલો મોટે ભાગે વૈષ્ણવો બની ગયા છે.



# ૯૬. અલવર

**( કોઠા નંબર : ૨૫૦૩ )**

પ્રાચીન તીર્થમાળાઓમાં અલવરને મેવાત દેશમાં ગણાવ્યું છે અને તેમાં આવેલા 'રાવણતીર્થ'નો ભારે મહિમા ગાયો છે. આજે આ શહેર રાજસ્થાનમાં આવ્યું છે.

સ્ટેશનથી બે માઈલ દૂર શહેર છે. અહીં ૧૫ જૈનોની વસ્તી છે અને ૧ ઉપાશ્રય છે. શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર ધાબાબંધી છે; હાલમાં જ તેનો જીર્ણોદ્ધાર થયો છે.

અહીંથી ૩ માઈલ દૂર જંગલમાં શ્રીરાવણ પાર્શ્વનાથનું મંદિર ખંડિયેર હાલતમાં વિદ્યમાન છે. આ તીર્થની સ્થાપના ક્યારે થઈ અને 'રાવણ પાર્શ્વનાથ' નામ કેમ પડ્યું એનો સંબંધ પૌરાણિક વાત સાથે હોવાનું કહે છે. 'પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ' નામક પુસ્તક ( પૃ. ૮૮, ૧૧૬ )માં એ વિશે આ પ્રકારે ઉલ્લેખ કર્યો છેઃ—

"સમુદ્રની મધ્યે રાક્ષસદ્વીપની સુવર્ણની લંકાના અધિપતિ રાવણ—આઠમા પ્રતિવાસુદેવની રાજધાની હતી. એકદા રાવણ અને મંદોદરી વિમાનમાં બેસીને ક્યાંઈ જતાં હતાં, તે બીજે દિવસે અલવર નજીક આવતાં એક ઠેકાણે વિશ્રામ કર્યો. ભોજનનો અવસર થતાં પ્રતિમાપૂજનનો નિયમ હોવાથી પ્રતિમા સાંભર્યાં પણ પ્રતિમાજી સાથે લીધેલાં ન હતાં, જેથી મંદોદરીએ વેળુની પ્રતિમા નિપજાવીને તેની રાવણ તથા મંદોદરીએ પૂજા કરી. તે પ્રતિમાજી અલવરમાં છે."

અત્યારે વિદ્યમાન જિનમંદિર આગરાના શ્રેષ્ઠી શ્રીહીરાનંદજીએ નવું બંધાવ્યું છે અને તેમાં રહેલી મૂળનાયક શ્રીરાવણપાર્શ્વનાથની પ્રતિમાની સં. ૧૬૪૫ના મહા વદિ ૧૩ ને શનિવારના રોજ ખરતરગચ્છના આદ્યપક્ષીય જિનચંદ્રસૂરિના આદેશથી વાચક રંગકલશે સપરિવાર પ્રતિષ્ઠા કરી છે, એ સંબંધી લેખ આ પ્રકારે મળે છેઃ—

" स्वस्ति श्रीपार्श्वनाथोऽयं, रावणेति प्रसिद्धता । धरणि(ण)पद्मार्चितो दद्याद्, भव्यानामिप्सितं फलं ॥ १ ॥
बाण–वेद–रसोर्वीमिते (१६५४) विक्रमवत्सरे । माघकृष्णात्रयोदश्यां, रविजे शुभवासरे ॥ २ ॥
श्रीमच्छ्रीरावणाभिधपार्श्वनाथस्य भक्तितः । कृतैषां स्थापना नव्यं, कारयित्वा सुमंदिरं ॥ ३ ॥
तद्यथा—ओसवालान्वये गोत्रे, सोव्यारडकसंज्ञके । साधुः श्रीअंबसी जातो, तानसी च तदात्मजः ॥ ४ ॥
तत्सूनुर्द्धतसिंहोऽभूत्तत्थमलस्तदंगजः । सारंगाल्यो महातेजा जातस्तन्नंदनो बली ॥ ५ ॥
तस्यांगजो बभूवात्र, पुण्यपालो महाभुजः । तत्कुलोद्योतकृच्चासीत्, पद्मेति गुणाग्रणीः ॥ ६ ॥
तस्य पुत्रो गुणज्ञाता, दानी विक्रमवानभूत् । श्रीकान्हडो जनश्रेष्ठस्तत्पत्नी विमला सती ॥ ७ ॥
तस्याः कुक्षिसरोहंसः, पक्षद्वयसुशोभितः । शुद्धसम्यक्त्वधारी च, ज्ञानी दानी धनी तथा ॥ ८ ॥
हीरानंद इति ख्यातस्तत्पत्न्यौ शुद्धवंशजा । जीवादेति सती रम्या, द्वितीया रायकुंअरी ॥ ९ ॥
श्रीयोगिनीपुरे पूर्वं, सर्वेऽप्येते कृतालयाः । संप्रति श्रीमदर्गलपुरे चासौ [प्र]वर्तते ॥ १० ॥

---

૧. વિશેષ હકીકત માટે જુઓઃ "જૈન સત્ય પ્રકાશ" વર્ષઃ ૨, અંકઃ ૬.

जिनभक्तिमता तेन, सम्यक्त्वगुणसेविता । श्रीअलवरदुर्गे च, दर्शनस्य विशुद्धये ॥ ११ ॥
कारापितमिदं चैत्यमत्रैवेषां शुभे दिने । स्थापना पार्श्वनाथस्य, प्रतिमा रावणाभिधा ॥ १२ ॥
श्रीमद्बृहत्खरतरगच्छेशः सूरिपुंगवः । श्रीजिनसिंघसूरीन्द्र आसीत् सर्वगुणोदधिः ॥ १३ ॥
श्रीजिनचंद्रसूरिस्तु, विद्यतेऽत्र तदन्वये । तस्यादेशात सहर्षेण, सर्वसंघसमागमे ॥ १४ ॥
वाचकैः रंगकलशैः, शीलादिगुणभूषितैः । परिवारयुतैश्चैतत् सत्प्रतिष्ठापनं कृतं ॥ १५ ॥
तावन्नंदतु चैत्योऽयं, हीरानंदस्तथैव च । यावद् भूमिश्चंद्रार्कौ, सर्वे सत्त्वसुखाकरौ ॥ १६ ॥
तीर्थभक्तिरतस्यास्तु, सच्चुभं (!) । यः पुण्यवांश्च धर्मज्ञः, पुण्यक्षेत्रमचीकरत् ॥ १७ ॥

एषा प्रशस्ति[:] लिपीकृता वा० रंगकलशगणीनां शिष्येण राजकलशमुनिना शुभं । संवत् १६५४ माघ वदि १३ शनि दिने श्रीअकबरजलालुदीनराज्ये श्रीआगरावासी साह हीरानंदेन श्रीअलवरगढदुर्गे नवीनकारापितचैत्यालये श्रीरावणपार्श्वनाथस्य प्रतिमा स्थापिता। श्रीरस्तु । कल्याणमस्तु । शुभं भवतु ॥ "

જો કે આ રાવણપાર્શ્વનાથ મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૬૫૪માં થઇ છે પણ એ પૂર્વે અહીં રાવણ પાર્શ્વનાથનું મંદિર જ હતું એનો પુરાવો સં. ૧૪૪૯ની એક રૂપેરી અક્ષરની 'કલ્પસૂત્ર'ની પ્રતિની પ્રશસ્તિ આપે છે:—

" यात्रा श्रीरावणे तीर्थे, संघेन सह निर्मिता । प्राप्तं तत्रैव येनाशु, संघपतिपदं मुदा ॥ ६ ॥

—શ્રેષ્ઠી રામસિંહે સંઘ સહિત શ્રીરાવણતીર્થની યાત્રા કરી સંઘપતિપદ મેળવ્યું.

આ ઉલ્લેખથી જાણી શકાય છે કે રાવણપાર્શ્વનાથ તીર્થ પંદરમા સૈકા પહેલાંથી પ્રસિદ્ધિમાં હતું જ. સંભવતઃ જંગલમાં ખંડિયેર દશામાં અત્યારે પણ વિદ્યમાન મંદિર વિશે આ યાત્રાનો નિર્દેશ હશે, એ ખંડિયેર બનતાં ત્યાંની મૂર્તિઓ અલવરમાં લાવવામાં આવી હશે અને સં. ૧૬૫૪માં શ્રેષ્ઠી હીરાનંદે નવીન મંદિર બંધાવી મૂળનાયકની નૂતન પ્રતિમાની રાવણ પાર્શ્વનાથના નામે પ્રતિષ્ઠા કરાવી હશે એમ લાગે છે.

એ પછી થયેલા કેટલાયે યાત્રીઓએ આ તીર્થની યાત્રા કરતાં તીર્થમાલાઓમાં તેનો ઉલ્લેખ કરેલો જોવાય છે:—

(૧) " **श्रीकाशीरावणेषु क्षितिधरमुकुटे चित्रकूटे प्रसिद्धम्** "—
(ક્ષેમરાજરચિત પાર્શ્વઅષ્ટોત્તર નામસ્તવનઃ શ્રી. અગરચંદજી નાહટાના સંગ્રહમાંથી)

(૨) " **અલવરઇ નયર ગોપાચલઇ, હલ્લિય રાવણ પાસ વણારસો વંદીઇ ઇકમતઇ** "
(શ્રી. અગરચંદજી નાહટાના સંગ્રહમાંથી)

(૩) " **રાવણ મનમાં સાંભર્યો, અલવરપૂરમાં બેઠો પ્રભુ ઠામે** "
—કલ્યાણસાગર રચિત 'પાર્શ્વનાથ ચૈત્ય પરિપાટી' "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ" પૃ. ૭૨

(૪) " **હિવે મેવાતદેશ વિખ્યાતા, અલવરગઢ કહેવાયજી; રાવણપાર્શ્વ જુહારો રંગે, સેવે સુરનર પાયજી** "
—સૌભાગ્યવિજયરચિત તીર્થમાળાઃ પૃ. ૮૯

(૫) " **નરવર અલવર રણથંભરિ, રાવણપાસજી રક્ષા કરિ.** " —શીલવિજયરચિત તીર્થમાળા-પૃ. ૧૧૦

(૬) " **શ્રીરાવણ પ્રભુજી સંકટભંજન નામઇં, કરહેડઉ કામિતપૂરણ માંડણ ગામઇં.** "
—મેઘવિજયરચિત 'પાર્શ્વનાથ નામમાલા' પૃ. ૧૫૧

(૭) " **વરકાણ સપરાણ રાણ વિધનું રે, રાવણ ગોડીપાસ.** " —રત્નકુશલરચિત 'પાર્શ્વનાથ સંખ્યાસ્તવન' પૃ. ૧૬૯

(૮) " **અલવર રાવણ રાજિયો, જીરાઓલિ હો તું જાગે દેવ.** " —શાંતિકુશલરચિત 'ગોડી પાર્શ્વનાથ' પૃ. ૧૯૯

★

# ૯૭. અજમેર

( કોઠા નંબર : ૨૫૩૫-૨૫૪૦ )

અજમેરનું પ્રાચીન નામ 'અજયમેરુ દુર્ગ છે.' અજયદેવ નામના રાજવીએ વિક્રમની બારમી સદીમાં આ સ્થળે દુર્ગ બંધાવી પોતાના નામે નગર વસાવ્યું આ અજયદેવના પુત્ર અર્ણોરાજના સમયમાં કેટલીક ઘટનાઓ બન્યાની હકીકત આપણને 'ખરતરગચ્છ ગુર્વાવલીમાંથી' પ્રાપ્ત થાય છે તે આ પ્રકારે છે:

'શ્રીજિનદત્તસૂરિ લગભગ તેરમા સૈકાની શરૂઆતમાં અજમેર પધાર્યા ત્યારે રાજા અર્ણોરાજ તેમના દર્શનાર્થે આવ્યો હતો અને તેમના ઉપદેશથી અત્યંત પ્રસન્ન થઈને તેમને હંમેશાં અજમેરમાં રહેવાની વિજ્ઞપ્તિ કરી હતી પરંતુ સૂરિજીએ સાધ્વાચારનું સ્વરૂપ બતાવીને સમયે સમયે અહીં આવતા રહેવાનું જણાવી રાજાને સંતુષ્ટ કર્યો હતો. આ રાજાએ અજમેરના દક્ષિણ ભાગમાં પહાડની નીચે શ્રાવકોને મંદિર તથા નિવાસગૃહ બનાવવા માટે યથેચ્છ ભૂમિ આપી હતી.'

વળી, 'જિનપતિસૂરિ સં. ૧૨૩૯માં અજમેર પધાર્યા ત્યારે રાજસભામાં ચૈત્યવાસી ઉપકેશગચ્છીય પં૦ પદ્મપ્રભની સાથે તેમનો શાસ્ત્રાર્થ થયો હતો, જેમાં સૂરિજીનો વિજય થયો હતો. મહારાજા પૃથ્વીરાજે સ્વયં નરાયનના રાજપ્રાસાદોથી અજમેર આવીને સૂરિજીને જયપત્ર અર્પણ કર્યું હતું.'

વળી, 'સં૦ ૧૨૫૧માં શ્રીજિનપતિસૂરિ અજમેર પધાર્યા અને મુસલમાનોના ઉપદ્રવથી બે મહિના ખૂબ કષ્ટમાં વ્યતીત કર્યા હતા.'

'ફલોધિ'ના વર્ણનમાં આપેલા બીજી શિલાલેખમાંથી જણાઈ આવે કે, અજમેરમાં શ્રીવીરજિનનું મંદિર હતું.

આજે પણ પહાડ ઉપર એક પ્રાચીન કિલ્લાનાં ખંડિયેરો પડયાં છે. આ શહેર ચારે બાજુની પહાડીઓથી ઘેરાયેલું આબાદ અને સમૃદ્ધ હતું. આજે એ સમૃદ્ધિ રહી નથી પરંતુ પ્રાચીન કાળના જૈનોની જાહોજલાલી અને તેમની અપૂર્વ ભક્તિનું સૂચન વિદેશીની એક નોંધમાંથી મળી રહે છે:

અજમેરનું વિવરણ લખતાં ટૉડ સાહેબ કહે છે: "અજમેર કિલ્લાની પશ્ચિમ બાજુએ એક ઘણું પ્રાચીન જૈન મંદિર છે. મુસલમાનોએ એનો નાશ કેમ નહિ કર્યો હોય તે સમજાતું નથી. એ 'અઢી દિનકા ઝુંપડા'ના નામે ઓળખાય છે. જૈન શિલ્પીઓએ કોઇ મંત્રશક્તિથી અઢી દિવસની અંદર એ મંદિર ઊભું કર્યું હોય એમ લાગે છે. ભારતનાં ત્રણ મુખ્ય પવિત્ર સ્થાનોની અંદર જૈન કારીગરોએ જે ચિત્તાકર્ષક મંદિરો તૈયાર કર્યાં છે તે જોતાં તેઓ શિલ્પકળામાં કેટલા કુશળ હોવા જોઈએ તેની કલ્પના થઈ શકે છે. જોઈતી સામગ્રી તત્કાળ મળવાથી એમણે આ મંદિર ઘણી ઝડપથી તૈયાર કર્યું હશે. મંદિરની ચારે કોર કોટ છે. એનું પ્રાચીનત્વ અને સાદાઈ જોવાથી મને ખાતરી થાય છે કે સૌ પ્રથમ એ કોટ ગોરીના સુલતાન વંશે બંધાવ્યો હશે. મંદિરની ઉત્તર તરફ સિંહદ્વાર અને પગથિયાં છે. બારીક તપાસ ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે મંદિર મૂળ તો જૈનોનું જ હોવું જોઈએ. પ્રવેશદ્વાર આગળ અરબી અક્ષરોમાં કુરાનની આયતો લખી છે, તોરણ ઉપર સંસ્કૃત અક્ષરો પણ જોવામાં આવ્યા. અરબી અક્ષરોની સાથે ગુંચવાઈ જવાથી એ વિકૃત બની ગયા છે. મંદિરની રચના ઘણી જ શ્રેષ્ઠ તેમજ મનોહર છે. પુરાણા જૈન મંદિર જેવું આ એક મંદિર છે.

"મંદિરનો અંદરનો ભાગ ખૂબ લાંબો-પહોળો છે. એના થાંભલા તો ખાસ જોવાલાયક છે. કમરાની અંદર ચાલીસ થાંભલા છે. આશ્ચર્યની વાત તો એ છે કે એ દરેકની અંદર જે કારીગરી છે તે વિવિધતાવાળી છે. હું માનું છું કે મુસલમાનો આ કળા હિંદુસ્તાનમાંથી જ શીખી ગયા હશે અને તેમણે જ તે કળાનો યુરોપમાં પ્રચાર કર્યો હશે."

પ્રાચીન સમયનું આ જૈન મંદિર આજે તો મસ્જિદમાં ફેરવાઈ ગયું છે. શું ઉપર નિર્દેશ કરેલું શ્રીમહાવીર જિન-મંદિર તો આ નહીં હોય!

આજે અહીં ૪૦૦ શ્વેતાંબર જૈનોની વસ્તી છે. ૩ ઉપાશ્રય અને ૨ ધર્મશાળાઓ છે. શ્વેતાંબરોનાં ૬ મંદિરો વિદ્યમાન છે. [૧] લાખણુ કોટડીમાં મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર મોટું છે. [૨] શ્રીગોડી પાર્શ્વનાથનું મંદિર પણ ઘૂમટબંધી છે અને તેમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનના જીવનપ્રસંગો ચીતર્યા છે. [૩] શ્રીચંદ્રપ્રભુનું ઘર દેરાસર છે જેમાં સ્ફટિકની મૂર્તિ છે. [૪] કોઠીમાં આવેલા શ્રીઋષભદેવ ભગવાનના ધાબાબંધી મંદિરમાં કાચનું કામ અને ચિત્રકામ દર્શનીય છે. [૫] કેસરગંજ મહોલ્લામાં શ્રીવિમલનાથ ભગવાનનું ઘર દેરાસર છે. [૬] શહેરથી ૨ માઈલ દૂર વિશાળ દાદાવાડી છે, તેમાં પણ એક મંદિર છે. ખરતરગચ્છીય આચાર્ય શ્રીજિનચંદ્રસૂરિનો સ્વર્ગવાસ અહીં થયો હતો, એનું સ્મરણ આ દાદાવાડીથી થઈ આવે છે.

અહીં ભાગચંદ્ર સોનીનું દિગંબર મંદિર છે. કંપાઉન્ડમાં ત્રણ માળની ઇમારત બાંધીને તેમાં કરેલી મેરુ પર્વતની સોનેરી રચના, અઢીદ્વીપની રચના, અયોધ્યાનું દૃશ્ય, અને દેવવિમાનોનાં ઝૂલતાં દૃશ્યો આધુનિક કળાવિલાસનો અપૂર્વ નમૂનો પૂરો પાડી રહ્યાં છે.

અહીંનું પ્રદર્શનાગાર (મ્યુઝિયમ) દર્શનીય છે. તેમાં પ્રાચીન જૈન મૂર્તિઓ પણ સંઘરેલી જોવાય છે. એમાં સૌથી વધુ ધ્યાન ખેંચે એવો એક શિલાલેખ, જે આજ સુધીમાં મળી આવેલા ભારતીય બધા શિલાલેખોમાં સૌથી પ્રાચીન છે અને બ્રાહ્મીલિપિમાં લખેલો છે. જૈનધર્મનો આ અદ્વિતીય શિલાલેખ લેખનકળાના પ્રચારનું આજ સુધીમાં સૌથી પ્રાચીન ઉદાહરણ મનાય છે. આ લેખ ઈ. પૂર્વે પાંચમી શતાબ્દીમાં અહીં જૈનધર્મનો સારો પ્રચાર હોવાનું પણ સિદ્ધ કરે છે. પં. ગૌરીશંકર ઓઝાજીને સને ૧૯૧૨માં અજમેરથી સાત ગાઉ દૂર આવેલા બડલી ગામથી આ મળી આવ્યો છે તેમાં આ પ્રકારે ઉલ્લેખ છે:—

" वीराय भगवते चतुरासिति वसकाये जालामालिनिये रंनिविठ माझिमिके । "

આ લેખ વીર નિર્વાણ સંવત્ ૮૪ (ઈ. સ. પૂર્વે ૪૪૩)માં અંકિત કરવામાં આવ્યો હતો. આમાં ઉલ્લેખાયેલ 'માઝિમિક' એ જ પ્રસિદ્ધ પ્રાચીન નગરી માધ્યમિકા છે જેનો નિર્દેશ પતંજલિએ પોતાના 'મહાભાષ્ય'માં કર્યો છે.[1]

**હર્ષપુર:—**

અજમેરની નજીક આવેલું આજનું હાંસોટિયા ગામ પ્રાચીન કાળનું હર્ષપુર નગર છે. આ નગરનો ઉલ્લેખ 'કલ્પસૂત્ર'માં આવે છે. આ નગરમાંથી હર્ષપુરીયગચ્છની ઉત્પત્તિ થઈ હતી. ચારે કોર પડેલાં ખંડિયેરો કોઈ પ્રાચીન નગરીનો આભાસ કરાવી રહ્યાં છે. આ હર્ષપુર જ પ્રાચીન માધ્યમિકા નગર તો નહિ હોય?

અજમેરથી ૩ ગાઉ પુષ્કર ગામ છે. વૈષ્ણવોનું યાત્રાધામ છે. અહીં આવેલા બ્રહ્માજીના મંદિરમાં જૈન સ્થાપત્યનાં લક્ષણોનું સૂચન મળે છે.

★

## ૯૮. ખીમેલ

(કોઠા નંબર : ૨૬૬૨-૨૬૬૩)

રાણી સ્ટેશનથી ૩ માઈલ દૂર ખીમેલ નામે ગામ છે. અહીંના પ્રાચીન જૈન મંદિર ઉપરથી આ ગામ બારમા સૈકાથીયે અધિક પ્રાચીન જણાય છે, આજે અહીં ૮૦૦ જૈનોની વસ્તી છે. ૧૦ ઉપાશ્રય અને ૧ બે માળની વિશાળ જૈન ધર્મશાળા છે. અહીં એક જૂનું અને એક નવું; એમ બે જૈન મંદિરો છે.

૧. ગામના પૂર્વ કિનારે શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર વિશાળ અને પ્રાચીન છે. સં. ૧૧૪૯માં શેઠ લીલા શાહ ઓશવાલે આ મંદિર બંધાવ્યું હતું એમ કહેવાય છે. મૂળનાયકની પ્રતિમા ૧॥ હાથ પ્રમાણની સપરિકર વિરાજમાન છે. મૂર્તિની અંજનશલાકા સં. ૧૧૩૪ના વૈશાખ સુદિ ૧૦ દિવસે શ્રીહેમસૂરિએ કરી છે.

1. अरुणद् यवनः मध्यमिकाम् ॥

એ સંબંધી પરિકર ઉપર લેખ વિદ્યમાન છે. મૂળનાયકની જમણી બાજુએ રહેલી એક ફૂટ ઊંચી પ્રતિમા ઉપર સં. ૧૬૫૩ના વૈશાખ સુદિ ૧૧નો લેખ છે. જેની પ્રતિષ્ઠા શ્રીવિજયસેનસૂરિએ કરેલી છે. પ્રવેશદ્વારમાં ડાબી બાજુએ ૨ાા હાથ પ્રમાણની એક પ્રાચીન અને સુંદર કાઉસગ્ગિયા પ્રતિમા બિરાજમાન છે.

૨. ગામ બહારના બગીચામાં શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી બાવન જિનાલય મંદિર વિદ્યમાન છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રતિમા ૧ હાથ પ્રમાણ છે. સં. ૧૯૨૦માં ખીમેલનિવાસી શ્રાવિકા નગીબાઈએ ગામ ગામના સંઘો પાસેથી પૈસા ઉઘરાવીને આ મંદિર બંધાવેલું છે. તેની અંજનશલાકા સં. ૧૯૨૮માં થયેલી છે અને દેવકુલિકાઓમાં બિરાજમાન ૫૫ મૂર્તિઓ સં. ૧૯૬૧ના માહ સુદિ ૧૫ ને બુધવારના રોજ પ્રતિષ્ઠિત થયેલી છે.

અઢારમા સૈકાના યાત્રી પં. મહિમા પોતાની 'તીર્થમાળા'માં અહીંના મંદિરોની પ્રતિમાસંખ્યા નોંધતાં કહે છે:—

" ખીમેલિ પાંત્રીશ પ્રતિમા રૂઅડી "

નદીને સામે કાંઠે મહેતા મહોકમચંદ્રજીએ મોટી પાકી વાવ સં. ૧૮૩૯માં બંધાવી છે. તેમજ ધર્મશાળા પણ તેમણે જ બંધાવી છે. અહીં શ્રીવિજયરાજેન્દ્રસૂરિજીનું એક સમાધિમંદિર વિદ્યમાન છે.



## ૯૯. ખુડાલા

(કોઠા નંબર : ૨૬૬૫)

ફાલના સ્ટેશનથી પૂર્વમાં પાંચ ફર્લાંગ દૂર ખુડાલા નામનું ગામ છે. આ ગામ ક્યારે વસ્યું એ જાણવામાં નથી આવ્યું પરંતુ અહીંનું જિનમંદિર સં. ૧૨૪૩માં બન્યું એવા શિલાલેખીય પુરાવા ઉપરથી આ ગામ એથીયે પ્રાચીન હોય એમ માની શકાય.

અહીં વીશા ઓશવલનાં ૨૫૦ ઘર વિદ્યમાન છે. અહીંના કેટલાક ઉત્સાહી યુવકોએ જૈન મિત્રમંડળ, જૈનધર્મસભા અને જૈન વાંચનાલય વગેરે સંસ્થાઓ સ્થાપી છે જે તેમની પ્રગતિની વિકાસદૃષ્ટિને આભારી છે. વળી, આત્મવલ્લભ જૈન પાઠશાળ, ૩ ઉપાશ્રયો અને ૨ જૈન ધર્મશાળાઓ અને ૧ જિનાલય છે, જે અહીંના શ્રાવકોની ધાર્મિક ભાવનાનાં પ્રગટ પ્રતીકો છે.

અહીં શ્રીધર્મનાથ ભગવાનનું વિશાળ અને પ્રાચીન મંદિર છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી અને શિખરબંધી રચનાવાળું છે. છેલ્લા જીર્ણોદ્ધાર પ્રસંગે આ મંદિરમાં મીનાકારી, ચીની અને મકરાણી પંચરંગી લાદીઓ લગાડી મંદિરને સુશોભિત બનાવ્યું છે. મૂળનાયકની શ્વેતવર્ણી પ્રતિમાની ગાદી ઉપર અને મંદિરની નવચોકીના એક સ્તંભ ઉપર ક્રમશઃ આ મુજબ લેખો છે:—

(૧) " संवत् १२४३ माघवदि ५ सोमे श्रे० रामदेव पुत्र श्री० नलधरेण उत्तलस्य....मोक्षार्थं ॥ "

(२) " संवत् १२४३ माघवदि ५ सोमवासरे रामदेवपुत्रप्राग्वाटवंशे सुराशाहेन लेखो लिखितः ॥ "

એક જ દિવસે લખાયેલા સં. ૧૨૪૩ના આ બંને લેખ ઉપરથી જણાય છે કે, પોરવાડ શ્રેષ્ઠી રામદેવના એક પુત્ર સુરાશાહે આ મંદિર બંધાવ્યું અને બીજા નલધરે મૂળનાયક ભગવાનની સ્થાપના કરી. આજે પણ એ જ પ્રાચીન પ્રતિમા વિદ્યમાન છે. એક મૂર્તિ ઉપર સં. ૧૫૨૩ના લેખમાં શ્રીવિમલનાથ ભગવાનની મૂર્તિ અંચલગચ્છીય શ્રીજય-કેસરસૂરિના ઉપદેશથી પોરવાડ શ્રેષ્ઠી શ્રીવચ્છરાજે ભરાવી[૧] અને બીજી શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ વીસલનગરના રહેવાસી પોરવાડ વંશી શ્રેષ્ઠી વેગાએ સં. ૧૫૪૩માં ભરાવી અને તેની શ્રીઉદયસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી,[૨] એમ જણાવ્યું છે.



---

૧. " પ્રાચીન જૈન લેખસંગ્રહ " ભા. ૨. લેખાંકઃ ૪૦૧.
૨. એજનઃ લેખાંકઃ ૪૦૦.

## ૧૦૦. બાલી

( કોઠા નંબર: ૨૬૬૬–૨૬૬૮ )

ફાલના સ્ટેશનથી ૪ માઈલ દૂર બાલી નામે મોટું કસ્બાતી ગામ આબાદ છે. ઉદયપુર મહારાણાની પટરાણી બાલીકુંવરીના નામે આ ગામ વસાવેલું છે. એમ પણ કહેવાય છે કે, બાલી નામની ચોધરાણીએ અહીં પ્રથમ વાસ કર્યો તેથી આનું નામ 'બાલી' પડ્યું. પહેલાં અહીં ચૌહાણ રાજાઓનો અધિકાર હતો. પછી જાલોરના સોનગરા સરદારો અને તે પછી મેવાડના રાણાઓના અધિકારમાં આ ગામ હતું. તે પછી મારવાડના અધિકાર નીચે આવ્યું. વિ. સં. ૧૮૨૬ થી ૧૮૩૩ સુધીમાં અહીં પશ્ચિમ તરફ નાનો કિલ્લો બંધાવેલો છે. આ બધી હકીકત ઉપરથી આ ગામ પ્રાચીન જણાય છે.

આજે અહીં શ્વેતાંબર જૈનોનાં ૫૪૦ ઘરોમાં ૨૦૦૦ જૈનોની વસ્તી છે. ૯ ઉપાશ્રય અને ૩ જૈન મંદિરો વિદ્યમાન છે.

૧. બજારમાં શિખરબંધી મંદિર શ્રીઆદીશ્વર ભગવાનનું છે. મૂળનાયકની શ્વેતવર્ણી પ્રતિમા ૧ હાથપ્રમાણની છે. તેની શ્રીહીરવિજયસૂરિએ પ્રતિષ્ઠા કરેલી છે. પહેલાં મૂળનાયક શ્રીશાંતિનાથ પ્રભુ બિરાજમાન હતા પરંતુ કોઈ કારણવશાત્ એ મૂર્તિને સ્થાને શ્રીઆદીશ્વર પ્રભુ બિરાજમાન કરેલા છે. એ સમયે આ મંદિરનો જીર્ણોદ્ધાર થયેલો છે પણ મંદિર તો પ્રાચીન છે. લોકવાયકા પ્રમાણે આ મંદિર ગંધર્વસેન રાજાએ બંધાવેલું છે. એ હિસાબે લગભગ ૨૦૦૦ વર્ષ પહેલાં બન્યું એમ કહેવાય પરંતુ એની એટલી પ્રાચીનતા સંબંધે કશું જાણવા મળતું નથી. લગભગ ૩૫ વર્ષ પહેલાં આ મંદિરની જમીન ખોદતાં સોનાના સિક્કાઓ જડી આવ્યા હતા.

૨. બીજું શિખરબંધી મંદિર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું છે. આમાં કાચનું સુંદર જડાવ કામ કરેલું છે. મૂળનાયકની પ્રતિમા ૧॥ હાથપ્રમાણની છે. તેના પરિકર ઉપર સં. ૧૧૬૨નો પ્રાચીન લેખ છે. આ મંદિર વિ. સં. ૧૮૨૦માં ઓશવાલ શેઠ ગોભાજી અને ઓટાજીએ મળીને બંધાવેલું છે. કેટલાકના કથન મુજબ અહીં કિલ્લો બંધાવવામાં આવ્યો તેની સાથેસાથ આ મંદિર પણ બંધાવવામાં આવ્યું. મૂળનાયકની પ્રતિમા બાલીથી ૨ માઈલ દૂર આવેલા સેલા ગામના તળાવમાંથી નીકળી આવી હતી. ત્યાંથી લાવીને આ મંદિરમાં પ્રતિષ્ઠિત કરવામાં આવી છે. આ પ્રતિમાના પ્રતિષ્ઠાકાર ખંડેરકગચ્છીય આચાર્ય શ્રીયશોભદ્રસૂરિ હોય એમ જણાય છે

૩. ત્રીજું શ્રીધર્મનાથ ભગવાનનું શિખરબંધી મંદિર યતિજીના ઉપાશ્રયમાં આવેલું છે. યતિવર્ય શ્રીત્રિલોકસાગરજીએ સં. ૧૯૫૦માં બંધાવેલું છે.



## ૧૦૧. હથુંડી–રાતા મહાવીર

( કોઠા નંબર: ૨૬૭૦ )

એરણપુરા રોડ સ્ટેશનથી પૂર્વ દિશામાં ૯ માઈલ, વીજાપુરથી ૨ માઈલ અને હથુંડીથી ૧ માઈલ દૂર સાવ નિર્જન જંગલમાં આવેલા પહાડમાં એક દેવવિમાન જેવું જૈન મંદિર શોભી રહ્યું છે. એ મંદિર 'રાતા મહાવીર'ના નામે ઓળખાય છે. પાસે કોઈ વસ્તી નથી પણ એ ભૂમિ ઉપર પથરાયેલાં ખંડિયેરો અને સ્થાપત્યના અવશેષોના ચિહ્નો એની ભૂતકાલીન સ્થિતિનું ભાન કરાવી રહ્યાં છે. આજે તો આસપાસ પથરાયેલી કુદરતી રચનામાં સંવાદ સાધતી આ માનવરચનાનું નિરાળું વ્યક્તિત્વ અહીંની ભૂમિ ઉપર જાણે અજબ કાબૂ ધરાવી રહ્યું હોય એમ તરત ભાસે છે. પહાડની મોટી મોટી બે ટેકરીઓથી ઘેરાયેલી વચલી એક નાની ટેકરી ઉપર મહાવીરસ્વામી ભગવાનનું વંદનીય મંદિર દૂરથી નજરે પડે છે.

આ મંદિર ૭૫–૮૦ ફીટ લાંબા અને ૫૦–૬૦ ફીટ પહોળા કોટથી ઘેરાયેલું છે. આ કોટને ચારે તરફ ઊંચી દીવાલો અને બે તરફ બે મોટા દરવાજાઓ છે. કોટના વિશાળ દરવાજાની બહાર બેસી શકાય એવા ઓટલા બંને તરફ બાંધેલા છે. વચ્ચે આવેલું ચૈત્ય તદ્દન સાદું છે. તેમાં કોરણી જેવું કશું જણાતું નથી. મૂળગભારો, સભામંડપ અને તેના ઉપર એક નાના સરખા ઘૂમટની રચનાવાળું છે. એકંદરે ખૂબ જીર્ણ થયેલું આ પ્રાચીન મંદિર વર્ષોના વરસાદ અને વાવાઝોડાંનો સામનો કરતું આજ સુધી ટકી રહ્યું છે, એ એક સદ્ભાગ્ય છે.

મૂળ ગભારામાં મૂળનાયક શ્રીમહાવીર પ્રભુની મૂર્તિ ૪ા ફીટ ઊંચી છે. એનો રંગ સિંદૂર જેવા રાતા વર્ણનો હોવાથી એને 'રાતા મહાવીર' તરીકે લોકો ઓળખે છે. આવી ઓળખ પાછળ કોઈ ઐતિહાસિક ઘટના હોય તો તે જાણવામાં આવી નથી. મૂર્તિ પાષાણની નથી, વેળુની કે ઈંટ–ચૂનાની બનાવેલી પ્રતીત થાય છે. મૂર્તિ ઉપર કોઈ કોઈ સ્થળે ચોંટેલા વરખ ઉપરથી જણાય છે કે એના ઉપર વારંવાર લેપ થતો હશે. મૂર્તિની નીચે પદ્માસન ઉપર લાંછન છે. આ લાંછનની આકૃતિ વિલક્ષણ છે. સિંહના શરીરે પાંખો અને સૂંઢ જેવું કળાય છે, આસપાસની બે આરસની મૂર્તિઓ ઉપરના લેખો ઘસાઈ ગયેલા હોવાથી વાંચી શકાતા નથી.

મૂળ ગભારાની બહાર રંગમંડપમાં જમણી બાજુએ આરસની ઊભી કાસગ્ગિયા મૂર્તિ ૧૨ ઈંચ ઊંચી છે અને તેની પાસે એક ગૃહસ્થની મૂર્તિ એવડા જ કદની છૂટી મૂકેલી છે. એના ઉપર લેખ નથી. સંભવ છે કે કોઈ ખંડિત મંદિરમાંથી લાવીને અહીં પધરાવી હશે.

સભામંડપના એક થાંભલા ઉપર સં. ૧૩૩૫, બીજા ઉપર સં. ૧૩૩૬, અને ત્રીજા ઉપર સં. ૧૩૪૫ના શિલાલેખોમાંથી મંદિરને દાન આપ્યાના ઉલ્લેખો મળી આવે છે.[1] આ લેખો ઉપરથી અહીં વેપારી અને સંપન્ન શ્રાવકોની બહુલતાનો પણ પરિચય મળે છે.

મૂળ ગભારાની સામે રંગમંડપની દિશામાં જમણી બાજુએ એક ગોખલો છે. તેમાં એક આચાર્યની લાક્ષણિક મૂર્તિ નવ ઈંચની ઊંચાઈવાળી બિરાજમાન છે. આચાર્ય પાટ ઉપર બેઠા હોય અને તેમનો જમણો પગ નીચે લટકતો હોય એવી આકૃતિ ઘડેલી છે. કમરમાં લંગોટ છે અને મસ્તક નીચે ગળા પાછળ રજોહરણ (ઓઘો) દેખાય છે. આ મૂર્તિ ઉપરના ઘસાયેલા લેખમાંથી આટલા અક્ષરો વંચાય છે:—

"संवत् १३४४ वर्षे माघ सुदि ११ श्रीहस्तिउंडकीय..................॥"

આટલો માત્ર શિલાલેખ પણ આપણને ઇતિહાસના રાજમાર્ગની આંગળી ચીંધતો કેડીરૂપ બની રહ્યો છે, એ બીના ઓછા મહત્ત્વની નથી.

આમાં હસ્તિકુંડકીય(ગચ્છ)નું નામ છે. તે વર્તમાનમાં હથુંડી કહેવાતા ગામનો નિર્દેશ કરે છે. આ ગામની તીર્થ તરીકે પ્રસિદ્ધિ હતી. શ્રીશીલવિજયજી 'તીર્થમાળા'માં નોંધે છે કે—"**રાતો વીર પુરિ મન આશ.**"

શ્રીજિનતિલકસૂરિએ પોતાની 'તીર્થમાળા'માં મહાવીરસ્વામીનાં જે મંદિરો ગણાવ્યાં છે તેમાં હથુંડીનું પણ નામ છે. આ ગામથી મહાવીરસ્વામીનું આ મંદિર અડધો ગાઉ દૂર છે. સંભવ છે કે ગામની દિનપ્રતિદિન પડતીના કારણે ગામ દૂર પડી ગયું હશે.

પહેલાં અહીં રાઠોડોનું રાજ્ય હતું. તેમાંના કેટલાક રાઠોડો જૈન હતા, જેઓ 'હથુંડિયા' કહેવાતા. વાલી, સાદડી, સાંડેરાવ વગેરે મારવાડનાં કેટલાંક ગામોમાં આ હથુંડિયા શ્રાવકોની વસ્તી પણ જોવામાં આવે છે. વળી, આ હસ્તિકુંડીના નામથી સ્થપાયેલા 'હસ્તકુંડીગચ્છ'માં થયેલા શ્રીવાસુદેવાચાર્યે સં. ૧૩૨૫ના ફાગણ સુદિ ૮ ને ગુરુવારે કરેલી પ્રતિષ્ઠાવાળી શ્રીઋષભદેવસ્વામીની મૂર્તિ ઉદયપુરના બાબેલાના મંદિરમાં મોજુદ છે.

ઉપર્યુક્ત રાઠોડ રાજાઓ પૈકી વિદગ્ધ રાજાએ બંધાવેલા આ મંદિર સંબંધી એક મોટો શિલાલેખ આ 'રાતા મહાવીર'ના મંદિરના દરવાજાની ભીંતમાંથી કેપ્ટન બારટનને મળી આવ્યો હતો. એ લેખ અત્યારે અજમેર મ્યુઝિયમમાં મોજુદ છે. સ્થાનિક ઇતિહાસ અને જૈનધર્મનું મહત્ત્વ દર્શાવતો આ લેખ શ્લોકબદ્ધ છે અને ૨ ફીટ ૮ાા ઈંચ પહોળી અને ૧ ફીટ ૪ ઇંચ ઊંચી એવી એક જ શિલા ઉપર બે લેખો ઉત્કીર્ણ છે. કુલ ૩૨ લીટી પૈકી ૨૨ લીટીનો પહેલો લેખ સં. ૧૦૫૩ના માઘ સુદિ ૧૩ ને રવિવારનો છે ને ૧૦ લીટીનો બીજો લેખ સં. ૯૯૬ના માઘ સુદિ ૧૧નો છે.[2] એ લાંબો લેખ અહીં ન આપતાં મૂળ લેખનો સારાંશ જોઈ લઇએ.

---

૧. "પ્રાચીન જૈન લેખસંગ્રહ" ભા. ૨, લેખાંકઃ ૩૧૯, ૩૨૦

૨. એજનઃ લેખાંકઃ ૩૧૮.

પ્રથમ લેખમાં શ્રીસૂર્યાચાર્યે રચેલી પ્રશસ્તિના ૪૦ શ્લોકો છે. પહેલા બે શ્લોકોમાં તીર્થંકરની સ્તુતિ છે, ત્રીજો શ્લોક રાજકુટુંબના વર્ણનનો છે ( ખાસ નામ નથી ), ચોથા શ્લોકમાં રાજા હરિવર્ધન અને તેની પત્ની રુચીનાં નામો આપ્યાં છે. પાંચથી સાત શ્લોક સુધીમાં હરિવર્ધન પછી વિદગ્ધરાજ થયાની હકીકત છે. તેમણે સં. ૯૭૩માં શ્રીવાસુદેવાચાર્યના ઉપદેશથી શ્રીજિનેશ્વર ભગવાનનું મંદિર બંધાવ્યું:—

" पूर्व्वं जैनं निजमिव यशो[कारयद्ध]स्तिकुंडद्यां रम्यं हर्म्य्यं गुरुहिमगिरेः शृंगसृं(शृं)गारहारि ॥ ६ ॥ "

વળી, આ વિદગ્ધરાજે સ્વયં સોનાથી તોળાઈને એ સોનાનો ૩/૪ ભાગ દેવને અર્થે વાપર્યો અને ૧ ભાગ આચાર્યના ઉપદેશ પ્રમાણે વાપર્યો એ વિશે આ રીતે ઉલ્લેખ કર્યો છે:—

" दानेन तुलितव(ब)लिना तुलादिदानं येन देवाय । भाग[द्वयं] व्यतीर्यत भागश्चा[चार्यैव]र्याय ॥ ७ ॥ "

ત્યાર પછીના શ્લોકમાં વિદગ્ધરાજ પછી મમ્મટ અને તે પછી ધવલ રાજા થયાનું બતાવ્યું છે. ધવલનું વર્ણન ઘણું વિસ્તારથી આપ્યું છે, જેમાં ધવલે ગૂર્જરનરેશ દુર્લભરાજ વિરુદ્ધ મહેન્દ્રને આશ્રય આપ્યાના કથન ઉપરાંત ધવલના ગુણોનું વર્ણન છે. તે પછી તેના પુત્ર બાલપ્રસાદને ગાદીએ બેસાડયાનું અને પોતે સંસારત્યાગ કર્યાનું કથન છે. વળી, બાલપ્રસાદની રાજધાની હસ્તિકુંડી ( હથુંડી )માં હોવાનું જણાવ્યું છે.

આગળના વર્ણનમાં શ્રીવાસુદેવસૂરિ કે જેમનું નામ પહેલાં લેવામાં આવ્યું છે અને જેઓ વિદગ્ધરાજના ગુરુ હતા, તેમના શાંતિભદ્ર નામના શિષ્યનું વર્ણન છે. તે પછી હસ્તિકુંડી ( હથુંડી )ના ગોષ્ઠિએ ( સમુદાયે ) ઋષભદેવ મંદિરનો કે જે વિદગ્ધ રાજાએ બંધાવ્યું હતું, તેનો જીર્ણોદ્ધાર કરાવ્યાનું અને તેમાં શ્રીઋષભદેવની મૂર્તિની સ્થાપના કર્યાનું આ રીતે જણાવ્યું છે:—

" विदग्धनृपकारिते जिनगृहेतिजीर्ण्णे पुनः समं कृतसमुद्धृताविह भवां[बु]धिरात्मनः ।
अतिष्ठीपत सोऽप्यथ प्रथमतीर्थनाथाकृतिं स्वकीर्तिमिव मूर्त्ततामुपगतां सितांशुद्युतिं ॥ ३६ ॥
शांत्याचार्यैस्त्रिपंचाशे सहस्रे (१०८५) शा(श)रदामियं । माघशुक्लत्रयोदश्यां सुप्रतिष्ठैः प्रतिष्ठिता ॥ ३७ ॥ "

આ પછી વિદગ્ધરાજે સોનાથી તોળાઈને તે સોનું મંદિરને દાન કર્યાનું અને ધવલે પોતાના પુત્રની સાથે મળીને પીપ્પલ નામનો આઘાટ–કૂવો ભેટ કર્યાનું વર્ણન આ પ્રકારે છે:—

" विदग्धनृपतिः पुरा यदतुलं तुलादेर्द्ददौ, सुदानमवदानधीरिदमपीपलत्नादभुतं ।
यतो धवलभूपतिर्ज्जिनपतेः स्वयं सात्म[जो]रघट्टमथ पिप्पलोपप[दकू]पकं प्रादिशत् ॥ ३८ ॥ "

છેવટે એ દેવાલય યાવચ્ચંદ્રદિવાકર રહે એવી આશા પ્રગટ કરી સૂર્યાચાર્યે પ્રશસ્તિ રચ્યાનું જણાવ્યું છે.

આ પ્રમાણે વર્ણન આપી અંતમાં સં. ૧૦૫૩ માઘ સુદિ ૧૩ ને રવિવારે પુષ્યનક્ષત્રમાં શાંત્યાચાર્યે શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠા અને ધ્વજારોપણ કર્યાનું, તેમજ નાહક, જિંદ, જશ, શંપ, પૂરભદ્ર અને નાગ વગેરે શ્રાવક સમુદાયે મૂળનાયકને વિરાજમાન કર્યાનું લખ્યું છે.

લેખનો બીજો ભાગ ઉપરના લેખથી બિલકુલ સ્વતંત્ર ૨૧ શ્લોકોનો છે, છતાં આ લેખની હકીકત ઉપરના લેખની હકીકતમાં ઉમેરો કરે છે. ઉપર્યુક્ત મંદિરમાં કરેલાં દાનોનું આમાં વર્ણન છે. તેનો સારાંશ આ છે:—

પ્રારંભમાં જૈનધર્મની પ્રશંસા છે. તે પછી હરિવર્મા, વિદગ્ધરાજ અને મમ્મટ અનુક્રમે થયા, એ જણાવ્યું છે. ૫ અને ૭મો શ્લોક એ બતાવે છે કે, પોતાના ગુરુ બલિભદ્ર (વાસુદેવ)ના ઉપદેશથી વિદગ્ધરાજે આ મંદિર બનાવરાવ્યું હતું અને તે પછી મમ્મટે અને વિદગ્ધરાજે કરેલ દાનો તાજાં કરી આપ્યાં હતાં: (૧) વેચવા માટેની દરેક ૨૦ પોઠ ઉપર એક રૂપિયો, (૨) ગામડામાંથી કે ત્યાંથી જતી ભરેલી દરેક ગાડીએ એક રૂપિયો, (૩) દરેક ઘાણીએ એક ઘડા દીઠ એક કર્ષ, (૪) ભટ તરફથી નાગરવેલ પાનના ૧૩ ચોલિકા; (૫) જુગારીઓ તરફથી પેલપેલક, (૬) દરેક અરઘટ્ટ

(વિશાળ ખેતરવાળા કૂવા) પાસેથી ઘઉં અને જવ શેર ૪, (૭) પેડા દીઠ પાંચ પળ, (૮) ભાર (૨૦૦૦ પળ) દીઠ એક વિંશોપક, (૯) ગૂગળ, કુંકુમ, તાંબુ, રૂ, મજીઠ વગેરે વસ્તુની એક ભાર દીઠ ૧૦ પલ, (૧૦) મીઠું, રાળ, મગ, ઘઉં, જવ તેમજ તેવી બીજી વસ્તુના દરેક દ્રોણ દીઠ એકેક માણક વગેરે.

ઉપરની ઉપજમાંથી ૨/૩ ભાગ ભગવાનના મંદિરમાં જતો; અને ૧/૩ ભાગ ગુરુ બલિભદ્ર (વાસુદેવ)ને વિદ્યાધન તરીકે જતો, એ સંબંધી ઉલ્લેખ આ પ્રકારે છેઃ—

"आदानादेतस्माद्भागद्वयमर्हतः कृतं गुरुणा। शेषस्तृतीयभागो विद्याधनमात्मनो विहितः॥
राज्ञा तत्पुत्रपौत्रैश्च गोष्ठ्या पुरजनेन च। गुरुदेवधनं रक्ष्यं नोपे [क्ष्यं हितमीप्सुभिः] ॥"

એ પછી વિદગ્ધ રાજાએ કરેલાં દાનોની સાલતિથિ સં. ૯૭૩નો અષાડ માસ જણાવ્યો છે, જ્યારે મમ્મટે કરેલા ઉમેરાની તિથિ સં. ૯૯૬ના માહ વદિ ૧૧ની આ રીતે જણાવી છે.

"रामागिरिनंदकलिते विक्रमकाले गते तु शुचिमा[से]। "[श्रीम]द्बलभद्रगुरोर्विदग्धराजेन दत्तमिदं ॥ १९ ॥
नवसु शतेषु गतेषु तु षण्णवतीसमधिकेषु माघस्य। कृष्णैकादश्यामिह समर्थितं मंमटनृपेन (ण) ॥ २० ॥"

છેવટે જણાવ્યું છે કે, જ્યાં સુધી પર્વતો, પૃથ્વી, સૂર્ય, ભરતખંડ, ગંગા, સરસ્વતી, નક્ષત્ર, પાતાળ અને મહાસાગર રહે ત્યાં સુધી કેશવદેવસૂરિ (વાસુદેવ–બલિભદ્ર)ની પરંપરાને માટે શાસન કાયમ રહો.

અંતે ફરીથી સાલ–તિથિનો ઉલ્લેખ કરીને સૂત્રધાર (શિલ્પી) સત્યયોગેશ્વરે કોતર્યાનું લખી લેખ પૂર્ણ કર્યો છે.

આ શિલાલેખ ઉપરથી અનેક ઐતિહાસિક હકીકતો પ્રગટ થાય છે. એક તો દશમા સૈકામાં આ રાજધાનીનું હથુંડી ગામ મોટું અને સંપન્ન હશે, તેમાં અનેક શ્રાવક કુટુંબો વસતાં હશે. વળી આ લેખ હથુંડીના રાઠોડવંશની ક્રમશઃ રાજાવલીનાં નામો આપે છે અને તે તે રાજાઓના સમકાલીન પુંજરાજ, મૂળરાજ, દુર્લભરાજ, મહેન્દ્ર વગેરે રાજાઓની નોંધ પણ કરે છે. હથુંડીનો આ આખોયે રાજવંશ જૈનધર્મી હોવાની નિઃસંદેહ ખાતરી કરાવે છે અને આ તીર્થનો સં. ૯૯૬ થી ૧૦૫૩ સુધીનો ઉપર્યુક્ત ઇતિહાસ સ્પષ્ટ બતાવે છે. વિદગ્ધરાજે આ મંદિર બંધાવ્યું ને દાન આપ્યું અને તેના ઉત્તરાધિકારીઓએ એનો જીર્ણોદ્ધાર કરાવી એ દાનમાં વેપાર પર લાગાઓ લગાવી ઉમેરો કર્યો. આ ઉપરથી આ તીર્થ પ્રત્યે તેમની ભારે શ્રદ્ધા હોવાનું પ્રમાણ સાંપડે છે.

વળી, બીજી હકીકતોને જતી કરી મહત્ત્વની બાબત આ લેખમાંથી જડે છે તે એ કે, આ મંદિર બંધાવનાર વિદગ્ધરાજે મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની સ્થાપના કરી હતી. ધવલે કરાવેલા જીર્ણોદ્ધાર પ્રસંગે પણ શ્રીઋષભદેવ ભગવાન પ્રતિષ્ઠિત હતા, જ્યારે સં. ૧૩૩૫ના સભામંડપના થાંભલાના લેખમાં "**श्रीरातामिधान श्रीमहावीरदेवस्य**" અને સં. ૧૩૪૫ના લેખમાં "**हाथिउंडीग्रामे श्रीमहावीर**"ના અતિસ્પષ્ટ ઉલ્લેખો છે. આથી જણાય છે કે, અગિયારમી સદી પછી સં. ૧૩૩૫ સુધીના વચલા ગાળામાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનને બદલે શ્રીમહાવીરસ્વામીની પ્રતિષ્ઠા થઈ હોવી જોઈએ. કેટલાકોનું કહેવું છે કે શ્રીઋષભદેવનું કોઈ બીજું મંદિર અહીં હોય અને તે ધ્વસ્ત થયું હોય. ગમે તે હો પણ આ મંદિર હસ્તિકુંડી–હથુંડીનું છે એમાં શંકાને લેશ અવકાશ નથી.

મંદિરમાંથી મળેલો એક શિલાલેખ એક નવી હકીકત પ્રગટ કરે છેઃ—

'संवत् १२९९ वर्षे चैत्रसुदि ११ शुक्रे श्रीरत्नप्रभोपाध्यायशिष्यैः श्रीपूर्णचन्द्रोपाध्यायैरालकद्वयं शिखराणि च कारितानि सर्वाणि ॥"

—સં. ૧૨૯૯ના ચૈત્ર સુદિ ૧૧ ને શુક્રવારે શ્રીરત્નપ્રભ ઉપાધ્યાયના શિષ્ય શ્રીપૂર્ણચંદ્ર ઉપાધ્યાયે અહીં બે ગોખલા કરાવ્યા અને બધાં શિખરો બનાવરાવ્યાં.

જે શ્રદ્ધાથી રાજાઓએ આ તીર્થની સ્થાપના કરી તેના સંરક્ષણ માટે વિવિધ ઉપાયો યોજ્યા અને શ્રેષ્ઠીઓએ જે ભક્તિથી દાન આપી વારંવારની યાત્રાઓથી આ તીર્થને અજવાળ્યું તેના ઉપર આજે આથમતા સૂર્યનાં ઝાંખાં કિરણોનો આછો પ્રકાશ હજીયે દેખાય છે. કાળનાં અંધારાં ઊતરે એ પહેલાં એને ઉદ્ધારી લેવાની જરૂરત છે.

★

# ૧૦૨. સેવાડી

( કોઠા નંબર : ૨૬૭૩–૨૬૭૪ )

એરણપુરા સ્ટેશનથી ૮ માઇલ દૂર સેવાડી નામે ગામ છે. સેવાડીનું શાસ્ત્રીય નામ શમીપાટી અથવા શ્વેતપાટી હતું. અહીંના પ્રાચીન શ્રીશાંતિનાથ ભગવાનના જૈન મંદિરના ભોંયરાની બારશાખમાં સં૦ ૧૧૭૨ નો મોટો લેખ આ પ્રકારે છે, જેમાં આ ગામનું નામ ઉલ્લેખાયું છે અને તેમાંથી આ ગામના સ્થાનિક ઈતિહાસ ઉપર પણ ઠીક પ્રકાશ પડે છે.

"स्वजन्मनि जनताया जाता परितोषकारिणी शांतिः। विबुधपतिविनुतचरणः स शांतिनामा जिनो जयति ॥१॥
आसीदुग्रप्रतापाढ्यः श्रीमदणहिल्लभूपतिः। येन प्रचंडदोर्दण्डपराक्रमजिता मही ॥ २ ॥
तत्पुत्रश्चाहमानानामन्वये नीतिमुद्वहन् सः । जिंदराजाभिधो राजा सत्यशौर्यसमाश्रयः ॥ ३ ॥
तत्तनुजस्ततो जातः प्रतापाक्रांतभूतलः । अश्वराजः श्रियाधारो भूपतिस्तभूतां वरः ॥ ४ ॥
ततः कटुकराजेति तत्पुत्रो धरणीतले । जज्ञे स त्यागसौभाग्यविख्यातः पुण्यविस्मितः ॥ ५ ॥
तद्भुक्तो पत्तनं रम्यं शमीपाटीतिनामकं । तत्रास्ति वीरनाथस्य चैत्यं स्वर्णसमोपमं ॥ ६ ॥
इतश्चासीद् विशुद्धात्मा यशोदेवो बलाधिपः । राज्ञां महाजनस्यापि सभायामग्रणीः स्थितः ॥ ७ ॥
श्रीषंडेरकसद्गच्छे बंधूनां सुहृदां सतां । नित्योपकुर्वता येन न श्रांतं समचेतसा ॥ ८ ॥
तत्सुतो बाहडो जातो नराधिपजनप्रियः । विश्वकर्मेव सर्वत्र प्रसिद्धो विदुषां मतः ॥ ९ ॥
तत्पुत्रः प्रथितो लोके जनधर्मपरायणः। उत्पन्नस्थल्लको राज्ञः प्रसादगुणमंदिरं ॥ १० ॥
दयादाक्षिण्यगांभीर्यबुद्धिचिद्ध्यानसंयुतः । श्रीमत्कटुकराजेन तस्य दानं कृतं शुभं ॥ ११ ॥
माघे त्र्यंबकसंप्राप्तौ वितीर्णे प्रतिवर्षकं । द्रम्माष्टकं प्रमाणेन थल्लकाय प्रमोदतः ॥ १२ ॥
पूजार्थं शांतिनाथस्य यशोदेवस्य खत्तके । प्रवर्द्धयतु चंद्रार्कं यावदादानमुज्ज्वलं ॥ १३ ॥
पितामहेन तस्येदं शमीपाट्यां जिनालये । कारितं शांतिनाथस्य बिंबं जनमनोहरं ॥ १४ ॥
धर्म्मेण लिप्यते राजा पृथ्वीं भुनक्ति यो यदा । ब्रह्महत्या सहस्रेण पातकेन विलोपयन् ॥ १५ ॥
संवत् ११७२ ॥

—આ લેખના પ્રારંભમાં શ્રીશાંતિનાથ ભગવાનની સ્તુતિ કરી છે. તે પછીના શ્લોકોમાં જણાવ્યું છે કે–પરાક્રમી અણહિલ્લ નામે ભૂપતિ થયો. તેનો પુત્ર ચૌહાણોના વંશમાં શૂરવીર જિંદ નામે થયો. તેનો પુત્ર અશ્વરાજ, તેનો પુત્ર કટુકરાજ થયો. તેને શમીપાટીમાં જાગીર હતી. એ સમયે ત્યાં શ્રીવીરનાથનું સુવર્ણસમું મંદિર હતું.

બીજા વંશનો એક વિશુદ્ધહૃદયી યશોદેવ નામે સેનાનાયક હતો જે રાજા અને મહાજનોની સભામાં અગ્રણી હતો. સમાન ચિત્તવાળો યશોદેવ ષંડેરકગચ્છના બંધુઓ, મિત્રો અને સજ્જનો–ઉપર ઉપકાર કરતાં થાકતો નહોતો. તેને બાહડ નામે પુત્ર હતો, જે વિશ્વકર્માની માફક રાજાઓને પ્રિય હતો. તેને થલ્લક નામે પુત્ર થયો, તે જૈન ધર્મમાં પરાયણ હતો અને રાજાઓનો પ્રસાદપાત્ર હતો. પ્રતિવર્ષે માઘ માસમાં શિવરાત્રિના દિવસે કટુકરાજ પ્રસન્ન થઈને થલ્લકને આઠ દ્રમ્મ બક્ષીસમાં આપતો, તે એવી ઈચ્છાથી કે શમીપાટીના જિનાલયમાં તેના પિતામહ યશોદેવે બનાવેલા ગોખલામાંના શ્રીશાંતિનાથ બિંબની પૂજા કરવામાં આવે અને એ દાન યાવચ્ચંદ્રદિવાકરો ચાલતું રહે આ દાન જે લોપશે તેને હજાર ગાય માર્યાનું પાપ છે. અંતે સં. ૧૧૭૨ની સાલ આપી છે.

સુંધાની પહાડી પરના જૈનાચાર્ય રચિત શિલાલેખમાં પણ આ રાજાઓની વંશાવલી આ રીતે આપી છે. આ લેખ ઉપરથી જણાય છે કે સં. ૧૧૭૨ પહેલાં આ મંદિર બની ચૂક્યું હતું અને ગામ તો એથીયે પ્રાચીન હોય એ નિઃસંદેહ વાત છે. એ સમયે આ ગામની ભારે જાહોજલાલી હશે એમ લાગે છેઃ એક લૌકિક પદ્યમાં ઉલ્લેખ છે કે—

" સેવાડી સો વાવડી, રૂડી જેતલ વાવ; ખાંડો પીપર પારણે, દીસે ક્ષેતલ પાર. "

આ ઉપરથી સેવાડીમાં ૧૦૦ વાવડી હોવાનું જણાય છે. આજે પણ જેતલ વાવડી બહુ મોટી અને સુંદર છે.

આ ગામમાં જૈન ઓશવાલોનાં ૨૦૦ ઘર વિદ્યમાન છે. ૧ મોટી ધર્મશાળા, ૪ ઉપાશ્રયો અને ૨ જૈન મંદિરો છે.

૧. ગામની વચ્ચે બજારમાં વિશાળ અને ભવ્ય સૌધશિખરી શ્રીમહાવીર ભગવાનનું બાવન જિનાલય મંદિર છે. એ જ મંદિરમાંથી ઉપર્યુક્ત લેખ મળી આવ્યો છે. અહીં મૂળગભારામાં મૂળનાયકની પ્રતિમા ૧ાા હાથ ઊંચી સફેદ પાષાણની વિરાજમાન છે. આસપાસ આવેલી દેવકુલિકાઓમાં ૫૬ જિનમૂર્તિઓ લગભગ તેરમી સદીની પ્રતિષ્ઠિત છે. આ સિવાય સંડેરગચ્છીય શ્રીયશોભદ્રસૂરિની પરંપરાના શ્રીગુણરત્નસૂરિની સુંદર મૂર્તિ છે. તેના ઉપર સં. ૧૨૪૪ ના માઘ સુદિ ૧ ને રવિવારનો લેખ છે. મંદિરના દરવાજાની આજુબાજુએ ૬ દેરીઓ બનેલી છે, જે સં. ૧૯૮૨ ના જેઠ સુદિ ૧૨ ના દિવસે યતિ પ્રતાપરત્નજીએ કરાવી છે. અગ્રભાગની એક દેરીની ભીંત ઉપર સં. ૧૨૧૩ ના ચૈત્ર વદિ ૮ ને સોમવારનો લેખ છે. બીજી દેરીની બાર સાખમાં સં ૧૧૯૭ ના ચૈત્ર સુદિ ૧ નો લેખ છે. મંદિરની એક કોટડીની ભીંત પર સં. ૧૯૯૮ ના આસો સુદિ ૧૩ ને રવિવારનો લેખ છે. આ અને બીજા પ્રાચીન લેખોથી જણાય છે કે, એક સમયે આ સ્થળ તીર્થરૂપે પ્રસિદ્ધ હશે અને તેની પૂજાના નિભાવ માટે કેટલાકોએ જુદી જુદી ભેટ મંદિરને આપી હશે. એ બધા શિલાલેખો અને તેની વિગત આપવાને અહીં અવકાશ નથી.

૨. આ ગામની બહાર પશ્ચિમમાં એક પ્રાચીન વાવડી પાસે બીજું શિખરબંધી મંદિર નવું બન્યું છે. તેમાં મૂળનાયક શ્રીવાસુપૂજ્ય ભગવાનની મૂર્તિ ૧ હાથ ઊંચી ત્રિગડા સહિત બિરાજમાન છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૯૮૨ના જેઠ સુદિ ૧૨ ના દિવસે યતિ શ્રીપ્રતાપરત્નજીએ કરાવી છે. આ મંદિરમાં શત્રુંજય અને ગિરનારની રચના કરેલી છે. એક સમવસરણમાં ચતુર્મુખ પ્રતિમાઓ બિરાજમાન છે. નવચોકી અને રંગમંડપની શોભા રળિયામણી છે. આ મંદિરની જમણી બાજુએ આવેલી એક છત્રીમાં શ્રીઆદીશ્વર ભગવાનનાં ચરણો સ્થાપિત છે. તેમાં શ્રીગૌતમસ્વામી વગેરેની ૮ પ્રતિમાઓ નવી પધરાવી છે.

અહીં નદીના કિનારે આવેલો અમરાપુરીનો બગીચો કોઠારી ચેનાજી ઉદયભાણવાળાએ બંધાવેલો છે ને તે સેવાડીના જૈન સંઘને અર્પણ કર્યો છે.

અહીંથી ૧ કોસ દૂર સરલી જંગલમાં એક નેમા વાવ શા. પ્રેમચંદ હંસાજીએ ત્રણ હજાર રૂપિયાનો વ્યય કરીને બંધાવી હતી, તે થોડાં વર્ષો ઉપર પડી ગઈ છે.



## ૧૦૩. સેસલી

**(કોઠા નંબર : ૨૬૭૯)**

ફાલના સ્ટેશનથી ૬ માઈલ દૂર અને બાલીથી ૨ માઈલ પૂર્વમાં સેસલી નામે તીર્થધામ છે. આજે અહીં એક પણ જૈનનું ઘર નથી માત્ર ૧ જૈન ધર્મશાળા અને ૧ જૈન મંદિર છે પરંતુ પ્રાચીન કાળમાં આ સ્થળ ભારે જાહોજલાલીવાળું હશે એમ લાગે છે.

અહીં શ્રીદાદાપાર્શ્વનાથ ભગવાનનું ભવ્ય મંદિર શિખરબંધી છે. વિ. સં. ૧૧૮૭ના અષાડ સુદિ ૭ને શનિવારે સંઘવી માંડણે ૭ લાખ રૂપિયા ખરચ કરીને ભવ્ય જિનાલય બંધાવ્યું હતું અને તેની ભટ્ટારક શ્રીઆનંદસૂરિએ પ્રતિષ્ઠા કરી હતી. શ્રીપાર્શ્વનાથની સ્થાપનાના કારણે આ તીર્થ સેસલી નામે પ્રસિદ્ધિ પામ્યું. માંડણ ઢાલાવત હતો. પ્રતિવર્ષ આ મંદિર ઉપર તેમના વંશજો તરફથી ધજા ચડાવવામાં આવે છે. ઢાલાવતોનાં ઘરો ખીંમેલ આદિ ગામોમાં આબાદ છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમા ૧। હાથ ઊંચી બિરાજમાન છે, જે સં. ૧૨૫૨માં પ્રતિષ્ઠિત છે. આ મૂર્તિ લારલાઈ[1] ગામથી લાવીને અહીં પધરાવવામાં આવી છે. પરિકર ઉપર સં. ૧૪૯૩નો લેખ છે પણ મૂળનાયકની પ્રતિમા તેથીયે પ્રાચીન છે.

અહીં ભાદરવા સુદિ ૧૦ અને કાર્તિક સુદિ ૧૦ એમ વર્ષમાં બે વખત મેળો ભરાય છે.



## ૧૦૪. સાંડેરાવ

(કોઠા નંબર : ૨૭૨૭-૨૯૨૮)

ફાલના સ્ટેશનથી ૭ માઈલ દૂર સાંડેરાવ નામનું ગામ મહાદેવ પહાડીની નીચે વસેલું છે. રાવ સાંડાજીએ વસાવ્યું હોવાથી આનું નામ સાંડેરાવ પડ્યું છે. લગભગ દશમી શતાબ્દીમાં ષંડેરક ગચ્છની ઉત્પત્તિ આ ગામના નામ ઉપરથી થઈ છે, આથી આ ગામ એથીયે પ્રાચીન હોવાનું નક્કી થાય છે. ષંડેરકગચ્છમાં મોટા પ્રભાવશાળી આચાર્યો થયા છે જેમણે શાસનોન્નતિનાં યશસ્વી કાર્યો કર્યાની નોંધ જૈન ગ્રંથોમાં નોંધાયેલી છે. શ્રીશાંતિસૂરિના શિષ્ય સમર્થ આચાર્ય ઈશ્વરસૂરિ અને માન્ત્રિક શ્રીયશોભદ્રસૂરિ આ ગચ્છના આચાર્યપુંગવો હતા. તેમણે જ અહીંના શ્રીશાંતિનાથના મંદિરની પ્રતિષ્ઠા કરેલી છે. અહીં શ્વેતાંબર જૈનોનાં ૩૦૦ ઘર વિદ્યમાન છે. ૨ ઉપાશ્રય, ૨ ધર્મશાળાઓ અને ૨ શિખરબંધી જૈન મંદિરો મોજુદ છે.

૧. મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર ગંધર્વસેન રાજાના સમયમાં બનેલું હોવાનું કહેવાય છે. મૂળનાયકની મૂર્તિ તોરણ અને પરિકર સહિત છે. બંને પડખે શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાઓ વિરાજમાન છે. મંદિરના મંડપમાં જમણા ભાગમાં આવેલી જિનમૂર્તિઓ ઉપરાંત એક આચાર્યની પ્રતિમા છે. તેમની પલાંઠી નીચે સં. ૧૧૯૭નો આ પ્રકારે લેખ છેઃ—

"श्रीषंडेरकगच्छे पंडितजिनचन्द्रेण गोष्ठियुतेन विजयदेवनागमूर्तिः कारिता मुक्तिवांछता संवत् ११९७ वैशाख वदि ३ थिरपालः शुभंकरः ॥"

મંદિરના પ્રવેશદ્વારની એક બારશાખમાં સં. ૧૨૨૧નો બે પંક્તિનો લેખ પ્રાચીન લિપિમાં આ પ્રકારે ઉત્કીર્ણ છેઃ—

"संवत् १२२१ माघ वदि २ शुक्रे अद्येह श्रीकेल्हणदेवरा[ज्ये] तस्य मातृराज्ञी श्रीआन[ल]देव्या श्रीषंडेरकीयमूलनायक श्रीमहावीरदेवाय [चै]त्र वदि १३ कल्याणिकनि[मि]त्तं राजकीयभोगमध्यात् युगंधर्याः हाएल एकः प्रदत्तः। तथा राष्ट्रकूट पातू केल्हण त[द्भ्रा]तृज उत्तमसीह सूद्रकाल्हण आहल आसल अणतिगादिभिः तलाराभाव्यथ स(?)गटसत्कात् अस्मिन्नेव कल्याणके द्र १ प्रदत्तः ॥ १ तथा श्रीषंडेरकवास्तव्य रथकार धणपाल सूरपाल जोपाल सिगडा अमियपाल जिसहर देल्हणादिभिः [चै]त्र सुदि १३ कल्याणके युगंधर्याः [हाएल] ए [क १ प्र]......"

આ લેખમાં આવેલા 'હાએલ' 'તલારાભાવ્ય' અને 'યુગંધરી' આ શબ્દોના અર્થ જાણવાયોગ્ય છે. એક હળથી એક જ દિવસમાં ખેડેલી જમીનમાંથી ઉત્પન્ન ધાન્યને 'હાએલ' કહે છે. પુરાધ્યક્ષ, નગરરક્ષક અથવા તલારા ગામનું મહેસૂલ ઉઘરાવનારને 'તલારાભાવ્ય' કહે છે, જ્યારે 'યુગંધરી' જુઆરને કહે છે.

આ મંદિરના મંડપના સ્તંભ પર સં. ૧૨૩૬નો એક બીજો લેખ છે તે આ પ્રમાણે છેઃ—

---

૧. બાલી ગામથી અગ્નિખૂણામાં લારલાઈ નામે ગામ છે. ત્યાં જૈન મંદિરનું ખંડિયેર ઊભું છે. તેમાંથી સં. ૧૨૩૩ની સાલના બે શિલાલેખો મળી આવ્યા છે. જે "પ્રાચીન જૈન લેખસંગ્રહ" ભા. ૨ માં લેખાંકઃ ૩૪૬-૩૪૮ પર પ્રગટ થયા છે. એનું વિવેચન પણ પૃ. ૨૩૬-૨૩૮માં આવેલું છે.

"[थां] था सुत राल्हापाल्हा[भ्यां] मातृप[द] श्रीनिमि[त्ते स्तं]भको(कः) प्रदतः(त्तः) [सं]वत् १२३६ कार्[ति]क वदि [२] बुधे अ[दे]ह श्रीनडूले महारा[जा]धिराजश्रीकेल्हणदेवकल्याणविजयराज्ये प्रवर्त्तमाने [राज्ञी] श्रीजाल्हणदेविभुको(क्तौ) श्रोषं[डेर]कदेव श्रीपार्श्वनाथप्रतापतः थांथालुतराल्हाके[न] भा(भ्रा)तृ पाल्हापुत्र सोढा सुभकर रा[म]देव धारणि[यवो] होषवर्द्धमा[न] लक्ष्मीधरसहजिग स[ह]देव [सहियग] ला (?) [रा] सांधीरण हरिचंद्रवरदेवादिभिः युतेन म....परमश्रेयोर्थे विदितनिजगृ[हं] प्रदतः(त्तं)॥ राल्हाश(म)[क] मानुषै[:] वसद्भिः व[र्षं] प्रति हाएल ४ प्रदेया[:]। शेषजनानां वसतां सावुभिः गोष्ठिकैः(कैः) सारा कार्या॥ संवत् १२३६ वर्षे ये(ज्ये)[ष्ठ] सुदि १३ शनौ सो[यं] मातृधाममति पुनः (पुण्यार्थं?) स्तंभको उध्र (दृढ्र) [तः]॥

પહેલા લેખ ઉપરથી જણાય છે કે આ મંદિર મૂળનાયક શ્રીમહાવીરસ્વામીનું હતું અને બીજા લેખથી મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું હોવાનું જણાય છે. આથી લાગે છે કે સં. ૧૨૨૧ માં મૂળનાયક મહાવીરસ્વામીની મૂર્તિ હતી અને સં. ૧૨૩૬ માં તેમની જગાએ શ્રીપાર્શ્વનાથની મૂર્તિ પધરાવવામાં આવી હશે. આજે મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાન છે.

૨. બીજું શિખરબંધી જિનાલય ખીમેલ જવાના રસ્તે દરવાજાની પાસે છે. આ મંદિર પોરવાડ મોતીજી વરદ્દાજીની પત્ની શ્રાવિકા હાંસીબાઈએ નવું બંધાવ્યું છે. આ મંદિર નાનું હોવા છતાં રમણીય છે.



## ૧૦૫. ખીવાણુદી

(કોઠા નંબર : ૨૭૩૬-૨૭૩૮)

એરણપુરારોડથી ૧૦ માઈલ દૂર પશ્ચિમોત્તર દિશામાં ખીવાણુદી નામે કસબો વસેલો છે. એનું પ્રાચીન નામ ક્ષમાનંદી. આ ગામ કોણે વસાવ્યું તે જાણવામાં આવ્યું નથી. અહીં ૧૦૦૦ જૈનોની વસ્તી છે. ૩ ઉપાશ્રય, ૧ જૈન ધર્મશાળા અને ૨ જૈન મંદિર વિદ્યમાન છે.

૧. બજારમાં આવેલું શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર શિખરબંધી છે. મૂળનાયકની મૂર્તિ ઉપર લેખ નથી પરંતુ મૂર્તિ પ્રાચીન અને મનોહર છે. આ પ્રતિમા શ્વેતવર્ણી ૧ હાથપ્રમાણની છે. સં. ૧૮૫૪માં તેની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

આ મંદિરની મૂર્તિઓ સંબંધે સ્થાનિક માહિતી એવી મળી છે કે, આ ગામના ઠાકોર દેવડા અનોપસિંહજીના સમયમાં સં. ૧૮૫૨ ના શ્રાવણ સુદિ ૧૧ ના દિવસે પ્રથમ ગોડી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ ધર્મશાળા પાસેની જમીનમાંથી મળી આવી હતી. એ પછી એ સ્થળે વધુ ખોદકામ કરતાં ૧૨ જિનબિંબો નીકળ્યાં હતાં. તેની સાથે ઘણું દ્રવ્ય પણ મળી આવ્યું હતું. જિનાલય બાંધવાનું નક્કી થતાં સં. ૧૮૫૨ ના શ્રાવણ વદિ ૩ ને દિવસે મંદિરનું શિલારોપણ કરવામાં આવ્યું અને સં૦ ૧૮૫૪ ના ફાગણ સુદિ ૨ ના દિવસે પ્રતિષ્ઠા કરવામાં આવી.

પ્રતિમાઓ નીકળી એ જ સમયે પહાડમાંથી આરસપાષાણની ખાણ પણ જડી આવી. એ જ ખાણના પથ્થરોથી આ મંદિર બાંધવામાં આવ્યું. આશ્ચર્યની વાત તો એ છે કે, મંદિર સંપૂર્ણ બંધાઈ ગયા પછી ખાણમાંથી નીકળતા પથ્થરો પણ બંધ થયા; આથી નવકોટિ મારવાડમાં આ મંદિરની પ્રસિદ્ધિ થતાં લોકો યાત્રાર્થે આવવા લાગ્યા અને કાર્તિક સુદિ ૧૦ ના દિવસે મેળો સ્થાપન કરવામાં આવ્યો, જે અત્યાર સુધી ચાલુ છે.

શાહ મોતી કોલાના જૂના ચોપડાના એક પૂંઠા ઉપર લખેલા સ્તવન ઉપરથી જણાય છે કે આ મંદિરમાં આરસપાષાણની ૧૩ મૂર્તિઓ છે. આજે પણ અહીં ૧૩ મૂર્તિઓ વિદ્યમાન છે.

૨. બીજું મંદિર ગામ બહાર શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી છે. શેઠ કપૂરચંદ પરતાપજી સોભાવતે બંધાવી સં. ૧૯૮૯ માં તેની પ્રતિષ્ઠા કરાવી છે. આ દેરાસર 'શત્રુંજયાવતાર' અથવા 'શત્રુંજય'ના નામે ઓળખાય છે.



## ૧૦૬. જાકોડા

( કોઠા નંબર : ૨૭૪૬ )

એરણપુરા રોડ સ્ટેશનથી ૪ માઈલ દૂર જાકોડા તીર્થસ્થળ આવેલું છે. અહીં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. મૂળનાયકની મૂર્તિ સપરિકર છે પરંતુ આ પરિકર બીજી કોઈ શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિનું લગાવેલું જણાય છે. પરિકરમાં સં. ૧૫૦૪નો લેખ છે, એ લેખનો ભાવાર્થ આ પ્રકારે છે:–' સં. ૧૫૦૪માં શ્રીયક્ષપુરીય નગરમાં તપાગચ્છીય શ્રીસોમસુંદરસૂરિના શિષ્ય શ્રીજયચંદ્રસૂરિએ મૂળનાયક શ્રીપાર્શ્વનાથની મૂર્તિના પરિકરની પ્રતિષ્ઠા કરી.' આ મંદિરમાં પાષાણની ૭ અને ધાતુની ૨ પ્રતિમાઓ છે.

પંદરમા સૈકામાં આ તીર્થ જાણીતું હતું. શ્રીમેહકવિએ આ તીર્થનો ઉલ્લેખ પોતાની 'તીર્થમાળા'માં કર્યો છે.

અહીં ૫ જૈનોની વસ્તી છે અને ૧ જૈન ધર્મશાળા છે.



## ૧૦૭. રાણકપુર

( કોઠા નંબરઃ ૨૭૭૨-૨૭૭૪ )

રાણી સ્ટેશનથી ૭ માઈલ, ફાલના સ્ટેશનથી ૧૨ માઇલ અને સાદડીથી પૂર્વ–દક્ષિણ દિશાએ ૬ માઈલના અંતરે આવેલું રાણકપુર નામે જૈનોનું મોટું તીર્થધામ છે. આ તીર્થધામની રચના ખાતર જ કુંભા રાણાના નામ ઉપરથી રાણકપુર ગામ પંદરમા સૈકામાં વસાવવામાં આવ્યું હતું, આ તીર્થના નિર્માતા વિશે 'સોમસૌભાગ્ય કાવ્ય', જુદી જુદી તીર્થમાળાઓ અને 'રાણિગપુર ચતુર્મુખ પ્રાસાદ સ્તવન'માંથી જે ઈતિહાસ સાંપડે છે તેનો સંકલિત ટૂંકો સાર આ છે:—

નાંદિયાના વતની શેઠ કુંરપાલ અને તેમની પત્ની કામલદેને બે પુત્ર હતા. મોટાનું નામ રત્નાશાહ અને નાનાનું નામ ધરણાશાહ. બંને ભાઈઓએ નાનપણથી જ ખૂબ સંસ્કારી અને બુદ્ધિશાળી તરીકે નામના મેળવી હતી. તેમાં ધરણાશાહની કુશલતા તેમજ ઉદાર પ્રકૃતિનો પરિચય કુંભા રાણાને થતાં તેમણે રાજકારભારને યોગ્ય જાણી તેમને મંત્રીપદ આપ્યું. સં. ૧૪૪૬માં શ્રીસોમસુંદરસૂરિ જેવા પ્રભાવક આચાર્યના ઉપદેશથી તેમનું જીવન ધાર્મિકતા તરફ વળ્યું હતું. એ સમયે ધારણા શેઠે બત્રીશ વર્ષની ભરયુવાનીમાં શત્રુંજય પર જુદા જુદા નગરોથી એકઠા થયેલા બત્રીશ સંઘો વચ્ચે સંઘતિલક કરાવી, ઈંદ્રમાળ પહેરી ચોથું બ્રહ્મચર્ય વ્રત ઉચ્ચર્યું હતું. દાનપુણ્ય અને તીર્થયાત્રાનાં અનેક ધાર્મિક કાર્યો કરતાં છેવટે તેમને એક 'નલિનીગુલ્મવિમાન' જેવા દેવપ્રસાદની રચના કરવાની ભાવના થઈ આવી. એમણે એ માટે જગા પસંદ કરી, કુંભા રાણા પાસેથી જમીન ખરીદી લીધી, અને એ ભૂમિ ઉપર ગામ વસાવી રાણાના નામ ઉપરથી તેને 'રાણકપુર' એવું નામ આપ્યું. એ ભૂમિ ઉપર સિદ્ધપુરના ચતુર્મુખ પ્રાસાદ (રાજવિહાર) જેવી મોટી માંડણીવાળું મંદિર બંધાવવાનો સંકલ્પ કરી ગામ ગામના શિલ્પીઓને એકઠા કર્યા. છેવટે મુંડારા ગામના રહેવાસી દેપા નામના શિલ્પીએ બનાવેલો નકશો પસંદ આવતાં તરત જ મંદિરનો પાયો નાંખવામાં આવ્યો. પાયાના મુહૂર્ત વખતે સાત પ્રકારની ધાતુઓ, કસ્તૂરી અને બહુમૂલ્ય વસ્તુઓ મંગાવવામાં આવી. એ સમયે હરેક શિલ્પીઓને કબંધ વગેરેની ભેટસોગાદ આપી ખુશ કર્યા અને કારીગરો તથા મજૂરો માટે બધી સગવડો પૂરી પાડી. પછી તો એ ભૂમિ ઉપર સેંકડો શિલ્પીઓનાં ટાંકણાં રાતદહાડો ગાજવા લાગ્યાં.

એક ઉલ્લેખ પ્રમાણે સં. ૧૪૩૪માં અને પં. શીલવિજયજીના કથન મુજબ સં. ૧૪૪૬માં આ મંદિરનો પાયો નંખાયો. અને સં. ૧૪૯૬માં શ્રીસોમસુંદરસૂરિના હાથે એ મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી.

પં. મેહ કવિએ આ મંદિર બંધાયા પછી તરત જ સં. ૧૪૯૯ માં પ્રત્યક્ષ નિહાળીને રચેલા 'રાણિગપુર ચતુર્મુખ પ્રાસાદ સ્તવન'માં મંદિરની બાંધણી વિશે હૃદયગ્રાહી ખ્યાલ આપ્યો છે. તેનો ટૂંક સાર એ છે કે, "શિલ્પીઓએ પ્રથમ ઘડેલા પથ્થરોને બંધબેસતી રીતે જડીને પીઠબંધ બાંધી લીધો. તેના ઉપર ત્રણ માળ ચણાવી મધ્યમાં

અનેક પ્રકારના ઊંચા મંડપો બનાવ્યા. અનેક પ્રકારની નકશીવાળી પૂતળીઓથી સુશોભિત મંદિરને જોઇ લોકોનાં ચિત્ત આશ્ચર્યમગ્ન બની ગયાં. એ મંદિરની ચારે બાજુએ ચાર ઉજ્જવળ ભદ્રપ્રાસાદો બનાવ્યા. આમ નંદીશ્વર દ્વીપના અવતારસમું અને ત્રણે લોકમાં દેદીપ્યમાન લાગતું હોવાથી તેનું નામ 'ત્રૈલોક્યદીપક' રાખવામાં આવ્યું. આમાં પશ્ચિમ દિશાના દ્વારે અત્યંત સુંદર મંડપ છે. ત્યાં હમેશાં નાટક-ઓચ્છવ થયા કરે છે. ઉત્તર દિશાના દ્વારે શ્રીસંઘ અને ભોજક-ભાટ બેસીને કલરવ કર્યા કરે છે. પૂર્વ દિશાના દ્વારે સામે જ ઊંચા વિન્ધ્યગિરિની ભીંત છે, એ તરફ લોકોનો વાસ છે, તેથી પ્રભાતે ઊઠીને તેઓ શ્રીઆદિનાથ પ્રભુને પ્રણામ કરી પૂજા-સેવા કરે છે. દક્ષિણ દિશાનું દ્વાર અત્યંત વિશાળ છે, અને તે તરફ પૌષધશાળા છે. ચારે દરવાજે ચાર બિંબો છે. એ ચૌમુખી દેવળો ઉપર ચાર શિખરો છે અને ત્રણ ભૂમિકા (માળ)નાં મળીને કુલ ૧૨ શિખરો શોભી રહ્યાં છે. તેમાં સુવર્ણના દંડ-કલશો તો ત્રણે ભુવનનો મોહ પમાડે એવા છે. દેવચ્છંદો, સાત મંદિરમાં ચાર ચાર જિનેશ્વરો, વીશ વિહરમાન જિન અને ચોવીશે તીર્થંકરોનાં મળી ૭૨ જિનાલયો છે, અને ફરતાં ચારે બાજુએ બિંબોનો પાર નથી. વિવિધ પ્રકારની અનેક પૂતળીઓ અને ઝીણા કોતરકામથી આ મંદિર આબુના બીજા અવતારસમું લાગે છે. તોરણો અને થાંભલાઓ તો એટલા બધા છે કે તે ગણાવી શકાય એમ નથી."

છેવટે અત્યંત ઉલ્લાસમાં આવી જઇ કવિ ઉત્પ્રેક્ષા કરતાં કહી દે છે: "જાણે નંદીશ્વરનો અવતાર જ ધરણવિહાર રૂપે ન થયો હોય!"

અઢારમા સૈકાના યાત્રી શ્રીજ્ઞાનવિમલસૂરિ પોતાના 'રાણકપુર તીર્થ સ્તવન'માં કહે છે: "નલિનીગુલ્મ વિમાનની માંડણીવાળું આ મંદિર બહુ ઊંચું છે. પાંચ મેરુ, ચારે તરફ મોટો ગઢ, બ્રહ્માંડના જેવી બાંધણી, ૮૪ દેરીઓ, ચારે તરફ ચાર પોળો, ૧૪૨૪ થાંભલા, એકેક દિશામાં બત્રીશ-બત્રીશ તોરણો, ચારે દિશાએ ૪ વિશાળ રંગમંડપો, સહસ્રકૂટ, અષ્ટાપદ, ૯ ભોંયરાં અને અનેક જિનબિંબ, રાયણની નીચે પાદુકા, અદ્ભદમૂર્તિ વગેરે યુક્ત ત્રણ માળનું આ મંદિર છે. અહીં ૩૪૦૦૦ જિન પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરવામાં આવી છે."

શ્રીસમયસુંદર ઉપાધ્યાય સં. ૧૭૧૫ માં રચેલા એક સ્તવનમાં જણાવ્યું છે કે, "ત્રૈલોક્યદીપક મંદિરમાં ૭૨ દેવાલયો, ૧ અષ્ટાપદ શિખર, ૧ શત્રુંજય શિખર, ૨૪ મંડપો, ૧૦૦ તોરણો, ૨૦૦૦ સ્તંભો; જેના ઉપર નાટક કરતી ૫૫૨ પૂતળીઓ અને કુલ ૪૦૦૦ પ્રતિમાઓ વિરાજમાન છે. પંચતીર્થી, સમવસરણ અને નંદીશ્વર દ્વીપની પણ સાંગોપાંગ રચનાઓ નિર્માણ કરેલી છે."

મતલબ કે, આવું ભવ્ય દેવમંદિર બંધાવતાં ઘણાં વર્ષો લાગ્યાં હશે એમાં શંકા નથી, અને હજારો કારીગરો તેમ જ મજૂરોથી આ ગામ વસી ગયું હશે અને બીજા વર્ણના લોકો પણ વેપાર-ધંધાર્થે અહીં આવી વસ્યા હશે.

પંદરમી સદીના અંતમાં રાણકપુર ઘણું આબાદ અને સમૃદ્ધ નગર બની ચૂક્યું હતું. એ સમયે માત્ર જૈનોનાં જ ૩૦૦૦ ઘરો વિદ્યમાન હતાં. ઉપર્યુક્ત મેહ કવિએ સં. ૧૪૯૯ ની આસપાસ રચેલા 'રાણિગપુર ચતુર્મુખ પ્રાસાદ સ્તવન'માં તેઓ જાતમાહિતીનું વર્ણન કરતાં કહે છે: "રાણકપુર જોઈને અત્યંત ઉલ્લાસ અને સંતોષ થાય છે. આ નગર અણહિલપુર પાટણ જેવું છે, તેના ગઢ, મંદિર અને પોળો અત્યંત સુંદર છે. વચ્ચે સરિતાનાં સલિલ વહે છે. ત્યાં કૂવા, વાવ, વાડી, હાટ અને જિનમંદિર ઘણાં છે. તેમાં અઢાર વર્ણના લોકો, લક્ષ્મીવંત વેપારીઓ અને પુણ્યશાળી માનવીઓ વસે છે. તેમાં યશસ્વી દાનીશ્વર ધરણિંદ (ધરણા) નામનો સંઘવી મુખ્ય છે. તે જિનમંદિરનો ઉદ્ધારક છે, તેની પુણ્યાત્મા માતા કમલદે છે જે રત્નસિંહ અને ધરણિંદ નામના નરરત્નોને જન્મ આપી ધન્ય! ધન્ય! ગવાય છે."

આ વર્ણન ઉપરથી રાણકપુરની પુરાતન સમૃદ્ધિનો હૂબહૂ ખ્યાલ આવી રહે છે. વળી, એ જ કવિએ રચેલી 'તીર્થમાળા' મુજબ અહીં ૭ જિનમંદિરો હતાં; જ્યારે અઢારમા સૈકાના યાત્રીઓ-શ્રીજ્ઞાનવિમલસૂરિ અને પં. મહિમાએ અહીં ૫ જિનમંદિરો હોવાની નોંધ પોતાની 'તીર્થમાળા'માં કરી છે. પણ આજે તો માત્ર ૩ જિનમંદિરો, યાત્રાળુઓ માટેની ૨ ધર્મશાળાઓ અને ૧ ઉપાશ્રય સિવાય આખું યે ગામ સૂનું પડ્યું છે. ટેકરીઓ ઉપર પડેલાં કેટલાંયે ખંડિયેરો એના ભૂતકાળની ઝાંખી કરાવી રહ્યાં છે. અહીંથી વસ્તી કેમ ઘટવા પામી અને ૩ સિવાયનાં બાકીનાં મંદિરો ધ્વસ્ત ક્યારે થયાં એ સંબંધે જાણવાજોગ ઇતિહાસ મળતો નથી. કહે છે કે, ઔરંગઝેબના આક્રમણથી આ સુંદર નગરનો ભંગ થયો અને અવારનવાર પડતા દુષ્કાળોના કારણે વસ્તી ઉચાળા ભરી ગઈ.

ધનકુબેર ધરણાશાહે અહીં શિલ્પકળાના અત્યુત્તમ નમૂના સમાન ‘ધરણવિહાર પ્રાસાદ’ જે બંધાવ્યો છે તે આજે પણ અનેક પ્રકારની વનરાજિ વચ્ચે ઝીણી કોતરણીથી સુશોભિત વિમાનસમો દેખાય છે. એને ત્રૈલોક્યદીપક પ્રાસાદ, ત્રિભુવનવિહાર, ધરણવિહાર, નલિનીગુલ્મવિમાન અને ચતુર્મુખ પ્રાસાદ એવા નામોથી સંબોધાય છે. લગભગ પાંચસો વર્ષથી ધરણાશાહની કીર્તિ સંભળાવતું આ ઉન્નત શિખરબંધી ભવ્ય મંદિર પોતાના શિલ્પકળાના સૌંદર્યથી આકર્ષણ કરતું કાળ અને આક્રમણો સાથે બાથ ભીડીને અટૂલું ઊભું હોય એમ લાગે છે.

૧. આ મંદિર ૪૮૦૦૦ ચોરસ ફીટના વિસ્તારમાં આવેલું છે. મંદિરની ઊંચાઈના પ્રમાણમાં જગતી અને ભોંયતળિયાની ઊંચાઈ અને વિસ્તાર માપસરના છે. જમીનના સમતળથી મંદિરની પ્રથમ ભૂમિકા ૪૦-૪૫ ફીટ ઊંચે છે. આખું યે મંદિર સેવાડી અને સોનાણાના આરસપાષાણથી બાંધવામાં આવ્યું છે. મંદિરને જોતાં જ મનોહર ઘાટ, મજબૂત બાંધણી અને પાયાનું ઊંડાણ કેવું હશે એનો ખ્યાલ આવે છે. પં૦ મેહ કવિ કહે છે કે, ‘આ મંદિરનો પાયો સાત માથોડાં છે.’ ખરેખર આવા ભવ્ય મંડાણ ઉપર બંધાયેલા મંદિરમાં કેટલો ખર્ચ થયો હશે એની કલ્પના સહેજે થઈ આવે છે. એક છૂટા હસ્તલિખિત પાનામાં નોંધ છે કે—“**धन्ने पोरवाड निन्नाणु लाख द्रव्य लगायो**” મંદિર જોનારને આ કથન અતિશયોક્તિ વિનાનું લાગે એમ છે.

લગભગ પચીસેક પગથિયાં ચડ્યા પછી મંદિરની પ્રથમ ભૂમિકા આવે છે. તેમાં પ્રવેશ કરવા માટે ચારે તરફ વિશાળ દરવાજાઓ મૂકેલા છે. આજે માત્ર પશ્ચિમ તરફનું દ્વાર જ ખુલ્લું રહે છે.

મૂળમંદિરમાં ચારે દિશામાં ભગવાન શ્રીઋષભદેવની પાંચ ફીટ ઊંચી સપરિકર મનોહર મૂર્તિઓ બિરાજમાન છે. ઉત્તર દિશાની મૂર્તિ ઉપર સં. ૧૬૭૯ અને ત્રણે દિશાની મૂર્તિઓ ઉપર સં. ૧૪૯૮ ના લેખો છે. મૂળમંદિરની ચારે બાજુએ ચાર વિશાળ મંડપો છે. તેના મુખ્ય મંડપો અને રંગમંડપો જુદા છે. મુખ્ય મંડપમાંથી રંગમંડપમાં જવા માટે નાળ મૂકેલી છે. નાળની બહાર એક ખુલ્લી કમાન છે અને ઊંચે એક નાળમંડપ છે. ખુલ્લી કમાનોમાં સીડી દ્વારા જઈ શકાય છે. પશ્ચિમ તરફની સીડીને વધુ પગથિયાં હોવાથી એ તરફનું દ્વાર મુખ્ય છે.

મૂળમંદિરના ચાર ખૂણે બબ્બે દેરાસરો છે. તેના રંગમંડપ અને મુખમંડપો દરેકને જુદા જુદા છે. આ દેરાસરોને ચાર ઘૂમટો છે, જે ૪૨૦ સ્તંભો ઉપર રહેલા છે. દરેક ચાર સમૂહની મધ્યના ઘૂમટો ત્રણ માળ સુધી ઊંચા છે અને એ જ સમૂહના બીજા ઘૂમટોથી ઊંચે જાય છે. આવા મધ્યના ઘૂમટોમાંનો એક જે મુખ્ય દ્વારની સામે છે તેની અંદર અને ઉપર એમ બેવડા ઘૂમટો છે જેનો આધાર ૧૬ સ્તંભો ઉપર રહેલો છે.

ચારે બાજુએ ફરતી ૭૨ દેવકુલિકાઓ છે, તેની આગળના ભાગમાં વૈવિધ્યભરી મનોહર કોરણી આલેખી છે, મંદિરમાં બધા મળીને ૧૪૪૪ થાંભલા છે. ગમે ત્યાંથી જોઈએ પણ એક સરખા ઘાટના થાંભલાઓની હારમાલા સુંદર દેખાય છે. કેટલાક થાંભલા તો ૪૦-૫૦ ફીટથીયે વધારે ઊંચા છે અને મંડપનો એકે સ્તંભ કોરણી વિનાનો નથી, સ્તંભો ઉપર નૃત્ય કરતા દેવદેવીઓના આકારો કળામયરીતે આલેખ્યા છે. આ મંદિરમાં એક અધૂરો સ્તંભ છે જે ચિતોડના રાણાએ ધારણાશાહની અનુકૃતિ ઊભી કરવા માટે કરાવેલો પરંતુ એમાં અધિક ખરચ થઈ જવાથી અધૂરો જ મૂકી રાખવામાં આવ્યો. એ ઉપરથી જ આ સ્તંભોની અસાધારણ કળામયતા અને ખરચનો અંદાજ મળી રહે એમ છે.

મૂળનાયક ભગવાનની સામે એક હાથી ઊભેલો છે. તેના ઉપર સં. ૧૭૨૪નો લેખ છે. એક તરફ પાંચસો વર્ષથી ઊભેલું રાયણ વૃક્ષ અને તેની નીચે શ્રીઆદીશ્વર ભગવાનનાં પગલાં શત્રુંજયનું સ્મરણ અપાવે છે. ઉત્તર પશ્ચિમનાં દેરાસરો પૈકી એકમાં સમેતશિખરની કોરણીભરી રચના છે. અને તેના ઉપર સં. ૧૫૪૮ નો લેખ છે. સામેના બીજા દેરાસરમાં અષ્ટાપદની અધૂરી રચના, બે મોટી શિલાઓ ઉપર યંત્રાકારે ગોઠવેલી નંદીશ્વરની કોરણીભરી રચના, સમેતશિખરવાળા દેરાસરની ભીંતના લાંબા-પહોળા પથ્થર ઉપર કોરેલ શત્રુંજય અને ગિરનારનો પટ, ડાબી બાજુએ નાલમંડપમાં ગોઠવેલી સહસ્રકૂટની સુંદર રચના વગેરે આકૃતિઓની કોરણી બેનમૂન છે.

દક્ષિણ તરફના નાલમંડપ પાસે ખૂણાના દેરાસરની ભીંતમાં એક વિશાળ અખંડ શિલા ઉપર સહસ્રફણા પાર્શ્વનાથ ભગવાનનું આંટીઘૂંટીવાળું શિલ્પ તો આશ્ચર્યમાં ગરકાવ બનાવી મૂકે એવું છે. આ શિલ્પમાં નાગેન્દ્રની પીઠ ઉપર કાયોત્સર્ગ ધ્યાનરૂપે ઊભેલી શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે અને એ જ નાગેન્દ્રે બીજા નાગ-નાગિણીઓ સાથે આંટા

લગાવી ગૂંથેલું ૧૦૦૮ ફણાનું છત્ર પ્રભુ ઉપર ધારણ કરી રાખ્યું છે. નાગ અને નાગિણીઓએ પોતાની સમગ્ર શક્તિ કામે લગાડી હોય તેવું આ શિલ્પ એવી ખૂબીથી ઉપજાવી કાઢ્યું છે કે સામાન્ય નજરે એ કોયડારૂપ બની રહે. આ કૃતિમાં શિલ્પીએ પોતાના ઉત્કૃષ્ટ કલાકૌશલનો પરિચય કરાવ્યો છે. આવી માનસામંજસ્યમાં અજોડ કૃતિઓ ભાગ્યે જ બીજેથી જડી આવે. કહે છે કે આ શિલા બીજેથી લાવીને અહીં મૂકવામાં આવી છે. તેના ઉપર સં. ૧૯૦૩નો લેખ છે. આ શિલા ત્રણ સ્થળેથી ભાંગેલી છે જેને પાછળથી ચૂનાથી સાંધી દીધી છે.

થાંભલા અને છતમાં વૈવિધ્યભર્યું શિલ્પલાવણ્ય તો આંખને આંજી દે તેવું ઊભરાય છે. એક જ મસ્તકમાં જોડાયેલી પાંચ પૂતળીઓ, કમલપત્રની બારીક કોરણી, સભામંડપના કોરેલા ઝુમ્મરો વગેરે આકૃતિઓ શિલ્પકળાના અજોડ નમૂનાઓ ગણાવી શકાય. મૂળનાયકની સન્મુખ એક જ પથ્થરમાંથી આરપાર કોરીને અદ્ધર ગોઠવેલાં બે તોરણો તો આબુની શિલ્પકળાની યાદ અપાવે છે.

થાંભલાઓની ગોઠવણી, બહારથી નજરે પડતી વાંકીચૂંકી જમીન પરની દેરીઓની પ્રમાણ પુરસ્સર એકસરખી રચના–આ બધું શિલ્પીની અસાધારણ કળાકુશળતા બતાવી આપે છે. સમગ્ર મંદિરનું સ્થાપત્ય જ એવા પ્રકારનું છે કે જ્યાં જુઓ ત્યાં એકસરખી દેરીઓ, દેરાસર અને મૂર્તિઓને જોઈને ભુલાવામાં પડી જવાય.

બીજા માળમાં પણ મૂળનાયકરૂપે ચૌમુખ પ્રતિમાઓ છે. નીચેની માફક અહીં ચારે ખૂણે ચાર દેરાસરો બાંધવાની શરૂઆત કરેલી જોવાય છે. તેમાં બેનાં કામ અધૂરાં મૂક્યાં છે અને બેની શરૂઆત કરેલી છે. ત્રીજા માળમાં પણ મૂળનાયક તરીકે ચૌમુખ પ્રતિમાઓ છે.

આ મંદિરને ૮૪ ભોંયરાં હતાં એમ કહેવાય છે. શ્રીજ્ઞાનવિમલસૂરિએ ૯ ભોંયરાં હોવાની નોંધ આપી છે જ્યારે આજે માત્ર પાંચ જ રહેવા પામ્યાં છે. આ ભોંયરામાં ભવ્ય અને મનોહર અનેક મૂર્તિઓ ભંડારેલી પડી છે.

મૂળનાયકના સભામંડપના બે થાંભલામાંથી પ્રતિમાનાં દર્શન પોતે હરસમયે કરી શકે એવી ગોઠવણીપૂર્વક દાનવીર ધરણાશાહ અને કળાવીર દેપાની ઊભી મૂર્તિઓ મૂકેલી છે. એક ખૂણાના દેરાસરમાં પાઘડી, ખેસ વગેરે વસ્ત્રાભૂષણોથી સજ્જ અને હાથમાં માળા રાખેલી ધરણાશેઠની મૂર્તિ છે. ચોથા દરવાજાની છત ઉપર ધરણાશેઠ અને તેમના વડીલ બંધુ રતનાશાહની હસ્તિઆરૂઢ મૂર્તિઓ છે. સમગ્ર મંદિરની રચના પાછળ દાનવીર ધરણાશાહના ભક્તિપ્રફુલ્લ સાત્ત્વિક હૃદય અને તેમાં કળાકુશળ દેપા શિલ્પીની બુદ્ધિ–ચાતુરી મળતાં સૌંદર્યનું અપ્રતિમ વિરાટ શિલ્પ મૂર્તિમંત થયેલું જોઈ શકાય છે. કવિ ઋષભદાસ 'હીરવિજયસૂરિ રાસ'માં આ તીર્થનો મહિમા ગાતાં કહે છે:—

"ગઢ આબુ નવિ ફરસિયો, ન સુણ્યો હીરનો રાસ;
રાણકપુર નર નવિ ગયો, ત્રિણ્યે ગર્ભાવાસ."

ખરેખર, આબુ અને રાણકપુરની યાત્રા જેણે કરી નથી એનું જીવતર નકામું છે; એવી લોકવાણીનું કથન આ તીર્થોને જોતાં અને તેનું વર્ણન વાંચ્યા પછી યથાર્થ લાગે છે.

શિલ્પમર્મજ્ઞ ફરગ્યુસન જેવો વિદેશી વિદ્વાન આ મંદિર વિશે વર્ણન કરતાં છેવટે એક સમાપનસૂત્ર ઉચ્ચારે છે; એ જ આ મંદિરના રચનામહિમા માટે બસ ગણાય. તેઓ કહે છે: "આવી સુંદર ગોઠવણીનો ખ્યાલ આપે એવું હિંદુસ્તાનમાં એકે મંદિર નથી."

આવું સુંદર, ઉન્નત અને વિશાળ મંદિર બંધાયું હોવા છતાં ધરણાશાહની ભાવના વિશે કહેવાય છે કે, ધારણાશાહને તો આ મંદિર સાત માળનું બંધાવવાનો ઇરાદો હતો; પરંતુ ત્રણ માળ પૂરા થયા ન થયા ત્યાં તો તેમને યમરાજનો કાળઘંટ સંભળાવા લાગ્યો. આથી તેમણે તરત જ યુગપ્રધાન શ્રીસોમસુંદરસૂરિના હાથે આ મંદિરનો પ્રતિષ્ઠા સં. ૧૪૯૬માં કરાવી.

આ પ્રતિષ્ઠામહોત્સવ સમયે ધરણાશેઠે અહીં બંધાવેલી પોષધશાળામાં શ્રીસોમસુંદરસૂરિ સાથે ૫૦૦ સાધુઓનો પરિવાર ઊતર્યો હતો, જેમાં ૪ સૂરિપુંગવો અને ૯ ઉપાધ્યાયો હતા. એમાંના શ્રીસોમદેવ વાચકને આચાર્યપદવી આપવાનો મહોત્સવ પણ ધરણાશાહે અહીં કર્યો હતો, જેમાં તેમણે છૂટે હાથે ધન વાપર્યું હતું.

આ મંદિરમાં પશ્ચિમ તરફના મૂળનાયકની સામેની જમણી તરફની ભીંતમાં સં. ૧૪૯૬નો એક મોટો શિલાલેખ કોતરેલો છે જે આ મંદિરના નિર્માતા, પ્રતિષ્ઠાપક વગેરેની માહિતી આપવા ઉપરાંત ગુહિલવંશી રાજાઓની ૪૧ પેઢીની વંશાવલી માટે પણ મહત્ત્વનો ગણાય છે. આથી એ મૂળ લેખ અહીં આપવામાં આવે છે:—

" श्रीचतुर्मुखजिनयुगादीश्वराय नमः ॥ [ वि ]क्रमतः १४९६ संख्यवर्षे श्रीमेदपाटराजाधिरा[ज] श्रीबप्प १ श्रीगुहिल २ भोज ३ शील ४ कालभोज ५ भर्तृभट ६ सिंह ७ महायक ८ राज्ञीसुतयुतस्वसुवर्ण्णतुलातोलक श्रीखुम्माण ९ श्रीमदल्लट १० नरवाहन ११ शक्तिकुमार १२ शुचिवर्म १३ कीर्तिवर्म १४ योगराज १५ वैरट १६ वंशपाल १७ वैरीसिंह १८ वीरसिंह १९ श्रीअरिसिंह २० चोडसिंह २१ विक्रमसिंह २२ रणसिंह २३ क्षेमसिंह २४ श्रीसामंतसिंह २५ कुमारसिंह २६ मथनसिंह २७ पद्मसिंह २८ जैत्रसिंह २९ तेजस्विसिंह ३० समरसिंह ३१ चाहुमानश्रीकीतूकनृपश्रीअल्लावदीनसुरत्राणजैत्रबप्पवंश्य श्रीभुवनसिंह ३२ सुत श्रीजयसिंह ३३ मालवेशगोगादेवजैत्रश्रीलक्ष्मीसिंह ३४ पुत्र श्रीअजयसिंह ३५ भ्रातृश्रीअरिसिंह ३६ श्रीहम्मीर ३७ श्रीखेतसिंह ३८ श्रीलक्षाह्वयनरेंद्र ३९ नंदन सुवर्णतुलादिदानपुण्यपरोपकारादिसारगुणसुरद्रुमविश्रामनंदन श्रीमोकलमहीपति ४० कुलकाननपंचाननस्य । विषमतमाभंगसारंगपुर नागपुर गागरण नराणकाऽजयमेरु मंडोर मंडलकर बूंदि खाटू चाट सुजानादिनानामहादुर्गलीलामात्रग्रहणप्रमाणितजितकाशित्वाभिमानस्य । निजभुजोर्जितसमुपार्जितानेकभद्रगजेंद्रस्य । म्लेच्छमहीपालव्यालचक्रवालविदलन विहंगमेंद्रस्य । प्रचंडदोर्दण्डखंडिताभिनिवेशनानादेशनरेशभालमालालालितपादारविंदस्य । अस्खलितलालितलक्ष्मीविलासगोविंदस्य । कुनयगहनदहनदवानलायमानप्रतापव्यापपलायमानसकलबल्लप्रतिकूलक्ष्मापश्वापदवृंदस्य । प्रबलपराक्रमाक्रांतढिल्लीमंडलगूर्जरत्रासुरत्राणदत्तातपत्रप्रथितहिंदुसुरत्राणबिरुदस्य सुवर्णसत्रागारस्य षड्दर्शनधर्माधारस्य चतुरंगवाहिनीवाहिनीपारावारस्य कीर्तिधर्मप्रजापालनसत्त्वादिगुणक्रियमाणश्रीरामयुधिष्ठिरादिनरेश्वरानुकारस्य राणाश्रीकुंभकर्ण्णसर्वोर्वीपतिसार्वभौमस्य ४१ विजयमानराज्ये तस्य प्रसादपात्रेण विनयविवेकधैर्यौदार्यशुभकर्मनिर्मलशीलाद्यद्भुतगुणमणिमयाभरणभासुरगात्रेण श्रीमदहम्मदसुरत्राणदत्तफुरमाणसाधुश्रीगुणराजसंघपतिसाहचर्यकृताश्चर्यकारिदेवालयाडंबरपुरःसरश्रीशत्रुंजयादितीर्थयात्रेण । अजाहरी पिंडरवाटक सालेरादिबहुस्थाननवीनजैनविहारजीर्ण्णोद्धारपदस्थापनाविषमसमयसत्रागारनानाप्रकारपरोपकारश्रीसंघसत्कारावगण्यपुण्यमहार्थक्रयाणकपूर्यमाणभवार्ण्णवतारणक्षममनुष्यजन्मयानपात्रेण प्राग्वाटवंशावतंस सं० मांगणसुत सं० कुरपाल भा० कामलदेपुत्रपरमार्हत सं० धरणाकेन ज्येष्ठभ्रातृ सं० रत्ना भा० रत्नादे पुत्र सं० लाषा मजा सोना सालिग स्वभा० सं० धारलदेपुत्र जाज्ञा( जा ) जावडादिप्रवर्द्धमानसंतानयुतेन राणपुरनगरे राणा श्रीकुंभकर्ण्णनरेंद्रेण स्वनाम्ना निवेशित( ते ) तदायसुप्रसादादेशतत्त्रैलोक्यदीपकाभिधानः श्रीचतुर्मुखयुगादीश्वरविहारः कारित [:] प्रतिष्ठितः श्रीबृहत्तपागच्छे श्रीजगच्चंद्रसूरि श्रीदे[ वेंद्रसूरिसंताने श्रीमत् ] [ श्रीदेवसुंदर ]सूरि [ पट्टप्रभा ]कर परमगुरुसुविहितपुरंद [ रगच्छा ]धिराजश्रीसा [म]सुंदरसूरि [ भिः ] ॥ [ कृत ]मिदं च सूत्रधारदेपाकस्य अयं च श्री[ चतुर्मुखप्रासाद आचंद्रार्कं ] नंद[ ता ]त् ॥ शुभं भवतु ॥ "

આ લેખમાંથી ધરણા શેઠના સુકૃતોની હકીકત સાંપડે છે એ મુજબ તેમણે અજારી, પીંડવાડા, સાલેર વગેરે સાત ગામના સાત મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યાની હકીકત પ્રમાણિત થાય છે. એ સિવાય દાનશાળાઓ, કૂવા, વાવ અને બીજાં લોકોપકારી કૃત્યો પણ તેમણે કર્યાં હતાં, જેનું વર્ણન કરવાને અહીં સ્થાન નથી.

ધારણાશાહ ક્યારે ગત થયા એ વિશેની કોઈ નોંધ મળતી નથી; પરંતુ આ મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવ્યા પછી નજીકના સમયમાં સ્વર્ગસ્થ થયા હશે. આશ્ચર્ય તો એ છે કે મંદિરના પ્રતિષ્ઠાપક આચાર્ય શ્રીસોમસુંદરસૂરીશ્વર પણ પ્રતિષ્ઠા કરાવ્યા પછી બે વર્ષે એટલે સં. ૧૪૯૮માં દિવંગત થયા. જાણે આવું મહાન કાર્ય આ બંને પુરુષોના હાથે પૂરું થાય એટલી જ રાહ કાળદેવ જોઈને બેઠો ન હોય!

ધરણાશાહના અધૂરા મૂકેલા કાર્યને તેમના મોટાભાઈ રતનાશાહે પૂરું કરાવ્યું હતું. રતનાશાહે જે જે અધૂરાં કામો પૂરાં કરાવ્યાં છે તેમાં ધરણાશાહ કરતાંયે વધુ કળામય બને એવી દૃષ્ટિ રાખવામાં આવી હોય એમ જણાઈ આવે છે.

એક શિલાલેખથી જણાય છે કે, આ મંદિરનો ઉદ્ધાર શ્રીહીરવિજયસૂરિના ઉપદેશથી થયો હતો અને એક 'મેઘનાદ મંડપ' નામે નવો મંડપ બંધાવાયો હતો.[1] દેવકુલિકાના મૂળનાયકોના પ્રતિષ્ઠા લેખો શ્રીહીરવિજયસૂરિના સમયના અને

---

૧. " પ્રાચીન જૈન લેખસંગ્રહ " લેખાંકઃ ૩૦૮.

તે પછીના મળે છે. છેલ્લો ઉદ્ધાર શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ કરાવ્યો છે.

૨. ઉપર્યુક્ત ધરણવિહારથી પશ્ચિમમાં થોડે દૂર શ્રીનેમિનાથ ભગવાનનું શિખરબંધી દેવાલય છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રતિમા ૨ ફીટ ઊંચી બિરાજમાન છે. મૂર્તિની ચારે બાજુએ પરિકર સાથે તોરણ લગાવેલું છે, જેમાં નાની નાની ૨૩ પ્રતિમાઓ ઉત્કીર્ણ છે. આમાં કુલ ૧૩ પ્રતિમાઓ છે, જેમાંની કેટલીક સં. ૧૪૪૪માં પ્રતિષ્ઠિત થયેલી છે. આ મંદિરમાં એક ભોંયરું છે, તેમાં કુલ ૩૫ પ્રતિમાઓ છે.

આ મંદિરમાં ધરણવિહાર કરતાંયે બારીક કોતરકામ જોવાય છે. કોરણી સાથે પથ્થરમાં ગોઠવેલી નૃત્ય કરતી દેવાંગનાઓનો અંગમરોડ, ઊભરાતું લાવણ્ય અને આભૂષણોના અંબારનો આબેહૂબ ચિતાર ખડો કર્યો છે. આ સિવાય મંદિરની ચારે તરફની ભિટ્ટ ઉપર યુગલિક પુરુષ અને સ્ત્રીઓની ક્રીડા કરતી નગ્ન પૂતળીઓ અધિક સંખ્યામાં છે. શ્રીજગદીશપ્રસાદ ગહિલોતે પોતાના 'મારવાડ રાજ્યકા ઇતિહાસ' (પૃ. ૨૮૭)માં આ મંદિર વિશે કહ્યું છે: "રાણકપુરના એક મંદિરમાં નાગી અને અશ્લીલ મૂર્તિઓ કોરેલી છે; એથી આ કોકશાસ્ત્ર બની ગયું છે. લોકોને આનું યથાર્થ નામ ન મળ્યું તેથી તેને વેશ્યાનું મંદિર કહેવા લાગ્યા."

વસ્તુતઃ અશ્લીલ મૂર્તિઓ એ તો સ્થાપત્યના એક પ્રકારરૂપે યુગલિક પુરુષોની રહેણીકરણી બતાવવા માટે જ આલેખાઈ છે. મોઢેરાના સૂર્યમંદિરમાં પણ આવી તો કેટલીયે અશ્લીલ પૂતળીઓ જોવાય છે.

આ મંદિર ધરણા શેઠના મુખ્ય મુનિમે બંધાવ્યું હોવાનું કહેવાય છે. "કેટલીક ઘટનાઓનો સમયનિર્દેશ" નામે પ્રગટ થયેલા એક હસ્તલિખિત પત્રમાં આ પ્રકારે ઉલ્લેખ મળે છે:—

"तिणरै पासती देवल १ सोमल पोरवाड करायो। तिणमें नागी पूतली छै॥"

આ હકીકતથી જણાય છે કે, સોમલ નામના પોરવાડે આ મંદિર બંધાવ્યું. જો કે આમાં સમયનિર્દેશ કે ધરણાશેઠના મુનિમ વિશે કશો ઉલ્લેખ નથી; પરંતુ સંભવ છે કે, આ સોમલ પોરવાડ ધરણાશેઠનો મુનિમ હોય; અને તેણે પણ ધરણાશાહે મંદિર બંધાવવાની શરૂઆત કરી તે સમયમાં આ મંદિર બંધાવીને પ્રતિષ્ઠિત કરાવ્યું હોય એથી જ મૂર્તિઓ ઉપર સં. ૧૪૪૪ના લેખો જણાય છે.

મંદિરના મંડપના થાંભલાઓમાં અને પાછળના ભાગમાં મોટી ફાટો પડેલી છે; આથી આનો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂરત છે.

૩. ધરણવિહારની બરાબર સામે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું સુંદર મંદિર ઉત્તરાભિમુખ છે. મૂળનાયકની પ્રતિમા ૨॥ ફીટ ઊંચી છે. મંદિરમાં કુલ ૩૩ પ્રતિમાઓ છે અને ભોંયરામાં ૬૫ મૂર્તિઓ બિરાજમાન છે. આ મંદિર લગભગ ૧૫મી સદીમાં પ્રતિષ્ઠિત થયું હોય એમ જણાય છે. શ્રીસમયસુંદર ઉપાધ્યાયે "ખરતરવસહી ખાંતસુ રે લાલ" એ પદ્ય દ્વારા આને ખરતરગચ્છીય સંઘે બંધાવ્યાનું જણાવ્યું છે. ગમે તે હોય પણ સોળમી સદી પહેલાં આ મંદિર હતું એટલું નક્કી છે. આ મંદિર જીર્ણ હાલતમાં હોવાથી તેનો ઉદ્ધાર કરાવવાની જરૂર છે.

**ચક્રેશ્વરી માતાનું મંદિર:**—ઉપર્યુક્ત મંદિરથી ૦॥ માઈલના અંતરે એક દેવીનું મંદિર છે. આ મંદિર શિખરબંધી અને કોરણીવાળું છે. તેમાં ચક્રેશ્વરી દેવીની મૂર્તિ પણ છે. સંભવતઃ શ્રીઆદીશ્વર ભગવાનની અધિષ્ઠાયિકા ચક્રેશ્વરી દેવીનું મંદિર શેઠ ધરણાશાહે જ બંધાવ્યું હોય. દેવળનો ઘણોખરો ભાગ પડી ગયો છે, માત્ર શિખર બચી ગયેલું છે.

**સૂર્યમંદિર:**—અહીં ધ્વસ્ત થયેલું એક 'સૂર્યમંદિર' છે જે (કુંભા ?) રાણાએ બંધાવેલું કહેવાય છે. તેનો મંડપ તૂટી ગયો છે અને પથ્થરો તેમજ મૂર્તિઓ અસ્તવ્યસ્ત પડી છે. રાણાની વિપત્તિકાળે આ સંરક્ષણ માટેનું સ્થાન મનાતું. વસ્તુતઃ આ મંદિર જૈન દેવળ હતું.

અહીંનાં પ્રાચીન વર્ણનોથી જે હકીકત મળે છે તે સાત કે પાંચ મંદિરોની શોધ કરવા યોગ્ય છે.

ગોલવાડની મોટી પંચતીર્થીમાં આ તીર્થ મુખ્ય ગણાય છે. મારવાડમાં જેટલાં પ્રાચીન જૈનમંદિરો છે તેમાં સૌથી મોટું, કિંમતી અને શિલ્પની દૃષ્ટિએ આ મંદિર અનુપમ છે.

## ૧૦૮. ઘાણેરાવ—મછાળા મહાવીર

(કોઠા નંબર : ૨૭૭૫-૨૭૮૬)

રાણી સ્ટેશનથી ૧૫ માઈલ દૂર ઘાણેરાવ ગામ છે. મૂછાળા મહાવીરના તીર્થે જતાં રસ્તામાં છે, તેથી અહીંના મંદિરોનાં દર્શનનો પ્રાસંગિક લાભ લેનારા માટે પહેલાં તેની વિગત આલેખવી જરૂરી છે.

ઘાણેરાવમાં ઓશવાલ શ્રાવકોનાં ૩૫૦ અને પોરવાડોનાં ૫૦ ઘરો વિદ્યમાન છે. ગામમાં ૪ ઉપાશ્રયો ૨-૩ મોટી ધર્મશાળાઓ, જૈન વિદ્યાલય વગેરે મોજુદ છે. ગામમાં ૧૧ જૈન મંદિરો દર્શનીય છે. તેમાંથી ૪ મંદિરો શિખરબંધી અને ૭ મંદિર ગુમ્મજબંધી છે. (૧) શ્રીકુંથુનાથ ભગવાનનું મંદિર નવીપાટીના નાકા ઉપર છે. (૨-૩) વાવડી ચોકમાં અને હીંગડોના વાસમાં ક્રમશઃ શ્રીજીરાવલા અને ગોડી પાર્શ્વનાથ ભગવાનનાં મંદિરો છે. (૪) વાંસા વાસમાં શ્રીઅભિનંદનસ્વામીનું શિખરબંધી મંદિર છે. (૫) પોરવાડોના વાસમાં શ્રીશાંતિનાથપ્રભુનું મંદિર છે. (૬-૭) બજારમાં કોટવાલી પાસે શ્રીધર્મનાથ ભગવાનનું અને ગઢની પાસે શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર છે. (૮) રાજાવતોના વાસમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. (૯-૧૦) ગુરાંસાના ઉપાશ્રયમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું અને તપગચ્છના ઉપાશ્રયમાં શ્રીદાદાપાર્શ્વનાથનું મંદિર છે. (૧૧) સાલરિયા પોળમાં શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર છે. બધાં મંદિરો ઓગણીસમા સૈકામાં અને તે પછીનાં બનેલાં છે.

જે પ્રાચીન તીર્થ વિશે આપણે જાણવું છે તે તો અહીંથી પૂર્વમાં ૪ માઈલ દૂર છે. શુષ્ક નદી કિનારાથી દૂરના માર્ગે સઘન ઝાડીની વચ્ચે ઘેરાયેલું છે. આજે જંગલમાં મંગલનો ખ્યાલ કરાવતું, વિશાળ ચોગાનમાં દેવવિમાન જેવું શોભતું શ્રીમહાવીર ભગવાનનું આ મંદિર કોણે ક્યારે બંધાવ્યું હશે એ જાણવામાં નથી, પરંતુ કોઈ સમયે આ સ્થળે મોટું નગર હશે એવું તો અનુમાન નીકળે જ છે. પ્રાચીન ઘાણેરાવ આ તરફ વસેલું હતું, તેનાં નિશાનો જોવાય છે.

વિશાળ ઓટલાઓવાળું આ મંદિર ઉત્તરદ્વારનું છે. શ્વેત પ્લાસ્તરથી ચકચકિત દેખાતા શિખરબંધી આ મંદિરના પ્રવેશદ્વારમાં મોટા હાથીઓની રચના કરેલી છે. દેવળ વિશાળ નથી પરંતુ બે મંડપોવાળું છે. બીજો મંડપ સ્તંભો ઉપર ઊભો કરેલો ખુલ્લો જોવાય છે. ભમતીના ગવાક્ષોમાં વિવિધ કોરણીયુક્ત જાળીઓ મૂકેલી છે. નૃત્ય કરતી દેવદેવીઓની પૂતળીઓમાં ભભકદાર રંગો પૂરેલા છે. દેવકુલિકાની દેરીઓ છૂટી છૂટી છે. મૂળગભારામાં શ્રીમહાવીરસ્વામી ભગવાનની ભવ્ય અને પ્રાચીન પ્રતિમા ૪॥ હાથ ઊંચી પરિકરયુક્ત બિરાજમાન છે. મૂર્તિ પ્રાચીન હોવાથી વિકલાંગ થયેલી છે. બંને હાથ, તેની નીચેનો ભાગ, કાન અને ગળેથી ખંડિત છે. આ મૂર્તિ 'મૂછાળા મહાવીર'ના નામે ઓળખાય છે. આવા નામ પાછળ એક દંતકથા જોડાયેલી સંભળાય છે:—

કહે છે કે, આ મંદિરની પ્રતિષ્ઠા થઈ ગયા પછી કેટલાંક વર્ષો બાદ ઉદયપુરના મહારાણા પોતાની સામંત મંડલી સાથે આ તીર્થના દર્શનાર્થે આવ્યા. મહારાણાએ તિલક કરવાના સમયે કેસરની વાટકીમાં વાળ જોયો. પાસે ઊભેલા પૂજારીને તેમણે વ્યંગ્યમાં કહ્યું: "તમારા ભગવાન મૂછાળા જણાય છે." કોણ જાણે કેમ મહાવીરભક્ત પૂજારીના મુખમાંથી "જી, હા" એવો શબ્દ નીકળી ગયો, એટલું જ નહિ પણ તેણે ઉમેર્યું કે, "ભગવાન તો સમયે સમયે ઇચ્છા મુજબ અનેક રૂપ ધારણ કરે છે." ખાતરી કરવાની હઠીલી પ્રકૃતિના મહારાણાએ પૂજારીને કહ્યું: "જો એમ હોય તો મારે ભગવાનને મૂછ સહિત જોવા છે, એ ખાતર અમે અહીં ત્રણ દિવસ રહીશું." કહે છે કે, ભક્તિઘેલા પૂજારીએ તો આ આદેશને સાચો કરી બતાવવા ત્રણ દિવસ સુધી અખંડ ભક્તિ કરી અને સાચે જ મહારાણાને મૂછ સહિત મૂર્તિનાં દર્શન કરાવ્યાં.

આવી હકીકતથી રાણાએ નિશ્ચય કર્યો કે એક સ્થળે બે મૂછાળા ન રહી શકે, તેથી તેમણે દૂર નદી કિનારે કિલ્લો બાંધી નવું ઘાણેરાવ વસાવ્યું.

આ કથામાં સત્યાંશ હોય કે ન હોય પરંતુ એટલું નક્કી છે કે, આ નામ પાછળ આવી કઈક દંતકથાને જ આધાર હોવો જોઈએ. ચમત્કારી આ મૂર્તિની પ્રભાવકતા તો આજે પણ અનુભવાય છે અને પૂજારી જેવી અનન્ય ભક્તિ હોય તો એવા ચમત્કારો પણ જોવામાં આવે.

આ મંદિરના પ્રવેશદ્વારની અંદર પ્રદક્ષિણાની ભમતીમાં બંને બાજુએ એકેક દેવકુલિકા છે; તેમાં જમણી તરફની દેવકુલિકામાં શ્રીમહાવીર ભગવાનની ૪ા ફીટ ઊંચી શ્વેતવર્ણી પ્રતિમા છે, જેની પ્રતિષ્ઠા સં. ૧૯૦૩ના મહા વદિ ૫ ને શુક્રવારે તપાગચ્છીય શ્રીશાંતિસાગરસૂરિએ અમદાવાદમાં કરાવ્યાનો લેખ છે. ડાબી તરફની બીજી દેવકુલિકામાં શ્રીમુનિસુવ્રતસ્વામીની મૂર્તિ ૧ાા હાથ ઊંચી છે ને તેના ઉપર સં. ૧૮૯૩ નો લેખ છે.

મંદિરની પશ્ચિમ તરફની દીવાલે દક્ષિણ–પશ્ચિમ ઓસારની એક વિશાળ ધર્મશાળા છે, અને ઉત્તર તરફ પશુઓને રાખવાની જગા છે. દેવળના વંડા અને ધર્મશાળા વચ્ચે એક ફૂલવાડી અને કૂવો છે. આ ધર્મશાળામાં થઈને જ દેવળમાં જવાય છે.

અહીં ચૈત્ર સુદિ ૧૩ના દિવસે મેળો ભરાય છે. ઘાણેરાવ સંઘની પેઢી આ તીર્થની વ્યવસ્થા કરે છે.



## ૧૦૯. નાડલાઈ

( કોઠા નંબર : ૨૭૮૭–૨૭૯૭ )

રાણી સ્ટેશનથી પૂર્વમાં ૧૪ માઈલના અંતરે નાડલાઈ નામે ગામ છે. પ્રાચીન શિલાલેખો અને ગ્રંથોમાં આનાં નડ્ડુલડાગિકા, નંદકુલવતી, નડૂલાઈ, નારદપુરી વગેરે નામો મળી આવે છે. 'વિજયપ્રશસ્તિમહાકાવ્ય'કાર જણાવે છે કે, "મેવાડ દેશના વિશાળ ભૂમિપટને જોઈ નારદે ત્યાં પોતાના નામે 'નારદપુરી' નામની નગરી વસાવી, અને એ નામે એ પ્રસિદ્ધિ પામી. તેમાં શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નકુમારે નજીકના પર્વત ઉપર શિખરબંધી જિનાલય બંધાવી તેમાં શ્રીનેમિનાથ ભગવાનની અપ્રતિમ પ્રભાવવાળી કલ્પલતા સમી પ્રતિમા પધરાવી હતી. નારદપુરીની સમીપે આવેલો 'જેખલ' નામનો ઊંચાં શિખરોવાળો પહાડ આ રચનાથી અપૂર્વ શોભાને ધારણ કરી રહ્યો છે." મતલબ કે આ નગર અતિપ્રાચીન કાળમાં વસ્યું હોય એમ લાગે છે.

એક કાળે આ નગર જૈનોથી ઝળહળતું હતું. નાડોલ અને નાડલાઈનો પ્રદેશવિસ્તાર એક જ નગરમાં સમાઈ જતો હતો. પાછળથી એ બંને વહેંચાઈ જતાં એક બીજા વચ્ચે ત્રણ ગાઉનું અંતર પડી ગયું એમ કહેવાય છે. અહીં ગામ બહાર આવેલા શ્રીઆદીશ્વર ભગવાનના મંદિરના શિલાલેખથી જણાય છે કે એ મંદિર દશમા સૈકાથી પણ પ્રાચીન છે.

સત્તરમા સૈકાના યાત્રી શ્રીસમયસુંદર ઉપાધ્યાયે રચેલી 'તીર્થમાળા'માં "નાડુલાઈ જાદવો" કહીને યાદવકુલતિલક શ્રીનેમિનાથ ભગવાનના મંદિરનું સ્મરણ કર્યું છે, જે અહીંની એક ટેકરી ઉપર આવેલું છે અને તે પછીના યાત્રી પં. શ્રીશીલવિજયજી પોતાની 'તીર્થમાળા'માં "નાડુલાઇ નવ મંદિર સાર, શ્રીસુપાસ પ્રભુ નેમિકુમાર" એમ જણાવી અહીંનાં નવ મંદિરોનું સૂચન કરે છે. આ ઉલ્લેખો આ તીર્થની પ્રાચીનતા અને પવિત્રતાનો ખ્યાલ આપી રહ્યાં છે.

શ્રીહીરવિજયસૂરિના શિષ્ય શ્રીવિજયસેનસૂરિએ જે નારદપુરીને પોતાના જન્મથી પવિત્ર કરી હતી તે આ જ નાડલાઈ ગામ હતું. આજે આ ગામની ભૂતકાલીન સમૃદ્ધિ ઓસરી ગઈ છે. જૈનોનાં માત્ર પચાસેક ઘર વિદ્યમાન છે જ્યારે દેવમહાલય જેવાં ૧૧ જૈનમંદિરો એના અતીત ગૌરવનું ગીત સંભળાવી રહ્યાં છે. કોઈ કોઈ મંદિર તો એની અતિ ઉન્નત બાંધણીથી તારંગાના મંદિરનો ખ્યાલ આપી રહ્યાં છે.

૧. આ નગરના પશ્ચિમ દ્વારની બહાર ભગવાન આદિનાથનું પુરાણું શિખરબંધી વિશાળ જિનાલય છે. પહેલાં આ મંદિરમાં મૂળનાયક શ્રીઆદિનાથ, તે પછી શ્રીમહાવીર પ્રભુ અને તે પછી શ્રીમુનિસુવ્રતસ્વામીની પ્રતિમા વિરાજમાન હતી, પરંતુ એ મૂર્તિઓ લુપ્ત થતાં અત્યારની ૩ ફીટ ઊંચી શ્વેતવર્ણી પ્રતિમા શ્રીઆદિનાથ ભગવાનની બિરાજમાન કરેલી છે. તેના ઉપર સં૦ ૧૬૭૪ના મહા વદિ ૧ નો લેખ વિદ્યમાન છે, પરંતુ આ મંદિર વિશે

મહત્ત્વનો ઇતિહાસ રંગમંડપમાં ડાબી બાજુની ભીંતના થાંભલા ઉપરના શિલાલેખમાં આપ્યો છે, જે લેખ આ પ્રકારે છે:—

" श्रीयशोभद्रसूरिगुरुपादुकाभ्यां नमः । सं० १५९७ वर्षे वैशाखमासे शुक्लपक्षे षष्ठ्यां तिथौ शुक्रवासरे पुनर्वसुनक्षत्रप्राप्तचंद्रयोगे । श्रीसंडेरगच्छे । कलिकालगौतमावतारः समस्तभविकजनमनोंबुजविबोधनैकदिनकरः । सकललब्धिविश्रामः युगप्रधानः । जितानेकवादीश्वरवृंदः प्रणतानेकनरनायकमुकुटकोटिघृष्टपादारविंदः । श्रीसूर्य इव महाप्रसादः चतुष्षष्टिसुरेंद्रसंगीयमानसाधुवादः श्रीषंडेरकीयगणबुधावतंसः । सुभद्राकुक्षिसरोवरराजहंसः यशोवीरसाधुकुलांबरनभोमणिसकलचारित्रिचक्रवर्तिचक्रचूडामणिः भ० प्रभुश्रीयशोभद्रसूरयः । तत्पट्टे श्रीचाहुमानवंशशृंगारः लब्धसमस्तनिरवद्यविद्याजलधिपारः श्रीबदरादेवीदत्तगुरुपदप्रसादः । स्वविमलकुलप्रबोधनैकप्रातपरमयशोवादः भ० श्रीशालिसूरिः त० श्रीसुमतिसूरिः त० श्रीशांतिसूरिः त० ईश्वरसूरिः । एवं यथाक्रममनेकगुणमणिगणरोहणगिरीणां महासूरीणां वंशे पुनः श्रीशालिसूरिः त० श्रीसुमतिसूरिः तत्पट्टालंकारहार भ० श्रीशांतिसूरिवराणां सपरिकराणां विजयराज्ये ॥ अथेह श्रीमेदपाटदेशे श्रीसूर्यवंशोयमहाराजाधिराजश्रीसि( शि )लादित्यवंशे श्रीगुहिदत्तराउल श्रीबप्पाक श्रीखुमाणादिमहाराजान्वये । राणाहमीर श्रीषेतसिंह श्रीलखमसिंहपुत्र श्रीमोकलमृगांकवंशोद्योतकारकप्रतापमार्तंडावतार आसमुद्रमहिमंडलाखंडलअतुलमहाबलराणा श्रीकुंभकर्णपुत्रराणाश्रीरायमल्लविजयमानप्राज्यराज्ये । तत्पुत्रमहाकुमार श्रीपृथ्वीराजानुशासनात् श्रीऊकेशवंशे रायभंडारीगोत्रे राउल श्रीलाषणपुत्र मं० दूदवंशे मं० मयूरसुत मं० सादू(ह)लः । तत्पुत्राभ्यां मं० सीहासमदाभ्यां सद्बांधव मं० कर्मसी धारा लाखादिसुकुटुंबयुताभ्यां श्रीनंदकुलवत्यां पुर्यां सं० ९६४ श्रीयशोभद्रसूरिमंत्रशक्तिसमानीतायां त० सायरकारितदेवकुलिकाद्युद्धारतः सायरनाम श्रीजिनवसत्यां । श्रीआदीश्वरस्य स्थापना कारिता ( कृता ) श्रीशांतिसूरिपट्टे देवसुंदर इत्यपरशिष्यनामभिः आ० श्रीईश्वरसूरिभिः । इति लघुप्रशस्तिरियं लि० आचार्य श्रीईश्वरसूरिणा उत्कीर्णा सूत्रधारसोमाकेन ॥ शुभं ॥ "

—પ્રારંભમાં લેખ લખ્યાનો સં. ૧૫૯૭ના વૈશાખ સુદિ ૬ આપ્યો છે. તે પછી સંડેરગચ્છની પાટપરંપરામાં યશોભદ્રસૂરિ થયા, જેમની માતાનું નામ સુભદ્રા અને પિતાનું નામ યશોવીર હતું. તેમના શિષ્ય ૨ શાલિસૂરિ ( ચોહાણવંશીય ), ૩ સુમતિસૂરિ, ૪ શાંતિસૂરિ અને ૫ ઈશ્વરસૂરિ થયાનું જણાવ્યું છે. તે પછી પણ ૧ શાલિસૂરિ, ૨ સુમતિસૂરિ અને ૩ શાંતિસૂરિ થયાનું જણાવી શાંતિસૂરિના સમયમાં મેવાડના સૂર્યવંશીય શિલાદિત્યના વંશમાં ગુહિદત્ત રાઉલ, બપ્પાક અને ખુમ્માણાદિના વંશમાં રાણા હમ્મીર, ખેતસિંહ અને લખમસિંહ થયા. તેનો પુત્ર મોકલ થયો. તેનો પુત્ર કુંભકર્ણ અને કુંભકર્ણનો પુત્ર રાયમલ્લ થયો. આ રાયમલના મોટા પુત્ર પૃથ્વીરાજના અનુશાસનથી ઓશવાલવંશીય ભંડારીગોત્રના રાઉલ લાખણના પુત્ર દૂદાના વંશમાં થયેલ મયૂરનો પુત્ર સાલો અને તેના પુત્રો સીહા તથા સમદાએ કર્મસી, ધારા, લાખાદિ બંધુઓ યુક્ત યશોભદ્રસૂરિએ મંત્રશક્તિથી સં. ૯૬૪માં નંદકુલવતી ( નાડલાઈ )માં લાવેલા અને સાયરે કરાવેલી દેવકુલિકાના ઉદ્ધારથી જેનું નામ 'સાયરજિનવસતિ' પડયું હતું, તે મંદિરમાં શ્રીઆદીશ્વરની સ્થાપના કરી અને તેની પ્રતિષ્ઠા, શાંતિસૂરિની પાટે થયેલા દેવસુંદર અપર નામ ઈશ્વરસૂરિએ કરી—આ પ્રમાણે જણાવી અંતમાં આ લઘુપ્રશસ્તિ ઈશ્વરસૂરિએ લખી અને સૂત્રધાર સોમાએ તેને કોતરી એમ જણાવ્યું છે.

આ લેખ આ મંદિરની સ્થાપનાથી માંડીને સોળમી સદી સુધીની એક પ્રાચીન ઐતિહાસિક પરંપરાને સાચવી રાખે છે. લેખમાં જણાવ્યા મુજબ સં. ૯૬૪માં શ્રીયશોભદ્રસૂરિએ મંત્રશક્તિથી આ મંદિર સ્થાપ્યું હતું જે વિશે એક પ્રચલિત આશ્ચર્યકારી દંતકથા પણ સંભળાય છે:—

આચાર્ય યશોભદ્રસૂરિ અને શૈવ યોગી તપેસરજી બંને બાળપણના મિત્રો હતા. એક જ ગુરુ પાસે તેમણે વિદ્યાધ્યયન કર્યું હતું. બંને મંત્રવિદ્યાના અઠંગ અભ્યાસીઓ હતા, બંનેમાં કોણ ચઢિયાતું છે એ જાણવા પરસ્પરમાં અનેક વખત વાદવિવાદ થતા, શ્રીયશોભદ્રસૂરિ તપેસરજીથી વાદમાં જરાય ઓછા ન ઊતરતા. લોકમાં યશોભદ્રસૂરિના વિજયનાં ગીત ગવાતાં. આ કારણે તપેસરજીના મનમાં ઈર્ષ્યા અને દ્વેષનાં બીજ રોપાયાં. શ્રીયશોભદ્રસૂરિને હરાવવા તપેસરજી કોઈ પણ તક ઝડપી લેતા.

એક પ્રસંગે રાજસભામાં બંનેનો વિવાદ ચાલુ હતો. તપેસરજીની હાર થઈ ચૂકી હતી ત્યારે તપેસરજીએ કહ્યું: પોતપોતાના ધર્મનાં મંદિરો વલ્લભીપુરથી મંત્રશક્તિ વડે આકાશમાં ઊડાવી લાવી સૂર્યોદય પહેલાં નાડુલાઈમાં

સૌથી પહેલાં જે સ્થાપે તેની જીત ગણાશે. આ પ્રતિજ્ઞા અનુસાર બંને જણા મંદિરો ઉડાવી લાવી રહ્યા હતા, પરંતુ તપેસરજીએ યશોભદ્રસૂરિનું મંદિર આગળ નીકળી ગયેલું જાણ્યું ત્યારે તેમણે કુકડાનો કૃત્રિમ અવાજ કર્યો. સવાર પડી ગઈ છે એવું જાણીને યશોભદ્રસૂરિએ પોતાનું જૈન મંદિર નાડલાઈના દરવાજા બહાર ત્યાં જ થંભાવી દીધું ને તપેસરજીએ એ અવાજ પછી પણ પોતાનું શૈવ મંદિર આગળ લાવીને ગામમાં સ્થાપન કર્યું. રાજસભામાં તપેસરજીએ પ્રતિજ્ઞાભંગ કર્યાનો નિર્ણય જાહેર થયો. આ ઘટનાના સમય વિશે નીચે પ્રમાણેનો પ્રસિદ્ધ દોહો સંભળાય છે:—

"સંવત દશ દહોત્તરો, વદિયા ચોરાસી વાદ; ખેડનગરથી લાવીયા, નાડલાઈ પ્રાસાદ."

આ દોહામાં મારવાડમાં મલ્લાણીના ખેડનગરથી મંદિર લાવ્યાની હકીકત છે, જ્યારે 'સોહમકુલ પટ્ટાવલી'કાર કહે છે:

"વલભીપુરથી આણિયો, ઋષભદેવ પ્રાસાદ."

શ્રીલાવણ્યસમય રચિત 'તીર્થમાળા'માં આ ઘટનાનો સમય સં. ૯૬૪ જણાવ્યો છે, તેમ ઉપર્યુક્ત શિલાલેખમાં પણ એ જ સંવત આપ્યો છે.

આ કથામાં તથ્ય કેટલું છે એ જાણવું મુશ્કેલ છે છતાં આજે આ બંને મંદિરો એ જ સ્વરૂપે અહીં ઊભાં છે. શ્રીયશોભદ્રસૂરિનું જૈન મંદિર 'જસિયા'ના નામે અને તપેસરજીનું મહાદેવ મંદિર 'કેસિયા'ના નામે પ્રસિદ્ધ છે. લોકો જસિયાથી યશોભદ્રસૂરિ અને કેસિયાથી કેશવ નામના બ્રાહ્મણ યોગીનું નામ બતાવે છે. વસ્તુતઃ કેશવસૂરિ નામે યશોભદ્રસૂરિના એક પ્રભાવક શિષ્ય પણ હતા, જેમનું બીજું નામ વાસુદેવાચાર્ય હતું અને જેઓ હસ્તિકુંડીગચ્છના ઉત્પાદક હતા. શું તપેસરજી કેશવ નામના યોગીએ પરાજિત થતાં યશોભદ્રસૂરિ પાસે દીક્ષા લીધી હશે અને કેશવસૂરિ અપરનામ વાસુદેવાચાર્ય થયા હશે ? એ શોધવા જેવું છે.

તપેસરજીનું મહાદેવ મંદિર પૂર્વાભિમુખ વિશાળ અને શિખરબંધી છે. તેની ચારે દિશામાં દેવકુલિકાઓ છે જેમાં ઉત્તર અને દક્ષિણ તરફની દેરીઓમાં સૂર્ય અને ગણપતિની મૂર્તિઓ સ્થાપિત છે.

ગામની દક્ષિણ દિશામાં આવેલી સ્મશાન ભૂમિમાં અત્યારે પણ બે સ્તૂપો જોવામાં આવે છે. તેમાં સંડેરગચ્છીય યશોભદ્રસૂરિનો મૂર્તિ સહિત સ્તૂપ છે જેના ઉપર બિલકુલ ઘસાઈ ગયેલો લેખ જોવામાં આવે છે. માત્ર આટલા અક્ષરો વંચાય છે: "..........सूरियशोभद्राचार्यादि" ॥ તેની પાસે તપેસરજી યોગીનો પણ સ્તૂપ છે. શ્રીયશોભદ્રસૂરિની માંત્રિક શક્તિઓની ઘટનાઓ અનેક છે. વિશેષ જિજ્ઞાસુઓએ 'ઐતિહાસિક રાસસંગ્રહ' ભા. ૨માં આપેલો "યશોભદ્રસૂરિ રાસ" જોવો જોઈએ.

આ મંદિરમાં રંગમંડપની ડાબી બાજુની ભીંત ઉપર સં. ૧૧૮૭ના ફાગણ સુદિ ૧૪ ને ગુરુવારનો પ્રાચીન લેખ છે[1] અને બીજા લેખો પૈકી સં. ૧૧૮૯, ૧૨૦૦, ૧૨૦૨ વગેરેના લેખો છે,[2] જેમાં રાયપાલ રાજાના સમયમાં આ મહાવીર મંદિરને અપાયેલાં દાનોની વિગત આપેલી છે. આ શિલાલેખો ઉપરથી પણ આ મંદિર સં. ૧૧૮૭ પહેલાંનું નિર્ણીત થાય છે. સં. ૧૪૪૩માં આ મંદિરનો ઉદ્ધાર થયાનો લેખ પણ છે.[3] એ પછી સં. ૧૫૦૯માં મંત્રી સાયરે ઉદ્ધાર કરાવ્યો અને બીજો ઉદ્ધાર જુદા જુદા ગામના સંઘોએ મળીને અને પછીનો ઉદ્ધાર સાયરમંત્રીના વંશજોએ કરાવ્યો હતો.

આ મંદિરની પાસે જ મકાનનું એક ખંડિયેર છે, કહેવાય છે કે, આ ઉપાશ્રય હતો અને અહીં યશોભદ્રસૂરિ અભ્યાસ કરતા હતા.

[૨] ગામના મધ્યભાગમાં એક નાનું પણ રમણીય મંદિર છે, તેમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમા છે. [૩] મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવાનના શિખરબંધી મંદિરમાં પીતવર્ણી સપરિકર મૂર્તિ ૧। હાથ ઊંચી બિરાજમાન છે. [૪] શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું મંદિર અહીંનાં બધાં મંદિરોમાં ઘણું વિશાળ અને ઊંચું છે. તેમાં મૂળનાયકની શ્વેતવર્ણી પ્રતિમા ઉપર સં. ૧૬૫૯નો લેખ છે. આ મંદિરની બાંધણી મનોહર છે. [૫] જેખલ

૧. "પ્રાચીન જૈન લેખસંગ્રહ :" લેખાંક : ૩૪૩
૨. એજન : લેખાંક : ૩૩૧, ૩૩૩, ૩૩૪
૩. એજન : લેખાંક : ૩૩૫.

પર્વતની ટેકરીના મૂળમાં શ્રીશાંતિનાથ ભગવાનના નાના છતાં સુંદર જિનાલયમાં મૂળનાયકની સપરિકર ભવ્ય પ્રતિમા ૧ હાથ ઊંચી છે જેના ઉપર સં. ૧૬૨૨નો લેખ છે. [૬] એ જ સ્થળે શ્રીવાસુપૂજ્ય ભગવાનના શિખરબંધી મંદિરમાં મૂળનાયકની ૧ હાથ ઊંચી પ્રતિમા છે, જેના ઉપર સં. ૧૭૪૯નો લેખ છે. [૭] એ જ સ્થળે શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી રમણીય મંદિર છે તેમાં મૂળનાયકની સર્વાંગસુંદર શ્વેતવર્ણી પ્રતિમા ૧। હાથ ઊંચી બિરાજમાન છે. તેના ઉપર સં. ૧૭૯૭નો લેખ છે. મૂળનાયકની આસપાસ રહેલી શ્રીપાર્શ્વનાથ અને શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિમાઓ ઉપર સં. ૧૩૨૪ના લેખો છે, જેની અંજનશલાકા શ્રીવિજયરત્નસૂરિએ કરેલી છે. [૮] એ જ સ્થળે શ્રીસોગઠિયા પાર્શ્વનાથ ભગવાનના શિખરબંધી જિનાલયમાં મૂળનાયકની સપરિકર શ્વેતવર્ણી પ્રતિમા ૧॥ હાથ ઊંચી છે. આ મંદિરનું સ્થાપત્ય ૧૦ મા સૈકાનું જણાય છે. [૯] એ જ સ્થળે શ્રીનેમિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે, તેમાં પાષાણની ૩ પ્રતિમાઓ છે અને શિલ્પો ૧૦ મા સૈકાનાં જણાય છે.

[૧૦] ગામને અડીને પૂર્વ તરફ સામસામે બે ટેકરીઓ આવેલી છે. તેમાં જેખલ પહાડીને 'શત્રુંજયની ટેકરી' કહે છે. ટેકરી ઉપર ચડવા માટે ઠેઠ સુધી પાકાં પગથિયાં બાંધેલાં છે. એક તરફ સોનગિરા ચોહાણોએ બંધાવેલા કોટનાં ખંડિયેરો છે, જ્યારે ટેકરીના મધ્યભાગમાં શિખરબંધી ઉન્નત અને વિશાળ મંદિર જોવાય છે. તેની ચારે બાજુએ બાંધેલો કોટ જીર્ણ થયેલો છે. તેમાં એક જીર્ણ જળકુંડ પણ છે. આખુંયે મંદિર ચારે તરફની દીવાલો સાથે સારી અવસ્થામાં ખડું છે. ખૂબ પ્રાચીનકાળમાં આ મંદિર બંધાવાયાનું કહેવાય છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની ૧॥ હાથ ઊંચી મનોહર પ્રતિમા છે. તેના ઉપર સં. ૧૬૮૬ના વૈશાખ સુદિ ૮ને શનિવારનો લેખ જીર્ણોદ્ધારના સમયનો છે.[૪] આમાં રંગમંડપ ખુલ્લો છે. આ મંદિરને 'શત્રુંજયાવતાર' કહેવામાં આવે છે.

[૧૧] સામેની બીજી જાદવાની ટેકરી ઉપર ગિરનારની સ્થાપના છે. પૂર્વોક્ત ટેકરી કરતાં આ ટેકરીનો ચડાવ કઠણ છે. એ ટેકરીના મધ્ય ભાગમાં આવેલું મંદિર પૂર્વોક્ત મંદિરથી નાનું પણ કોટથી સુરક્ષિત શિખરબંધી છે. મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની શ્યામવર્ણી સપરિકર પ્રતિમા આશરે ૨–૨॥ ફીટ ઊંચી છે. આ મૂર્તિ કેસરિયાજીમાંની આદિનાથ પ્રભુની મૂર્તિને હૂબહૂ મળતી આવે છે. બંને મૂર્તિઓ રંગે, ઘાટે, વર્ણે અને મુખાકૃતિઓમાં સરખી છે. સંભવ છે કે આ બંને મૂર્તિઓનો ઘડનાર શિલ્પી એક હશે. એવું પણ અનુમાન થાય છે કે આ મૂર્તિ અગાઉ શત્રુંજયની ટેકરી પર સ્થાપન કરેલી હશે. આ મંદિરનો મંડપ બાંધેલો છે. આ મંદિરમાંથી મળી આવેલો સં. ૧૧૯૫ નો લેખ આ પ્રકારે છે:—

"ओं० ॥ नमः सर्वज्ञाय ॥ संवत् ११९५ आसउज वदि १५ कुजे अद्येह श्रीन[ड्डू]लडा[गि]कायां महाराजाधिराजश्रीराय[पा]ल-देवे विजयी(यि) राज्यं कुर्व्वतीत्येतस्मिन् काले श्रीमदुर्जिततीर्थः(र्थे) श्री[ने]मिनाथदेवस्य दीपधूपनैवे[द्य]पुष्पपूजाद्यर्थे गूहिलान्वयः राउ० ऊधरणसूनुना भोक्तारि (?) ठ० राजदेवेन स्वपुण्यार्थे स्वीयदानमध्यात् मार्गे गच्छतानामागतानां वृषभानां शेके [पु] यदाभाव्यं भवति तन्मध्यात् वि[श]तिमो भागः चंद्रार्कं यावत् देवस्य प्रदत्तः ॥ अस्मद्वंशीयेनान्येन वा केनापि परिपंथना न करणीया । अस्म-द[द]त्तं न केनापि लोप[नी]यं ॥ स्वहस्ते परहस्ते वा यः कोपि लोपयिष्यं(ष्य)ति । तस्याहं करे लग्नो न लो[प्यं] मम शासनमिदं ॥ लि० [पां]सिलेन ॥० स्वहस्तोयं साभिज्ञानपूर्व्वकं राउ० रा[ज]देवेन मतु दत्तं॥ अत्राहं साक्षि[णा] ज्योतिपिक [दूद]पासूनुना गूगिनः (ना) । तथा पला० [पा] ला० पृथिवा १ मांगु [ला] ॥ देपसा । रापसा ॥ मंगलं महा [श्रीः] ॥"

આ લેખ ઉપરથી જણાય છે કે સં. ૧૧૯૫માં રાજા રાયપાલદેવે પોઠિયાઓના મળતા કરમાંથી $\frac{1}{20}$મો ભાગ આ મંદિરને અર્પણ કર્યો હતો. એટલે આ મંદિર એ સમય કરતાંયે ઘણું પ્રાચીન છે એમ સિદ્ધ થાય છે.

સં. ૧૬૦૭–૮ માં શ્રીહીરવિજયસૂરિને પંન્યાસ અને ઉપાધ્યાય પદવી આ મંદિરમાં આપવામાં આવી હતી.

[૧૧] આ જાદવા પહાડીથી ૪ ફર્લાંગ દૂર એક પાર્વતીય ઉપત્યકામાં સહસાવ્રવનની પણ રચના છે. જો કે ઝાડ ઊછરેલાં નથી પણ માર્ગનો ચડાવ અને ઉતાર કઠણ છે. અહીં એક દેરીમાં નેમિનાથ પ્રભુની ચરણ પાદુકાઓ સ્થાપન કરેલી છે. આ પાદુકાઓ નવીન છે, જે પ્રાચીન પાદુકાઓના બદલે સ્થાપેલી હોય એમ જણાય છે.

આ બધાં મંદિરોની વ્યવસ્થા સારી રખાય છે. અહીં ૧ ધર્મશાળા પણ છે.

★

૪. "પ્રાચીન જૈન લેખસંગ્રહ :" લેખાંક : ૩૪૧

# ૧૧૦. નાડોલ

( ઠા નંબર : ૨૭૯૮-૨૮૦૨)

રાણી સ્ટેશનથી ૮ માઈલ દૂર પૂર્વોત્તર ખૂણામાં નાડોલ ગામ આવેલું છે, પ્રાચીન ગ્રંથો અને શિલાલેખોમાં આનાં નન્દપુર, નડ્ડૂલ, નડુલ, નડ્ડુલ, નર્દૂલપુર અને નાડોલ એવાં નામો મળી આવે છે. એક સમયે ચૌહાણ સરદારોની પાટનગરીનું સૌભાગ્ય પણ એણે પ્રાપ્ત કર્યું હતું ત્યારે આ નગરની સમૃદ્ધિ અપૂર્વ હતી. ગૂર્જરનરેશ ભીમદેવ પહેલાના સમયમાં (૧૧ મો સૈકો) નાડોલ ગુજરાતના અધિકાર હેઠળ હતું અને આ નગરના રાજાએ ચંદ્રાવતીશ મંત્રી વિમલશાહને સોનાનું સિંહાસન ભેટ કર્યું હતું.

કોઈ કાળે અહીં જૈનોની વસ્તી ખૂબ હશે. જૈનોના તીર્થ તરીકે આ સ્થળની પ્રસિદ્ધિ પાછળ તેમના ગૌરવનો ઇતિહાસ ઘડાયો હશે. શ્રીદેવસૂરિના શિષ્ય શ્રીમાનદેવસૂરિ આશરે વિ૦ સં૦ ૩૦૦ પહેલાં નાડોલમાં ચોમાસું રહ્યા હતા અને શાકંભરીમાં વ્યાપેલા મહામારીના ઉપદ્રવની શાંતિ માટે અહીં રહીને જ 'લઘુશાંતિસ્તવ'ની રચના કરી હતી. અહીં જ વાદિવેતાલ શાંતિસૂરિએ મુનિચંદ્રસૂરિને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો હતો અને વિ. સં. ૭૦૦માં શ્રીરવિપ્રભસૂરિએ શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી. સં. ૧૦૪૯માં ભંડારીઓના મૂળપુરુષ નાડોલના રાજા લાખણસીના પુત્ર દાદરાવને શ્રીયશોભદ્રસૂરિએ જૈનધર્મની દીક્ષા આપી હતી.[1]

સં. ૧૨૨૮ના એક દાનપત્રથી જણાય છે કે, ચૌહાણવંશની બારમી પેઢીમાં થયેલા રાજા આલનદેવે મહાવીરસ્વામીના નામ પર એક મંદિર બંધાવ્યું અને તેના નિર્વાહર્થે વૃત્તિ નિર્ધારિત કરી હતી.[2]

અહીં સંડેરગચ્છીય શ્રીશાલિભદ્રસૂરિએ સં. ૧૧૮૧ના અષાડ સુદિ ૧૦ ને શુક્રવારના દિવસે, બૃહદ્ગચ્છીય શ્રીદેવસૂરિના શિષ્ય પં. પદ્મચંદ્રગણિએ સં. ૧૨૧૫ વૈશાખ સુદિ ૧૦ ને મંગળવારે,[3] સંડેરગચ્છીય શ્રીસુમતિસૂરિએ સં. ૧૨૩૭ના ફાગણ સુદિ ૨ ને મંગળવારે અને તપાગચ્છીય શ્રીવિજયદેવસૂરિએ સં. ૧૬૮૬ના પ્રથમ અષાડ વદિ ૫ ને શુક્રવારે[4] એમ જુદા જુદા આચાર્યોએ જુદા જુદા સમયમાં પ્રતિષ્ઠાઓ કરાવેલી છે; જેના લેખો અહીંના મંદિરોમાં મોજૂદ છે. આ હકીકત જૈનોની પ્રાચીન કાળથી લઈને અત્યાર સુધીની આબાદીની સૂચક ગણાવાય.

હાલમાં અહીં શ્વેતાંબર જૈનોનાં ૨૫૦ ઘર છે. ૩ પ્રાચીન ઉપાશ્રયો, ૧ પૌષધશાળા અને ૨ ધર્મશાળાઓ તેમજ જૈન પાઠશાળા વગેરે છે. અહીં શિખરબંધી ૪ મંદિરો છે. તેમાં શ્રીપદ્મપ્રભજિનેશ્વર અને શ્રીનેમિનાથ ભગવાનનાં દેવળો સૌથી પ્રાચીન અને વિશાળ છે.

૧. શ્રીપદ્મપ્રભ જિનેશ્વરનું મંદિર ખૂબ ઊંચું અને વિશાળ છે. તેની કોરણી ઘોરણી પણ અપ્રતિમ છે. મૂળનાયક શ્રીપદ્મપ્રભપ્રભુની ૨ હાથ ઊંચી બદામી વર્ણની સુંદર પ્રતિમા વિરાજમાન છે. તેની નીચે સં. ૧૬૮૬ના પ્રથમ અષાડ વદિ ૫ ને શુક્રવારનો લેખ છે. મૂળનાયકની આસપાસ શ્રીઆદિનાથ ભગવાનની બંને પ્રતિમાઓ પણ એ જ સાલ-મિતિની છે. ગૂઢમંડપમાં બંને તરફ શ્રીશાંતિનાથ અને શ્રીનેમિનાથ ભગવાનની ઊભી કાઉસગ્ગિયા, શ્વેતવર્ણી, એક જ શ્રેષ્ઠીએ બનાવેલી પ્રતિમાઓ ઉપર સં. ૧૨૧૫ના લગભગ એકસરખા લેખો છે. મૂર્તિનાં નામ અને પ્રતિષ્ઠાપક આચાર્યો જ માત્ર જુદા જુદા છે. તેમાંનો એક લેખ આ પ્રકારે છે:—

" संवत् १२१५ ॥ वैशाख सुदि १० भौमे वीसाडास्थाने श्रीमहावीरचै[त्ये समु]दायसहितैः देवणाग नागड जोगडसुतैः देल्हाज धरण जसचंद्र जसदेव जसधवल जसपालैः श्रीनेमिनाथबिंबं कारितं ॥ बृह[द्गच्छी]यश्रीमद्देवसूरिशिष्येण पं० पद्मचंद्रगणिना प्रतिष्ठितं ॥ "

---

૧. "રાજપૂતાનેકે જૈન વીર" પૃ૦ ૨૨૧

૨. "ટોડ રાજસ્થાન"; દ્વિતીય ખંડ, અ. ૨૭, પૃ. ૭૪૭.

૩. " પ્રાચીન જૈન લેખસંગ્રહ. " ભા. ૨, લેખાંક : ૩૬૪-૨૬૫

૪. એજન: લેખાંક: ૩૬૬, ૩૬૭

આ લેખ ઉપરથી આ બંને મૂર્તિઓ વીસાડા ગામનું મહાવીર ચૈત્ય કોઈ કારણે નષ્ટ થતાં ત્યાંથી લાવીને પધરાવવામાં આવી હોય એમ જણાય છે.

આ મંદિરની ભમતીની એક દેરીમાં ચોતરા ઉપર કસોટીથી ઓળખાતા શ્યામ પથ્થરનું એક જ શિલામાંથી કોરી કાઢેલું અખંડ ચોમુખ મંદિર છે. કસોટી જેવા કઠણ પથ્થરમાં કોરેલી ઝીણી નકશી દિઙ્મૂઢ બનાવે એવી છે. આમાં ચોમુખી ચાર પ્રતિમાઓ વિરાજમાન હતી, જેને લૂંટારાઓ ચોરી ગયાનું કહેવાય છે.

આ મંદિરના વંડામાં એક નાના શિખરવાળા દેરાસરમાં મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવાનની પ્રતિમા છે, તેના ઉપર સં. ૧૮૯૩નો લેખ છે. વળી, મુખ્ય મંદિરની ડાબી બાજુના દેરાસરમાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે અને પાછળના ભાગના બગીચામાં શ્રીઆદીશ્વર ભગવાનની પાદુકાઓ સં. ૧૯૫૧માં પ્રતિષ્ઠિત કરેલી છે.

૨. શ્રીનેમિનાથ ભગવાનનું જિનાલય પણ ઊંચાઈ અને વિશાળતામાં દર્શનીય છે, મંદિર પશ્ચિમદ્વારનું છે. તેનો દરવાજો બજારમાં પડે છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રતિમા ૧ હાથ ઊંચી છે, જે ૧૮ મી શતાબ્દીમાં જીર્ણોદ્ધાર સમયે પ્રતિષ્ઠિત કરવામાં આવી છે. આ મંદિરમાં જમણી તરફ એક મજબૂત બાંધણીનું પ્રાચીન ભોંયરું છે, જે ખુલ્લું રહે છે. સ્થાનની પવિત્રતા સાચવવા ખાતર તેમાં અખંડ દીવો પ્રજ્જ્વલિત રહ્યા કરે છે, તેમાં કોઈ જતું નથી. કહેવાય છે કે આ ભોંયરાનો માર્ગ ઠેઠ નાડલાઈ સુધી જાય છે. આ સ્થળે બેસીને શ્રીમાનદેવસૂરિએ યોગસાધના કરી હતી અને 'લઘુશાંતિસ્તવ'ની રચના પણ અહીં કરી હતી. શ્રીજયાનંદસૂરિએ કે તેમના શિષ્ય શ્રીરવિપ્રભસૂરિએ શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી તે મંદિર આ હશે. એટલે આ મંદિર ખૂબ પ્રાચીન છે એમાં શંકા નથી.

આ દેવળની ઉત્તર-દક્ષિણે આવેલા ઓસારોમાં શત્રુંજય, ગિરનાર, સમેતશિખર અને અષ્ટાપદની રચના જે કોઈ પણ ઉત્સવ પ્રસંગે કરાવી હશે તે એમ ને એમ રહેવા દેવામાં આવી છે. તે દેવળને ફરતો વિશાળ ચોક છે.

આ મંદિરની ઉત્તર તરફની દીવાલે બારણું છે ત્યાં એક ધર્મશાળા છે. મંદિરોનો વહીવટ કરતી પેઢીનું કાર્યાલય અહીં છે, અગ્નિખૂણામાં એક કૂવો છે તેમાં રહેંટ ગોઠવેલો છે.

૩-૪. દરબાર ગઢની બીજી બાજુએ કંઈક એકાંત વિશાળ ચોગાનમાં ૨ મંદિરો આવેલાં છે. આજુબાજુએ વંડો બાંધેલો છે જેને દરબારગઢની દક્ષિણ દીવાલો સ્પર્શે છે. મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનનું શિખરબંધી મંદિર પશ્ચિમદ્વારનું છે અને બીજું ઘર-દેરાસર શ્રીજીરાવલા શ્રીપાર્શ્વનાથ પ્રભુનું છે, જે ઉત્તરદ્વારનું છે.

સં. ૧૭૫૫માં શ્રીજ્ઞાનવિમલસૂરિએ રચેલી 'તીર્થમાળા'માં "નાડોલ ત્રિણ્ય પ્રસાદ"-નાડોલમાં ત્રણ પ્રાસાદ હોવાનો ઉલ્લેખ કર્યો છે તેથી ચોથું મંદિર તે પછી બન્યું હશે એમ માની શકાય.

અહીં પડેલાં ખંડિયેરો અને જીર્ણ વાવડીઓને જોતાં કોઈ સમયે આ નગર સમૃદ્ધ હોવાનો ખ્યાલ આવે છે. આ ખંડિયેરોની શોધ કરવામાં આવે તો કેટલીક ઐતિહાસિક બીના જાણવા મળી રહે એવો સંભવ છે.



## ૧૧૧. વરકાણા

(કોઠા નંબર : ૨૮૦૨)

રાણી સ્ટેશનથી ૨ માઈલ દૂર વરકાણા નામનું ગામ છે. એનું શાસ્ત્રીય નામ 'વરકનકપુર' અથવા 'વરકનકનગર' હતું. અતિપ્રાચીન કાળમાં આ એક સમૃદ્ધ અને વિશાળ નગર હતું. એક સમયે આસપાસમાં આવેલાં આજનાં દાદાઈ અને બીજોવા ગામ વરકનકનગરમાં સમાઈ ગયેલાં હતાં. આ બંને ગામોની સ્થિતિ જોતાં એ હકીકતને ટેકો મળે છે. નગરના શણગારસમાં અનેક જિનમંદિરો અહીં ઓપી રહ્યાં હતાં પરંતુ રાજકીય ક્રાંતિ વખતે આ નગર અને મંદિરો ભૂગર્ભમાં ભળી ગયાં અને તેના ઉપર આજનું ગામ નવા સ્વરૂપે વસી ગયું. એ પ્રાચીન તીર્થસ્વરૂપ મંદિરોના સ્મરણને સાચવી

રાખવા મહારાણા કુંભાના સમયમાં શ્રીમાલપુરના એક ધનાઢ્ય શ્રેષ્ઠીએ બાવન દેવકુલિકાવાળા એક ભવ્ય જિનાલયની રચના કરી તે જ આજે વિદ્યમાન છે. 'સકલતીર્થસ્તોત્ર'માં બીજાં તીર્થો સાથે જ આ તીર્થને પણ ભાવભર્યાં વંદન દ્વારા સ્મરણ કરાવ્યું છે:—" અંતરીક વરકાણો પાસ"

આ મંદિર માટે મેવાડના રાણાઓએ આપેલી ભેટ–સોગાદોના તામ્રપત્રો આજ સુધી અહીંની વહીવટ કરનારી પેઢીમાં વિદ્યમાન છે, જે આ તીર્થ પ્રત્યે રાણાઓ અને આમ પ્રજાવર્ગની ભક્તિનું પ્રમાણ રજૂ કરે છે. એ સમયે શ્રીમંત અને અધિકારીઓની સંખ્યા પણ અહીં સારા પ્રમાણમાં વસતી હશે.

આજે પણ ગોડવાડની પંચતીર્થીમાં આ તીર્થ મુખ્ય છે; એટલું જ નહિ અહીં જૈનોનું એક પણ ઘર ન હોવા છતાં ગોડવાડ પ્રાંતની પંચાયતનું આ પ્રધાન ધામ બનેલું છે. વિદ્યાસંસ્કારમાં પછાત ગણાતા મારવાડમાં જૈન સંઘ અને આચાર્ય શ્રીવિજયવલ્લભસૂરિના સ્વ. શિષ્ય શ્રીવિજયલલિતસૂરિના અથાક પ્રયત્નથી અહીં જૈન છાત્રાલય ખોલવામાં આવેલું છે અને એ કારણે પણ આ તીર્થનું આકર્ષણ રહે છે. યાત્રીઓની સગવડ માટે અહીં એક બે મજલાની અને બીજી એક ધર્મશાળા મોજુદ છે.

અહીં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બાવન જિનાલય મંદિર ભવ્ય અને રમણીય છે. લગભગ ૧૫૦ વારના ઘેરાવામાં આ મંદિરનો વિસ્તાર છે. મંદિર પૂર્વદ્વારનું છે. તેની પૂર્વ અને ઉત્તર બાજુએ વિશાળ ચોક અને ફરતો વંડો છે. વંડાને બે દ્વાર છે, તેમાં પૂર્વ તરફનું દ્વાર બંધ રાખવામાં આવે છે જ્યારે ઉત્તર તરફનું દ્વાર ખુલ્લું રહે છે. આખુંયે મંદિર પથ્થરથી બાંધેલું છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની નાગફણાવાળી રમણીય મૂર્તિ લગભગ ૧ હાથ ઊંચી છે અને તેની ચારે બાજુએ ધાતુનું મોટું સુંદર પરિકર લગાવેલું છે. પરિકરમાં ૨૩ ભગવાનની મૂર્તિઓ કોરેલી છે. એટલે મૂળનાયક સાથે ચોવીશી ગણાય. પરિકર ઉપર સં. ૧૭૦૭નો લેખ છે પરંતુ મૂર્તિ તો પ્રાચીન છે.

મંદિરનો રંગમંડપ વિશાળ છે, સ્તંભો મૂકીને ઘૂમટો બનાવેલા છે. તેમાં સાધારણ કોરણી નજરે પડે છે પરંતુ ભીંતોમાં ભાતભાતની શિલ્પીય કોરણી કરેલી છે. આગળના મંડપ સાથે ભમતી મળી ગઈ છે. ભમતીમાં નાની દેવ-કુલિકાઓ છે. ભમતીમાં માત્ર એક જ માણસ જઈ શકે એટલી સાંકડી જગા છે. બાહ્ય મંડપની સુંદરતાએ દેવળના બાહ્ય સૌંદર્યમાં આછપ લાવી દીધી જણાય છે અને ગર્ભગૃહમાં પ્રકાશ જઈ શકતો નથી. મંદિર અંદરના ભાગમાં અતિ-સંકુલ બની ગયેલું જોવાય છે. નવચોકીના એક સ્તંભ ઉપરનો લેખ ઘસાઈ ગયો છે પરંતુ તેમાં સં. ૧૨૧૧નો ઉલ્લેખ નજરે પડે છે. આથી આ મંદિર એ પહેલાં બનેલું હશે અને કુંભા રાણાના સમયમાં આનો નવેસર જીર્ણોદ્ધાર થયો હશે એમ લાગે છે, નવચોકીના એક સ્તંભની પાસે પથ્થરના એક હાથી ઉપર શેઠ–શેઠાણીનું યુગલ બેઠેલું છે. તેના ઉપર લેખ નથી પરંતુ મંદિર નિર્માતાની આ મૂર્તિઓ હોય એમ જણાય છે. મંદિરના ચોકમાં સં. ૧૮૦૬ના ત્રણ શિલાલેખો છે. ઉપરના ભાગમાં જવા માટે નિસરણી છે.

દરવાજાની બહાર બંને તરફ પથ્થરના બે હાથી ઊભા છે. દરવાજામાં પેસતાં ડાબી તરફના હાથી પાસે એક દોઢ ગજનો લાંબો શિલાલેખ છે. એ ઉપરથી જણાય છે કે મેવાડના રાણાઓ ઉપર જૈનાચાર્યોએ પોતાની સાત્ત્વિક સિદ્ધિનો પૂરો પ્રભાવ પાડયો હતો. એ વખતે યાત્રીઓની પાસેથી અમુક કર લેવાતો હશે તે મેવાડના રાણા જગતસિંહજીએ સં. ૧૬૮૯ માં પોષ વદિ ૮ થી માંડીને ૧૧ સુધી મેળાના ચાર દિવસો માટે યાત્રીઓ પાસેથી લેવાતો કર તપાગચ્છીય શ્રીવિજયદેવસૂરિના ઉપદેશથી બંધ કર્યો હતો—એ સંબંધી એમાં ઉલ્લેખ છે.

મંદિરની બાજુમાં વિશાળ દરબારગઢની દીવાલ જોવાય છે, જેનું મુખદ્વાર પશ્ચિમાભિમુખ છે.

અહીં પ્રતિવર્ષ પોષ ૧૦મીએ મેળો ભરાય છે.



# ૧૧૨. કોરટા

(કોઠા નંબર : ૨૮૦૩-૨૮૦૬)

એરણપુરા સ્ટેશનથી ૧૨ માઈલ દૂર કોરટા નામે પુરાણું ગામ છે. આજે એક નાના ગામડામાં પરિવર્તન પામેલું આ ગામ પ્રાચીન કાળમાં વિશાળ નગર હતું; એમ પ્રાચીન ગ્રંથોના ઉલ્લેખો અને અહીં પડેલાં હજારો ધ્વંસાવશેષોથી સમજાય છે. આ ગામના નામે પ્રસિદ્ધિ પામેલા 'કોરંટકગચ્છ'ના કારણે અહીં જૈનોની બહુલતા અને પ્રબળતા હશે એવું અનુમાન નીકળે છે. શ્રીરત્નપ્રભસૂરિજીએ વીર નિર્વાણ સં૦ ૭૦માં અહીંના શ્રીમહાવીર જિનાલયની પ્રતિષ્ઠા કરાવી હતી, એવો ઉલ્લેખ ચૌદમા સૈકાના ગ્રંથમાંથી મળી આવે છે, જેનો નિર્દેશ આગળ કરવામાં આવશે. શ્રીધર્મસાગરીય 'તપાગચ્છપટ્ટાવલી'થી જણાય છે કે, ભગવાન મહાવીરની પાટે થયેલા ૧૭મા ગુરુ શ્રીવૃદ્ધદેવસૂરિએ વી૦ નિ૦ સં. ૫૯૫ (વિ. સં. ૧૨૫)માં નાહડ મંત્રીએ કરાવેલા જિનમંદિરમાં પ્રતિષ્ઠા કરી હતી. સં. ૧૦૮૧ લગભગમાં પરમાર્હત કવીશ્વર શ્રીધનપાલે રચેલા 'સત્યપુરીય મહાવીર ઉત્સાહ' નામના સ્તોત્રમાં આ ગામનો ઉલ્લેખ આ પ્રકારે કરેલો છે:—

"कोरिंट सिरिमाल धार आहड्ड नराणउ ।"

આ પ્રથમ ચરણમાં જ કોરંટ તીર્થનો નિર્દેશ છે. આથી આ ગામ સં. ૧૦૮૧ થીયે પ્રાચીન અને તીર્થ તરીકે પ્રસિદ્ધ હોવું જોઈએ. પંદરમા સૈકાના યાત્રી કવિ મેહ પોતાની 'તીર્થમાળા'માં 'કોરટઉ' પંન્યાસ કવિ શીલવિજયજી 'વીર કોરટિ મયાલ' અને અઢારમા સૈકાના શ્રીજ્ઞાનવિમલસૂરિ 'કોરટઈ જીવિતસ્વામી વીર' આ પ્રમાણે બીજાં તીર્થોની સાથે જ આનું જીવિતસ્વામી મહાવીરના તીર્થ તરીકે સ્મરણ કરે છે; આથી સમજાય છે કે ૧૧મીથી ૧૮ મી સદી સુધી આ તીર્થની યાત્રાર્થે જૈન સંઘ આવ્યા કરતો હતો.

ગામને અડીને એક નાની પણ વિકટ પહાડી પર અનંતરામ સાંકલાએ પોતાના શાસનકાળમાં પાકો કિલ્લો બંધાવ્યો છે, જે 'ધોલાગઢ' નામે ઓળખાતો. આજે આ ગઢ તૂટેલી હાલતમાં પડેલો છે, શિખરના મધ્યભાગમાં એક માતાનું મંદિર અને ગુફા પણ છે.

૧. અહીં ચાર વિશાળ જૈન મંદિરો ઊભેલાં મોજુદ છે, તે પૈકી સૌથી પ્રાચીન મંદિર કોરટાથી ૦॥ા માઈલ દૂર 'નહરવા' નામક સ્થાનમાં આવેલું છે. ચારે તરફ બાંધેલા પાકા કોટમાં મૂળગભારો, ગૂઢમંડપ, સભામંડપ, શૃંગારચોકી અને શિખર વગેરેની રચનાવાળું સુભગ ને ભવ્ય મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાનની પ્રતિમા પ્રતિષ્ઠિત છે, અંદરની ઓસરીમાં એક મજબૂત ભોંયરું બનેલું છે. સં. ૧૩૭૧માં રચાયેલા 'ઉપકેશગચ્છચરિત્ર'માં આ મંદિરના પ્રતિષ્ઠાપક આચાર્ય વિશે આ પ્રકારે ઉલ્લેખ મળે છે:—

"सप्तत्या वत्सराणां चरमजिनपतेर्मुक्तजातस्य वर्षे, पञ्चम्यां शुक्लपक्षे सुरगुरुदिवसे ब्रह्मणः सन्मुहूर्ते ।
रत्नाचार्यैः सकलगुणयुतैः सर्वसंघानुज्ञातैः, श्रीमद्वीरस्य बिम्बे भवशतमथने निर्मितेयं प्रतिष्ठा ॥
उपकेशे च कोरण्टे, तुल्यं श्रीवीरबिम्बयोः । प्रतिष्ठा निर्मिता शक्त्या, श्रीरत्नप्रभसूरिभिः ॥"

આ ઉલ્લેખ ઉપરથી જણાય છે કે, શ્રીરત્નપ્રભસૂરીશ્વરે વીર નિર્વાણના ૭૦ વર્ષો વીત્યા પછી....માસની સુદિ ૫ ને ગુરુવારના દિવસે બ્રાહ્મમુહૂર્તમાં શ્રીમહાવીર ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા ઓસિયા અને કોરંટ નગરમાં એક જ દિવસે કરી.

આ હકીકત આપણને આ મંદિર ૨૪૦૦ વર્ષ પહેલાંનું પ્રાચીન હોવાનું જણાવે છે.

શ્રીરત્નપ્રભસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિ આજે આ મંદિરમાં નથી. કોઈ કારણવશાત્ એ લુપ્ત થતાં સં. ૧૭૨૮માં શ્રીવિજયપ્રભસૂરિના શાસનકાળમાં શ્રીજયવિજયગણિના ઉપદેશથી બીજી મહાવીર ભગવાનની પ્રતિમા સ્થાપન કરવામાં આવી એવો પુરાવો અહીંના સભામંડપના થાંભલાના એક લેખ પરથી મળે છે. એ લેખ આ પ્રકારે છે:—

"संवत् १७२८ वर्षे श्रावण सुदि १ दिने भट्टारकश्रीविजयप्रभसूरीश्वरराज्ये श्रीकोरटानगरे पंडितश्री ५. श्रीश्रीजयविजयगणिना उपदेशथी मु. जेतापुरासिंघभार्या मु. महारायसिंग भा० सं० बोका सांबरदास को० उधरणा मु० जेसंग सा० गांगदास सा० लाधा सा०

स्रीमा सा० छांजर सा० नारायण सा० कचराप्रमुख समस्त संघ मेला हूइने श्रीमहावीर पबासण बइसार्या छे । लिखित गणि मणिविजय केसरविजयेन । बोहरा महवदसुत लाधा पदमा लख्वतं समस्त संघनई मांगलिकं भवति शुभं भवतु ॥ "

લેખોક્ત પ્રતિમા પણ ખંડિત થયેલી હોવાથી સં. ૧૯૫૯ના વૈશાખ સુદિ ૧૫ને ગુરુવારના રોજ શ્રીવિજયરાજેન્દ્ર-સૂરિએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરી છે.

પ્રચલિત દંતકથા મુજબ: કોરટામાં જ્યારે નાહડ શ્રેષ્ઠી મંત્રી હતા ત્યારે તેમણે અહીંનાં કાલિકાદેવળ, ખેતલાદેવળ, મહાદેવ દેવળ, કેદારનાથનું મંદિર અને કાંબી વાવ આ પાંચે સ્થાનો ભગવાન મહાવીરના મંદિરને અર્પણ કર્યાં હતાં. નાહડ મંત્રી વિશે 'ગુર્વાવલી'કાર શ્રીમુનિસુંદરસૂરિ આ પ્રમાણે ઉલ્લેખ કરે છે:—

"वृद्धस्ततोऽभूत् किल देवसूरिः शरच्छते विक्रमतः सपादे (१२५)। कोरण्टके यो विधिना प्रतिष्ठा, शङ्कोर्व्यधाद् नाहडमन्त्रिचैत्ये ॥ "

—વિક્રમનાં ૧૨૫ વર્ષ વ્યતીત થતાં શ્રીવૃદ્ધદેવસૂરિ થયા, જેમણે કોરંટકમાં નાહડ મંત્રીએ કરાવેલા ચૈત્યમાં વિધિ-પૂર્વક શંકુની પ્રતિષ્ઠા કરી.

'તપાગચ્છપટ્ટાવલી'કાર શ્રીધર્મસાગર ઉપાધ્યાય આ હકીકતને ટેકો આપે છે;[1] જ્યારે 'ઉપદેશતરંગિણી'કાર કહે છે કે– એક સમયે કોરંટ નગરમાં વૃદ્ધદેવસૂરિ વિ. સં. ૧૨૫૨માં ચતુર્માસ રહ્યા ત્યારે મંત્રી નાગડ અને તેમના નાનાભાઈ સાલિગ વગેરે કુટુંબીઓને પ્રતિબોધ કર્યો, આથી ધર્મમાં દૃઢ શ્રદ્ધાવાળા મંત્રીએ નાહડવસહી વગેરે ૭૨ જિનમંદિરો કરાવ્યાં અને જીવન પર્યંત ભોજન કર્યા પહેલાં જિનપૂજા કરવાની પ્રતિજ્ઞા કરી.

'ગુર્વાવલી' 'પટ્ટાવલી' અને 'ઉપદેશતરંગિણી'માં નિર્દિષ્ટ સાલ સિવાય બંનેની હકીકતોનું સામ્ય છે. બંને સાલમાં ૧૧૨૭ વર્ષનો ફરક પડે છે. એટલે બંને સમયના નાહડ મંત્રીઓ જુદા કે એક એ નિર્ણય કરવાનો રહે છે. સંભવતઃ વિ. સં. ૧૨૫ના સ્થાને ૧૨૫૨ એટલે બગડો વધી ગયો હોય એમ લાગે છે.

ગામમાં આવેલાં ૩ મંદિરો પણ ઉપર્યુક્ત મહાવીર મંદિર જેવાં જ ભવ્ય રચનાવાળાં છે.

૨. બીજું મંદિર નાહડ પુત્ર ઢાહલજીએ બંધાવેલું છે. તેમાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠા કરેલી છે. આ મંદિર તેરમા સૈકાથી અર્વાચીન નથી. જો કે ઢાહલજીએ પધરાવેલી મૂળનાયકની પ્રતિમા આજે નથી પરંતુ તેમના સ્થાને વિ. સં. ૧૯૦૩માં પધરાવેલી મૂર્તિ વિદ્યમાન છે.

૩. ત્રીજું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર ક્યારે બન્યું તે જાણી શકાતું નથી. પરંતુ આ મંદિરના નવચોકીના એક સ્તંભ ઉપર નાહા એવા અક્ષરો વંચાય છે અને મંદિરની રચના પ્રાચીન પદ્ધતિની છે. લોકમાં પણ કહેવાય છે કે આ મંદિર નાહડ મંત્રીના કોઈ કુટુંબીએ બંધાવ્યું છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર ૧૭મી સદીમાં થયેલા કોરટાનિવાસી નાગોતરાગોત્રીય શ્રેષ્ઠીએ કરાવ્યો છે. પહેલાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાન હતા. હાલ શ્રીપાર્શ્વનાથ ભગવાન છે. તેની પ્રતિષ્ઠા વિ. સં૦ ૧૯૫૯માં થયેલી છે.

૪. ચોથું મંદિર ગામના પૂર્વ સીમાડે આવેલું છે. એ પણ વિશાળ અને રમણીય હોવા છતાં પૂર્વોક્ત મંદિરોથી અર્વાચીન છે. મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિમા પ્રાચીન છે. તેમની બંને બાજુએ સ્થિત શ્રીશાંતિનાથ ભગવાન અને શ્રીસંભવનાથ ભગવાનની કાઉસગ્ગિયા મૂર્તિઓની વિ. સં. ૧૧૪૩માં શ્રીબૃહદ્ગચ્છીય શ્રીવિજયસિંહસૂરિએ પ્રતિષ્ઠા કરેલી છે. આ ત્રણે પ્રતિમાઓ ભગવાન મહાવીરના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવતાં માટીના એક ટેકરામાંથી સં. ૧૯૧૧માં મળી આવી હતી ને આ મંદિરમાં સં. ૧૯૫૯ના વૈશાખ સુદિ ૧૫ને રોજ તેમની પ્રતિષ્ઠા કરવામાં આવેલી છે.

આ સિવાય કોરટાની આસપાસની ભૂમિમાંથી ૫૦ જેટલી જિનમૂર્તિઓ પ્રાપ્ત થયેલી છે. આ તીર્થનો ઉદ્ધાર વિજયરાજેંદ્રસૂરિએ કરાવ્યો છે.

---

૧. સપ્તદશઃ શ્રીવૃદ્ધદેવસૂરિઃ.........શ્રીવીરાત્ પઞ્ચનવત્યધિક (५९५) वर्षातिक्रमे नाहडमंत्रिनिर्मापितप्रासादे प्रतिष्ठाकृत् ॥

વળી, જેસલમેરના કિલ્લાના શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરની પ્રશસ્તિ શ્રીદેવતિલકસૂરિએ સં. ૧૫૮૩ માં રચેલી છે. તેમાંથી જણાય છે કે અહીં કોચર નામના શ્રેષ્ઠીએ એક મંદિર બંધાવ્યું હતું. એ પ્રશસ્તિગત ઉલ્લેખનો આપણને ઉપયોગી અંશ આ પ્રકારે છે: —

" उकेशवंशे श्रीशंखवालगोत्रे सं० आंबापुत्र सं० कोचर हुया जिणइ कोरंटइ नगरि अने संखवालीगामइ उत्तुंगतोरण जैनप्रासाद कराव्या × × × जिणइ आपणइ उदारगुणइ आपणा घरनउ सर्वधन लोकने देह कोरंटइ कर्ण नामना लीधी। "

આ કર્ણ જેવા દાની શ્રેષ્ઠી કોચરે ચૌદમા-પંદરમા સૈકામાં બંધાવેલા ઉત્તુંગતોરણ મંદિરનો આજે પત્તો મેળવવો મુશ્કેલ છે. આ પ્રશસ્તિગત ઉલ્લેખ આપણને પ્રાપ્ત થયો ન હોત તો અહીં કોચરે બંધાવેલું મંદિર હતું એવી હકીકત પણ આપણને જાણવા ન મળત. આવાં તો અનેક મંદિરો અહીંની ભૂમિ ઉપર કાળનિદ્રામાં સૂતાં પડ્યાં છે; એનો ઇતિહાસ શે જાણી શકાય ?

અહીં જૈનેતર સ્થાનો પણ ઘણાં છે, જે ૧૨ થી ૧૮ મી સદી સુધીમાં બનેલાં છે.



## ૧૧૩. બેડા

(કોઠા નંબર : ૨૮૧૮)

મોરીબેડા સ્ટેશનથી ૩ માઇલ દૂર પૂર્વ દિશામાં બેડા નામનું ગામ છે. આ ગામ 'નયાબેડા'ના નામે પ્રસિદ્ધ છે. ગોડવાડમાં ગણાતી નાની પંચતીર્થીમાંનું આ એક તીર્થ છે. અહીં ૧ મોટી જૈન ધર્મશાળા, ૨ ઉપાશ્રય અને જૈન પાઠશાળા વગેરે છે. પોરવાડ શ્રાવકોનાં લગભગ ૧૨૫ ઘર છે.

ગામમાં શ્રીસંભવનાથ ભગવાનનું બાવન જિનાલયવાળું સૌધશિખરી મંદિર વિશાળ છે. મંદિરની રચના અને શિલ્પકારીગરી હૃદયહારિણી છે. આ મંદિર અગિયારમી સદીમાં બન્યું હોય એમ જણાય છે. મૂળનાયકની પ્રતિમા ૧ હાથ ઊંચી શ્વેતવર્ણી છે. તેના ઉપર સં. ૧૬૪૫ નો લેખ છે. દેવકુલિકાઓની મૂર્તિ ઉપર ૧૭ મી સદીના લેખો છે.

**જૂના બેડા:—**

નયા બેડાથી ૨ માઇલ દૂર પૂર્વ દિશામાં જૂના બેડા નામનું ગામ છે. પ્રાચીન સમયમાં આ ગામ જૈનધર્મનું મોટું કેંદ્ર હતું. આજે તો અહીં શ્રાવકનું એક પણ ઘર નથી, જ્યારે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી સુંદર મંદિર છે. લોકોમાં મૂળનાયકનો 'દાદાજી'ના નામે મહિમા ગવાય છે. આ મંદિર પણ વિક્રમની ૧૧ મી સદીમાં બન્યું હોય એમ લાગે છે.



## ૧૧૪. નાણા

(કોઠા નંબર : ૨૮૨૨)

**"નાણા દીયાણા નાંદિયા, જીવિતસ્વામી વાંદિયા"** આવી શ્રદ્ધાભરી લોકવાણીમાંથી આ પ્રાચીન તીર્થનું રહસ્ય પ્રગટ થાય છે. આ ગામના નામ ઉપરથી 'નાણકીયગચ્છ' હસ્તિમાં આવ્યો હતો અને નાણકીયગચ્છના આચાર્યોના લેખો બારમી સદીના તો મળી આવે છે. એટલે એ પહેલાં આ ગચ્છ સ્થપાયો હોવો જોઈએ. ગચ્છની ઉત્પત્તિનું માન જે ગામને મળે ત્યાં એ ગચ્છના આચાર્યોને માનનારા શ્રદ્ધાળુ ભક્ત શ્રાવકોની વસ્તી પણ વિશાળ હોય એવું અનુમાન સુતરાં નીકળે છે. ટૂંકમાં આ ગામ અગિયારમી-બારમી સદી જેટલા પ્રાચીન કાળમાં જૈનોની જાહોજલાલીથી ગાજતું સમૃદ્ધ નગર હોવું જોઈએ. અહીંના જૈન મંદિરમાંથી મળી આવતા સં. ૧૦૧૭ થી લઈને સં. ૧૬૫૯ સુધીના શિલાલેખો[1] ઉપર્યુક્ત અનુમાનને પ્રમાણિત કરી રહ્યા છે.

---

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક : ૩૪૧ થી ૩૬૪.

નાણા સ્ટેશનથી નાણા ગામ ૧ાા માઈલ દૂર પશ્ચિમ દિશામાં વસેલું છે. પહાડી જંગલનો રસ્તો છે. નાણા ક્યારે વસ્યું હશે એનો ઈતિહાસ મળતો નથી, પરંતુ ગામ બહારના નીલકંઠ મહાદેવના પ્રાચીન મંદિરમાં સં. ૧૨૩૦ અને તે પછીના લેખો સાંપડે છે અને જૈન મંદિરના બારણા ઉપર જમણી બાજુએ કોરેલા અક્ષરો ત્રુટિત વર્ણો સાથે સં. ૧૦૧૭ની સાલ સ્પષ્ટ આ પ્રમાણે બતાવે છે. '**वम...जिन...मयतरं [संव]त् १०१७॥**' આ ઉપરથી આ ગામ એથીયે ઘણું પ્રાચીન હશે.

જૈનોની શ્રદ્ધા મુજબ અહીં શ્રીમહાવીર ભગવાનનું મંદિર જીવિતસ્વામી અર્થાત્ ભગવાનના જીવનકાળની પ્રતિમાવાળું છે. એટલે એની પ્રાચીનતા અઢી હજાર વર્ષ સુધી લંબાય. અલબત્ત, હજી 'જીવિતસ્વામી'ના નામે ઓળખાતી પ્રતિમાઓ વિશે જીવિતસ્વામીની વ્યાખ્યાનો જોઈએ તેવો ખુલાસો મળી શકતો નથી. એટલે આ હકીકત ઇતિહાસવિજ્ઞોમાં હજી ચર્ચાસ્પદ જ છે. આજે જીર્ણોદ્ધાર સમયે બિરાજમાન કરેલી મૂળનાયકની મૂર્તિ ઉપર સં. ૧૫૦૫નો શિલાલેખ અડધો તો વંચાય છે. એટલે અત્યારે એ પ્રાચીન મૂર્તિ અહીં નથી એટલું તો સ્પષ્ટ છે.

બ્રાહ્મણોના કથન મુજબ આ ગામ બ્રાહ્મણોનું હતું. એ સમયે જૈનોએ અહીં મંદિર બંધાવ્યું. તે પછી જૈનો અને બ્રાહ્મણો વચ્ચે વિખવાદ થયો. જૈનો આ ગામનું પાણી હરામ કરી ઉચાળો ભરી બીજાં ગામોમાં રહેવા ચાલ્યા ગયા. એ હકીકતનો નિર્દેશ કરતો ગધેયો રોપેલો અહીં જોવાય છે. પછી સમાધાન થતાં કેટલાક શ્રાવકો અહીં રહેવા આવ્યા.

આજે અહીં પોરવાડ શ્રાવકોનાં ૧૧૫ ઘરો વિદ્યમાન છે, ૮ ઘર ઓશવાલ શ્રાવકોનાં છે. અહીં ૨ ઉપાશ્રય અને ૨ જૈન ધર્મશાળાઓ છે.

શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર ગામના મધ્ય ભાગમાં આવેલું છે. એની વિશાળતા અને ભવ્યતામાં પ્રાચીનતાની છાપ અંકાઈ આવે છે. મૂળગભારો, ગૂઢમંડપ, ગૂઢમંડપમાં મૂળગભારાને ફરતી ભમતી, ભમતીમાં દેરીઓ અને ગોખલામાં તીર્થંકર મૂર્તિઓ બિરાજમાન કરેલી છે. આ ભમતીમાં ચાર દ્વારવાળી એક સમવસરણસ્થિત ચૌમુખ પ્રતિમાની દેરી છે. પાસેની બીજી દેરી ખાલી છે. શિખર અને ઘૂમટોનો આકાર ઘણો ઊંચો અને વિસ્તાર-યુક્ત હોવાથી ભવ્ય લાગે છે. મૂળનાયક શ્રીમહાવીરસ્વામીની બદામી રંગની અતિસુંદર મૂર્તિ ૨ાા હાથ ઊંચાઈની છે. ગાદી નીચે આ પ્રમાણે લેખ છેઃ—

"संवत् १५०५ वर्षे माघवदि ९ शनौ श्रीनाणकीयगच्छे श्रीमहावीरबिंब प्र० श्रीशांतिसूरिभिः ॥"

મૂર્તિની આસપાસ સુંદર પરિકર તોરણયુક્ત બનેલું છે. તેમાં સુંદર શિલ્પ આકૃતિઓ કોરેલી છે અને તેની નીચે સં. ૧૫૦૬નો લેખ છે.[૨] મૂર્તિ અને પરિકર જીર્ણોદ્ધાર સમયનાં છે, કેમકે અહીંની બીજી મૂર્તિઓ અને નંદીશ્વર પટ્ટ ઉપર સં. ૧૨૦૦ અને તે પછીના લેખો મોજુદ છે.

નંદીશ્વરદ્વીપનો આરસ પટ્ટ લાક્ષણિક રચનાવાળો છે. તે ૩ાા × ૩ાા ફીટનો લાંબો–પહોળો છે વચ્ચે સાત દ્વીપ અને ચારે બાજુએ નંદીશ્વરદ્વીપનાં તેર–તેર શિખરબંધી મંદિરોનો આબેહૂબ દેખાવ આપેલો છે. ચારે બાજુએ સમુદ્ર લહેરાઈ રહ્યો હોય અને વચ્ચે ખાલી પડતા ખૂણાઓમાં શ્રાવકોને ભક્તિની વિવિધ મુદ્રામાં ચામર, પુષ્પમાલા, વાજિંત્ર વગેરે સામગ્રી-યુક્ત બતાવ્યા છે. સૌથી ઉપરના ભાગમાં વચ્ચે મંગળકળશ અને બંને બાજુએ પુષ્પમાલધરની માનવ આકૃતિઓ ઊભી છે. નીચેના બંને ખૂણામાં એક તરફ આ દ્વીપ કરાવનાર શ્રાવક અને બીજી તરફ શ્રાવિકા ચૈત્યવંદન કરી રહ્યાં હોય એવો સુંદર દેખાવ શિલ્પીય નમૂનાની પૂર્ણતા બતાવી રહ્યો છે. એની નીચે કોરેલો સં. ૧૨૭૪ના જ્યેષ્ઠ વદિ મંગળ-વારનો ઘસાઈ ગયેલો પદ્યાત્મક લેખ છે.[૩]

ભમતીની એક દેરીમાં બે મોટા કાઉસગ્ગિયા સરખી આકૃતિના છે પણ ચહેરાનો ભાગ ખૂબ ઘસાઈ ગયો છે. ભગવાનના હાથ નીચે ચામરધારી એકેક ઇંદ્ર બંને બાજુએ ઊભા છે. પાસે એકેક શ્રાવક અને શ્રાવિકા બેઠેલાં છે.

---

૨. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" : લેખાંક : ૩૫૧.

૩. એજન : લેખાંક : ૩૪૭.

ચરણોની પાસે બંને તરફ બે નાની કાઉસગ્ગિયા મૂર્તિઓ કોતરેલી છે. ઉપરના ભાગમાં સ્તંભયુક્ત ગોખલાની આકૃતિઓ છે અને તેના ઉપરનું આખુંયે પરિકર શિલ્પથી ભરેલું છે. બંને મૂર્તિઓ ઉપર સં. ૧૨૦૩ ના વૈશાખ સુદિ ૧૨ ને સોમવારના શિલાલેખો છે.[૪] બંનેના પ્રતિષ્ઠાપક શ્રીમહેન્દ્રસૂરિનું નામ તેમાં આપેલું છે.

મંદિરની ભમતીમાં એક ભોંયરું બંધ કરેલું છે. તેમાં કેટલાક સ્તંભ અને પબાસણો રાખી મૂક્યાં છે. બીજું ભોંયરું કોટ–ધર્મશાળામાં હોવાનું કહેવાય છે.

મંદિરની નવચોકીના એક પાટડા ઉપર સં. ૧૬૫૯ ના ભાદરવા સુદિ ૭ ને શનિવારનો લેખ છે.[૫] એ લેખનો ઐતિહાસિક સાર એ છે કે, "અમરસિંહ માયાવીર નામના રાજાએ ત્રિભુવન નામના મંત્રીના વંશજ મૂતા નારાયણને આ નાણા ગામ ભેટ આપ્યું હતું. મૂતા નારાયણે તેમાંનો એક સાઈરાવ નામનો અરટ શ્રીમહાવીર ભગવાનની પૂજા વગેરે માટે ભેટ આપ્યો. એ સમયે ઉપકેશગચ્છીય શ્રીસિંહસૂરિ વિદ્યમાન હતા. આ દાન ગામના જે ધણી ઉત્થાપશે તેને ગાય માર્યાનું પાપ છે, અને મુસલમાન ઉત્થાપે તો તેને સૂવરના સમ છે. એટલું જ નહિ આ લેખને જે કોઈ ભૂંસે, ભૂંસાવે તેને ત્રણ ભુવનનું પાપ છે." એમ તેમાં જણાવ્યું છે. વળી, એ લેખમાં ચડિયા, સીવાણા વગેરે ગામોને કોઈ કબજે કરે તો તેને બેન–બેટી છુંદ્યાનું પાપ અને ગધેડાની ગાળ લાગે, એવો ઉલ્લેખ કર્યો છે.

જો કે લેખની હકીકત બહુ સ્પષ્ટ નથી; છતાં ઉપર્યુક્ત સાર પ્રગટ થાય છે. આ ઉપરથી મૂતા નારાયણની આ મંદિર માટેની ભક્તિ અને તેણે દાન કરેલા અરટની વિગત સમજાય છે. મૂતા અટક ઉપરથી નારાયણ જૈન હશે એમ લાગે છે. આ અરટ આજે પણ જૈન સંઘના તાબે છે.

આ લેખ ઉપરથી ફલિત થાય છે કે બ્રાહ્મણો સાથે જૈનોના ઝઘડાનું સમાધાન થયું હશે ત્યારે સંભવતઃ એ સમાધાન દરમિયાન જૈન મંદિરની પાસે જૈનોના કબજાની જમીનમાં શામળાજીનું વૈષ્ણવ મંદિર ઊભું કરી દેવાયું હોય એમ લાગે છે.

જૈન મંદિરમાં એક તરફ વધુ જગ્યા છે જ્યારે બીજી તરફ ઓછી છે અને તેથી તે તરફની દેરીઓ સાંકડી બની ગઈ છે. તેના અડધા ભાગમાં કોટની દીવાલમાં માત્ર ગોખલાઓ કરીને મંદિરને સમેટી લીધું છે. એમાં કરાવેલા રંગ અને સમારકામથી આખુંયે મંદિર શોભનીય લાગે છે. અહીંની પંચતીર્થીમાં આ એક પ્રાચીન તીર્થ મનાય છે.

નાણા સ્ટેશન ઉપર શેઠ દેવીચંદ તારાચંદે એક વિશાળ જૈન ધર્મશાળા બનાવી છે.



## ૧૧૫. પીંડવાડા

(કોઠા નંબર : ૨૮૨૩–૨૮૨૪)

સજ્જનરોડ સ્ટેશનથી પૂર્વમાં ૦ાા માઈલ દૂર પીંડવાડા નામનું મોટું ગામ છે. અહીંના ભગવાન મહાવીરસ્વામીના મંદિરમાંના સં. ૧૪૬૫ના શિલાલેખમાં આ ગામનું શાસ્ત્રીય નામ 'પિંડરવાટક' ઉલ્લેખ્યું છે. એ લેખમાંના ઉલ્લેખ મુજબ એ સાલમાં એ મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો, એ હકીકતથી આ ગામ સં. ૧૪૬૫ થીયે પ્રાચીન છે. એના પુરાવારૂપે અહીંના લક્ષ્મીનારાયણના મંદિરમાં સં. ૧૨૩૩ અને સં. ૧૨૫૬ ના પરમાર રાજા ધારાવર્ષદેવના બે શિલાલેખો મળે છે. આથી આ ગામ તેરમા સૈકા પહેલાં વસ્યું હશે એટલું નિશ્ચિત છે.

અહીં પોરવાડ શ્રાવકોનાં ૧૭૫ ઘર છે, ૩ ઉપાશ્રયો અને ૩ ધર્મશાળાઓ છે. એક જૈન કન્યાશાળા પણ છે. અહીં ૨ જિનમંદિરો જોડાજોડ આવેલાં છે. એ મંદિરો પૈકી ૧. શ્રીમહાવીરસ્વામી ભગવાનનું અને ૨ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું છે.

---

૪. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" : લેખાંક : ૩૪૪, ૩૪૫.

૫. એજન : લેખાંક : ૩૬૨

૧. શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર પ્રાચીન છે. આ મંદિરની નવચોકીની ભીંતમાં જડેલા સં. ૧૪૬૫ના વિસ્તૃત પ્રશસ્તિલેખમાં મંદિરનો જીર્ણોદ્ધાર કરાવનાર પુણ્યપુરુષોના પૂર્વજોની વિગત સાથે તેમનાં નામ સાલ–તિથિપૂર્વક અંકિત છે. પ્રશસ્તિના એ બે ઉપયોગી શ્લોકો અહીં આપીએ છીએ:—

" आभ्यामुभाभ्यां धनिकुंरपाल–लींबाभिधाभ्यां सदुपासकाभ्यां । ग्रामेऽस्मिन्मे पिंडरवाटकाख्ये प्रासादभूमिरुदधारि सारः ॥ १४ ॥
विक्रमाद् बाणतर्काब्धिभूमिते (१४६५) वत्सरे तथा । फाल्गुनाख्ये शुभे मासे शुक्लायां प्रतिपत्तिथौ ॥ १५ ॥ "

—સાચા ઉપાસક ધનાઢ્ય કુંરપાલ અને મંત્રી લીંબાએ પિંડરવાટક–પીંડવાડા નામના મુખ્ય ગામમાં પ્રાસાદ-ભૂમિનો સં. ૧૪૬૫ના ફાગણ સુદિ ૧ ને રોજ ઉદ્ધાર કર્યો. અર્થાત્ અહીં પહેલાં નાનું મંદિર હશે તેને કુંરપાલ શ્રેષ્ઠી અને લીંબા મંત્રીએ નવેસરથી બંધાવ્યું હશે.

આ કુંરપાલ શ્રેષ્ઠી એ જ છે કે જેમના સુપુત્ર ધરણાશાહે રાણકપુરમાં અદ્ભુત કળામય 'ધરણવિહાર' નામનું ભવ્ય જિનાલય બંધાવેલું, જે વિશે નં. ૧૦૭ માં વર્ણન કરવામાં આવ્યું છે. ધરણાશાહે પીંડવાડાનું મંદિર (જીર્ણોદ્ધાર) કરાવ્યાનો ઉલ્લેખ રાણકપુરના સં. ૧૪૯૬ના પ્રલંબ શિલાલેખ (પૃષ્ઠ: ૨૧૮)માં પણ છે. એથી જણાય છે કે, પિતાના અધૂરા કાર્યને ધરણાશાહે પૂરું કરાવ્યું હશે.

ગૂઢમંડપના જમણા હાથ તરફ એક મૂર્તિની ગાદી નીચે કુંરપાલ શ્રેષ્ઠીના બે પુત્રો–રત્ના અને ધરણાએ વિ. સં. ૧૪૬૯માં એ મૂર્તિની પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ આ પ્રકારે છે:—

" सं० १४६९ वर्षे माघ शुदि ६ प्राग्वाटकुंयरपाल भा० कामलदेसुत सं० रत्नधरणाभ्यां स्वकुटुंब........॥ "

આ લેખથી જણાય છે કે સં૦ રત્ના અને ધારણાએ સં. ૧૪૬૯માં આ મંદિરનું અધૂરું કામ પૂરું કરાવી પ્રતિષ્ઠા કરાવી હશે.

મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, ભમતીની દેરીઓ, બે મોટા ગભારા, મુખ્ય દરવાજા પર મોટોમંડપ–બલાનક, શૃંગારચોકી અને શિખર વગેરેથી આ મંદિર ભવ્ય અને વિશાળ દેખાય છે. આખુંયે મંદિર નંદીશ્વર ચૈત્યના આકારમાં બનેલું કહેવાય છે, પણ દેરીઓ ઉપર શિખરો નથી.

મૂળનાયકની રમણીય મૂર્તિ પંચતીર્થીના પરિકરવાળી છે. પરિકરનું શિલ્પ મૂર્તિ જેટલું પ્રાચીન નથી. ગાદી ઉપરનો ઘસાઇ ગયેલો લેખ આ પ્રમાણે વંચાય છે—

" सं०........फा० शु० १ प्राग्वाट........कुरपालेन भा० कामलदे.... ..॥ "

—ફાગણ સુદિ ૧ ના રોજ પોરવાડ કુંરપાલે પત્ની કામલદે સહિત આ મૂર્તિ ભરાવી એવો અર્થ નીકળે ત્યારે ઉપર્યુક્ત પ્રશસ્તિના શ્લોકો ઉપરથી આ લેખનો સં. ૧૪૬૫ હોવાનું નિશ્ચિત થાય છે. કેમકે પ્રશસ્તિ અને આ લેખમાં ફાગણ સુદિ ૧ અને શ્રેષ્ઠી કુંરપાલનું નામ સરખું જ ઉલ્લેખ્યું છે. કુંરપાલ શ્રેષ્ઠીની પત્ની કામલદે હતી એ પણ પ્રશસ્તિલેખના શ્લોક: ૨ માં અંકિત છે.

મૂળનાયકની નીચે આડું ધર્મચક્ર કોતરેલું છે, તેની પાસે બંને બાજુએ હરણ અને ઉપર દેવીની આકૃતિઓ છે. બંને બાજુએ બે હાથી અને બે સિંહ કોરેલા છે. એક તરફ યક્ષ અને બીજી તરફ અંબિકાદેવીની રચના કરેલી છે.

ગૂઢમંડપમાં બે ભવ્ય કાઉસગ્ગિયા પ્રતિમાઓ ગુપ્તકાલીન કળાના સુંદર નમૂના છે. આ બંને પ્રતિમાઓ વસંત-ગઢના ધ્વંસાવશિષ્ટ જૈન મંદિરમાંથી લાવવામાં આવી છે. ગાદીઓ સહિત આખુંયે પ્રતિમાનું શિલ્પવિધાન પિત્તલ–ધાતુમાં કરેલું છે. એની રચના લાક્ષણિક છે. બંને પ્રતિમાઓ એકસરખી આકૃતિની છે. મસ્તકે વાળની લટોને ગુચ્છરૂપે બતાવેલી છે. કેડ પરથી નીચે સુધી લટકતા લંગોટના વસ્ત્રની કરચલીઓ સાથળ ઉપર ઉપસાવી છે. ગાદીઓ ઉપર કમલાકૃતિમાં ભગવાન કાઉસગ્ગ મુદ્રાએ ધ્યાનમાં ખડા છે.

જમણા હાથ તરફની મૂર્તિની ઊંચાઈ–પહોળાઈ ૪૨ × ૧૨ ઈંચની છે ને નીચે ધાતુની ગાદીની ઊંચાઈ–પહોળાઈ અને લંબાઈ ક્રમશઃ ૧૦ × ૧૪ × ૧૦ા ઈંચ છે. આ મૂર્તિના ખભે સુધી લટકતા વાળ જોવાય છે, તેથી આ આદીશ્વર ભગવાનની પ્રતિમાઓ હોય એમ લાગે છે. આ મૂર્તિ નીચે લેખ નથી. ડાબા હાથ તરફના કાઉસગ્ગિયા-મૂર્તિની ઊંચાઈ–પહોળાઈ ૪૦ × ૧૪ ઈંચની છે ને નીચેની ધાતુની ગાદીની ઊંચાઈ–પહોળાઈ અને લંબાઈ ક્રમશઃ ૧૪ × ૧૨ × ૧૫ા ઈંચ છે. આ મૂર્તિની નીચે પ્રાચીન લિપિમાં સં. ૭૪૪નો લેખ આ પ્રમાણે ઉત્કીર્ણ છે:—

" [ नीराग ]त्वादिभावेन सर्व्वज्ञत्वविभावकं । ज्ञात्वा भगवतां रूपं जिनानामेव पावनं ॥
द्रो( णो )वकयशोदेव............।............रदं क्षेत्रे जैनं कारितं युग्ममुत्तमं ॥
भवशतपरंपरार्जितगुरुकर्म्मर............पितदर्शनाय शुद्धसज्ज्ञानचरणलाभाय ॥
संवत् ७४४
साक्षात् पितामहेनेव सर्वरूपविधायिना । शिल्पिना शिवनागेन कृतमेतज्जिनद्वयं ॥

આ લેખનો સાર એ છે કે, ઘ્રોવક યશોદેવે જિનેશ્વર ભગવાનની આ યુગલપ્રતિમાઓ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રના લાભ માટે સં. ૭૪૪ માં બનાવી. આ મૂર્તિઓનો શિલ્પી શિવનાગ નામે હતો અને તે ઘ્રોવક યશોદેવના પિતામહ જેવો કુશલ શિલ્પવિધાયક હતો.

આ લેખમાંથી શિલ્પીનું નામ શિવનાગ મળે છે અને ઘ્રોવક યશોદેવના પિતામહ પણ એક કુશલ શિલ્પી હતા એ જાણવા મળે છે. વળી, જમણા હાથ તરફની મૂર્તિ ઉપર લેખ ન હોવા છતાં આ લેખમાં જ ' યુગલ ' પ્રતિમાઓનો ઉલ્લેખ હોવાથી એ મૂર્તિ પણ સં. ૭૪૪ માં યશોદેવે બનાવ્યાનું નિશ્ચિત થાય છે.

ગૂઢમંડપની એક આરસ મૂર્તિનું પરિકર કંઈક વિલક્ષણ રચનાવાળું છે. ભગવાન એક વૃક્ષની નીચે બેઠા હોય એવો દેખાવ આપ્યો છે. મૂર્તિની બંને બાજુએ શ્રાવક અને શ્રાવિકા હાથ જોડીને બેઠેલાં છે. એક સરસ્વતીની મૂર્તિ પણ છે. શ્રીપદ્મપ્રભુના ગભારાના નામે ઓળખાતા ગભારામાં મૂળનાયક શ્રીવિમલનાથ પ્રભુ છે. સંભવ છે કે પહેલાં અહીં પદ્મપ્રભુ બિરાજમાન હશે. ગભારાની બહારના બંને ગોખલામાં સરસ્વતીની મૂર્તિઓ છે. બીજો મોટો ગભારો શ્રીસંભવ-નાથ ભગવાનનો છે. તેના બહારના મંડપમાં વસંતગઢથી લાવેલી ધાતુની ૨૩ જિનપ્રતિમાઓ બિરાજમાન છે. બધીયે મૂર્તિઓ પ્રાચીન શૈલીની ભિન્ન ભિન્ન પ્રકારના પરિકરવાળી અને કેટલીક તો મંદિરની રચનાવાળી કળામય જોવાય છે. કેટલીક મૂર્તિઓમાં તો પ્રાચીન લિપિના લેખો છે અને શિલ્પવિધાનની દૃષ્ટિએ દશમા–અગિયારમા સૈકાની મૂર્તિઓ પ્રતીત થાય છે. તેમાંની મોટી ચાર રમણીય મૂર્તિઓને ચૌમુખ તરીકે સ્થાપન કરેલી છે. એ મૂર્તિઓના પરિકરની ગાદી નીચે નવ ગ્રહને બદલે આઠ ગ્રહો અને ધર્મચક્ર, બે હરણ, બે સિંહ અને યક્ષ–યક્ષિણીની રચના કોરેલી છે. ચારમાંથી ત્રણ મૂર્તિઓના ઉપરના ભાગમાં સર્પાકૃતિ માનવીઓ બંને બાજુએ હાથ જોડીને ઊભા રાખેલા બતાવ્યા છે. આ મૂર્તિઓ નીચે લેખ નથી. ગભારાની પાસેની એક દેરીમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનની ત્રિતીર્થીના પરિકર-વાળી સુંદર મૂર્તિ છે. તેના પરિકરની ગાદી નીચે સં. ૧૨૨૯ નો ઘસાઈ ગયેલો લેખ છે.

અહીં એક શ્રાવિકાની મૂર્તિનું શિલ્પ મનોહર છે. તેમાં શરીર પરિધાનનું વસ્ત્ર બરાબર આલેખ્યું છે. બે હાથે ચૂડલા છે. એક હાથમાં કમલ અને બીજામાં પુસ્તક જેવી આકૃતિ છે. માથે મુગટ પહેરાવેલો છે. આ મૂર્તિ નીચે લેખ નથી.

આ મંદિરનો છેલ્લો ધજા–દંડ અને કેટલીક મૂર્તિઓની પ્રતિષ્ઠા સં. ૧૯૬૨ માં થયેલી છે. વસંતગઢથી લાવેલી કેટલીક ખંડિત મૂર્તિઓ ભોંયરામાં રાખેલી છે.

૨. બીજું મંદિર નાનું છતાં રમણીય છે. મૂળગભારા આગળ એક ચોકી, ભમતીનો કોટ–દરવાજો અને શિખરયુક્ત રચનાવાળું છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન સાથે કુલ ૩ જિનમૂર્તિઓ બિરાજમાન છે. દરવાજાના કોટની ભીંતમાં સં. ૧૮... નો લેખ ઉત્કીર્ણ છે. સંભવ છે કે એ સમયે કમાઠ વગેરે થયાં હશે પણ મંદિર એ પહેલાં બનેલું હશે. દરવાજા ઉપર મંગળમૂર્તિ તરીકે ગણેશની મૂર્તિ હોવાથી લાગે છે કે પહેલાં આ ઉપાશ્રય હશે અને યતિ મહારાજ રહેતા હશે. પાછળથી આને મંદિરના આકારમાં બનાવી લીધું હશે એમ લાગે છે.

મારવાડની નાની પંચતીર્થીમાં આ તીર્થની ગણના છે.

**ચવરલી :**

સજ્જનરોડ સ્ટેશનથી નૈઋત્ય ખૂણામાં ૪ા માઇલ અને અજારીથી નૈઋત્ય ખૂણામાં રા માઈલ દૂર ચવરલી નામે ગામ છે. બનાસ નદીના કિનારે એક ટેકરીની ઓથમાં આ ગામ વસેલું છે. અહીં ૧ જૈન ઘર વિદ્યમાન છે, ઉપાશ્રય કે ધર્મશાળા નથી. અગાઉ અહીં જૈનોની વસ્તી સારી હતી. વસંતપુરના ખંડિયેર મંદિરની છ ચોકીના એક સ્તંભમાં ઉત્કીર્ણ સં. ૧૬૭૫ના લેખથી જણાય છે કે ચવરડિયા (ચવરલી) નગરમાં કેટલાક સાધુઓએ ચતુર્માસ કર્યું હતું.[1] આ હકીકત ગામની સારી સ્થિતિ હોવાનું સૂચવે છે.

અહીં એક ખાલી પડેલું જૈનમંદિર વિદ્યમાન છે. મૂળગભારો, ગૂઢમંડપ નવચોકી, સભામંડપ, શૃંગારચોકી, ભમતીનો કોટ અને શિખરયુક્ત બનેલું છે. માત્ર શિખરનો અડધો ભાગ, કોટની અડધી દીવાલો, શૃંગારચોકીનો મંડપ અને ઘૂમટ તૂટેલાં છે, અને છ ચોકીની ભીંતો જીર્ણ બનેલી છે. આખુંયે મંદિર પથ્થરથી બનેલું છે. અહીંની બધી મૂર્તિઓ નાંદિયાના મંદિરમાં લઈ જવામાં આવી છે.

મંદિરની નવ ચોકીના પહેલા, બીજા અને ત્રીજા પાટ પર સં ૧૬૬૦ ના લેખો છે. તેમાંનો એક લેખ આ પ્રકારે છે:—

" सं० १६६० वर्षे पोस वदि १३ दिने पं० श्रीडाहाशिष्य न्या(ज्ञा)नकुशल नयकुशल जसकुशल ग० प्रेमसागर बाइ नारिंग जात्रा सफल तपागच्छे ॥ "

બીજા બંને લેખો પણ આ જ સંવતના કંઈક ફેરફાર સાથેના છે.

**વસંતગઢ :**

સજ્જનરોડ સ્ટેશનથી ૫ માઇલ દૂર વસંતગઢ નામે ગામ આવેલું છે. તેને વસંતપુર અને વાંતપરાગઢ નામે પણ ઓળખે છે. આ ગામ અહીંનાં પ્રાચીન સ્થળોમાંનું એક છે. અહીંથી સં. ૬૮૨નો લેખ મળી આવ્યો છે,[2] તે આ પ્રદેશમાંથી મળી આવેલા શિલાલેખોમાં સૌથી પ્રાચીન છે. એ લેખથી જણાય છે કે, સં. ૬૮૨માં વર્મલાત[3] નામના ભિન્નમાલના રાજાના સમયમાં સત્યદેવ નામના પુરુષે ક્ષેમકરી (ક્ષેમાર્યા)દેવી, જેને લોકો ખીમેલ દેવી નામે પણ ઓળખે છે, તેનું મંદિર બંધાવ્યું.

અહીં ખંડિયેર કિલ્લો છે,[4] તેમાં એક મોટું જૈન મંદિર ખંડિત અવસ્થામાં પડેલું છે. ખંડિત અને સાબૂત સ્થિતને જોતાં આખુંયે મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, મૂળ દરવાજાથી લઈને બંને બાજુની ભમતીની ઓરડીઓ તથા ગોખલાના મળીને ૨૦ ખંડો, શૃંગારચોકી, ભમતીનો કોટ અને શિખરયુક્ત બનેલું હતું. અત્યારે શૃંગારચોકી, દેરીઓ, સભામંડપ, છચોકી અને જૂના કોટના ભાગો વિદ્યમાન છે, બાકીનો અંશ પડી ગયેલો છે. થોડાં

---

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક : ૪૪૭.

૨ "સિરોહી રાજ્યકા ઈતિહાસ" પૃ૦ ૨૯

૩. આ વર્મલાત રાજા કયા વંશનો હતો એ જાણવા મળ્યું નથી. સંભવતઃ એ ચાવડાવંશનો રાજા હશે કેમકે ભિન્નમાલના રહેવાસી બ્રહ્મગુપ્ત નામના જ્યોતિષીએ "સ્ફુટ આર્યસિદ્ધાંત" નામનો ગ્રંથ સં. ૬૮૫ (શાક સં. ૫૫૦) માં રચ્યો છે, તેમાં એ વખતના ભિન્નમાલના રાજવી ચાવડાવંશી વ્યાઘ્રમુખ નામે હોવાનો ઉલ્લેખ છે. એટલે બ્રહ્મગુપ્ત કરતાં ત્રણ વર્ષ પહેલાંના વર્મલાતનું મરણ થતાં વ્યાઘ્રમુખ ગાદીએ આવ્યો હોય કાં તો એ બંને નામો એક જ વ્યક્તિનાં હોય એમ માની શકાય. વિ. સં. ૭૩૩ માં રચાયેલી "નિશીથચૂર્ણિ"માં વર્મલાતનું નામ મળે છેઃ—"रूप्पमय जहा भिल्लमाले वम्मलतो।" વળી, માઘ કવિના દાદા સુપ્રભદેવ રાજા વર્મલાતના મંત્રી હતા; એમ પોતે જ તેના "શિશુપાલવધ" નામના કાવ્યમાં લખે છે, આથી માઘ કવિ સાતમા સૈકાના અંતમાં કે આઠમી સદીની શરૂઆતમાં થયા હશે એમ સં. ૬૮૨ના શિલાલેખથી નક્કી થાય છે.

૪. આ કિલ્લો મહારાણા કુંભાએ સોળમા સૈકામાં બંધાવ્યો હતો.

વર્ષો પહેલાં આ મંદિરનો જીર્ણોદ્ધાર કરવા માંડેલો પરંતુ વસ્તીના અભાવે જીર્ણોદ્ધારનું કામ પડતું મૂકવામાં આવ્યું એમ કહેવાય છે. છચોકીમાં શ્રીશાંતિનાથ ભગવાનની સુંદર મૂર્તિ આજે વિરાજમાન છે તે જીર્ણોદ્ધાર સમયે મૂળનાયક તરીકે પ્રતિષ્ઠિત કરેલી હતી; જેના ઉપર સં. ૧૫૦૭ નો લેખ છે.

મૂળ આ મંદિર ક્યારે બન્યું એ સંબંધે કોઈ લેખ મળી આવ્યો નથી પરંતુ આ મંદિરમાંના એક વિશાળ ભોંયરામાંથી મળી આવેલી મૂર્તિઓ પૈકી ધાતુની બે કાઉસગ્ગિયા મૂર્તિઓ, જેમાંની એક મૂર્તિ ઉપર સં. ૭૪૪નો લેખ વિદ્યમાન છે તે મૂર્તિઓ આજે પણ પીંડવાડાના શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં મોજુદ છે. (લેખ માટે જુઓ : પૃષ્ઠ : ૨૩૪) વળી, બીજી મૂર્તિઓની રચનાપદ્ધતિ અને તેની ઉપરના લેખોની લિપિ જોતાં તેમજ શ્રીનન્નસૂરિની પ્રતિષ્ઠિત હોવાથી ૧૧–૧૨મી શતાબ્દીની એ મૂર્તિઓ જણાય છે.[૫] ખંડિયેર મંદિરના એક પથ્થરમાં લેખ છે પણ સંવત નથી છતાં લિપિ ઉપરથી જણાય છે કે તે લેખ ૮–૯મી શતાબ્દીનો હોવો જોઈએ. આ બધા પુરાવાઓ ઉપરથી અનુમાન છે કે, આ મંદિર આઠમી–નવમી શતાબ્દીમાં બનેલું હશે.

આ મંદિરમાં મૂળગભારાનો દરવાજો નવો બનાવેલો છે. તેની બારશાખમાં મંગળમૂર્તિ તરીકે ૫ પદ્માસનસ્થ અને ૬ કાઉસગ્ગિયા જિનમૂર્તિઓ વિદ્યમાન છે અને બીજી કેટલીયે ખંડિત મૂર્તિઓ અસ્તવ્યસ્ત પડેલી છે.

અહીં બીજાં ઘણાં મંદિરોનાં ખંડિયેરો પડેલાં છે. આ ગામ કોઈ આક્રમણને ભોગ બન્યું હોય એમ લાગે છે.

ચવરલીના ખાલી પડેલા મંદિરની નવચોકીના પાટ પરના લેખથી જણાય છે કે, સં. ૧૬૬૦ ના પોષ વદિ ૧૩ ના દિવસે નયકુશલ અને જશકુશલ નામના મુનિઓએ વસંતપુરની યાત્રા કરી હતી[૬] આથી વસંતપુર અને આ મંદિર એ પછી ભાંગ્યું હશે એમ લાગે છે.

★

## ૧૧૬. ચરલી

(કોઠા નંબર : ૨૮૩૭)

એરણપુરા રોડથી ૨૫ માઈલ દૂર ચરલી નામે ગામ છે. અગાઉ આ ગામ મોટું નગર હતું; એનું પ્રમાણ આપતાં પ્રાચીન ઈંટો અને પથ્થરો જમીનમાંથી નીકળી આવે છે. અહીં શ્વેતાંબરોનાં ૨૫ ઘર, ૧ નાની જૈનધર્મશાળા અને ૧ શિખરબંધી પ્રાચીન મંદિર છે.

આ મંદિરમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૨॥ હાથપ્રમાણ શ્વેતપ્રતિમા બિરાજમાન છે. મંડપમાં ૩ હાથ-પ્રમાણ ૨ કાઉસગ્ગિયા પ્રતિમાઓ છે. આ ત્રણે મૂર્તિઓની ૧૩મા સૈકામાં કોઈ સંડેરગચ્છીય આચાર્યે પ્રતિષ્ઠા કરેલી છે.

અહીં પોષ વદી ૧૦ ના રોજ મેળો ભરાય છે.

★

## ૧૧૭. પાવઠા

(કોઠા નંબર : ૨૮૮૨)

એરણપુરા રોડથી ૧૮ માઈલ દૂર પાવઠા નામે નાનું ગામ છે. આ ગામ પ્રાચીન હોય એમ જણાય છે. અહીં બંધાયેલા નવીન જિનાલયની ડાબી બાજુએ માટીનો મોટો ઢગલો ખોદતાં સં. ૧૯૩૯માં શ્રીઆદીશ્વર ભગવાન વગેરેની

---

૫. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક : ૪૪૫.

૬. એજન: લેખાંક : ૪૪૪.

૮ પ્રાચીન મૂર્તિઓ નીકળી આવી હતી. એ પહેલાં કોરંટગચ્છના આચાર્ય શ્રીનન્નસૂરિની મૂર્તિ જમીનમાંથી મળી આવેલી; જેના ઉપર સં. ૧૩૬૦નો લેખ આ પ્રમાણે ઉત્કીર્ણ છે:—

"सं० १३ श्रीशाटादि ६० वर्षे आषाढ सुदि ९ सोमे ॥"

આ ઉપરથી લાગે છે કે આ ગામમાં અગાઉ પ્રાચીન જિનમંદિર હશે જે ભૂગર્ભમાં મળી ગયું હોવું જોઈએ.

આજે અહીં ૧૬૦ જૈનોની વસ્તી છે. ૨ ધર્મશાળા અને ૧ જૈનમંદિર વિદ્યમાન છે. ગામ બહાર આવેલા શિખરબંધી શ્રીઆદીશ્વર ભગવાનના નવીન ભવ્ય મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૭૦માં થયેલી છે અને જે પ્રાચીન મૂર્તિઓ જમીનમાંથી નીકળી આવી હતી તે બધી આ મંદિરમાં પધરાવવામાં આવી છે.



## ૧૧૮. ઊથમણ

### (કોઠા નંબર : ૨૯૦૨)

એરણપુરા રોડ સ્ટેશનથી ૧૮ માઈલ અને શિવગંજથી સિરોહી તરફ જતી પાકી સડકની ડાબી તરફ અને ચૂલીથી ૨ માઈલ દૂર ઊથમણ નામે ગામ છે. ગામ પહાડીમાં વસેલું છે અને અહીંના જૈન મંદિરના સં. ૧૨૪૩ ના મળેલા લેખમાં આ ગામનું નામ ઊથમણ ઉલ્લેખાયું હોવાથી એ સાલ પહેલાંનું નક્કી થાય છે. અહીં જૈનોનાં ૨૨ ઘર છે, ૧ જૂનો ઉપાશ્રય અને ૧ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી સુંદર પ્રાચીન જૈન મંદિર વિદ્યમાન છે.

આ મંદિર પહાડની ચટ્ટાણમાં ઊંચી બેઠક ઉપર બંધાયેલું છે. મંદિર ઉત્તરાભિમુખ છે અને તેની બાંધણી અદ્ભુત ને રમણીય છે. મૂળગભારામાં મૂળનાયકની સપરિકર મૂર્તિ ભવ્ય અને શાંત મુદ્રાવસ્થિત છે. મૂળનાયકની ગાદી નીચે શિલ્પનો વિલક્ષણ નમૂનો જોવા મળે છે. ગાદી ઉપર પ્રાસાદદેવીના સ્થાને આચાર્ય ભગવાન બેઠેલા છે. તેમનો એક હાથ ઊંચો છે ને એક પગ લટકતો છે. આચાર્યની નીચે '**श्रीमन्**' એટલા અક્ષરો વંચાય છે. પહેલા થરમાં બંને બાજુએ શ્રાવકો છે. જમણી બાજુના શ્રાવક નીચે '**सा० नरदेवः।**' અને ડાબી બાજુના શ્રાવક નીચે '**सा० धणेसरः।**' એમ લખેલું છે. નીચેના થરમાં શ્રાવક અને શ્રાવિકાનાં સ્વરૂપો કોતરેલાં છે પરંતુ નામો વાંચી શકાતાં નથી. ભગવાનની ગાદી નીચે કોતરાયેલું આવું શિલ્પ ભાગ્યે જ જોવા મળી આવે.

મૂળનાયકની જમણી બાજુએ શ્રીસુપાર્શ્વનાથ અને ડાબી બાજુએ શ્રીઆદિનાથ ભગવાન છે. રંગમંડપમાં ૨ પ્રાચીન મનોહર કાઉસગ્ગિયા છે અને મંડપની દીવાલના સ્તંભ ઉપર આ પ્રમાણે લેખ વંચાય છે:—

"संवत् १२५१ आषाढ वदि २ गुरौ श्रीनाणकीयगच्छे उथमणसद्विष्ठाने श्रीपार्श्वनाथ चैत्ये—
धनेश्वरस्य पुत्रेण देवधरेण धीमता। संयुक्तेन यशोभटआल्हापाल्हासहोदरैः॥
यशोभटस्य पुत्रेण सार्धं यसधरेण मां(च)। पुत्रपौत्रादियुक्तेन धर्महेतु महात्मना॥
भगिनी धरमत्याख्या, भर्तृश्वे (भ्राता चै)व यशोभटः। कारितं श्रेयसे ताभ्यां, रम्येदं तुंगमंडपं॥

—સં. ૧૨૫૧ના અષાઢ વદિ ૫ ને ગુરુવારના દિવસે ઉથમણ નામના સુસ્થાનમાં આવેલા નાણામાં પાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં કોઈ ધનેશ્વર નામના ગૃહસ્થના પુત્ર યશોભટ અને તેની બહેન ધરમતીએ સુંદર ઊંચો મંડપ બનાવ્યો. આ કામમાં ભાઈ દેવધર આલ્હા, પાલ્હા તેમજ યશોભટના પુત્ર યશધર અને બીજા પુત્ર–પૌત્રાદિ સમ્મત હતા.

મૂળ ગાદીના જમણા ભાગ તરફની દીવાલ પાસે એક ગાદીમાંનો લેખ આ પ્રકારે છે:–

"संवत् १२४३ वर्षे महा शुदि १० बुधदिने श्रीनाणकीयगच्छे उत्मूणचैत्ये.......धणेसरमार्याधरमती देवधर जिसइ आल्हा-पाल्हादि–कुटुंबसहितैः मातृ........निम(मि)त्तं जलवट्टु कारिता॥"

—સં. ૧૨૪૩ના મહા સુદિ ૧૦ ને બુધવારના દિવસે નાણકીયગચ્છમાં ઉત્મૂણ (ઊથમણ) ગામના ચૈત્યમાં ધણેસરે, તેની ભાર્યા ધરમતી, દેવધર, આલ્હા, પાલ્હા વગેરે કુટુંબ સહિત માતાના સ્મારક નિમિત્તે કૂવો કરાવ્યો.

આ કૂવો મંદિરના પાછળના ભાગમાં પહાડી જગામાં આવેલો છે, પણ આજે એ પુરાઈ ગયા જેવો દેખાય છે.

આ બંને લેખ ઉપરથી આ મંદિર સં. ૧૨૪૩ પહેલાં બે-ત્રણ સૈકા અગાઉ બંધાવ્યું હશે અને તેમાંના ઊથમણ ગામના નિર્દેશથી ગામ તો એથીયે વધુ પ્રાચીન હોવાનું નિર્ણીત થાય છે.

રંગમંડપમાં બહાર બે દેરીઓ છે, જેમાં જમણી તરફની દેરીમાં શ્રીપાર્શ્વનાથ ભગવાન અને ડાબી તરફની દેરીમાં શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિઓ બિરાજમાન છે.

એક અલગ દેરીમાં શ્રીવિજયરાજેન્દ્રસૂરિની મૂર્તિ સં. ૧૯૪૭ માં પ્રતિષ્ઠિત કરેલી છે.

મંદિરમાં થોડાં વર્ષો અગાઉ જીર્ણોદ્ધાર કરાવતાં ચીનાઈ લાદીઓ લગાડી દીધી છે અને તેમાં કેટલાક લેખો અને લેખના ભાગ દબાઈ જવા પામ્યા છે.



## ૧૧૯. વાગીણ

(કોઠા નંબર : ૨૯૦૪-૨૯૦૫)

એરણપુરા રોડ સ્ટેશનથી ૧૬ માઈલ દૂર અને પાલડીથી ઉત્તર-પશ્ચિમ દિશામાં ૧॥ માઈલ દૂર વાગીણ નામે ગામ છે. શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરમાંથી સં. ૧૩૫૯નો લેખ મળ્યો છે તેમાં આ ગામનું નામ 'વાઘસીણ' ઉલ્લેખ્યું છે. આથી આ ગામ એ કરતાંયે વધુ પ્રાચીન હોવાનું પુરવાર થાય છે. ચૌદમી શતાબ્દીમાં અહીં ચૌહાણ સામંતસિંહનું રાજ્ય હતું ત્યારે જૈનોની વસ્તી સેંકડોની સંખ્યામાં હતી પરંતુ આજે અહીં એક પણ જૈનનું ઘર નથી. ૧ જૈન ધર્મશાળા અને ૨ જૈનમંદિરો પ્રાચીનકાળમાં જૈનોની સારી વસ્તી હોવાનો ખ્યાલ માત્ર આપી રહ્યાં છે. જૈન ધર્મશાળામાં નિશાળ બેસે છે.

બે મંદિરો પૈકી એક શ્રીશાંતિનાથનું અને બીજું શ્રીઆદીશ્વરનું મંદિર છે. આ બંને મંદિરો એક જ વંડામાં આવેલાં છે. બંને મંદિરો અત્યંત રમણીય અને પ્રાચીન શિલ્પવિદ્યાનાં સ્મારકો છે. જો કે આ મંદિરો કયા ધનકુબેરે ક્યારે બંધાવ્યાં એ સંબંધી એક પણ લેખ પ્રાપ્ત થતો નથી પરંતુ બાંધણી અને કોરણીધોરણીથી અનુમાન થાય છે કે મહારાજા કુમારપાલે અથવા તેમના સમકાલીન કોઈ રાજ્યાધિકારી મંત્રીએ આ મંદિર બંધાવ્યાં હશે.

૧. શ્રીશાંતિનાથનું શિખરબંધી જિનાલય પ્રાચીન અને બેઠીબાંધણીનું છે. ઘૂમટમાં કરેલી થોડી કોરણી અસલની શિલ્પવિદ્યાના નમૂનારૂપ છે. આ મંદિરના ગૂઢમંડપના દરવાજા ઉપર છ ચોકીની પહેલી ચોકીમાં ૪ ફીટ × ૫ ઈંચ લાંબા-પહોળા પથ્થરમાં આ દેવળને અપાયેલા દાનની વિગતવાળો સં. ૧૩૫૯નો લેખ આ પ્રકારે છે:—

"सं० १३५९ वर्षे वैशाख सुदि १० शनिदिने नड्डुलदेशे वाघसीणग्रामे महाराजश्रीसामंतसिंहदेवकल्याणविजयराज्ये एवं काले वर्त्तमाने सोलं० षामट पु० रजर सोलं० गागदेव पु० आंगद मंडलिक सोलं० सीमाल पु० कुंता धारा सोलं० माला पु० मोहण त्रिभुवन पदा सो० हरपाल सो० घूमण पटीयायत वणिग् सीहा सर्वसोलंकीसमुदायेन वाघसीणग्रामीय अरहट प्रति गोधूम से ४ ढींबडा प्रति गोधूम सेई २ तथा धूलियाग्रामे सो० नयणसीह पु० जयतमाल सो० मंडलीक अरहट प्रति गोधूम सेई ४ ढींबडा प्रति गोधूम सेई २ सेतिका २ श्रीशांतिदेवस्य यात्रामहोत्सवनिमित्तं दत्ता ॥ एतत् आदानं सोलंकीसमुदायः दातव्यं पालनीयं च । आचंद्रार्कं ॥ यस्य यस्य यदा भूमी तस्य तस्य तदा फलं । मंगलं भवतु ॥"

—સં. ૧૩૫૯ના વૈશાખ સુદિ ૧૦ ને શનિવારના રોજ નાડોલ પ્રદેશમાં આવેલા વાઘસીણ ગામમાં મહારાજ સામંતસિંહદેવના રાજ્ય સમયે વાઘસીણ અને ધૂળિયા ગામના રહેવાસી કેટલાક સોલંકીઓએ શ્રીશાંતિનાથદેવના યાત્રોત્સવ

નિમિત્ત એવું દાન કર્યું કે ઉક્ત બંને ગામોના દરેક અરટ દીઠ ૪ સેઇ દરેક ઢીંબડા પ્રતિ સેઈ ૨ સેઈ ગોધૂમ (ઘઉં) પ્રતિવર્ષ આપતા.[1]

આ લેખમાં જણાવેલ આ મંદિર પ્રત્યે રાજા અને સોલંકીઓના દાનની વિગતથી, તેઓ બહુમાન અને શ્રદ્ધાની દૃષ્ટિએ જોતા હતા એટલું પ્રતીત થાય છે.

બીજો એક લેખ ગભારાના દરવાજા ઉપર કોલી—મંગલચૈત્ય ઉપર કાળા પથ્થરમાં આ પ્રકારે કોતરેલો છેઃ—

"સં૦ ૧૨૫૨ વર્ષે વૈશાખ સુદિ ૯ ગુરૌ મહારાજજયંતસિંહદેવરાજ્યે પં૦ બાલચંદ્રશિષ્યેણ॥ પં૦ ધણદેવેણ(ન) ગોષ્ટિસહિતેન જીર્ણોદ્ધારં-(રઃ) કારિતઃ। શ્રેષ્ઠિઆમદેવપુત્ર—જસોધણ લખમણ તદ્ભગ્ની જસહિણી રલિહકા જાટવુસહિતેન જીર્ણોદ્ધારધ્વજા સા૦ સૂ(પૂ)જા કારિતા॥"

—સં. ૧૨૫૨માં મહારાજ સામંતસિંહના રાજ્યમાં પં. બાલચંદ્રના શિષ્ય પં. ધણદેવે ગોષ્ઠીસહિત આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તેમાં શ્રેષ્ઠી આમદેવના પુત્ર જસોધન અને લખમણ, તેની બેન જસહિણી, રલિહકા અને જાટવુની સાથે શાહ પૂજાએ જીર્ણોદ્ધારની ધ્વજા ચડાવી.

આ લેખથી જણાય છે કે, આ મંદિરનો સં. ૧૨૫૨માં જીર્ણોદ્ધાર થયો અને લેખ કરતાંયે એક વર્ષ પહેલાં એટલે સં. ૧૨૫૧ના એક લેખમાં આસિગના પુત્ર રલ્હણે ઉત્તરંગ કરાવી આપ્યાની વાત લખી છે. આથી આ મંદિર એથીયે બે–ત્રણ સૈકા પહેલાં બંધાયું હશે અને ગામ તો એ કરતાંયે વધુ પ્રાચીન હોવાનું એથી જ નક્કી થાય છે.

આ લેખમાં પં. બાલચંદ્ર તે પ્રસિદ્ધિ પામેલા શ્રીહેમચંદ્રસૂરિના શિષ્ય તો નહિ હોય? સમયની દૃષ્ટિએ તેમનો આ સાથે બરાબર મેળ ખાય છે, એનો નિર્ણય કરવા જેવો છે.

આ સિવાય સં. ૧૨૬૪ના બે લેખો પણ આ મંદિરમાંથી મળી આવે છે, જેમાં આ મંદિરના બે સ્તંભો શ્રેષ્ઠી ગુણિયક અને શ્રેષ્ઠી મહણીગે કરાવ્યાનો ઉલ્લેખ મળે છે.[2]

૨. શ્રીઋષભદેવ ભગવાનનું મંદિર પણ પ્રાચીન અને સુંદર છે.



# ૧૨૦. ઝાડોલા

(કોઠા નંબર : ૨૯૧૦)

સજ્જનરોડ સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૩ માઈલ દૂર ઝાડોલી નામનું ગામ છે. શિલાલેખોમાં આ ગામને ઝાડવલી, ઝાવવલી તરીકે ઓળખાવ્યું છે; જ્યારે શ્રીમેહ કવિ આને ઝાઉલી પણ કહે છે.[3] આ ગામમાં વિદ્યમાન શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરના સં. ૧૨૫૫ના લેખમાં 'દુંદુભિ' નામના સ્થળનો નિર્દેશ છે. સંભવ છે કે, આ નગરનો વિસ્તાર સૂચવતા કોઈ પરા વિભાગનું આ નામ હોય, પણ આ નગરનું બીજું નામ દુંદુભિ હોવાનો સંભવ નથી, કેમકે સં. ૧૨૩૬ના શિલાલેખોમાં આ નગરનું નામ 'ઝાડવલી' સ્પષ્ટ રીતે સૂચવ્યું છે.[4] ગામની વચ્ચે આવેલી એક સુંદર વાવમાં સં. ૧૨૪૨નો એક ખંડિત લેખ છે, જેમાં પરાક્રમી પરમાર રાજા ધારાવર્ષની પટરાણી ગીગાદેવી, જે નાડોલના ચોહાણ રાજા કેલ્હણદેવની પુત્રી અને શૃંગારદેવીની બેન થતી હતી, તેણે આ વાવ બંધાવ્યાનો ઉલ્લેખ છે. વળી, અહીંના મંદિરમાંથી જ સં. ૧૨૩૪ અને સં. ૧૨૩૬ના મળેલા મૂર્તિલેખોના શિલાલેખીય પુરાવા આ ગામની તેથીયે વધુ પ્રાચીનતા સૂચવે છે અને બીજા શિલાલેખોથી આ ગામની વિશાળતા અને જૈનોની ભરપુર વસ્તીનું પણ સૂચન મળી આવે છે.

---

૧. આ માપની વ્યવસ્થા આ પ્રમાણે જણાય છેઃ ૪ પવાલાની ૧ પાયલી, ૪ પાયલીનું ૧ માણું, ૪ માણાની ૧ સેઈ, ને ૧૬ સેઈની ૧ કળશી.

૨. જુઓઃ "જૈન સત્યપ્રકાશ" વર્ષઃ ૧૨, અંકઃ ૯.

૩. 'ઝાઉલી સિરિ સંતિ જિણંદ, પાપતણા ઉન્મૂલઈ કંદ'—"પ્રાચીન તીર્થમાળા સંગ્રહ" કડીઃ ૬૮, પૃષ્ઠઃ ૫૪.

૪. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંકઃ ૩૦૯, ૩૧૦.

આજે અહીં શ્વેતાંબરોનાં ૪૫ ઘર અને ૧ ઉપાશ્રય છે. વળી, શ્રીશાંતિનાથ ભગવાનનું વિશાળ અને પ્રાચીન મંદિર છે, જેના મહિમાથી આકર્ષાઇને સં. ૧૨૫૫માં ઉપર્યુક્ત ધારાવર્ષદેવની બીજી રાણી શૃંગારદેવીએ આ મંદિરને એક સુંદર અરટ (વાડી) ભેટ કર્યાનો ઉલ્લેખ છે. આજે પણ એ અરટ જૈન સંઘના તાબામાં છે. એ શિલાલેખ મંદિરની છ ચોકીના ડાબા હાથ તરફના ગોખલા ઉપરના પાટ પર આ પ્રમાણે કોતરેલો છેઃ—

" श्रीवर्द्धमानविभुरद्भुतशारदेन्दुर्दोषानुषंगविमुखः सुभगः शुभाभिः ।
आढ्यंभविष्णुरमलाभिरसौ कलाभिः संतापमन्तयन्तु कौमुदमातनोतु ॥ १ ॥
श्रीमति धारावर्षे विक्रमतर्षे प्रमारकुलहर्षे । अष्टादशशतदेशोत्तंसे चद्रावतीद्रंगे ॥ २ ॥
श्रीमत्केल्ह(*)णमंडलपतितनयायां नयैकशालिन्यां । तत्पट्टप्रणयिन्यां शृंगारपदोपपददेव्यां ॥ ३ ॥
एतद्ग्रामप्राभववैभवभृति तत्प्रदत्तसाचिव्ये । सकलकलाकुलकुशले गृहमेधिनि नागडे सचिवे ॥ ४ ॥
दिः(द्वि)स्मरशरदिनकरमितवर्षे (१२५२) शुचिसस्यसंपदुत्कर्षे ।
दुंदुभिनामनि धामनि(*) विदग्धपल्लवितधर्मधियां ॥ ५ ॥
एतत्षट्कचतुष्किका विरचित(ता) श्रीमण्डपोद्धारतः । पुण्यं पण्यमगण्यमाकलयति श्रीवीरगोष्ठिजनः ।
मन्ये किं नु चतुष्किकाद्वयमिदं दत्ताभिमुल्यस्थितिस्थेयस्तत्कलिमोहभूपयुगलीं जित्वातपत्रद्वयी ॥ ६ ॥
इंदुकुंदसितैः करैः पुलकयत्याकाश(*)लक्ष्मीं मृदु यावद्वानुरसौ तनोति परितोप्याशाः प्रकाशोज्ज्वलाः ।
तावद्धार्मिकधर्म[कर्म]रभसप्रारब्धकल्याणिकरनात्राद्युत्सवगीतवाद्यविधिभिः जीयात् त्रिकं सर्वतः ॥ ७ ॥
राज्ञा(ज्ञ्या) शृंगारदेव्यात्र वाटिकाभूमिरद्भुना । दत्ता श्रीवीरपूजार्थं शास्व(श्व)तः श्रयसः श्रिये ॥ ८ ॥
साक्षिता दा(*)णिकः साक्षात्प्रेक्षादास्यबृहस्पतिः । अत्राभून्नीरडो धर्म्मा(र्म्मी) सौत्रधारेषु कर्मसु ॥ ९ ॥

पूज्यपरमाराध्यतमश्रीतिलकप्रभसूरीणां कृतिरियं ॥ छ ॥ संवत् १२५५ आसोय(श्विन्) सुदि ७ बुधवारे सकलगोष्ठिकलोकः त्रिकोद्धारं स्वश्रेयसे कारितवानिति ॥ छ ॥

આ શિલાલેખ કેટલીયે ઐતિહાસિક હકીકતો રજૂ કરે છે, એનો સાર એ છે કે, 'અષ્ટાદશ શતમંડલ'ની ચંદ્રાવતી નગરીમાં ધારાવર્ષદેવ નામે રાજા હતો. તેની પટરાણી શૃંગારદેવી નામે હતી, (જે નાડોલના ચોહાણ રાજા કેલ્હણદેવની પુત્રી હતી.) તેમના સમયમાં સમગ્ર કળાકુશલ નાગડ નામનો શ્રેષ્ઠી સચિવ હતો. વીર ગોષ્ઠીના મનુષ્યોએ સં. ૧૨૫૨માં દુંદુભિ સ્થાનના આ મંદિરના મંડપનો ઉદ્ધાર કરાવતાં છ ચોકી બનાવી ત્રિગડાની રચના કરી. આ મહાવીર ભગવાનના મંદિર (ના દર્શનથી આકર્ષાઈ) માટે શૃંગારદેવી રાણીએ એક સુંદર વાડી સં. ૧૨૫૫ના આસો સુદિ ૭ ને બુધવારના રોજ ધર્મશીલ દાણી નીરડની સાક્ષીમાં ભેટ કરી. આ શિલાલેખની પ્રશસ્તિના રચયિતા શ્રીતિલકપ્રભસૂરિ હતા. શૃંગારદેવીએ મંદિરને ભેટ કરેલી વાડીનું નામ લોકો આજે 'દેવકી વાવ' કહે છે.

આ હકીકતથી સ્પષ્ટ થાય છે કે, સં. ૧૨૫૨માં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો એટલે આ મંદિર એથીયે બે-ત્રણ સૈકા પહેલાંનું હોય એમ માની શકાય, અને આ મંદિરના મૂળનાયક શ્રીમહાવીર ભગવાન હતા.

આજે આ મંદિરમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાન છે છતાં લોકો તેમને શ્રીશાંતિનાથ ભગવાન કહે છે. સમગ્ર મંદિરમાં માત્ર આ એક જ મૂર્તિ છે. મૂળનાયકની મૂર્તિની પલાંઠી નીચે સં. ૧૬૩૨નો લેખ છે. પણ સં. ૧૪૯૯ની આસપાસના શ્રીમેહ કવિએ અહીં શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર હોવાનું સૂચન પોતાની રચેલી 'તીર્થમાળા'માં કર્યું છે. એટલે એ સમયે કે તેની આસપાસમાં અને તે પછી સં. ૧૬૩૨માં મૂળનાયકની ફેરબદલી થઈ હશે. મૂળનાયકનું પરિકર તેની ગાદી જેટલું પ્રાચીન લાગતું નથી. મંદિરનો અંદરનો ભાગ મનોહર છે. મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને મંદિરની ચારે તરફ દેરીઓ માટેની ભમતી બનેલી છે. દેરીઓને બદલે અહીં ૪૬ ખાલી ગોખલાઓ બનાવ્યા છે. મૂળગભારો અને ગૂઢમંડપની ભીંતો કાળા પથ્થરની બનેલી છે. ગૂઢમંડપનો દરવાજો નકશીદાર છે. છ ચોકીના બે ગોખલામાં બે કાઉસગ્ગિયા છે. સંભવતઃ આ મૂર્તિઓના પરિકરો મૂળનાયકને લગાવ્યા હશે. સભામંડપમાં આરસનાં સુંદર કોરણીવાળાં તોરણો શોભી રહ્યાં છે. નવ તોરણોમાં બે અડધાં તોરણો છે અને તેમાં

ભગવાનની ૭૩ મૂર્તિઓ કોતરેલી છે. ૧૪ મોટા સ્તંભો અને તેનાં તોરણો દેલવાડાનાં મંદિરોની કોરણીના સૌષ્ઠવની યાદ આપી રહ્યાં છે. શૃંગારચોકી ઉપરનો કોરણીથી સુશોભિત બલાનક આ મંદિરને ભવ્ય બનાવી રહ્યો છે.

મંદિરમાં જમણા હાથ તરફના ભાગમાં એક ભોંયરું છે. તેમાં કેટલીક ખંડિત મૂર્તિઓ, ગાદીઓ અને પરિકરો પડેલા છે. તેમાં સં. ૧૧૪૫, ૧૪૭૫, ૧૬૭૨ના લેખો ઉત્કીર્ણ છે.[૫]

મંદિરની પાસે જમણા હાથ તરફ એક મોટી ધર્મશાળા છે. વચ્ચેના ચોકમાં કૂવો અને બગીચો વગેરે છે.



## ૧૨૧. અજારી

(કોઠા નંબર : ૨૯૧૧)

સજ્જનરોડથી દક્ષિણમાં ૨ા માઈલ દૂર અજારી નામનું ગામ આવે છે. શિલાલેખોમાં આ ગામનું નામ 'અજાહરી' મળે છે. આ ગામ ક્યારે વસ્યું તે જાણવાને કશું સાધન નથી, પરંતુ ગામમાં ગોપાળજીનું એક પ્રાચીન મંદિર છે, તેમાં બઘેલ (સોલંકી) રાજા અર્જુનદેવનો સં. ૧૩૨૦નો શિલાલેખ છે, એ કરતાંયે પ્રાચીન આ મંદિરની પાસે આવેલી એક વાવડીમાં પરમાર રાજા યશોધવલનો સં. ૧૨૦૨નો લેખ પુરાવો આપતો હોવાથી આ ગામ એથીયે પ્રાચીન હોવાનું નક્કી થાય છે.

આજે આ ગામમાં શ્રાવકોની વસ્તી ઓછી છે. પોરવાડ અને ઓશવાળોનાં મળીને માત્ર ૮ ઘરની વસ્તી છે. એક સમયે અહીં શ્રાવકોની વસ્તી વિપુલ પ્રમાણમાં હતી. પંદરમા સૈકાના મળી આવતા લેખોમાં આ ગામના શ્રાવકોએ અને સમસ્ત સંઘે ભરાવેલી મૂર્તિઓના ઉલ્લેખ સાંપડે છે. કહે છે કે, સો વર્ષ પહેલાં આ ગામ કોઈ કારણવશાત્ તદ્દન ઉજ્જડ બની ગયું અને પછી સો વર્ષ સુધી ફરીને વસ્યું નહીં. પાછળથી અહીં ઠીક પ્રમાણમાં ગામ વસી ગયું છે. એક નવી ધર્મશાળા બની છે. જૂની ધર્મશાળા જીર્ણ અને પડી ગઈ છે.

અહીં ભગવાન મહાવીરસ્વામીનું પ્રાચીન મંદિર છે. તેમાં મૂળગભારો, ગૂઢમંડપ છ ચોકી, સભામંડપ, ભમતીમાં ૪૨ દેરીઓ, શૃંગારચોકી, શિખર અને દેવકુલિકાનાં શિખરો સાથે ૪૩ શિખરવાળી રચના છે. આ બાવન જિનાલયને 'નંદીશ્વર ચૈત્ય' એવા નામે પણ ઓળખે છે.

મૂળનાયકની મૂર્તિ કળામય પરિકરવાળી છે. ગાદીમાં પણ સુંદર કોરણી કરેલી છે. પબાસનમાં વચ્ચે દાઢીવાળા શ્રાવકો અભિષેક કરી રહ્યા હોય એવો દેખાવ આપ્યો છે. પરિકરની નીચે આડુ ધર્મચક્ર, બે હરણ, તેના ઉપર દેવી અને તેની બંને બાજુએ બે હાથી અને સિંહની આકૃતિઓ કોતરેલી છે. આ મૂર્તિ નીચે લેખ નથી. પણ શિલ્પવિધાન પ્રાચીન છે. ગૂઢમંડપમાં એક આરસની શિલામાં બે મનોહર આકૃતિવાળી મૂર્તિઓ અને પરિકરની કોરણીવાળી ગાદીઓ છે, જેમાં બંને બાજુએ અને મસ્તકે મળીને ૧૭ પરિકરવાળી પદ્માસનસ્થ મૂર્તિઓ અને ૬ કાઉસગ્ગિયા કોતરેલા છે. આથી આ ચોવીશીનો પટ્ટ કહેવાય બંને મૂર્તિઓ સરખી આકૃતિની લેખવાળી છે. જમણી તરફની મૂર્તિ ઉપર સં. ૧૨૪૩નો લેખ અને ડાબી તરફની મૂર્તિ પરનો લેખ ઘસાઈ ગયેલો છે. બંને મૂર્તિઓના પરિકરના શિલ્પમાં થોડો ફેર છે. નીચે એકમાં ધર્મચક્ર આડુ છે તો બીજામાં ઊભું છે. એકમાં દેવી મૂર્તિ નથી, પરંતુ બંને બાજુ હરણ, સિંહ અને યક્ષ-યક્ષિણીની આકૃતિઓ સરખીરીતે કોતરેલી છે.

આ મૂર્તિઓ પાસે પિપ્પલગચ્છીયાચાર્ય શ્રીસુમતિપ્રભસૂરીશ્વરની મૂર્તિ ૧૦ × ૮ ઇંચ ઊંચી-પહોળી ને આબેહૂબ કોતરેલી છે. પાટ ઉપર બિરાજમાન આચાર્યના એક હાથમાં માળા અને બીજા હાથમાં પુસ્તક છે. ઓઘો ગરદન પાછળ અને મુહપત્તિ જમણા ખભા ઉપર છે. તેની ઉપર એક જિનમૂર્તિ કોતરેલી છે અને બાજુમાં એક સાધુ હાથ જોડીને ઊભા છે. આ મૂર્તિ ઉપર સં. ૧૪૫૪નો લેખ છે. છ ચોકીના એક ગોખલામાં શ્રીમહેન્દ્રસૂરીશ્વરની ૨૩ × ૧૪ ઈંચ ઊંચી-પહોળી મૂર્તિ બિરાજમાન છે. પાટ ઉપર આરૂઢ આચાર્યનો એક પગ પાટ નીચે જમીન પર લટકતો છે. એક

૫. 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ' લેખાંકઃ ૩૦૮, ૩૦૯, ૩૧૦.

હાથમાં પુસ્તક છે અને બીજો હાથ પેટ પર ખાલી રાખેલો છે. શરીર પર કપડો વીંટાળેલો છે. મસ્તક લોચ કરેલું છે. પાછળ ભામંડળનો દેખાવ આપ્યો છે. ગરદન પાછળ ઓઘો અને એક ખભે મુહપત્તિ છે. બંને બાજુએ બે સાધુઓ હાથ જોડી ઊભા છે અને બંને બાજુએ પાટની પાસે હાથ જોડીને બેઠેલા બે શ્રાવકો જોવાય છે. આચાર્યના પગ પાસે એક સાધુ હાથ જોડીને બેઠેલા છે. મૂર્તિની પાટ પર સં. ૧૨–નો લેખ અંકિત છે. હાથમાં પુસ્તકની પટ્ટી પર પણ અક્ષરો–લેખ કોતરેલો જોવાય છે.

ભમતીમાં ૨૧મા નંબરની દેરીના ગભારામાં એક દરવાજા ઉપર છ ચોકી અને મંડપો ઉપર ઘૂમટો છે, તેમાં સરસ્વતી દેવીની પ્રાચીન મનોહર મૂર્તિ શ્યામ આરસમાં ઊભી કોતરેલી છે. તેની ઊંચાઈ–પહોળાઇ ૨૭ × ૧૮ ઇંચની છે. મૂર્તિમાં વાહન કોતરેલું નથી પણ જમણા બે હાથમાં પુસ્તક અને માળા તેમજ ડાબા હાથમાં મોટું–નાનું પુષ્પ કોતરેલું છે. મસ્તકે મુગટ પહેરાવેલો છે. આ મૂર્તિ નીચે સં. ૧૨૬૯નો લેખ આ પ્રમાણે છે:—

"सं० १२६९ वर्षे श्रीषंडेरकीयगच्छे मातृवील्हूश्रेयोर्थं पुत्रपद्मसीह तत्(द्)भ्रातृसीहाकेन रत्नपालनायकसहितेन श्रीसरस्वति(ती)–बिंबं कारितं प्रतिष्ठितं श्रीशांतिसूरिभिः ॥ माघ वदि ३ शनौ ॥

—સં. ૧૨૬૯ના મહા વદિ ૩ ને શનિવારે શ્રીષંડેરગચ્છના શ્રીપદ્મસીહ અને તેના ભાઈ સીહાએ, રત્નપાલ નાયકની સાથે, (પદ્મસીહ અને સીહડ)ની માતા વીલ્હૂના કલ્યાણ માટે શ્રીસરસ્વતીનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીશાંતિસૂરિએ પ્રતિષ્ઠા કરી.

આ સરસ્વતીદેવીના ચમત્કારની અનેક વાતો સંભળાય છે. દંતકથા છે કે, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ પાસેના માર્કંડેશ્વરના મંદિરની સરસ્વતીદેવીની મૂર્તિ સામે બેસી આરાધના કરવા લાગ્યા, પરંતુ સરસ્વતી પ્રસન્ન ન થયાં ત્યારે તેઓ અજારી તીર્થના ભગવાન મહાવીરસ્વામીના દર્શન માટે આવ્યા. ભગવાનને પ્રદક્ષિણા દેતાં જ તેમને સરસ્વતી પ્રત્યક્ષ થયાં ત્યારે શ્રીહેમચંદ્રસૂરિએ ભમતીના એક ગભારામાં શ્રીસરસ્વતી દેવીની સ્થાપના કરી.

આ કથાને કશો ઐતિહાસિક આધાર મળતો નથી પરંતુ અહીં પ્રતિષ્ઠા કરનાર શ્રીશાંતિસૂરિનું નામ ઉપર્યુક્ત લેખમાં ઉલ્લેખ્યું છે. એટલે સંભવ છે કે, આ કથા શ્રીશાંતિસૂરિ સાથે સંબંધ ધરાવતી હોય અથવા શ્રીહેમચંદ્રસૂરિના ઉપદેશથી તૈયાર થયેલી આ મૂર્તિની શ્રીશાંતિસૂરિએ પ્રતિષ્ઠા કરી હોય.

આ દેવીના દર્શન માટે અનેક લોકો આવે છે. કેટલાક વિદ્યાપ્રાપ્તિ માટે તો કેટલાક બોબડા–તોતડાને સરખો વાણીસંચાર થાય એ ખાતર આવે છે ને બાધા–માનતા રાખે છે.

અહીં લગભગ ૫૦ ધાતુમૂર્તિઓનો પરિવાર છે, ૧૦–૧૨ મૂર્તિઓ સિવાય બધી ઉપર ૧૧, ૧૨, ૧૩મી શતાબ્દીના લેખો જોવાય છે અને લેખ વિનાની મૂર્તિઓમાં એક–બેને છોડીને બધી પ્રાચીન રચનાવાળી છે. સં. ૧૯૩૨માં આ મંદિરની ફરી પ્રતિષ્ઠા થતાં આ બધી મૂર્તિઓ મંદિરના ભોંયરામાંથી મળી આવી હતી અને મળેલી મૂર્તિઓની સં. ૧૯૭૭થી પૂજા કરવાનું શરૂ થયેલું છે.

મારવાડની નાની પંચતીર્થીમાં અજારી તીર્થ પણ ગણાય છે.



## ૧૨૨. નાંદિયા

(કોઠા નંબર : ૨૯૧૩–૨૯૧૫)

સજ્જનરોડ સ્ટેશનથી ૫ા માઈલ દૂર નાંદિયા નામનું ગામ છે. આ ગામ પુરાતન છે. શિલાલેખો અને પ્રાચીન ગ્રંથોમાં આનાં નંદિગ્રામ, નંદિવર્ધનપુર, નંદિપુર કે નાંદિય એવાં નામો મળે છે. દંતકથા પ્રમાણે તો આ ગામ ભગવાન મહાવીરસ્વામીના મોટાભાઈ નંદિવર્ધન મહારાજાએ પોતાના નામ ઉપરથી વસાવ્યું એમ કહે છે. વળી,

અહીંના પ્રાચીન અને ભવ્ય જૈન મંદિરમાંની મૂર્તિ શ્રીમહાવીરસ્વામીના સમયની મનાય છે, તેને 'જીવિતસ્વામી'ના નામે લોકો ઓળખે છે. પ્રસિદ્ધિ પણ છે કે—

"નાણા દીયાણા નાંદિયા, જીવિતસ્વામી વાંદિયા."

આ લોકોક્તિ સાથે ઉપર્યુક્ત દંતકથા બરાબર બંધબેસતી જણાયા વિના રહેતી નથી પરંતુ આ વિશે ઐતિહાસિક આધારો મેળવવા જોઈએ. આમ છતાં અહીંના શ્રીમહાવીર ભગવાનના મંદિરમાંથી સં. ૧૧૩૦ થી ૧૨૧૦ સુધીના ભીંત અને સ્તંભો ઉપરથી મળી આવતા કુલ ૫ લેખોથીયે આ મંદિરની પ્રાચીનતા અને તેમાંના 'નંદિયકચૈત્ય'ના ઉલ્લેખથી એથીયે પ્રાચીનતર આ ગામ હોવાનું સિદ્ધ થાય છે. વળી, સં. ૧૪૩૬માં આ ગામમાં લખાયેલા 'શ્રીપાર્શ્વનાથચરિત' ગ્રંથની પ્રશસ્તિમાં પણ આ મંદિરની ખ્યાતિ આ રીતે આલેખી છે :—

" श्रीअर्बुदाभिधमहीधरपार्श्ववर्ती, ग्रामोऽस्ति नांदियवराभिधया प्रसिद्धः ।
श्रीवर्द्धमानजिननायकतुङ्गशृङ्गप्रासादराजपरिवारितभूमिभागः ॥ "

—શ્રીઅર્બુદ ગિરિરાજની સમીપમાં આવેલું 'નાંદિયા' નામે પ્રસિદ્ધ ગામ છે. તેની ભૂમિ ઉપર મૂળનાયક શ્રીવર્ધમાન જિનેશ્વરનો ઊંચાં શિખરવાળો શ્રેષ્ઠ પ્રાસાદ છે.

આજે અહીં પોરવાડ શ્રાવકોનાં ૪૦ ઘરો, ૧ ઉપાશ્રય અને ૧ જૈન ધર્મશાળા વિદ્યમાન છે. ૨ જિનમંદિરો પૈકી એક શ્રીમહાવીરસ્વામી ભગવાનનું અને બીજું શ્રીશાંતિનાથ ભગવાનનું ઘર–દેરાસર છે.

૧. ગામથી પશ્ચિમ દિશામાં ૦ા ફર્લાંગ દૂર પહાડની ટેકરીની ઓથે શ્રીમહાવીર ભગવાનનું ભવ્ય અને પ્રાચીન બાવન જિનાલયવાળું દેવમંદિર શોભી રહ્યું છે. આને 'નંદીશ્વરચૈત્ય' તરીકે પણ લોકો ઓળખે છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી, દેરીઓ અને શિખરબંધી રચનાથી એની વિશાળતાનું પ્રમાણ પામી જવાય છે. મૂળગભારામાં રહેલી એક માત્ર મૂળનાયક શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ ખરેખર, અદ્ભુત છે. એની રચનામાં શિલ્પીએ જાણે પ્રશમરસનો ઝરો વહેતો કર્યો હોય એવું ભાવમય આબેહૂબ દૃશ્ય સર્જાવ્યું છે. આરસના નકશીદાર સ્તંભો અને તોરણયુક્ત ઘડેલા સિંહાસનમાં આ ભવ્ય પ્રતિમા બિરાજમાન છે. સ્તંભો અને તોરણમાં કુલ ૫૧ બેઠી જિનમૂર્તિઓથી 'નંદીશ્વરચૈત્ય'નું નામ સાર્થક થતું હોય એમ લાગે છે. વળી, આ જિનમૂર્તિઓ સાથે યક્ષ–યક્ષિણી એકેક અને શ્રાવક–શ્રાવિકા બબ્બે આલેખાયાં છે. પ્રતિમાનું પ્રાચીન પરિકર અસાધારણ છે. તેમાં ભક્તિના વિવિધ પ્રકારોમાં સંગીતની તાલબદ્ધ સંવાદિતાનું હૃદયંગમ દૃશ્ય આંખ સામે ખડું થઈ જાય છે. ગાદી નીચે ઊભું ધર્મચક્ર, અને બંને બાજુએ એકેક દેવ–દેવીની રચના આલેખી છે. દેવના હાથમાં સારંગી છે, જ્યારે દેવીના હાથમાં પૂજાની સામગ્રી છે. વળી, તેના ઉપર એકેક નર–નારી યુગલ જોવાય છે. નરના હાથમાં પુષ્પમાળા છે ત્યારે નારીના હાથમાં પૂજાની સામગ્રી છે. ભગવાનની બંને બાજુએ બે ભવ્ય ઈંદ્રો ચામર લઈને ઊભા છે. વળી, ભગવાનના મસ્તક પાછળ રહેલું ભામંડલ અને મસ્તક ઉપરનું છત્ર આ અનુપમ શિલ્પની સર્વાંગપૂર્ણ રચનાને ભવ્યતા અર્પી રહ્યું છે. આ પરિકર બહુ જ સુંદર અને વિશિષ્ટ પ્રકારનું છે. આવા પ્રકારનું વિશિષ્ટ પરિકર ભારતભરના કોઈ જૈન મંદિરમાં હોય એવું જાણવામાં નથી. આખુંયે શિલ્પવિધાન ગુપ્તકાલીન જણાય છે.

મંદિરના પ્રવેશદ્વારની એક બાજુની ઓસરી પાસે રાયણના વૃક્ષની રચના છે. અને શૃંગારચોકીની બહાર જમણા હાથ તરફ દીવાલના એક પથ્થરમાં આ પ્રકારે લેખ જોવાય છે:—

" संवतू(त्) ११३० वैशाख सुदि १३ नंदियकचैत्यहा(ह)रवापी निर्मापिता सिवगणे[न] ॥ "

—સંવત્ ૧૧૩૦ના વૈશાખ સુદિ ૧૩ના રોજ નંદિયકચૈત્ય ગૃહમાં શિવગણ નામના શ્રેષ્ઠીએ એક વાવડી કરાવી.

આજે આ વાવનો પત્તો નથી. અહીં એક હોજ કરાવેલો છે તે તો નવો જ છે. વળી, ગામના ઝાંપામાં આવેલા શિવાલય પાસેની આજે પણ વિદ્યમાન એક પ્રાચીન વાવ ઉપર્યુક્ત શિલાલેખવાળી હોવાનો સંભવ નથી.

આ ભવ્ય નંદીશ્વર ચૈત્ય કોણે ક્યારે બંધાવ્યું એ સંબંધી કોઈ લેખ મળતો નથી. મંદિરના સભામંડપના સ્તંભ ઉપર સં. ૧૨૦૧ ના લેખમાં આ મંદિરનો એક સ્તંભ કરાવ્યા સંબંધી ઉલ્લેખ છે:—

"संवत् १२०१ मादरवा सुदि १० सोम दिने ॥ नींबा मेपाम्यां बुहुं सोतिणि था .... थांम २ ॥"

આ લેખ ઉપરથી જણાય છે કે, સં. ૧૨૦૧માં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો હશે તેથી મંદિર એ પહેલાંનું હોવું જોઈએ.

મંદિરની ભમતીમાં એક વિલક્ષણ મૂર્તિ જોવાય છે. એ મૂર્તિ શ્રાવકની હશે કે યક્ષની તે સમજાતું નથી. એ યક્ષ કે શ્રાવક હાથી ઉપર આરૂઢ છે. બે હાથ પૈકી એમાં વરદાન ચિહ્ન અને બીજામાં કંઈક લાંબી વસ્તુ છે. માથે મુકુટ, ગળામાં હાર, હાથે બાજુબંધ અને શરીર પર ખેસ વગેરેની રચના કરેલી છે.

ભમતીમાંથી દેવકુલિકાના દર્શને જવા માટે એક દરવાજો વટાવી ચોકમાં થઈને જવાય છે. આ ચોકના એક ખૂણામાં બાંધેલી મોટી ઓસરી છે. તેની નીચે ખાલી ભોંયરું છે. વળી શિખરબંધી ૪૨ દેરીઓ છે અને બાકીની દેરીઓ ઘૂમટબંધી છે.

આ મંદિરની પાસે એક દેરી છે. તેમાં પહાડના જ પથ્થરમાં એક પગલું અને તેની પાસે સર્પની લાંબી આકૃતિ કોતરેલી છે. લોકોનું માનવું છે કે, ભગવાન મહાવીરસ્વામીની ચંડકૌશિક દંશની ઘટના આ સ્થળે બની હતી, એથી જ આ આકૃતિ અહીં બનાવેલી છે. આ દંતકથા સાથે ભગવાનના આ પ્રદેશમાં આવવા સંબંધી સમન્વય ઇતિહાસવિજ્ઞોએ શોધવો તો રહ્યો જ. આ દંશઘટનાની આકૃતિ ઉપર પ્રાચીન લિપિમાં ૭-૮ અક્ષરોનો એક લેખ પણ મોજુદ છે. એ જો ઉકેલાય તો આ આકૃતિ વિશેનો ઘટસ્ફોટ થાય એમ લાગે છે.

૨. બીજું મંદિર ગામમાં નવી થયેલી જૈન ધર્મશાળા પાસે આવેલા જૂના ઉપાશ્રયના એક ઓરડામાં ઘર–દેરાસર છે. તેમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિ છે. આ મૂર્તિ ચવરલી નામના ગામમાં પડેલા જૈન મંદિરના ખંડિયેરમાંથી સં. ૧૯૦૦ લગભગમાં લાવવામાં આવી છે. આ મંદિરમાં લગભગ ૭ મૂર્તિઓ છે તે બધીયે ત્યાંથી લાવ્યા હોવાનો સંભવ છે. એક નાની શ્રીપાર્શ્વનાથ ભગવાનની પંચતીર્થી ઉપર આ પ્રમાણે પ્રાચીન લેખ છે:—

"धानेराग्रामे थारा० गच्छे श्रीपूर्वसूरिसंताने वोसिरिसोच्छिविम्ब्यां कारिता सं० १२१० फा[ल्गु]ण सुदि ११ ॥"

બીજી ધાતુમૂર્તિઓ ઉપર સં. ૧૫૨૧ પછીના લેખો છે. નાંદિયા મારવાડની પંચતીર્થીમાંનું એક છે.



## ૧૨૩. લોટાણા
### (કોઠા નંબર: ૨૯૧૬)

સજ્જનરોડ સ્ટેશનથી ૧૦ માઈલ અને બનાસ સ્ટેશનથી અગ્નિખૂણામાં ૬ માઈલ દૂર લોટાણા નામનું ગામ ટેકરીની ઓથમાં આવેલું છે. શિલાલેખોમાં આનું 'લોટીપુર પટ્ટન' અને 'લોટાણક' નામ નોંધાયેલું છે. અહીંના જૈન મંદિરમાં આવેલી એક કાઉસગ્ગિયા મૂર્તિ ઉપર સં. ૧૧૪૪ના લેખ છે, તેમાં 'લોટાણક ચૈત્ય'નો ઉલ્લેખ કરેલો છે:—

"संवत् ११४४ जेष्ट (ज्येष्ठ) वदि ४ श्रीत(नि)र्वृतककुले श्रीमदाम्रदेवाचार्यीयगच्छे लोटाणकचैत्ये प्राग्वाटवंशोद्भवयांयश्रेष्ठि-स[हितेन] आहिलश्रेष्ठिकि(कृ)तं आसदेवेन मोल्यः श्रीवीरवर्द्धमानसा(स्वा)मिप्रतिमा कारिता ॥"

આ લેખ ઉપરથી લોટાણા ગામ અને અહીંના જૈનમંદિરની સં. ૧૧૪૪ પહેલાંની પ્રાચીનતા સ્પષ્ટ થાય છે.

અહીં ૧ ધર્મશાળા અને ૧ જિનમંદિર છે. આ જિનમંદિર ગામથી ૨ ફર્લાંગ દૂર પહાડની ઓથમાં પણ એક ટેકરી ઉપર આવેલું છે. મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, ૭ ચોકી, સભામંડપ,

શિખર, શંગારચોકી અને ભમતીમાં જમણા હાથ તરફ આવેલી ત્રણ ખાલી દેરીઓ તેમજ કોટયુક્ત ભવ્ય રચનાવાળું છે. મૂળનાયકની રમણીય પ્રતિમા પ્રાચીન પરિકરવાળી છે. પરિકરની શિલ્પરચના અદ્ભુત છે. પરિકરની ગાદીમાં વચ્ચે ધર્મચક્ર, તેની બંને બાજુએ એકેક હાથી અને એકેક સિંહ છે. બંને બાજુએ બે ઊભા કાઉસગ્ગિયા છે, તે પછી અર્ધ ઉપસાવેલી વાઘની બે આકૃતિઓ, તેની પાસે બે ચામરધર ઇંદ્રો અને પરિકરના ઉપરના ભાગમાં પદ્માસનસ્થ એક જિનમૂર્તિ કોરેલી છે. તેની પાસે પુષ્પમાલધર અને છત્ર સાથે ગજારૂઢ બે માનવાકૃતિઓ નજરે પડે છે. અંદરની બાજુએ બંને તરફ પૂજા-સામગ્રી સાથે નર-નારીનું યુગલ જોવાય છે અને બહારની બાજુએ બંને તરફ સિંહાકૃતિઓ છે. આવી વિલક્ષણ રચનાવાળું પંચતીર્થીનું પ્રાચીન પરિકર શિલ્પકળાનો અસાધારણ નમૂનો ગણાય. કહે છે કે, આ મૂળનાયકની પ્રતિમા શત્રુંજયતીર્થના તેરમા ઉદ્ધાર સમયની છે. ચૌદમા ઉદ્ધાર વખતે આ મૂર્તિને શત્રુંજયની ગુફામાં પધરાવેલી, ત્યાંથી લાવીને અહીં સ્થાપન કરવામાં આવી છે. મૂળનાયકનો એક અંગૂઠો ખંડિત જોવાય છે. આ મૂર્તિ ઉપર લેખ નથી. મૂળગભારામાં આ એક જ મૂર્તિ હોવાથી દર્શકોનું ધ્યાન આના પર જ કેન્દ્રિત થઈ જાય છે.

ગૂઢમંડપમાં પરિકરવાળી બે કાયોત્સર્ગસ્થ ઊભી મૂર્તિઓ ભવ્ય અને મનોહર છે. એનું અને પરિકરનું શિલ્પ પણ ઉત્તમ કોટિનું છે. આ બે મૂર્તિઓ પૈકી એક પ્રતિમા ઉપર ૫ અને બીજી ઉપર ૭ ફણાઓ અલંકૃત છે. મૂર્તિના ચરણ પાસે બંને તરફ બે ઇંદ્રો, એક શ્રાવક અને એક શ્રાવિકા છે. તેના ઉપર બંને તરફ ત્રણ-ત્રણ અર્ધ-સર્પાકાર મનુષ્યોની આકૃતિઓ હાથ જોડીને ઊભેલી છે. એના ઉપરના ભાગમાં બંને તરફ એકેક પુષ્પમાલધર જોવાય છે. બંને કાઉસગ્ગિયાની આંગળીઓ ખંડિત છે.

બંને પ્રતિમાઓના પરિકરની રચના પણ નોંધવા યોગ્ય છે. જમણી તરફના પરિકરની ગાદીમાં વચ્ચે દેવી અને તેની બંને બાજુએ એકેક હાથી અને સિંહ છે. તેની નીચે આડું ધર્મચક્ર છે. તેની બંને બાજુએ હરણ છે. ગાદીની બંને બાજુએ યક્ષ-યક્ષિણીની ત્રણ મૂર્તિઓ છે. ઉપરના ભાગમાં કુલ ૫ મૂર્તિઓ હોવાથી આ પંચતીર્થીનું પરિકર ગણાય. આમાં માત્ર ઇંદ્રો બતાવ્યા નથી. ડાબી તરફના પરિકરની ગાદીમાં વચ્ચે ઊભું ધર્મચક્ર છે. તેની બંને બાજુએ હરણ અને દેવીની બંને બાજુએ એક શ્રાવક-શ્રાવિકા હાથ જોડીને બેઠેલાં છે. વળી, બંને તરફ એકેક સિંહ અને એકેક અંબિકાદેવીની રચના કરેલી છે. બંને તરફ દેરીના આકારવાળી નાની મૂર્તિઓ સંભવતઃ પાછળથી બેસાડી હોય એમ જણાય છે. આ બંને મૂર્તિઓ ઉપર સં. ૧૧૩૦ના એકસરખા લેખો વિદ્યમાન છેઃ—

"संवत् ११३० ज्येष्ठशुक्लपंचम्यां श्रीनिर्वृतककुले श्रीमदाम्रदेवाचार्यगच्छे कोरेस्व(श्व)र सुतदुर्ल्लभश्रावकेणेदं मुक्तये कारितं जिनयुग्ममुत्तमम् ॥"

—સં. ૧૧૩૦ના જેઠ સુદિ ૫ને દિવસે શ્રીનિર્વૃતકકુલમાં શ્રીમદ્આમ્રદેવાચાર્યગચ્છમાં કોરેશ્વરના પુત્ર દુર્લભ શ્રાવકે આ ઉત્તમ જિનયુગલ મુક્તિ માટે કરાવ્યું.



## ૧૨૪. ગોહલી

(કોઠા નંબર : ૨૯૨૭)

સજ્જનરોડથી ૧૬ માઈલ અને સિરોહીથી વાયવ્યખૂણામાં ૨ માઈલ દૂર ગોહલી નામે ગામ છે. અહીં આવેલ જૈન મંદિરની ભીંતમાંથી સં. ૧૨૪૫ના મળી આવેલા શિલાલેખમાં ગોહવલિ (ગોહલી) ગામનો નિર્દેશ સ્પષ્ટ કરેલો હોવાથી આ ગામ એથીયે પ્રાચીન હોવાનું સૂચિત થાય છે. અહીં શ્વેતાંબર જૈનોનાં ૨૫ ઘરો, ૧ ઉપાશ્રય, ૧ ધર્મશાળા અને ૧ જૈન મંદિર છે.

શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનનું બાવન જિનાલય મંદિર ભવ્ય છે. આખુંયે શિખરબંધી મંદિર મકરાણાનું બનેલું છે. મૂળનાયકની મૂર્તિ પ્રાચીન નથી છતાં મનોહર છે. આ મંદિરમાં મૂર્તિઓનો પરિવાર ઘણો છે. મંદિરની દીવાલમાં સં. ૧૨૧૩નો શિલાલેખ આ પ્રકારે છેઃ—

"संवतु(वत्) १२१३ वेसा(वैशा)ख सुदि ९ ........... जपुत्रमहामहाल सुनयी ........... (हले) .... वाः पाल्हणतेज-पालेनड(अ)त्र वितपदेव ........... आद्य उद्युक्त रवी(वि) चंद्र........(मामुजो ?) कमडे...........न सुहड मु० जमण गोसुत साखि ........................ ॥ " [1]

બીજો લેખ, જેમાં ગોહવલિનો નામનિર્દેશ કરેલો છે તે આ પ્રકારે છે:—

"सं[०] १२४५ वर्षे वैशाख सुदि १ सोमे गोहवलिवास्तव्यः ॥ रा० रणधवल रा० मुंजलदेवि ढींपडा दतः(त्तः) अंपकुमार केराः आदाने दियः जवांसे १६ चडावलीः ॥ जुको लोपइ तह केरीयः ॥ गादहु चडइ । जयमालनुं(उं)वी दत्तः ॥ " [2]

આ લેખ ઉપરથી જણાય છે કે અહીંના ઠાકોરે આ મંદિરને કંઈક ભેટ અર્પણ કરેલી છે; અને આ મંદિર તેરમા સૈકા કરતાંયે પ્રાચીન હોવું જોઈએ એમ આથી સૂચિત થાય છે.



## ૧૨૫. સિરોહી

(કોઠા નંબર : ૨૯૨૧-૨૯૩૪)

સજ્જનરોડ સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૧૫ માઈલ દૂર પશ્ચિમમાં આવેલી સિરણવા નામના પર્વતની શ્રેણિમાં સિરોહી શહેર આવેલું છે. ચંદ્રાવતી નગરી ઉપર મુસલમાનોનાં થતાં વારંવાર આક્રમણોથી આ સિરોહીની સ્થાપના તો મહારાવ શિવભાણના પુત્ર સેંસમલજી ચૌહાણે વિ. સં. ૧૪૮૨માં કરી છે. પણ તે અગાઉ મહારાવ રણમલના પુત્ર શિવભાણે સં. ૧૪૬૨માં આ પહાડીમાં 'શિવપુરી' નામનું નગર વસાવ્યું હતું અને તે પહાડીમાં એક કિલ્લો બંધાવ્યો હતો. આ શિવપુરી હાલમાં સિરોહીથી ૨ માઈલ દૂર પૂર્વમાં ખંડિયેર રૂપે જોવાય છે. લોકો એને 'જૂનું સિરોહી' કહે છે.

આ શિવપુરી અને સિરોહી વસ્યાં નહોતાં તે સમયે અહીં શ્રીઋષભદેવ પ્રાસાદ બનાવવામાં આવ્યો હતો તેની હકીકત જૂના ચોપડાઓમાંથી સાલવારી પૂર્વક મળી આવે છે, તેનો સાર આ છે:—

વેપાર અર્થે વણઝારાની પોઠો લઈ જનાર એક જૈન શ્રેષ્ઠીએ આ જંગલમાં ઉતારો કર્યો અને તેને આ સ્થાન ધ્યાન માટે એકાંત અને રમણીય લાગવાથી સં. ૧૩૨૩ના આસો સુદિ ૫ને રોજ તેણે એક મંદિરનું શિલારોપણ કર્યું અને મંદિર બંધાવવાની બધી વ્યવસ્થા માણસોને સોંપી વેપાર માટે આગળ વધ્યો. લગભગ ૧૬ વર્ષ પછી જ્યારે તે પાછો ફર્યો ત્યારે સં. ૧૩૩૯ના અષાડ સુદિ ૩ ને મંગળવારના રોજ શ્રીઆદિનાથ ભગવાનના મંદિરની પ્રતિષ્ઠા કરાવી.

જો કે આ વિશેનો કોઈ શિલાલેખીય પુરાવો અહીંનાં મંદિરોમાંથી મળી આવતો નથી પરંતુ અહીંનું શ્રીઆદીશ્વર મંદિર એ સમયનું હોય એટલું પ્રાચીન જણાય છે. ચોપડાની હકીકત શિલાલેખીય પ્રમાણ જેટલી જ પુરવાર થયેલી છે.

પં. શ્રીમેહ કવિએ સં. ૧૪૯૯ની આસપાસ રચેલી 'તીર્થમાળા'માં સિરોહીના શ્રીઆદિનાથપ્રાસાદનો અને અહીંના વિવેકી શ્રાવકોનો ઉલ્લેખ આ રીતે કર્યો છે:—

"આદિનાથ અવદાત અનેક, સિરોહી નિતુ નવી વિવેક."

એટલે આ પુરાવો સં. ૧૪૯૯ પહેલાં આ મંદિર બની ચૂકયાની અને અહીં સિરોહી વસ્યા પછી ૧૭ વર્ષમાં જ શ્રાવકોની બહોળી વસ્તી વસી ગયાની ખાતરી કરાવે છે.

સં. ૧૬૯૦માં શત્રુંજયનો સંઘ કાઢનાર અહીંના રહેવાસી પોરવાડ જ્ઞાતિના સંઘવી સીપાના વંશજ શ્રેષ્ઠી મેહાજલે આ સિરોહીને તીર્થની પ્રસિદ્ધિ અપાવી. સં. ૧૭૪૬માં પં. શીલવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં અહીંનાં મોટાં ૫ મંદિરોનું વર્ણન કરી તીર્થસ્થાપનાની હકીકત આ પ્રકારે નોંધી છે:—

૧. ૨. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક: ૨૩૯, ૨૪૦

" નગર સિરોહી ઉત્તમ કામ, દેઉલ દીપિ મહિમા ધામ; આદિ અજિત પાસાદ ઉત્તંગ, જીરાઉલ સંખેસરો મનિ રંગ. ઋષભદેવ ચૌમુખો ચૌસાલ, દીપે દરિસણ અમીઅ રસાલ; પ્રગટમલ્લ પોરવાડહ માંહિ, સંઘવો સીપાસુ કહિવાય. મહાપુરુષ મેહાજલ નામ, તીરથ થાપ્યું અવિચલ ઠામ; સંવત નેઉઇ સોલિ વલી, સત્રુંજ યાત્રા ક' મનિ રૂલી."

પરંતુ આ અગાઉ સં. ૧૬૨૨ના 'તીર્થમાળા'કાર શ્રીમહિમા પંડિત અહીંનાં ૧૧ મંદિરો અને તેમાંનાં કુલ ૪૦૭૧ બિંબોની ગણતરી પણ નોંધે છે અને એ પછી શ્રીજ્ઞાનવિમલસૂરિએ કરેલી યાત્રાના વર્ણન મુજબ: સં. ૧૭૫૫ સુધીમાં અહીં ૧૧ મંદિરો જ હતાં. એટલે એ પછી જ લગભગ ૭ મંદિરોની રચના થઈ હશે એમ માની શકાય. કેમકે આજે અહીં કુલ ૧૮ જિનમંદિરો વિદ્યમાન છે.

આ શહેરમાં અનેક આચાર્યોએ ચતુર્માસ સ્થિરતા કરી છે. મોટા મોટા ઉત્સવો થયા છે. આચાર્ય, વાચક, પંન્યાસ વગેરે પદવીપ્રદાનો થયાં છે. અહીંથી કેટલાયે શ્રેષ્ઠીઓએ તીર્થયાત્રાના સંઘો કાઢયા છે અને કેટકેટલાયે ગ્રંથોનું નિર્માણ આ ભૂમિ ઉપર થયું છે. બીજી અનેક ધાર્મિક પ્રવૃત્તિઓનુ આ ધામ બની ચૂકયું છે. શ્રીમેહ કવિએ અહીંના શ્રાવકોની વિવેકીપણાની જે છાપ આંકી છે તે આ પ્રવૃત્તિના પ્રમાણથી પુરવાર થાય છે. એ વિશેની બધી વિગતો નોંધવાનું આ સ્થળ નથી છતાં એક બે હકીકતો અહીં ઉલ્લેખવા જેવી છે.

જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરિને સં. ૧૬૧૦ના માગશર સુદિ ૧૦ના રોજ આચાર્યપદ અહીં અપાયું હતું અને સં. ૧૬૩૯માં સમ્રાટ અકબરને પ્રતિબોધવા જતાં તેઓ સિરોહી થઈને ગયા હતા. એ સમયે શ્રીવિજયસેનસૂરિએ અહીંના મહારાવને પ્રતિબોધ કરી પ્રભાવિત કર્યો હતો. મતલબ કે, આ શહેર ઉપર પ્રાચીન સમયથી જૈનાચાર્યોએ કૃપાપ્રસાદ વરસાવ્યો હતો અને શ્રીહીરવિજયસૂરિ જેવા આચાર્યપુંગવોએ આ સ્થળને પ્રભાવિત કર્યું હતું. એ પ્રભાવપરંપરાએ અહીં લગભગ ૧૮ જેટલાં જિનમંદિરોની રચના આજ સુધીમાં થયેલી છે.

આજે ૫૦૦ જેટલાં શ્રાવકોનાં ઘરોમાં ૩ મોટા ઉપાશ્રયો, ૨ વિશાળ ધર્મશાળાઓ, પાઠશાળાઓ વગેરે સામાજિક સંસ્થાઓથી આ શહેર જૈનપુરીનું સ્મરણ કરાવી રહ્યું છે. દેરાશેરીમાં એક સાથે આવેલાં હારબંધી ૧૫ ભવ્ય મંદિરોથી તો " અડધા શત્રુંજય "નું માહાત્મ્ય પણ આ શહેર વરી ચૂકયું છે. એ મંદિરોની વિગત ઉપર નજર ફેરવીએ.

૧. રાજમહેલ તરફ જતી સડક ઉપરથી જૈન મંદિરોની શ્રેણિ શરૂ થાય છે અને એકી સાથે આવેલાં પંદર જિનમંદિરોથી આ મહોલ્લો દેરાશેરી નામે ઓળખાય છે. તેમાં પ્રથમ શ્રીઅંચલગચ્છનું પ્રાચીન મંદિર આવે છે. આ મંદિર કયા મહાપુરુષે બંધાવ્યું એ જાણવાને કશું સાધન નથી પરંતુ અગાઉ જણાવ્યા મુજબ સિરોહી વસ્યાના ૧૫૯ વર્ષો પહેલાં આ મંદિર બનવા માંડયું હતું. આ મંદિરમાંથી સં. ૧૪૬૩, ૧૪૮૩, ૧૪૮૭ વગેરેના પ્રાચીન શિલાલેખો મળી આવે છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પંચતીર્થીના પરિકરયુક્ત એક જ મૂર્તિ વિરાજમાન છે. એના ઉપર લેખ નથી. ભમતીમાં સ્થાપન કરેલી પંદર મૂર્તિઓ ઉપર સં. ૨૦૦૧ના વૈશાખ સુદિ ૬ના રોજના પ્રતિષ્ઠાલેખો કોરેલા છે. તેની સાથે સિદ્ધચક્રનો પટ્ટ છત્રીમાં સ્થાપન કરેલો છે. મૂળનાયકની સન્મુખ સમવસરણમાં ચૌમુખની સ્થાપના કરેલી છે.

ગૂઢમંડપ, રંગમંડપ, નવચોકી અને ભમતીમાં પ્રતિમાનો પરિવાર ઠીક પ્રમાણમાં છે. તેમાં વિવિધતાની દૃષ્ટિએ નોંધવાયોગ્ય મૂર્તિઓમાં શ્રીગૌતમસ્વામી, ચક્રેશ્વરી દેવી, શ્રીમણિભદ્ર, શ્રીમરુદેવી માતા, રાજર્ષિ ભરત વગેરેની પાષાણ પ્રતિમાઓ છે. મંદિરની સામે એક હાથીનું પાષાણશિલ્પ નિર્માણ કરેલું છે. ભમતીની દેરીઓ પાસે જમણા હાથ તરફ આરસની દેરીમાં શિવલિંગ, પાર્વતી અને નંદિ વગેરે સ્થાપન કરેલાં છે.

આ મંદિરનો છેલ્લો સુવર્ણ દંડ—કળશ અને ધજા સં. ૨૦૦૧ના વૈશાખ સુદિ ૬ના રોજ ચડાવવામાં આવ્યાં હતાં. દેરાશેરીમાં જમણા હાથ તરફ એક પૌષધશાળા છે. તેમાં પ્રાયઃ યતિભટ્ટારક રહે છે.

૨. ઉપર્યુક્ત મંદિરથી આગળ વધતાં જમણા હાથે પૂર્વદ્વારનું એક શિખરબંધી મંદિર આવે છે. આ મંદિર શેઠ દેવજી રણછોડ શાહે બંધાવ્યું છે. આમાં મૂળનાયક શ્રીનેમિનાથ પ્રભુની એક માત્ર મૂર્તિ છે, જેની પ્રતિષ્ઠા શ્રીવિજય-

દેવસૂરિ હસ્તક સં. ૧૯૮૩ ના અષાડ વદિ ૪ ના રોજ કરવામાં આવી છે. એ સંબંધી આ મૂર્તિ ઉપર લેખ પણ છે. આ મૂર્તિ સિરોહીનિવાસી દોશી જોધાએ ભરાવી છે.

૩. શ્રીનેમનાથ ભગવાનના મંદિરથી આગળ જતાં જમણા હાથે પોળમાં આવેલા ધીરજનિવાસમાં શ્રીશાંતિનાથ ભગવાનનું ઘર-દેરાસર છે, જેની પ્રતિષ્ઠા સં. ૨૦૦૧ માં કરવામાં આવી છે.

૪. આ મંદિરથી આગળ જતાં એક ચબૂતરા ઉપર સં. ૧૭૦૩ ની સાલનો સ્તૂપ છે, તેની પાસે એક દરવાજો આવે છે. પગથિયાં ચડયા પછી એક શિખરબંધી મંદિર આવે છે જેનું મુખ્ય દ્વાર પશ્ચિમ તરફ છે. તેમાં મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી એક જ પ્રતિમા પ્રતિષ્ઠિત છે. આ મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૫૩૪ના વૈશાખ સુદિ ૧૧ ના રોજ થઈ છે અને શાહ ખીમચંદ રાજીગે આ મંદિર બંધાવ્યું છે. એનો અંતિમ ધજા-દંડ સં. ૧૯૪૭ ના વૈશાખ સુદિ ૬ ના રોજ ચડાવવામાં આવ્યો છે.

૫. આગળ ચાલતાં શ્રીઅજિતનાથ ભગવાનનું મંદિર આવે છે. તેનું પ્રવેશદ્વાર ઉત્તર દિશામાં છે ને બે બાજુએ પાષાણના ઊભા કરેલા બે મોટા હાથીઓ યાત્રીનું સ્વાગત કરી રહ્યા હોય એમ જણાય છે. મૂળનાયકની પંચતીર્થીના પરિકરવાળી એક જ પ્રતિમા છે. તેના ઉપર સં. ૧૬૪૪ ના ફાગણ સુદિ ૨ નો પ્રતિષ્ઠાલેખ છે. આ મંદિર શેઠ કેસરીમલજી ચોધરીએ બંધાવ્યું છે. આખુંયે વિશાળ મંદિર શિખરસમેત પથ્થરનું બનેલું છે.

શ્રીચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા સં. ૧૫૨૦ માં ભટ્ટારક શ્રીહરિભદ્રસૂરિએ કરાવી છે. ગૂઢમંડપમાં એક આસન ઉપર શ્રીહીરવિજયસૂરિની ૩૬"×૧૮" ઈંચની સુંદર મૂર્તિ બિરાજમાન છે. તેના ઉપર સં. ૧૬૫૯ નો લેખ છે. બીજી એક ચંદ્રસૂરિ આચાર્યની મૂર્તિ ૧૬"×૯" ઈંચની છે. નવચોકીમાં બે મોટા સરખી આકૃતિના મનોહર કાઉસગ્ગિયા સ્થાપન કરેલા છે. તે ૪ ફૂટ ૮"×૧૮" ઈંચ પ્રમાણના છે. આમાં ગર્ભદ્વાર મંડપ બે છે. એક પાછળની બાજુએ છે, તેમાં શ્રીશામળિયા પાર્શ્વનાથ ભગવાન છે. તેમાં પિત્તલનો એક તીર્થપટ્ટ ૧૩"×૧૩" ઈંચનો છે. તેના ઉપર સં. ૧૬૬૦નો લેખ છે. આની બીજી તરફ ધાતુની સપરિકર શ્રીપાર્શ્વનાથ ભગવાનની ભવ્ય મૂર્તિ ૨૬"×૧૭" ઈંચ પ્રમાણની છે. આની દેવકુલિકાઓ ઉપર સં. ૧૫૨૦, ૧૫૨૧, ૧૫૨૭ ના લેખો વિદ્યમાન છે. સં. ૧૪૯૧ ના લેખવાળી શ્રીરત્નપ્રભસૂરિની એક નાની મૂર્તિ સુવિધિનાથ ભગવાનના ગભારામાં મૂળનાયકની જમણી બાજુએ સ્થાપન કરેલી છે.

ઉપર્યુક્ત પ્રાચીન લેખો ઉપરથી સમજાય છે કે મૂળગભારામાં પ્રતિષ્ઠિત મૂળનાયકની મૂર્તિને કોઈ કારણસર ઉત્થાપન કરીને આ નવી મૂર્તિ તેની જગાએ સ્થાપન કરી લાગે છે.

આ મંદિર પાસે આવેલા ડાબી બાજુના મકાનમાં ધાતુ અને પાષાણની પ્રાચીન ખંડિત મૂર્તિઓ મૂકી રાખવામાં આવી છે.

૬. ઉપર્યુક્ત મંદિરથી આગળ જતાં સામે જ એક નાનું પણ શિખરબંધી મંદિર આવે છે. તેમાં મૂળનાયક શ્રીમલ્લિનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. આ મંદિર નવું બંધાયું હોય એમ જણાય છે.

૭. મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું મોટું મંદિર શિખરબંધી બાવન જિનાલયવાળું છે. આમાં પાંચ ગર્ભદ્વાર છે. આ મંદિર શિરોહી વસ્યું તે પહેલાં અર્થાત્ સં. ૧૪૨૪ ના કાર્તિક સુદિ ૧૫ ના રોજ દશા ઓશવાલ જ્ઞાતિના શેઠ રતનચંદ દેવચંદે બંધાવ્યું છે. મૂળનાયકની પ્રાચીન પ્રતિમા ઉપર મોતીનો લેપ કરેલો છે.

ગૂઢમંડપમાં એક બાજુએ શ્રીઆદીશ્વર ભગવાનની મૂર્તિ ઉપર સં. ૧૬૪૪ નો લેખ છે. તેની બાજુમાં શ્રીહીરવિજયસૂરિની મૂર્તિ ૨૮"×૧૬" ઇંચની છે. એનું શિલ્પવિધાન મનોહર છે. બે સાધુઓ તેમની પડખે અને બે નીચે બેઠેલા જોવાય છે. તેના ઉપર સં. ૧૬૭૧ નો ઘસાયેલો લેખ છે.

છચોકીમાં ત્રણ ચોવીશીની ૭૨ જિનમાતાઓનો મોટો પટ્ટ છે. બીજી તરફ શત્રુંજયનો આરસપટ્ટ પણ છે. શ્રીસુમતિનાથના ગભારામાં એક ભોંયરું છે. તેમાં ધાતુની પંચતીર્થીઓ આશરે ૧૦૦૦ ની સંખ્યામાં હશે. કેટલીક ઉપર તો ૧૨-૧૪ મા સૈકાના પ્રાચીન લેખો છે અને પાષાણ મૂર્તિઓ પણ છે.

મંદિરમાં સ્થાપન કરેલી મૂર્તિઓમાં ખાસ કરીને શ્રીહીરવિજયસૂરિ, કાઉસગ્ગિયા મૂર્તિઓ, ઈંદ્ર, ચક્રેશ્વરી દેવી, મણિભદ્ર, નંદીશ્વર દ્વીપ, અશોક વૃક્ષ, રોહિણી માતા, સમવસરણ, મરુદેવી માતા, રાજર્ષિ ભરત વગેરે વિવિધતાની દૃષ્ટિએ તરી આવે છે.

આ મંદિર ઉપર અંતિમ સુવર્ણ દંડ સં. ૧૯૮૫ ના ફાગણ વદિ ૫ ના રોજ ચઢાવવામાં આવ્યો હતો.

૮. ડાબી બાજુએ મૂળનાયક શ્રીશીતલનાથ ભગવાનનું નાનું મંદિર છે. આ ભવ્ય મૂર્તિની સં. ૧૭૨૧ ના જેઠ સુદિ ૩ ના દિવસે પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે. કાંકરેચા જગમાલજીએ આ મંદિર બંધાવ્યું છે. આનો છેલ્લો ધ્વજાદંડ સં. ૧૯૮૫ ના ફાગણ વદિ ૫ ના રોજ ચડાવવામાં આવ્યો છે.

૯. તેની પાસે ડાબા હાથે શ્રીબામણવાડનું મંદિર છે. મૂળનાયક શ્રીમહાવીર ભગવાનની સપરિકર મૂર્તિ ઉપર સં. ૧૭૩૬ ના માગશર સુદિ ૩ ના રોજનો પ્રતિષ્ઠાલેખ છે. શેઠ ઋષભદાસે આ મંદિર બંધાવ્યું છે. તેનો છેલ્લો ધ્વજાદંડ સં ૧૯૮૫ માં ચડાવવામાં આવ્યો છે.

૧૦. ઉપર્યુક્ત મંદિર પાસે એક પોળ છે, ને ડાબે હાથે ટેકરીનો રસ્તો છોડતાં શ્રીકુંથુનાથ ભગવાનની ભવ્ય મૂર્તિવાળું મંદિર છે. તેને પશ્ચિમ દિશાનું દ્વાર છે. સં. ૧૬૫૩ ના મહા સુદિ ૫ ને રોજ તેની પ્રતિષ્ઠા થયેલી છે. શેઠ દેવજી કોઠારીએ આ મંદિર બંધાવ્યું છે. મંદિરમાં મૂળગભારો, રંગમંડપ અને નવચોકીની રચના છે. આમાં મૂળનાયકની માત્ર એક જ પાષાણની પ્રતિમા છે.

૧૧. ડાબા હાથે શ્રીશંખેશ્વર પાર્શ્વનાથનું શિખરબંધી એક મંદિર છે. સં. ૧૭૩૬ ના માગશર સુદિ ૬ ના રોજ આની પ્રતિષ્ઠા થઈ છે. મહારાજા વૈરિસાલના સમયમાં શ્રીવર્ધમાન વજેચંદ શેઠે આ મંદિર બંધાવ્યું છે. ગૂઢમંડપની ૪ મૂર્તિઓમાં સં. ૧૬૯૧, ૧૭૨૧ ના બે અને ૧૭૩૬ ના લેખો છે. આ મંદિરમાં બાવન જિનાલય બની શકે એટલી જગા વિદ્યમાન છે.

શ્રીમેઘવિજય ઉપાધ્યાયે રચેલા અને આ લેખકના હાથે સંપાદિત થયેલા 'દિગ્વિજય મહાકાવ્ય' (પ્રકાશક: સિંધી જૈન ગ્રંથમાલા)ના ૮ મા સર્ગમાં આ મૂર્તિનું કવિત્વમય માહાત્મ્ય ગવાયું છે.

૧૨. જમણા હાથે શ્રીશીતલનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૬૩–૬૮ માં શા. ભીખચંદ માણેકચંદે બંધાવ્યું છે ને મૂળનાયકની પ્રતિષ્ઠા સં. ૧૯૮૪ ના જેઠ સુદિ ૨ ના દિવસે બોથરા સમરથમલ રતનજીએ કરાવી છે. મૂળનાયકના ડાબા હાથ તરફ અંબિકા દેવી અને જમણા હાથ તરફ શ્રીગૌતમસ્વામીની મૂર્તિ બિરાજમાન છે. આ બંને મૂર્તિઓ સં. ૧૯૮૪ માં આ મંદિર બંધાવનાર શ્રેષ્ઠીએ જ ભરાવેલી છે.

૧૩. સામે શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. પ્રવેશદ્વારમાં બે બાજુએ પથ્થરના ૨ હાથીઓ ખડા કર્યા છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, રંગમંડપ વગેરેની રચનાવાળું છે. મૂળનાયકની પ્રતિમા પંચતીર્થીના પરિકરયુક્ત છે. તેના ઉપર સં. ૧૮૮૮ ના માગશર સુદિ ૫ ના રોજનો પ્રતિષ્ઠાલેખ છે. મૂળનાયકની બાજુમાં કાઉસગ્ગિયા મૂર્તિઓ છે.

૧૪. ડાબે હાથે ચૌમુખજીનું મંદિર છે. આ મંદિર જમીનથી ૧૦૦ ફીટ ઊંચું અને વિશાળતામાં પણ બધાં મંદિરોમાં સૌથી મોટું છે. મંદિરને ત્રણ માળ છે અને દરેક માળમાં ચૌમુખજી બિરાજમાન છે. ત્રીજે માળે ચૌમુખજીની બહાર ચારે ખૂણે ચાર દેરીઓમાં તીર્થંકરની પ્રતિમાઓ છે. ચોથો માળ ખાલી છે.

આગળ–પાછળ મોટા રંગમંડપો બનેલા છે. મહારાવ સુરતાણસિંહના પુત્ર રાજસિંહના સમયમાં સં. ૧૬૩૪ ના માગશર સુદિ ૫ ના રોજ શેઠ મયામલજીએ આ મંદિર બંધાવી શ્રીવિજયસેનસૂરિએ આદીશ્વર ભગવાનની પ્રતિષ્ઠા કર્યાનો લેખ મૂળગભારાની સન્મુખ બહારની ચોકીની ભીંતમાં આ પ્રમાણે છે:—

"संवत् १६३४ वर्षे शाके १५०१ प्रवर्तमाने हिमंतऋतौ मार्गशिर(ष)मासे शुक्लपक्षे पंचम्यां तिथौ महारायश्रीमहाराजाधिराजः श्रीसुरतांणजी कुंअरश्रीराजसिंघजीविजयराज्ये श्रीसिरोहीनगरे श्रीचतुर्मुष(ख)प्रासाद[:] कारापितं(तः) ।।श्री।। श्रीसंघमुष्य(ख्य) सं० सीपा

मा० सरूपदे पुत्र सं० आसपाल सं० वीरपाल सं० सचवीरा तत्पुत्र सं० मेहाजल आंबा चांपा केसव हसना जसवंत जइराज ॥ तपागच्छे श्रीगछा(च्छा)धिराजश्री ६ हीरविजयसूरि आचार्य श्रीश्री ५ विजयसेनसूरि[णा] श्रीआदिनाथ श्रीचतुर्मुख(खं) प्रतिष्ठि(ष्ठि)तं ॥श्री॥ वु० मना पुत्र वु० हंसा पुत्र शिवराज कमठा क(का)रापितं ॥ शुभं भवतु ॥

सूत्रधार नरसिंघ श्रीरांइण वु० हांसारोपी ॥

ગર્ભદ્વાર અને બાવન જિનાલય બનાવતાં જ કોઈ અકસ્માતના કારણે કામ બંધ રાખવું પડેલું, જે સં. ૧૯૮૭ થી ૧૯૯૬ સુધીમાં પૂરું કરવામાં આવ્યું છે. જીર્ણોદ્ધાર સમયે અહીંના ભોંયરામાંથી સં. ૧૭૨૧ ના લેખવાળી લગભગ ૬૮ મૂર્તિઓ મળી આવી હતી, જે ભમતીમાં જમણી બાજુએ પરોણાદાખલ પધરાવી છે.

નીચેના માળમાં શ્રીશ્રેયાંસનાથ ભગવાનના ગભારામાં મહાલક્ષ્મીદેવીની આરસની મૂર્તિ દર્શનીય છે. બીજા માળના ચૌમુખજીની ચારે મૂર્તિઓ ઉપર સં. ૧૭૨૧ના લેખોમાં મંદિર કરાવનાર પુત્ર–પૌત્રાદિએ મૂર્તિઓ ભરાવ્યાના ઉલ્લેખો છે.

મંદિરમાં પ્રવેશ કરતાં જમણા હાથ તરફની દેરીઓ પછી એક ખૂણામાં રાયણના ઝાડ નીચેની એક દેરીમાં પગલાં છે. આ રચનાને 'શત્રુંજયાવતાર' માનવામાં આવે છે. આ શહેરની તીર્થ તરીકેની સ્થાપના આ રચનાને આભારી હશે.

આ મંદિરમાં મૂર્તિઓનો અને પાદુકાઓનો પરિવાર ઘણો છે.

૧૫. ચૌમુખજીના મંદિરની સામે જ એક બગીચો અને કૂવો સં. ૧૯૩૫માં કરાવેલાં છે. તેના ડાબા હાથે શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર ભણશાળી ટિકમચંદ કેસરીસિંહજીએ બંધાવ્યું છે.

મૂળગભારો, છ ચોકી, રંગમંડપ, ખેલામંડપ, બાવન જિનાલય અને શિખરબંધી રચનાવાળું આ મંદિર છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૫૫૧ના પોષ સુદિ ૩ના દિવસે થઈ છે.

મૂળનાયકની મૂર્તિ ઉપર સં. ૧૬૫૭નો લેખ છે અને તેની પ્રતિષ્ઠા શ્રીજિનચંદ્રસૂરિએ કરી છે. ગૂઢમંડપમાં જમણા હાથ તરફ દાદા શ્રીજિનદત્તસૂરિની મનોહર મૂર્તિ ૩૦" × ૨૦" ઇંચની છે; જ્યારે ડાબા હાથ તરફ શ્રીજિનકુશળસૂરિની મૂર્તિ ૩૬" × ૧૭" ઇંચની છે. તેના ઉપર સં. ૧૬૬૧નો લેખ છે. જમણા અને ડાબા હાથ તરફની કુલ છ દેરીઓ ઉપર સં. ૧૫૫૮ના લેખો છે.

સં. ૨૦૦૨ના જેઠ સુદિ ૮ ના રોજ આ મંદિરનો છેલ્લો સુવર્ણકળશ ચડાવવામાં આવ્યો છે.

૧૬. દેરાશેરીનાં મંદિરોનાં દર્શન કર્યા પછી બજારના રસ્તે લીલવનીયા ચોકથી આગળ જમણા હાથે બોબાવતોંની શેરી આવે છે. તેમાં ડાબે હાથે શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. તેનું પ્રવેશદ્વાર પૂર્વદિશાનું છે. સિંઘી હેમાજી શેઠે આ મંદિર બંધાવ્યું છે. આમાં મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, રંગમંડપ, ખેલામંડપ વગેરેની રચના છે. મૂળનાયક શ્રીજીરાવલા પાર્શ્વનાથની પંચતીર્થીના પરિકરવાળી સુંદર મૂર્તિ બિરાજમાન છે. ગૂઢમંડપમાં શ્રીશંખેશ્વરા પાર્શ્વનાથની પ્રતિમા સ્થાપન કરેલી છે. સં. ૧૬૩૧ના મહા વદિ ૧૩ ના રોજ આ મંદિરની પ્રતિષ્ઠા થયેલી છે.

૧૭. આ મંદિરની બાજુમાં ઉત્તર દિશા તરફ વિરાજમાન મૂળનાયક શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનની એક દેરી છે. તેનું મુખ્ય દ્વાર જૈન ધર્મશાળામાં પડે છે. આની પ્રતિષ્ઠા સિરોહીના ખજાનચી શેઠ જોરાવરમલજીના મુનિમ મોતીલાલજીએ કરાવી છે. આ મંદિરમાં શ્રીજિનદત્તસૂરિની ચરણપાદુકા ઉપર સં. ૧૯૧૬નો લેખ છે. ધાતુની ૪–૫ પ્રતિમાઓ છે.

અહીં તપાગચ્છીય મોટો ઉપાશ્રય છે. તેમાં એક છત્રીમાં ૧૦ પાદુકાઓના પટ્ટની સ્થાપના છે અને તેની સં. ૧૯૪૫ના જેઠ સુદિ ૧૩ને મંગળવારના રોજ પ્રતિષ્ઠા કરેલી છે.

૧૮. સજ્જનરોડ સ્ટેશન તરફ જતી સડક પર સરૂપવિલાસના નાકા ઉપર થૂબની વાડી આવેલી છે. આ વાડી મહારાવ સહસમલજીએ શ્રીઆદિનાથ ભગવાનની પૂજા નિમિત્તે શ્રીસંઘને અર્પણ કર્યાનો સં. ૧૪૭૫ની સાલનો લેખ છે. આ વાડીમાં એક ધર્મશાળા પહેલાંની બનેલી છે પણ સં. ૧૯૮૩ના જેઠ સુદિ ૧ ના રોજ અહીં બ્રાહ્મણવાડ મહાવીર

ભગવાનની ચરણપાદુકા સ્થાપિત કરી છે. તે પછી સં. ૧૯૪૧ના કાર્તિક સુદિ ૧૫ ના રોજ શ્રીસંઘે મૂળનાયક શ્રીમહાવીર ભગવાનનું મંદિર બંધાવ્યું છે ને આચાર્ય શ્રીમોહનલાલજી મહારાજશ્રીએ આની પ્રતિષ્ઠા કરી છે.

જમણા હાથ અને ડાબા હાથ તરફની દેરીઓમાં આચાર્ય મહારાજોની ચરણપાદુકાઓનો પરિવાર ઘણો છે. તેમાં સં. ૧૭૦૨ થી સં. ૧૮૫૧ સુધીના પ્રતિષ્ઠાલેખો નજરે પડે છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર સં. ૧૯૨૨, ૧૯૪૦ અને છેવટે સં. ૧૯૯૯માં થયો છે.

હમણાં જ સમાચારપત્રોમાં એવી હકીકત પ્રગટ થઈ છે કે તા. ૨૪–૯–૫૧ ના રોજ સિરોહીના કોઈ મંદિરમાંથી કોઈ કોઈ મૂર્તિભંજકે મૂર્તિઓને ઉખેડી ફેંકી દીધી છે.

**સાણુવાડા ( જૂનું ):**

સિરોહીથી પૂર્વ દિશામાં ૬ માઈલ દૂર સાણુવાડા ( જૂનું ) નામે ગામ છે. અહીં એક ખાલી પડેલું જૈન મંદિર છે. આખુંયે મંદિર મજબૂત પથ્થરોનું અને કોરણીવાળું છે. મંદિરનો મૂળગભારો, શિખર, ગૂઢમંડપ અને તેની ઉપરનો ઘૂમટ હજીયે વિદ્યમાન છે. મૂળગભારામાંથી પબાસન ઉઠાવી લેવામાં આવ્યાં છે. છ ચોકી; શૃંગારચોકી, કોટ અને દરવાજો પડી ગયાં છે. સભામંડપનો ભાગ રીતસર ઉતારી લઈ નવા સાણુવાડાના મંદિર માટે લઈ જવામાં આવ્યો છે. નવા સાણુવાડાની ધર્મશાળાના દરવાજા ઉપર્યુક્ત મંદિરમાંથી લાવવામાં આવ્યા છે. કેટલાક પથ્થરોનો ઉપયોગ ગામના ઠાકોરે છત્રીમાં કરાવ્યો છે.

આ મંદિરમાં મૂળનાયક શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ હતી. તેને પહેલાં બ્રાહ્મણવાડામાં લઈ જવામાં આવી. તે પછી એ મૂર્તિ ઉંદરા ગામના મંદિરમાં મૂળનાયક તરીકે પ્રતિષ્ઠિત કરવામાં આવી. એ મૂર્તિ ઉપર સં. ૧૪૯૯નો શિલાલેખ આ પ્રકારે છે:—

“[सं०] १४९९ फा० व० ५ ............... [ब्रह्म]हडवाडाग्रामे निजोद्धृतप्रासादे श्रीः ॥ महावीर ....................... श्रीमहावीर खोंदा जाणा हा० ........... ॥”

આ લેખ ઉપરથી લાગે છે કે, અમુક શ્રાવકે પોતે જીર્ણોદ્ધાર કરેલા આ મંદિરમાં શ્રીમહાવીર જિનની મૂર્તિ સ્થાપન કરી હતી. આથી આ મંદિર સં. ૧૪૯૯ કરતાં બે-ચાર સદી પહેલાં બન્યું હશે અને ગામ તો એથીયે પુરાણું હોય એમ સ્પષ્ટ ખ્યાલ આવે છે.

લોકોના કહેવાથી જણાય છે કે, આ ગામ સો વર્ષ અગાઉ વસ્તી વિનાનું થયું હતું. તે પછી સં. ૧૯૫૬ પછી કેટલાક લોકો અહીં રહેવાને આવ્યા. જૈનોની વસ્તી તો નવા સાણુવાડામાં જઈને વસી ગઈ છે. એટલે અહીં શ્રાવકનું એકે ઘર નથી.

**લોદરી:**

નવા સાણુવાડાથી પશ્ચિમ દિશામાં ૦ાા માઈલ દૂર લોદરી નામે ગામ છે, અહીં એક નાનું જૈન મંદિર ખંડિયેર હાલતમાં જોવાય છે. આ મંદિરનો મૂળગભારો, શિખર, ચોકી, ચોતરો, પથ્થરનો દરવાજો અને ચોકીના થાંભલા વગેરે ભાગો હજી વિદ્યમાન છે. કોટ તદ્દન પડી ગયો છે. મંદિર ઈંટ અને ચૂનાથી બનાવેલું જણાય છે. આ મંદિર ૩૦૦–૪૦૦ વર્ષ પુરાણું લાગે છે. મંદિરની મૂર્તિઓ ક્યાં લઈ જવામાં આવી તે જણાયું નથી પણ સો વર્ષ અગાઉ આ ગામ તૂટ્યું ત્યારે જૈન કુટુંબો નવા સાણુવાડા અને બીજાં ગામોમાં રહેવાને ચાલ્યાં ગયાં છે.



## ૧૨૬. દેલદર

**( કોઠા નંબર : ૨૯૪૨ )**

કીવરલી સ્ટેશનથી અગ્નિખૂણામાં ૨ માઈલ દૂર દેલદર નામનું ગામ આવેલું છે. અહીં શ્રાવકનાં લગભગ ૬ ઘરો છે. ઉપાશ્રય તૂટી ગયેલો જોવાય છે. અહીંના જૈન મંદિરના એક સ્તંભ ઉપર ઘસાયેલો લેખ આ પ્રમાણે છે:—

"संवत्(त्) ११०१ सिरुरांरेडवंस..............॥"

આ ઉપરથી આ ગામ અને મંદિરની પ્રાચીનતા ૧૧ મી શતાબ્દી પહેલાંની મનાય.

મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાનનું આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને દરવાજાની બંને બાજુની ૧૨ દેરીઓ તેમજ ભમતીના કોટવાળું છે. ધ્વજા-દંડ નથી. બારે દેરીઓ ખાલી છે.

મૂળનાયકની ઉપર્યુક્ત સં. ૧૧૦૧ ના લેખવાળી પ્રતિમા પરિકરવાળી છે. તેની નીચે પરિકરની ગાદી ઉપર સં. ૧૩૫૯ નો ત્રુટક લેખ આ પ્રમાણે છે:—

"संवत् १३५९ फागण वदि ५ गुरुदिने मं[०] हारा...................श्रीवयजलदेवसि(सिं)ह................राजगोष्ठिक ........सिलु........ल० लक्ष्मण........सलु० महि..........सूरिमहिं(हें)द्रसूरिबिंबं क(का)रापित(तं) श्रीरि(ऋ)षभदेव.... ........महणं........भीमा........मिडअ.... ....लूणिग........ ॥"

મૂળગભારા બહાર વિલક્ષણ આકૃતિના મનોહર પ્રાચીન ૨ કાઉસગ્ગિયા-પ્રતિમાઓ સામસામે પ્રતિષ્ઠિત છે. તેમની પાસે અર્ધસર્પ અને અર્ધમાનવ આકૃતિવાળી ફણાસહિત ઇન્દ્ર-ઇન્દ્રાણીઓની આકૃતિ છે. તેની ઉપર એવા જ ત્રણ-ત્રણ ધરણેંદ્રનાં રૂપો બંને બાજુએ જોવાય છે. ભગવાનના માથે સાત-સાત ફણાઓ છે. મૂળનાયકના બંને પરિકર નીચે ખવાઈ ગયેલા સં. ૧૨૪૦ ના એક જ ભાગના લેખો આ પ્રમાણે વંચાય છે.

(१) "सं० १२४० आषाढ वदि १ रवौ........श्री पुत्री........कारितं प्रतिष्ठितं..........श्रीअभयदेवसूरि[भिः] ॥

(२) सं० १२४० आषाढ वदि १ रवौ श्रे०—सींग भार्या राजसिरि पुत्र .................................॥"

એક પ્રાચીન પરિકરની ગાદી એક દેરીમાં છૂટી પડેલી છે. તેના ઉપર સં. ૧૩૧૪ ના જેઠ સુદિ ૬ (૩) ને મંગળવારનો લેખ છે અને ગૂઢમંડપમાં ડાબા હાથ તરફની ખાલી ગાદી ઉપર સં. ૧૩૩૧ ના વૈશાખ માસનો લેખ મળે છે.[1]

આ લેખથી આ પરિકર શ્રીઋષભદેવ ભગવાનનું છે જ્યારે મૂળનાયક સંભવનાથ પ્રભુ હોવાનું કહેવાય છે પણ તે ચંદ્રપ્રભસ્વામી પ્રતીત થાય છે. એટલે બીજા કોઈ પરિકરમાં આ મૂર્તિ સ્થાપેલી છે.



## ૧૨૭. ધનારી

( કોઠા નંબર : ૨૯૫૧ )

બનાસ સ્ટેશનથી નૈઋત્યખૂણામાં ૪। માઈલ દૂર બનાસ નદીના કાંઠા ઉપર ધનારી નામનું ગામ છે. જૈન મંદિરમાંથી મળી આવેલા શિલાલેખથી આ ગામ સં. ૧૩૪૮ પહેલાંનું જણાય છે. આજે અહીં પોરવાડ શ્રાવકોનાં ૩૬ ઘરો છે. ૧ ઉપાશ્રય અને ૧ પૌષધશાળા છે. ધર્મશાળા માટે ખાલી જમીન પડેલી છે. અહીં આવેલાં ૨ જૈન મંદિરો પૈકી એક પ્રાચીન અને વિશાળ છે જ્યારે બીજું ઘર-દેરાસર છે.

૧. મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ તથા દરવાજાની બંને બાજુના કુલ ૧૫ ખંડો, શિખર, શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત બનેલું છે. આ મંદિર કોણે બંધાવ્યું હશે તે જાણવા મળતું નથી પરંતુ છ ચોકીના ડાબા હાથ તરફના પાટડા ઉપર સં. ૧૩૪૮નો એક લેખ આ પ્રમાણે છે:—

---

૧: 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ' લેખાંક: ૬૨૩, ૬૨૪.

" स्वस्तिश्रीरि(ऋ)षमदेवं प्रणम्य ॥ संवत १३४८ वर्षे आषाढ सुदि ९ भोम दिने घणारीग्रामे देवश्रीरि(ऋ)षभदेवचैत्ये प्रमार-वंशोद्भवराज० श्रीसाल्हासुत जइतमालविजय(यि)राज्ये........ग....टव्यापारि० प्राग्वाटज्ञातीय० श्रे० पुंनदेवसुतजाला भार्या राल्हदेपुत्र श्रे० आमदेव भार्या लासदेवीः श्रे० धार्मिक लुंबा भार्या दमिणि तत्सुत श्रे० लाषण द्वितीय सलषण विजयसीह पद्मसीह लाषण सुत मोहनसहितेन....……..कैन........कारापितं ॥ ............माधु........गच्छंति षट्पदाः ॥ "

આ લેખ ઉપરથી જણાય છે કે, આ ગામ અને આ મંદિર સં. ૧૩૪૮ થીયે પ્રાચીન છે. વળી, આ મંદિરમાં અસલ શ્રીઋષભદેવ પ્રભુ મૂળનાયક હતા, જેના સ્થાને જીર્ણોદ્ધાર સમયે શ્રીશાંતિનાથ ભગવાનને પધરાવેલા છે. મૂળનાયકની મનોહર મૂર્તિ ઉપર લેખ નથી. તેના પર પંચતીર્થીનું પરિકર હતું પણ કોઈ કારણસર કાઢી લેવામાં આવ્યું છે. બંને બાજુ પરની મૂર્તિઓ ઉપર સં. ૧૬૭૬ના લેખો વિદ્યમાન છે.

ગૂઢમંડપમાં બીજી તીર્થંકર મૂર્તિઓ સાથે અંબિકાદેવીની ધાતુમૂર્તિ સં. ૧૪૦૪ના લેખવાળી છે અને બીજી અંબિકાદેવીની મૂર્તિ ગભારા બહાર પાછળના ગોખલામાં છે, તેના ઉપર સં. ૧૪૩૪નો લેખ છે.[૨] ગૂઢમંડપમાં શ્રીધર્મરત્નસૂરિનાં પગલાં ઉપર સં. ૧૭૩૩નો લેખ છે. છ ચોકીમાં ૧ યક્ષ અને ૧ યક્ષિણીની મૂર્તિઓ છે. શ્રીપૂજ્ય મહેન્દ્રસૂરિ વગેરેનાં પગલાં જોડી ચારનો એક પટ્ટ છે, જેના ઉપર સં. ૧૯૬૧નો લેખ છે.

આ મંદિરનો ધ્વજા, દંડ, કળશ વગેરે સં. ૧૯૬૧ માં ચડાવવામાં આવેલાં છે. મંદિરના પાછળના ભાગમાં મંદિરનો બગીચો અને એક કૂવો છે. તેની પાસે એક ઓરડી છે.

૨. શ્રીપૂજ્ય શ્રીમહેન્દ્રસૂરિના નોરામાં એક ઘર-દેરાસર છે. ઓરડાના એક ભીંતના કબાટમાં ધાતુની પાંચ-છ મૂર્તિઓ અને એક શ્યામ આરસની બે-ત્રણ ઇંચની કેસરિયાજી પ્રભુની મૂર્તિ બિરાજમાન છે.

ગામના ઝાંપે નદીકિનારે એક પ્રાચીન વાવડી છે. તેની પાસે એક વંડામાં ૪ દેરીઓ છે, જેમાં શ્રીપૂજ્ય શ્રીમહેન્દ્રસૂરિના પૂર્વજ યતિઓનાં પગલાં બિરાજમાન છે. તપાગચ્છીય કમળકળશશાખાના શ્રીપૂજ્યોની અહીં જે ગાદી છે તે પાટણની ગાદીની શાખા મનાય છે. હાલના શ્રીપૂજ્યજીના હસ્તક તેમનો નોરો વગેરે સાથે ચાર પાંચ મકાનો, ગામ બહાર બગીચો, અરટ-ખેતર અને બગીચાનો બંગલો આદિ છે.



## ૧૨૮. નીતોડા

(કોઠા નંબર : ૨૯૫૨)

રાહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૩ માઈલ દૂર નીતોડા ગામ આવે છે. આ ગામ ૧૨ શતાબ્દી પહેલાંનું હોય એમ અહીંના જૈન મંદિરના સં. ૧૨૦૦ ના શિલાલેખથી પ્રતીત થાય છે. અહીં પોરવાડ શ્રાવકોનાં ૭૫ ઘરો, ૨ ઉપાશ્રય, ૧ પૌષધશાળા અને ૧ ધર્મશાળા છે.

અહીં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું પ્રાચીન મંદિર ભવ્ય અને વિશાળ બાવન જિનાલયવાળું છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, ૪૧ દેવકુલિકાઓ, શિખર અને ભમતીના કોટયુક્ત બનેલું છે. આ મંદિર ક્યારે અને કોણે બંધાવ્યું તે સંબંધી કોઈ લેખ મળતો નથી પરંતુ મૂળનાયકના પ્રાચીન પરિકરની ગાદીમાં સં. ૧૨૦૦ નો લેખ આ પ્રકારે કોરેલો મળે છે:—

" संवत् १२००..........गच्छीयप्राग्वाटवंशे श्री..........पाल्हणपुत्रिका द......प्रभृतिकु टुंबयुतेन श्रीमदरिष्ठनेमिप्रति ............श्रीमद्विजयप्रभसूरिभिः ॥ "

૨. 'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ' લેખાંકઃ ૫૦૭, ૫૦૮.

આ ઉપરથી આ મંદિર સં. ૧૨૦૦ પહેલાંનું છે એમાં સંદેહ નથી. વળી, આ મંદિરમાં શ્રીઅરિષ્ટનેમિ ભગવાન પ્રતિષ્ઠિત હતા, એટલે કદાચ ખંડિત થયેલી એ પ્રતિમાના સ્થાને આ પરિકરમાં જીર્ણોદ્ધાર સમયે શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનને બિરાજમાન કર્યા હશે એમ લાગે છે. મંદિરની ભમતીની ત્રીજી દેરીમાં એક યક્ષની મૂર્તિ છે. તેના ઉપર આવો લેખ છે:—

" संवत् १४९१ वर्षे वैशाख सुदि २ गुरु दिने यक्षबावाजी मूर्ति नीपनी ॥ शुभं भवतु ॥ "

આથી આ મૂર્તિ સં. ૧૪૯૧ ના સમયની પ્રાચીન છે. એની શિલ્પરચના પણ ધ્યાન ખેંચે એવી છે. મૂર્તિના બે જમણા હાથમાંથી એકમાં નાગપાશ, બીજામાં કમંડલુ અને ડાબા હાથમાં ત્રિશૂળ અને યક્ષસૂત્ર છે. એક પગમાં ખડાઉ પહેરેલી છે ને બીજા પગની ખડાઉ નીચે ઉતારેલી જોવાય છે. આ મૂર્તિના માથે શ્રીતીર્થંકર ભગવાનની મૂર્તિ કોરેલી છે. આ મૂર્તિની લોકો બાધા–માનતા રાખે છે અને એ માટે અનેક લોકો આ સ્થળે દર્શનાર્થે આવે છે. મંદિરની બહાર એક અંબિકાદેવીની દેરી પણ છે.

અહીં નદીના તટ પર આવેલું 'કેદાર' શિવાલય અને 'બદ્રીનાથ'નું વિષ્ણુ મંદિર તેમજ તેની સામે એક સૂર્યમંદિર છે. તે પૈકી સૂર્યમંદિર ઈ. સ. ની બારમી શતાબ્દીમાં બનેલું હોવાનું શ્રીઓઝાજીનું મંતવ્ય છે, એટલે આ ગામ એથીયે પ્રાચીન હોવાનું પુરવાર થાય છે.

**કાળાગરા:**

અહીંથી બે માઈલ દૂર કાળાગરા નામનું પ્રાચીન ગામ હતું. તેમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું એક મંદિર હતું જ્યાંનો એક શિલાલેખ મળી આવ્યો છે, તેના ઉપરથી આ હકીકત આપણને જાણવાને મળે છે. આજે એ મંદિરનું કોઈ નિશાન પણ મળતું નથી. એ સ્થળે મકાનોનાં માત્ર ખંડિયેરો જોઈ શકાય છે. એ લેખ આ પ્રમાણે છે:—

" सं० १३(२)०० वरषे(र्षे) जठ(ज्येष्ठ) सुदि १० सोमे अद्येह चं(*)द्रावत्यां महाराजधिराजश्रीआल्हण(*)सिंहदेवकल्याण-विजय(यि)राज्ये तन्नि(*)युक्तमुद्रायां महं० षेताप्रभृतिपं(*)चकुलं शासनमभिलिख्यते यथा(*)महं श्रीपेताकेन नानकलागर(*)ग्रामे.... श्रीपार्श्वनाथ(*)देवस्य लो............(*)....रहिता........(*)एवं ॥ आचन्द्रार्कं........यस्य(*)यस्य यदा भूमो तस्य तस्य तदा फलं ॥(*) साखि राउल० त्रा अलिणव त्रा दउव (*) त्रा जव–सोहण....वणदेसणा........(*)........केल्हा ॥ "

આ લેખથી જણાય છે કે, સં. ૧૩ (૨)૦૦ ના જેઠ સુદિ ૧૦ ને સોમવારે આલ્હણસિંહના રાજકાળમાં મહં. ખેતાએ નાનકલાગર ( કાળાગરા ) ગામમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરને કંઈક ભેટ આપવા માટે શાસન લખી આપ્યું.

આ લેખમાં જણાવેલ આલ્હણસિંહ કયા વંશનો હતો તે જાણી શકાતું નથી. પં. ગૌરીશંકર ઓઝાજી તર્ક કરે છે કે, અજારી ગામમાંથી સં. ૧૩૨૦ નો જે લેખ મળી આવ્યો છે તેમાં મહારાજાધિરાજ અર્જુનદેવનું નામ છે. તેના વંશનો પરિચય પણ તેમાંથી મળતો નથી. સંભવ છે કે, અર્જુનદેવ બઘેલ ( વાઘેલા ) રાજા હોય. જો આ બઘેલ ન હોય તો આપણે એ જ માનવું રહ્યું કે, તે ઉપર્યુક્ત આલ્હણસિંહનો ઉત્તરાધિકારી હશે. તેની પછી પ્રતાપસિંહ ચંદ્રાવતીનો રાજા થયો હશે. પરંતુ બીજું પ્રમાણ ન સાંપડે ત્યાં સુધી નિર્ણય કરી ન શકાય. એટલું નિશ્ચિત છે કે, તેઓ આ પ્રદેશના રાજવીઓ હતા, પછી તે પરમાર હોય કે અન્ય વંશના.[1]

જેનું આજે નામોનિશાન રહ્યું નથી એવા સ્થળ અને મંદિરનો પત્તો આવા એક માત્ર ત્રુટિત શિલાલેખથી મળે છે; એટલું જ નહિ પણ રાજાવલીની કેટલીક ત્રુટિત વંશાવલીઓ પણ સાંધી શકાય છે, એ હકીકત ઓછા મહત્ત્વની ન ગણાય.



૧. 'સિરોહી રાજ્યકા ઈતિહાસ' પૃ. ૧૫૪ પરની ટિપ્પણી.

# ૧૨૯. દીયાણા

( કોઠા નંબર : ૨૯૫૩-૨૯૫૪ )

બનાસ સ્ટેશનથી ૧૦ માઈલ દૂર પહાડમાં એક ટેકરી ઉપર દીયાણા નામનું જૈન તીર્થધામ આવેલું છે. પાર્વતીય શોભા વચ્ચે દેવવિમાન પેઠે ઊભેલા એકલા મંદિર સિવાય નથી કોઈ ગામ કે નથી કોઈ વસ્તી. આ મંદિરને લોકો 'જીવિત સ્વામી'ના મંદિર તરીકે ઓળખે છે. કહેવાય છે કે—

"નાણા દીયાણા નાંદિયા, જીવિતસ્વામી વાંદિયા."

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી, ભમતીમાં ૪૮ ખાલી દેરીઓ (જેમાંની બે દેરીમાં માત્ર મૂર્તિઓ અને પગલાં જોડી છે), ભમતીનો કોટ અને શિખરબંધી બાવન જિનાલયની રચનાવાળું છે.

મૂળગભારામાં મૂળનાયક ભગવાનની ચમત્કારભરી આબેહૂબ મૂર્તિ પંચતીર્થીના પરિકરવાળી છે. પરિકરની ગાદીમાં નીચે આડું ધર્મચક્ર, તેની બંને બાજુએ બે હરણ છે. તેની ઉપર દેવીની બંને બાજુએ હાથી, સિંહ અને યક્ષ-યક્ષિણીની આકૃતિઓ કોરેલી છે. આ મૂર્તિમાં ખાડા પડી ગયા છે, તેથી લેપ કરાવવાની જરૂર છે. ગૂઢમંડપમાં બે મનોહર કાઉસગ્ગિયા વિદ્યમાન છે. એક પ્રતિમા ઉપર સાત અને બીજી ઉપર પાંચ ફણાઓનું છત્ર છે. બંને પ્રતિમાઓને બંને બાજુએ પાંચ-પાંચ અને ઉપર એકેક તેમજ મૂળ કાઉસગ્ગિયા મૂર્તિઓ મળી ૨૪ મૂર્તિઓની આકૃતિઓ સુંદર રીતે ઘડી છે. બબ્બે ઈંદ્રો અને બબ્બે શ્રાવક-શ્રાવિકા ઊભેલાં છે. નવચોકીમાં જિનમાતૃ ચોવીસીનો આરસનો એક સુંદર પટ્ટ છે. તેના ઉપર સં. ૧૨૬૮ નો લેખ આ પ્રમાણે છે:—

"संवत् १२६८ आसा(षा)ढ वदि २ गुरु दिने श्रीनाणकीयगच्छे फूनरूसाचैत्ये सुमदेव........कुआर जांबकुंआर जालण नरदेव सहदेव गुणमति रतनी राणूआ सर्व........प्रतिष्ठितं सिद्रसेनसू[रिभिः] ॥"

આ લેખમાં જણાવેલ ફુનરૂસાચૈત્ય કયું? શું ફુનરુસા નામના કોઈ ગામ ચૈત્ય કે ફુનરુશાહે બંધાવેલું ચૈત્ય-એનો કંઈ ખુલાસો મળે તો આ મંદિરની સ્થિતિ ઉપર પ્રકાશ પડે.

આ મંદિરના દરવાજા સામે વાવ તરફ જતાં જમણા હાથ પર મંદિર અને વાવના રસ્તા વચ્ચે એક ગધેયા ઉપર આ પ્રકારે લેખ જોવાય છે:

"............श्रीमहावीरस्य वापि(पी) ओण(?) संवत् १३९१ वार (वर्षे) आषाढ वदि १० रवौ राजश्रीतेजपालेन महं कूपाकेन प्रदत्ता ॥"

—સં. ૧૩૯૧ ના અષાડ વદિ ૧૦ ને રવિવારે રાજા તેજપાલે અને મંત્રી કૂપાએ આ વાવ શ્રીમહાવીર-સ્વામીના મંદિર માટે (સંઘને) આપી.

આ હકીકત ઉપરથી જણાય છે કે આ તીર્થધામ ૧૪ મા સૈકામાં ખૂબ પ્રસિદ્ધિ પામી ચૂક્યું હતું, જેથી એ સમયના રાજવી તેજપાલે અને મંત્રી કૂપાએ આ મંદિરને વાવ ભેટ કરી.

સં. ૧૪૩૬ ના પોષ સુદિ ૬ ને ગુરુવારે દીયાણામાં 'પાર્શ્વનાથ ચરિત' લખાવ્યાની નોંધ મળે છે:—

"श्रीअर्बुदाभिधमहीधरपार्श्ववर्त्ती ग्रामोऽस्ति [यो] दियवराभिधया प्रसिद्धः ।
श्रीवर्द्धमानजिननायकतुङ्गशृङ्गप्रासादराजपरिवारितभूमिभागः ॥"

આ હકીકત ઉપરથી અહીં ૧૫ મી શતાબ્દીમાં જૈનોની વસ્તી હોવાનું સ્પષ્ટ થાય છે.

મંદિરની બહાર વંડામાં સામેના ભાગમાં જૈન ધર્મશાળા છે. અહીં કાર્તિક વદિ ૮ (ગુજરાતી ૦)) ના દિવસે યાત્રીઓનો મેળો ભરાય છે. બાકી કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમા તેમજ પર્વ દિવસોમાં યાત્રીઓની અવરજવર રહે છે. આ તીર્થના ચમત્કારોની પ્રસિદ્ધિથી લોકવર્ગ માનતા-બાધા રાખે છે અને નૈવેદ્ય, ધૂપ વગેરે ધરીને જુહાર કરે છે.

અહીંનું સ્થળ ધ્યાન માટે ઉત્તમ વાતાવરણવાળું જોવાય છે.

**કેર :**

બનાસ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૮ા માઇલ દૂર કેર નામનું ગામ છે. આ ગામમાં શ્રાવકનું એક પણ ઘર નથી. મંદિર કે ઉપાશ્રય હતો પણ ધ્વસ્ત થયો છે. પહેલાં આ ગામ તેમજ પાસેનાં ઈસરી, માંડવાડા વગેરે ગામો ઉજ્જડ થઇ ગયાં હતાં પણ લગભગ એક સૈકાથી ફરીને વસ્યાં છે. એક કાળે આ કેર ગામ મોટું હતું. અમદાવાદ-નિવાસી શેઠ મનસુખભાઈ ભગુભાઇ અસલ આ ગામના રહીશ હતા. અમદાવાદમાં કેરની પોળ છે જેમાં ત્યાંના માણુસો આવીને વસ્યાનો પુરાવો મળે છે. કેરથી ગયેલા ૩૦૦ કુંભારો સુરત જઇને વસ્યા છે. નીતોડા બાવનીમાં તેડુ થાય ત્યારે કેરનો સાથ હોય છે. આ બધી હકીકત પ્રાચીન કેરની વિશાળ વસ્તીનું સૂચન આપી રહી છે. આજે અહીં પૂજારીઓનાં ૬ ઘરો અને લોકવર્ણની વસ્તી છે. પૂજારીઓ દીયાણા તીર્થની વારાફરતી પૂજા કરે છે અને સારસંભાળ રાખે છે.

૧. કેરથી ઉત્તર દિશામાં ૧ માઇલ દૂર એક ધ્વસ્ત મંદિર પડયું છે. આ મંદિર મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું હતું, જેને લોકો 'કાળા મંદિર'ના નામે ઓળખે છે.

આ મંદિરમાં પરિકરની છૂટી પડેલી ગાદી ઉપર સં. ૯૦૨ નો લેખ છે અને ચાર સ્તંભો ઉપર ૧૨ મી શતાબ્દીના લેખો જોવાય છે. આ ઉપરથી આ મંદિર ૧૦ મા સૈકા પહેલાંનું પ્રતીત થાય છે. આ મંદિરની ત્રણ મૂર્તિઓ દીયાણાના મંદિરની ભમતીમાં પધરાવેલી છે. વળી, એક પરિકરની ગાદી સં. ૧૦૨૪ના લેખવાળી પણ છે. કહે છે કે હાલના પૂજારી લાખાજીના પિતા જોરાજીએ લગભગ ૬૦–૮૦ વર્ષ પહેલાં આ પડી ગયેલા મંદિરમાંથી આ મૂર્તિઓ વગેરે લાવીને દીયાણા તીર્થમાં સ્થાપન કરી છે. ઉપર્યુક્ત ગાદી પરનો લેખ આ પ્રમાણે છે:—

"ॐ ॥ विष्टितककुले गोष्ठ्या वि(व)र्द्धमानस्य कारितं । [सुरूपं] मुक्तये बिंबं कृष्णराजे महीपतौ ॥
अ(आ)षाढसु(शु)द्रषष्ठ्यां समासहस्रे जिनैः समभ्यदिके (१०२४) ।
हस्तोत्तरादिसंस्थे निशाकरे[रित]सपरिवारे ॥
[ना बा] हरे रं —: नरादित्यः सुशोभतां घटितवान् वीरनाथस्य शिल्पिनामग्रणीः पर[म्] ॥ + १। ॥"

—સં. ૧૦૨૪ ના અષાઢ સુદિ ૬ ના દિવસે, જ્યારે ચંદ્ર નક્ષત્ર પરિવાર સાથે હસ્તોત્તરા નક્ષત્રમાં હતો ત્યારે શ્રીકૃષ્ણરાજ રાજાના રાજકાળમાં વિષ્ટિતકકુળના ગોષ્ઠીઓએ શ્રીમહાવીર ભગવાનનું સુંદર બિંબ મુક્તિ માટે ભરાવ્યું અને તે વીરનાથનું બિંબ નરાદિત્ય નામના શિલ્પીએ સુંદર રીતે ઘડયું.

આ લેખ ઉપરથી આબુના પરમાર રાજાઓમાંના અરણ્યરાજનો ઉત્તરાધિકારી કૃષ્ણરાજ સં. ૧૦૨૪ માં આ પ્રદેશ ઉપર નિશ્ચિત રૂપે રાજ્ય કરતો હતો એટલું નક્કી થાય છે. જો કે કૃષ્ણરાજ કે તેના ઉત્તરાધિકારી પુત્ર ધરણીવરાહનો રાજત્વકાળ નિશ્ચિત નથી એટલે કૃષ્ણરાજ કે ધરણીવરાહના રાજત્વકાળનાં વર્ષોનો નિર્ણય કરવો શક્ય નથી, પરંતુ કૃષ્ણરાજનો કાળનિર્ણાયક આ લેખ પરમારોના રાજત્વકાળનો પૂર્વ સીમાસ્તંભ બની રહે છે. એમના સમયમાં ભગવાન મહાવીરની પ્રતિમા ભરાઈ હતી. આ પરિકરમાંની મૂર્તિનો આજે પત્તો નથી. સંભવ છે કે, દીયાણામાં લઈ જવાયેલી મૂર્તિઓમાંથી કોઈ એક હોય.

આ ધ્વસ્ત મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, ૪ ચોકી, શિખર, ભમતીના કોટયુક્ત તેમજ દરવાજાની અંદરના ભાગમાં શૃંગારચોકીઓ અને એક લાંબી ઓસરીવાળું હતું. મૂળગભારાની બન્ને બાજુની ભીંતો અને શિખરનો ભાગ પડી ગયો છે. મંદિરના સ્તંભો, દરવાજા, ગોખલા, કુંભીઓ, ચોકીઓ, પાટ, છત, છજાં વગેરે પથ્થરનાં છે. બાકીની ભીંતો ઈંટોની જણાય છે. અહીંની ઈંટો ૧૩"×૧૪" લાંબી અને ૯"×૧૦" ઈંચ પહોળી અને ૨ા×૨ાા ઇંચ જાડી છે. આ ઉપરથી પણ આ મંદિર ઘણું પ્રાચીન જણાય છે.

મૂળગભારાના અને ગૂઢમંડપના દરવાજાની બારશાખની ઉપરના પથ્થરમાં મંગળમૂર્તિ સહિત પાંચ જિનમૂર્તિઓ એટલે કુલ ૬ જિનમૂર્તિઓ કોરેલી જોવાય છે. બંનેના કોરણીભર્યા દરવાજાઓ હજી ઊભા છે. સભામંડપમાં રંગથી

લખેલા સં. ૧૮૩૪ના લેખથી જણાય છે કે, ગુજરાત અને મારવાડના શ્રાવક યાત્રીઓએ મળીને આ મંદિર અને માંડવાડાના મંદિરને ચૂનો વગેરે લગાવી સુશોભિત બનાવ્યાં હતાં.

લાખો રૂપિયાથી પણ તૈયાર ન થઈ શકે એવા આ મંદિરનો કરુણ અંત આવ્યો છે. મંદિરની આસપાસ પડેલાં મકાનોનાં અવશેષો આ સ્થળે અગાઉ વસ્તી હોવાની પ્રતીતિ કરાવી રહ્યાં છે.



## ૧૩૦. કાછોલી

(કોઠા નંબર : ૨૯૫૬)

રોહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી નૈઋર્ત્યખૂણામાં ૩ા માઈલ દૂર કાછોલી નામનું ગામ છે. અહીંના જૈનમંદિરમાંથી મળી આવેલા સં. ૧૩૪૩ ના શિલાલેખમાં 'કાછુલિકા' ગામનો નિર્દેશ કરેલો હોવાથી આ ગામ સં. ૧૩૪૩ થીયે પ્રાચીન છે. કહે છે કે કચ્છના રાવે આ ગામ વસાવેલું તેથી આ ગામનું નામ 'કાછોલી' પડ્યું. જૈનોના પ્રસિદ્ધ 'કાછોલીવાલ ગચ્છ'ની ઉત્પત્તિ આ ગામમાં થયેલી છે અને તેથી એ સમયે જૈનો આબાદીસંપન્ન હશે એમ માની શકાય. આજે આ ગામમાં ૫૦ જૈન શ્રાવકોનાં ઘરો છે. ૨ ઉપાશ્રય અને ૧ કબૂતરખાનું પણ છે.

અહીં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર પ્રાચીન અને ભવ્ય છે. મૂળનાયકના પરિકરની ગાદીમાં આ પ્રકારે લેખ છેઃ—

"संवत १३४३ वर्षे कछुलिकाश्रीपार्श्वनाथगोष्टि(ष्ठि)कश्रेष्टि(ष्ठि) सिरिपाल भा० सिरियादे पु० नरदेवपहा श्रे० बोडा भा० वीरी पु० श्रे० राउद....महं देवसीह महं सलषा पु० गला श्रे० कर्म्मा भा० अणुपमदे पुत्र महं अजेसीहेन भ्रातृषीदा मोहणसहितेन श्रे० जगसीह पु०....च श्रे० धणसीह....[व]स्तुपाल श्रे० पूनड पु० धीरा श्रे० साइड पु० विजेसीह श्रे० झांझण पु० रामसीह प्रभृतिगोष्ठिकसहितेन पितृमातृश्रेयसे श्रीपार्श्वनाथ श्रे० अ...परिकरहार[:] कारितः कछोलीगोत्र(त्रे) गुरूणामुपदेशेन ॥"

આ લેખથી આ મંદિર સં. ૧૩૪૩ ના સમયનું કે એ પહેલાંનું નક્કી થાય છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને કોટથી યુક્ત છે. મૂળનાયકની મૂર્તિ રમણીય છે. તેના પર એકતીર્થીનું સુંદર પરિકર છે.



## ૧૩૧. વાસા

(કોઠા નંબર : ૨૯૫૮)

રોહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી અગ્નિખૂણામાં ૪ માઈલ દૂર વાસા નામનું ગામ છે. આ ગામમાં આવેલા સૂર્યનારાયણના વિશાળ મંદિરમાંથી સં. ૧૨૬૧ નો એક ટૂંકો લેખ મળી આવ્યો છે. આ ઉપરથી આ ગામ તેથીયે પ્રાચીન હોવાની ખાતરી થાય છે. અહીં શ્રાવકોનાં ૪૫ ઘરો છે, ૧ ઉપાશ્રય અને ૧ ધર્મશાળા છે.

અહીં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર બે માળનું છે. નીચેના માળમાં મૂળગભારો, સભામંડપ, તેને ફરતી ભમતી અને ભમતીમાં કૂવો તથા થોડા ભાગમાં મકાન છે. મૂળનાયક સાથે ત્રણ આરસની મૂર્તિઓ છે. જમણી બાજુની ભીંતમાં આરસના ૩ કાઉસગ્ગિયા છે. તેના ઉપર એક પરિકરના ઉપરનો ભાગ ચોડેલો છે, જેમાં સુંદર ફણાવલી બનાવેલી છે. બહારના એક ગોખલામાં શ્યામ આરસના તોરણના ટુકડામાં ભગવાનની પદ્માસનસ્થ એક મૂર્તિ છે.

ઉપરના માળમાં ચૌમુખજીની રચના છે. આરસની ચારે મૂર્તિઓ નાની છે. તેમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની એક

મૂર્તિ ખંડિત છે. આ મંદિરમાં ધાતુની મૂર્તિઓનો પરિવાર ઠીક પ્રમાણમાં છે. તેના ઉપર સં. ૧૩૮૯ થી ૧૭૬૮ સુધીના લેખો મળે છે.[1] તેમાં વાસા ગામના નિર્દેશવાળી બે પ્રતિમાઓ ઉપર સં. ૧૫૨૧ અને ૧૫૨૨ ના લેખો છે.[2]

આ મંદિરથી પૂર્વ દિશામાં જગદીશનું મંદિર આવેલું છે. તેનો મૂળગભારો અને શિખર કાયમ છે જ્યારે સભામંડપનો કેટલોક ભાગ અને મુખ્ય દરવાજો પડી ગયો છે. શિખર પર ખૂબ કોરણી કરેલી છે. મૂળગભારામાં પદ્માસન બનેલું છે ને દરવાજાના ઉત્તરંગામાં વચ્ચે મંગળમૂર્તિ તરીકે તીર્થંકર ભગવાનની મૂર્તિ જોવાય છે. મંદિરની આખીયે રચના જૈન શૈલીને મળતી છે. એટલે આ મંદિર જૈન મંદિર હતું, જેમાં હવે શિવલિંગ અને પાર્વતીની મૂર્તિ પધરાવી દીધી છે. લોકોના કહેવા મુજબ પાંચસો-સાતસો વર્ષ પહેલાં જ્યારે અહીં બ્રાહ્મણોનું જોર વધ્યું ત્યારે આ જૈન મંદિરને તેઓ પચાવી બેઠા અને બળજબરીથી શિવલિંગ વગેરે પધરાવી દીધું. આ મંદિર ગામના સૂર્યમંદિર જેટલું જ પ્રાચીન છે. શ્રીઓઝાજી કહે છે કે, "આ જૈન મંદિર હતું પરંતુ બ્રાહ્મણોએ તેમાં શિવલિંગની સ્થાપના કરી દીધી છે."[3]



## ૧૩૨. રોહિડા

(કોઠા નંબર : ૨૯૫૯-૨૯૬૧)

રોહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી અગ્નિખૂણામાં ૩॥ માઈલ દૂર રોહિડા નામનું ગામ છે. અહીં આવેલાં 'રાજેશ્વર' નામે શિવમંદિર અને બીજું રામચંદ્રજીનું મંદિર જે અસલ સૂર્યમંદિર હતું, તે બંનેમાંથી ધારાવર્ષદેવના સમયના શિલાલેખો મળી આવ્યા છે તે ઉપરથી આ ગામ ૧૨મા સૈકા કરતાંયે પ્રાચીન હોવાનું પુરવાર થાય છે. ગામની આસપાસ પડેલાં ખંડિયેરો ઉપરથીયે આ ગામની અસલ આબાદીની પ્રતીતિ થઈ આવે છે.

સં. ૧૫૭૧ માં રોહિડાનિવાસી શ્રેષ્ઠીએ ભરાવેલી ધાતુમૂર્તિ આજે લોરલ ગામમાં વિદ્યમાન છે.[4] આજે પણ અહીં જૈન શ્રાવકોનાં ૧૦૦ ઘરની વસ્તી છે. ૧ ઉપાશ્રય, ૧ ધર્મશાળા તેમજ ૩ જૈન મંદિરો વિદ્યમાન છે.

૧. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનના વિશાળ મંદિરનો પાયો સં. ૧૯૫૦ માં નંખાયો હતો અને તેની પ્રતિષ્ઠા સં. ૧૯૫૮ ના મહા સુદિ ૧૩ ને રોજ થયેલી છે. મંદિરમાં મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટયુક્ત ભવ્ય રચના છે. સભામંડપની બન્ને બાજુએ એકેક શિખરબંધી દેરાં છે. જમણી બાજુના દેરામાં મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાન અને ડાબી બાજુના દેરામાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન છે. મૂળ મંદિરમાં ધાતુમૂર્તિઓનો પરિવાર ઘણો છે. ચાંદીની મૂર્તિઓ પણ ઘણી છે. નવચોકીના એક ગોખલામાં શ્રીપદ્માવતી દેવીની મૂર્તિ છે. તેના ઉપર શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ કોરેલી છે. મંદિરની પાછળ કૂવો અને બગીચો છે.

૨. શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર બે માળનું છે. અહીંના રહીશ મૂતા રાયચંદ નથમલજીએ આ મંદિર બંધાવી સં. ૧૯૫૯ ના મહા સુદિ ૫ ને રોજ તેની પ્રતિષ્ઠા કરી છે. મૂળગભારો, તેની બહાર મંડપ તરીકે ચોકી, ભમતી, કોટ અને શૃંગારચોકી યુક્ત આ મંદિર છે. તેના માળ ઉપર નાનું એવું આરસનું શિખર છે. નીચેના માળમાં મૂળનાયક સાથે આરસની ૬ મૂર્તિઓ છે. એક શ્યામવર્ણી આરસની ત્રિતીર્થીના પરિકરયુક્ત મૂર્તિની આસપાસ બે સુંદર કાઉસગ્ગિયા મૂર્તિઓ કોરેલી છે. આ મૂર્તિ અહીંથી ઈશાનખૂણામાં ૩ માઈલ દૂર આવેલા 'વાલોરિયા' ગામની કેદારનાથની નદીમાંથી મળી આવી હતી. મંદિરમાં ચાંદીની મૂર્તિઓ પણ છે. મૂળનાયકની જમણી બાજુએ એક

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક : ૫૨૭ થી ૫૫૬.

૨. એજન : લેખાંક : ૫૪૦, ૫૫૧.

૩. "સિરોહી રાજ્યકા ઇતિહાસ"

૪. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક : ૧૬૧.

મૂર્તિ બિરાજમાન છે તે પૂરી ઘડાયેલી નથી, માત્ર મૂર્તિનો આકાર છે. આ મૂર્તિ અહીંની એક વાવડી કે કૂવામાંથી મળી આવી હતી. કહે છે કે આ મૂર્તિને ઘડવા માટે ટાંકણાં લગાવ્યાં પરંતુ ટાંકણાં ચાલ્યાં નહિ, લોહી ને દૂધની ધારાઓ એમાં વહેવા લાગી એથી એ મૂર્તિ એમ ને એમ ઘડયા વિના જ મૂકી રાખેલી છે. લોકો આ મૂર્તિની પૂજા-માન્યતા ખૂબ કરે છે. એક પદ્માવતી દેવીની આરસ મૂર્તિ છે ને તેના ઉપર તીર્થંકરની પાંચ મૂર્તિઓ કોરી કાઢેલી છે. અંબિકા દેવીની મૂર્તિ ૧ છે. ઉપરના માળમાં શિખરબંધી દેરીમાં ચૌમુખજીની રચના કરેલી છે.

૩. શ્રીબ્રાહ્મણવાડજીનું મંદિર મૂતા રાયચંદ નથમલજીએ પોતાના બગીચામાં બંધાવ્યું છે. સં. ૧૯૬૩ ના વૈશાખ સુદિ ૬ ને સોમવારના દિવસે તેની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. તેમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી પ્રતિષ્ઠિત છે. મૂળગભારો, સભામંડપ, ભમતી અને તેમાં ચાર દેરીઓ યુક્ત શિખરબંધી રચના છે. કુલ પાંચ દેરીઓ હોવાથી તેને 'પંચતીર્થી' કહે છે. એક દેરીમાં કેસરિયા ભગવાનની મૂર્તિ છે. મૂળગભારાની બહાર ચૌમુખજી પધરાવેલા છે. સભામંડપમાં અંબાજીની મૂર્તિ છે, તેની રચના જૈન શૈલીની નથી. સંભવતઃ ક્યાંકથી લાવીને આ મૂર્તિ મૂકી હશે, એમ જણાય છે.

આ ત્રણે મંદિરોની ધાતુપ્રતિમાઓના સં. ૧૨૨૬ થી સં. ૧૯૦૯ સુધીના લેખો મળી આવે છે.[1]

બગીચાના એક ખૂણામાં કૂવો-અરટ છે, અને એક શિવાલય પણ ઉક્ત શ્રેષ્ઠીએ બંધાવેલું છે.



## ૧૩૩. વાટેડા

### (કોઠા નંબર : ૨૯૬૨)

રોહિડાથી નૈર્ઋત્યખૂણામાં ૧।। માઈલ દૂર વાટેડા નામનું ગામ છે. જૈન મંદિરમાંથી મળી આવેલા સં. ૧૧૭૧ ના શિલાલેખથી આ ગામ એથીયે પ્રાચીન હોવાનું જણાય છે. આજે અહીં શ્રાવકોનાં ૭ ઘરો છે. અગાઉ સં. ૧૯૦૩ માં જ્યારે અહીંના જૈન મંદિરની ફરી પ્રતિષ્ઠા થઈ ત્યારે ૮૦ શ્રાવકોનાં ઘરો હતાં. ધીમે ધીમે અહીંથી શ્રાવકોની વસ્તી ઘટતી જ રહી છે. અહીં એક બે માળનો નાનો ઉપાશ્રય છે.

મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી પ્રાચીન મંદિર વિદ્યમાન છે. મૂળનાયકના પરિકરની ગાદી ઉપર સં. ૧૧૭૧ નો લેખ આ પ્રમાણે છે:—

"संवत्० ११७१ ज्येष्ठ सुदि ४ श्री....सद-यय....गच्छे(च्छे) श्रे० संधीरण सोढीसुत....छपुत्र वाल्हेति माया(र्या) समन्वितेन वीरनाथप्रतिमा कारिता ॥"

આ લેખ ઉપરથી જણાય છે કે પહેલાં આ મંદિરમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન હતા પરંતુ જીર્ણોદ્ધાર સમયે એ જ પરિકરમાં શ્રીશાંતિનાથ ભગવાનની ભગવાનની મૂર્તિ પધરાવી છે. વળી, આ મંદિર સં. ૧૧૭૧ પહેલાંનું અને ગામ પણ એથીયે પ્રાચીન હોય એમ સ્પષ્ટ થાય છે. મૂળનાયકની સુંદર મૂર્તિ પણ પ્રાચીન પંચતીર્થીયુક્ત છે. આ મંદિરમાં આરસની ૩ અને ધાતુની ૨ મૂર્તિઓ છે. ધાતુની મૂર્તિઓ પૈકી એક પંચતીર્થી પર સં. ૧૩૯૬ અને બીજી પર ૧૪૯૦ ના લેખો ઉત્કીર્ણ છે.[2] આ મંદિરનો છેલ્લો ધ્વજા-દંડ સં. ૧૯૭૯માં ચડાવવામાં આવ્યો છે.



---

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" : લેખાંક : ૫૫૭ થી ૬૦૭.

૨. એજનઃ લેખાંકઃ ૬૦૯, ૬૧૦.

# ૧૩૪. ભીમાણા

(કોઠા નંબર : ૨૯૬૩)

ભીમાણા સ્ટેશનથી ગામ પશ્ચિમ દિશામાં ૧ માઈલ દૂર છે. જૈન મંદિરમાંથી મળી આવેલા સં. ૧૪૮૯ના શિલાલેખમાં ભીમાણા ગામનો ઉલ્લેખ હોવાથી એ સંવત પહેલાં આ ગામ વસેલું હોવું જોઈએ. અહીં પોરવાડ શ્રાવકોનાં ૪ ઘરો અને ૧ મોટું જૈન મંદિર વિદ્યમાન છે.

મૂળનાયક શ્રીમુનિસુવ્રતસ્વામીનું આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી અને કોટયુક્ત બનેલું છે. મૂળનાયકની મનોહર મૂર્તિ પંચતીર્થીના પરિકરયુક્ત છે. મૂળનાયકના પરિકરની ગાદી ઉપરના સં. ૧૪૮૯ના લેખથી આ મંદિર એ સમયનું કે એથી પ્રાચીન હોવાનું જણાય છે. એ લેખ આ પ્રમાણે છે:—

“सं०१४८९ वर्षे वैशाष वदि ११ गुरौ भीमाणाग्रामे सं० बुधा भार्याकाणू सुतकडूया व्य० पांचाभार्या भावलदे सुत........ दिभिः स्वश्रयसे श्रीमुनिसुव्रतबिंबपरिकरः कारितः प्रतिष्ठितः श्रीसोमसुंदरसूरिभिः दारी..........॥

મંદિરમાં એક ડાઘીલા પથ્થર ઉપર ઘડાયેલી સાધારણ આકૃતિની શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૧ ફૂટની પ્રતિમા ધ્યાનખેંચે એવી છે. બીજી કેટલીક મૂર્તિઓ પણ છે.

**તુરંગી:**

ભીમાણાથી દક્ષિણ દિશામાં ૧ માઈલ દૂર તુરંગી નામનું ગામ છે. તુરંગીથી ચાલ્યા ગયેલા શ્રાવકો ભારજા, રોહિડા અને અમદાવાદમાં આવી વસ્યા છે. પહેલાં આ ગામ શ્રાવકોની વસ્તીથી ભરપુર હતું. અહીં એક ખંડિત મંદિર, તેની પ્રાચીનતા અને વિશાળતાથી આ ગામના શ્રાવકોની આબાદી અને સંપન્ન સ્થિતિ ઉપર પ્રકાશ પાડી રહ્યું છે. આ ધ્વસ્ત મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત શિખરબંધી બનેલું હતું. આજે તેમાંનો સભામંડપ અને કોટની દીવાલો પડી ગઈ છે. બાકીનો ભાગ હજી અખંડ ઊભો છે. દીવાલો ને શિખર સિવાય બધી રચના પથ્થરની કરેલી છે. મૂળગભારામાં આરસનું પ્રાચીન પંચતીર્થીવાળું પરિકર પડેલું છે. તેમાં મૂળનાયકની પ્રતિમા નથી. પરિકરના કાઉસગ્ગિયા, અને છત્ર તોડી નાખેલાં છે. પરિકરની ગાદી નીચેના ભાગમાં લેખ છે. પણ ખંડિત થયેલો હોવાથી માત્ર ‘मंगलं महाश्रीः’ એટલા અક્ષરો વંચાય છે. આ લેખ મોટો હોવો જોઈએ. ૧૧-૧૨ મી સદીની લિપિ પ્રતીત થાય છે. મંદિરના બંને દરવાજાના ઉત્તરંગમાં મંગળમૂર્તિ નથી પણ લંબ-ચોરસ ફૂલની આકૃતિ જોવાય છે. કાળના પંજામાં સપડાયેલું આવું પ્રાચીન અને સુંદર મંદિર આજે પોતાનું કરૂણ ગીત સંભળાવી રહ્યું છે.



# ૧૩૫. ભારજા

(કોઠા નંબર : ૨૯૬૪)

કીવરલી સ્ટેશનથી ઈશાનખૂણામાં ૩ માઈલ દૂર ભારજા નામે ગામ છે. આ ગામ કેટલું પ્રાચીન હશે તે જાણી શકાતું નથી. પરંતુ જૈન મંદિરની દેરીઓ ઉપર સં. ૧૫૦૦ અને ૧૫૦૨ના શિલાલેખોથી આ ગામ એથીયે પ્રાચીન હશે એમ માની શકાય. આજે અહીં પોરવાડ શ્રાવકોનાં ૨૫ ઘરો વિદ્યમાન છે. ૧ ઉપાશ્રય, ૨ ધર્મશાળાઓ, ૧ ગુરાંસા મહાત્મા (ઘરબારી શ્રીપૂજ્ય)ની ૧ પૌષધશાળા છે.

અહીં પહાડની ઓથમાં પણ એક ઊંચી ટેકરી ઉપર શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર આવેલું છે. મંદિર સુધી બાંધેલો રસ્તો છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકીઓ, સભામંડપ, શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત શિખરબંધી રચનાવાળું છે. તેમાં મૂળનાયકની પ્રતિમા અતિસુંદર છે. તેના ઉપર જે સુંદર નકશીદાર પરિકર હતું તેના ટુકડા બહારના ભાગમાં પડેલા છે, મંદિરના દરવાજાના જમણા હાથ તરફ ૩ ગોખલા અને ૬ જૂની દેરીઓ છે, તેમાં મૂર્તિઓ

નથી, તેમાં ચાર દેરીઓમાંથી બે ઉપર સં. ૧૫૦૦ અને બે ઉપર ૧૫૦૨ ના લેખો ઉત્કીર્ણ છે.[1]

હાલમાં જ આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો છે. ગૂઢમંડપમાં જવાનો મુખ્ય દરવાજો હાલમાં મકરાણા આરસનો બનાવેલો છે, ને તેમાં મંગલમૂર્તિની હારમાં ભગવાનની ૯ મૂર્તિઓ કોરેલી જોવાય છે.



## ૧૩૬. કાસીંદ્રા

**( કોઠા નંબર : ૨૯૬૫ )**

ઠીવરલી સ્ટેશનથી ઉત્તર દિશામાં ૨ા માઈલ અને ભીમાણા સ્ટેશનથી નૈર્ઋત્યખૂણામાં ૨ા માઈલ દૂર કાસીન્દ્રા નામનું ગામ છે. તેને કાયંદ્રા પણ કહે છે. એનું પ્રાચીન નામ 'કાશહૃદ.' આ નામમાં અહીંના કોઈ વિશાળ સરોવરનું સંભારણું હોય એમ લાગે છે. આ નામ ઉપરથી જૈનોનો 'કાશહૃદગચ્છ' પ્રસિદ્ધિમાં આવ્યો હતો અને તેના આચાર્યોએ અહીંના નિવાસીઓને ધર્મવીર બનાવવામાં ભારે ફાળો અર્પ્યો હતો. એ ધર્મવીરોના કારણે જ વિ. સં. ૧૨૫૩માં ગુજરાત ઉપર ચડાઈ કરનાર શહાબુદ્દીન ગોરી આ સ્થળે ઘાયલ થતાં પરાસ્ત થઇ પાછો વળ્યો હતો; પણ સં. ૧૨૫૩માં જ્યારે કુતબુદ્દીન એબક ગુજરાત ઉપર ચડી આવ્યો ત્યારે ધારાવર્ષની સેના એની સામે અંત સુધી ઝઝુમી છતાં ટક્કર ઝીલી શકી નહિ. ઇતિહાસની આ ઘટનામાંથી અહીંના નિવાસીઓની ધર્મપ્રવણતાનું મૂળ લાધે છે. એની બીજી હકીકતમાં ઊતરવાને અહીં અવકાશ નથી પરંતુ એ વીરોએ બંધાવેલાં પોતાની ધાર્મિક શ્રદ્ધાનાં પ્રતીકો આજે પણ અડગ ઊભાં છે. શૈવ મંદિરો પૈકી કાસેશ્વરનું મંદિર અને અરુણેશ્વરનું મંદિર એની પ્રાચીનતાની ગવાહી પૂરે છે. જ્યારે અહીંના જૈન મંદિરની ભમતીમાં જમણા હાથ તરફની છેલ્લેથી પહેલી દેરીના દરવાજા પર સં. ૧૦૯૧ નો લેખ વિદ્યમાન છે, જે આ પ્રકારે વંચાય છે:—

"श्रीभिल्लमालनिर्यातः प्राग्वाटः वणिजां वरः । श्रीपतिरिव लक्ष्मीयुग्गोलंश्रीराजपूजितः ॥
आकरो गुणरत्नानां बन्धुपद्मदिवाकरः । जज्जुकस्तस्य पुत्रः स्यात्(द्) नम्मरामौ ततोऽपरौ ।
जज्जुसुतगुणाढ्येन वाननेन भवाद् भयम् । दृष्ट्वा चक्रे गृहं जैनं मुक्त्यै विश्वमनोहरम् ॥
संवत् १०९१ ॥"

સારાંશ કે, સંવત્ ૧૦૯૧માં પોરવાડ વામન શ્રેષ્ઠીએ આ દેવકુલિકા કરાવી.

આ હકીકતથી આ મંદિર એ પહેલાંનું પ્રતીત થાય છે. જો આ લેખ સમગ્ર મંદિર કરાવ્યા સંબંધે હોય તોય સં. ૧૦૯૧ પછીનું તો આ મંદિર નથી જ અને ગામ તો એથીયે પ્રાચીન મનાય. અહીં પોરવાડ શ્રાવકોનાં ૨૦ ઘરો છે. ઉપાશ્રય કે ધર્મશાળા નથી. મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર બાવન જિનાલયવાળું છે. વળી, મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, બાવન પૈકી ૧૮ દેરીઓ, શૃંગારચોકી, કોટ અને શિખરબંધી મંદિર છે. ઘણો ભાગ જીર્ણ થયો છે ને કેટલોક ભાગ ખરી રહ્યો છે. ૧૮ સિવાયની બીજી દેરીઓ પડી ગઈ છે. મૂળનાયકની પરિકરવાળી પ્રતિમા મનોહર છે. પરિકરમાંથી બે ઈંદ્રો છૂટા પડી ગયા છે. નીચે લાંછન જોવાતું નથી. ગાદી ઉપર સં. ૧૨૩૪નો લેખ આ પ્રમાણે છે:—

"संवत १२३४ वैशाप सुदि १३ सोमे प्राग्वाटवंसी(शी)य श्रे० धणदेवभार्याजाषू तयोः पु० श्रे० अमरा भार्यासांती तत्पुत्र-आंबडपुत्रिका पूनमतियू(यु)तेन पिता(तृ)श्रेयोर्थं बिंबं कारितं प्रतिष्ठितं सूरिभिः ॥ मंगलं महाश्रोः ॥"

આ લેખ ઉપરથી જણાય છે કે સં. ૧૨૩૪માં મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો એ સમયે આ મૂર્તિને પ્રતિષ્ઠિત કરી.

અહીં બીજું એક પ્રાચીન જૈન મંદિર તૂટેલી હાલતમાં જોવાય છે. કહે છે કે આના ઘણા પથ્થરો રોહિડાના જૈનમંદિરના ઉપયોગમાં લેવાયા છે.



---

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક : ૬૧૫ થી ૬૧૮

## ૧૩૭. આમથરા

(કોઠા નંબર : ૨૯૬૬)

કીવરલી સ્ટેશનથી પશ્ચિમ દિશામાં ૧ માઈલ દૂર આમથરા નામે પ્રાચીન ગામ છે. આજે અહીં ઉપાશ્રય, ધર્મશાળા કે જૈનનું એક પણ ઘર નથી; માત્ર એક જૈન મંદિર વિદ્યમાન છે.

શ્રીઅજિતનાથ ભગવાનનું આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ૧૨ દેરીઓથી યુક્ત, ભમતીના કોટથી ઘેરાયેલું છે. લગભગ બારમા સૈકાની સ્થાપત્ય રચના લાગે છે.

મૂળનાયક ઉપર એકતીર્થીનું પ્રાચીન પરિકર છે પરંતુ તેના ઉપર કોઈ લેખ જોવાતો નથી. મૂળનાયકની બંને બાજુની એક જોડીની મૂર્તિઓ દર્શનીય છે. બંનેની ઊંચાઈ ૧ હાથ ૮ાા આંગળ પ્રમાણ અને પહોળાઈ ૧ હાથ ૩ાા આંગળની છે. ગૂઢમંડપમાં કેટલીક મોટી શ્વેતવર્ણી મૂર્તિઓ સ્થાપન કરેલી છે. તેમાં એક મૂર્તિની નાસિકા અને બીજી મૂર્તિના હાથનો એક અંગૂઠો ખંડિત છે. બંનેની ઊંચાઈ લગભગ ૪૦ આંગળ છે. તેમાં ડાબા હાથ તરફની મૂર્તિ ઉપર સં. ૧૫૨૫નો લેખ આ પ્રકારે છે:—

"सं० १५२५ सं० सांडा सं० वरसींग सं० गोपादिभिः श्रीवर्द्धमानबिंबं कारितं प्र० श्रीतपागच्छलक्ष्मीसागरसूरिभिः ॥"

બીજી મૂર્તિઓ પૈકી અંબિકા દેવીની મૂર્તિઓ ૨, ગૃહસ્થની હાથ જોડીને ઊભેલી મૂર્તિ ૧, અને પરિકરના ૨ ટુકડા વગેરે વિદ્યમાન છે. આ બધી મૂર્તિઓ મોટે ભાગે ખંડિત થયેલી છે. મંદિરની દેવકુલિકાઓમાં અત્યારે મૂર્તિઓ વિદ્યમાન નથી.



## ૧૩૮. કીવરલી

(કોઠા નંબર : ૨૯૬૭)

કીવરલી સ્ટેશનથી નૈઋત્યખૂણામાં ૧ા માઈલ દૂર કીવરલી નામનું ગામ છે. જૈન શ્રાવકોનાં ચાર-પાંચ ઘરો છે. અહીં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે તેના મૂળનાયકની ગાદી ઉપર સં. ૧૧૩૨નો ઘસાયેલો લેખ આ પ્રકારે છે:—

"…. …….११३२ फा० सु० १० बुध दिने…………पुत्रत्रिभोवनपाल पुत्र……..श्री….सहितेन मोक्षार्थः(र्थं) श्री……..संघपतिना प्रतिमा कारि[ता]…..…….॥"

આ લેખ ઉપરથી આ મંદિર અને ગામ સં. ૧૧૩૨ થીયે પ્રાચીન હોવાનું જણાય છે.

મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, શૃંગારચોકી, શિખર અને કોટથી યુક્ત આ મંદિર બંધાયેલું છે. મંદિરમાં સભામંડપ નથી. મૂળગભારામાં ત્રિગડાની બંને બાજુએ રહેલી મૂર્તિઓ ઉપર સં૦ ૧૯૦૩ના લેખો છે તેથી આ મંદિરની છેલ્લી પ્રતિષ્ઠા એ સમયે થઈ હશે. ગૂઢમંડપમાં થાંભલાની કુંભી ઉપર સં. ૧૧૮૦નો લેખ આ પ્રમાણે છે:—

"…………११८० भाद्रपदसुदि ७ श्रे० नागदेवसुतेन देवंगेन कुंभी कारापिता ॥ कुर्यां निविज्ञो देवंगश्रावका श्रीऋषभनाथ-देवमाराधयतीति ॥"

આ લેખ ઉપરથી પણ આ મંદિર સં. ૧૧૮૦ પહેલાંનું સ્પષ્ટ થાય છે. વળી, મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન હોવા છતાં આ લેખમાં શ્રીઋષભદેવનો ઉલ્લેખ કેમ કર્યો હશે એ સમજાતું નથી. મંદિરમાં પડેલા પરિકરના પ્રાચીન ટુકડાઓમાં ફણાવાળો ટુકડો જોવાય છે તેથી એ પરિકર મૂળનાયક ભગવાનનું હશે એવી કલ્પના થાય છે.



# ૧૩૯. ઓર

(કોઠા નંબર : ૨૯૯૮)

આબુરોડ સ્ટેશનથી ઈશાનખૂણામાં ૩ માઈલ દૂર ઓર નામનું ગામ છે. એનું પ્રાચીન નામ ઓડ હોવાનું શિલાલેખોમાં મળે છે. અહીંના મંદિરમાંથી સં. ૧૨૪૨ના મળી આવેલા બે કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમાના લેખોમાં ઓડ ગામનો ઉલ્લેખ મળે છે, એ ઉપરથી આ ગામ એથીયે પ્રાચીન હોવાનું જણાય છે. એ લેખ આ પ્રકારે છે:—

" ॐ ॥ संवत् १२४२ वर्षे ज्येष्ठ सुदि ११ एकादश्यां शुक्रे ओडग्रामे श्रीमहावीर चैत्रे(त्ये) प्राग्वाटवंशीय श्रे० सहदेवस्तत्सूनुः सद्भ्रातस्तत्पुत्रो वरदेवः ॥

यशोधवलनाम्नेदं वरदेवसुतेन कारितं रम्यं । निजजनकसुगतिहेतोर्जिनयुगलं हरतु दुरितानि ॥

सुप्रतिष्ठि(ष्ठि)तं सु(सू)रिभिः ॥ छ ॥ "

બીજી પ્રતિમા ઉપર પણ આવો જ લેખ છે.

આ ઉપરથી જણાય છે કે બારમા–તેરમા સૈકામાં અહીં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હશે. આજે તો અહીં જૈન પોરવાડનાં સાતેક ઘરો વિદ્યમાન છે, ૧ ઉપાશ્રય અને શ્રીઆદીશ્વર ભગવાનનું પ્રાચીન મંદિર છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટયુક્ત છે. તેમાં મૂળનાયકની મૂર્તિ પંચતીર્થીના પરિકરયુક્ત છે. ગૂઢમંડપમાં ડાબી બાજુએ શ્રીપાર્શ્વનાથ ભગવાનની પરિકરવાળી સુંદર મૂર્તિ છે. આ મૂર્તિની ઊંચાઈ ૧ હાથ, ૧૦ આંગળ અને પહોળાઈ ૧ હાથ, ૩॥ આંગળ છે, તેમજ પરિકર સાથે ૨ હાથ ૬ આંગળની ઊંચાઈ અને પહોળાઈ ૧ હાથ, ૮॥ આંગળ છે. મૂર્તિ કરતાં પરિકર પ્રાચીન છે. ગૂઢમંડપના ગોખલામાં ૨ કાઉસગ્ગિયા મનોહર અને એક જ નમૂનાના છે. સં. ૧૨૪૨ નો ઉપર્યુક્ત લેખ તેના પર ઉત્કીર્ણ છે. એ લેખમાં અહીં મહાવીર ભગવાનનું મંદિર હોવાનું જણાવ્યું છે પણ આજે તો મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર કહેવાય છે. આ ફેરફાર ક્યારે થયો તે જાણવા મળ્યું નથી, પણ પંદરમી શતાબ્દી સુધી અહીં મૂળનાયક મહાવીર ભગવાન હતા એમ શ્રીસાધુચંદ્ર નામના મુનિએ રચેલી 'ચૈત્યપરિપાટી'થી જાણવા મળે છે. તેઓ કહે છે—

"ઓડપુર મુખમંડણુ એ, સિરિ વીર જિણેસર."

એટલે પંદરમા સૈકા પછી થયેલા જીર્ણોદ્ધાર સમયે મૂળનાયકની ફેરબદલી થઈ હશે એમ આથી જણાય છે.

ગૂઢમંડપના ગોખલામાં એક પ્રાચીન પંચતીર્થીયુક્ત શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ફણાવાળું ખાલી સુંદર પરિકર છે. તેમાં મૂળનાયક નથી પણ તેમની જગાએ શ્રીઅંબિકાદેવીની સુંદર મોટી મૂર્તિ સ્થાપન કરેલી છે. તેના ઉપર સં. ૧૧૪૧નો લેખ આ પ્રકારે છે:—

" संवत् [१]१४१ आषाढ सुदि ९..........य श्रीमहावीर.......समुदायेन तथा श्री..........॥ "

આ ગામમાં બતરિયા નામના નાળા ઉપર એક વિઠ્ઠલજીનું મંદિર છે. એમાં શ્યામવર્ણી વિષ્ણુની ઊભી મૂર્તિની આસપાસ સફેદ–પીળા આરસનું સુંદર કોરણીદાર પરિકર છે, એ પરિકરમાં બંને બાજુએ દેવીઓની મૂર્તિ કોતરેલી છે અને ઉપરના ભાગમાં મંગળમૂર્તિ તરીકે તીર્થંકરની નાની મૂર્તિ કોતરેલી છે. આ ઉપરથી આ પરિકર અહીંના કે ચંદ્રાવતીના જૈન મંદિરમાંથી લાવીને લગાવ્યું હશે એમ લાગે છે. સભામંડપના દરવાજામાં પણ તીર્થંકરની મંગળમૂર્તિ હતી તેને છોલી નાખીને ગણેશની મૂર્તિ કોતરેલી હોવાનું સ્પષ્ટ જણાય છે પં. ગૌરીશંકર ઓઝાજી પણ એ વાતનું સમર્થન કરતાં કહે છે કે, "આ મંદિરોનું મુખ્ય દ્વાર એક જ છે; જે સંગેમરમરનું બનાવેલું છે અને તેની ઉપર સુંદર કોરણીનું કામ કરેલું છે. તેની ઉપર જૈન મૂર્તિ હોવાથી સ્પષ્ટ થાય છે કે આ દરવાજો કોઈ જૈન મંદિરમાંથી લાવીને અહીં લગાવવામાં આવ્યો છે."[1]



૧. "સિરોહી રાજ્યકા ઇતિહાસ" પૃ. ૪૮.

## ૧૪૦. દેરણા

( કોઠા નંબર : ૨૯૬૯ )

આબુરોડ ( ખરેડી )થી ઈશાનખૂણામાં ૪ માઈલ દૂર દેરણા નામે ગામ છે. અહીં શ્રાવકની વસ્તી, ઉપાશ્રય કે ધર્મશાળા નથી. એક માત્ર પ્રાચીન જૈન મંદિર છે. આ મંદિરના ગૂઢમંડપમાં ડાબા હાથે આવેલા ગોખલામાં પરિકરની ગાદીઓ નીચે સં. ૧૧૭૨ ના લેખમાં આ ગામનું નામ 'દેહલાણા' આપેલું છે:—

" संवत् ११७२ फागण सुदि ३ शनौ ववहरकीयगच्छे देहलाणाग्रामे सहजिगदुहिता जिनेन्द्रमा(म)हावीरप्रतिमा कारिता ॥ "

સં. ૧૧૭૨ નો આ લેખ ગામ અને મંદિરની એ સમય કરતાં યે પ્રાચીનતા સૂચવે છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર, બંને તરફની ખાલી ૧૦ દેરીઓ અને ભમતીના કોટવાળું છે. મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાન છે.



## ૧૪૧. દેલવાડા

( કોઠા નંબર : ૨૯૭૦ )

ઉદેપુરથી ઉત્તર દિશામાં ૧૭ માઈલ દૂર દેલવાડા નામનું ગામ છે. શિલાલેખોમાં આનું 'દેવકુલપાટક' એવું નામ મળે છે. પાટક એટલે પાડો—ગામનો અડધો ભાગ. મતલબ કે ગામનો અડધો ભાગ તો દેવકુલ—દેવમંદિરોથી રચાયેલો છે એમ ગણાય. એક સમયે આ મોટું નગર હતું કાળક્રમે તેનો મોટો ભાગ નષ્ટ થઈ જતાં બાકી બચેલો ભાગ દેલવાડા કહેવાતો હોય. એમ પણ બનવાજોગ છે કે નષ્ટ થયેલો ભાગ નાગહૃદ નગરનો હોય. વિક્રમની પંદરમી—સોળમી શતાબ્દીમાં આ ગામની ભારે જાહોજલાલી હતી એમ અહીંથી મળેલા શિલાલેખોથી જણાય છે. વળી, અહીં જૈનોની વસ્તી પુષ્કળ હોવાનું પણ શિલાલેખો જણાવે છે. શ્રીસોમસુંદરસૂરિ પોતાના વિશાળ સાધુપરિવાર સાથે અહીં ઘણી વખત આવ્યાનું વર્ણન 'સોમસૌભાગ્યકાવ્ય'માંથી મળી આવે છે. કહેવાય છે કે અહીં પહેલાં ત્રણસો મંદિરોનો ઘંટારવ સંધ્યાકાળે એકી સાથે સંભળાતો હતો. સં. ૧૭૪૬ માં રચેલી 'તીર્થમાળા'માં કહે છે કે—

" દેલવાડિ છિ દેવ જ ઘણા, બહુ જિનમંદિર રળિયામણાં;
દોઈ ડુંગર તહાં થાપ્યાં સાર, શ્રીશત્રુંજો ને ગિરનાર "

અહીં અનેક જિનમંદિરો હતાં એટલું જ નહિ; બે ડુંગરો ઉપર શત્રુંજયાવતાર અને ગિરનારાવતારની સ્થાપના કરેલી હતી. આ હકીકત ઉપરથી જ આ તીર્થની મહત્તા પામી જણાય છે પરંતુ આજે તો માત્ર ૩ મંદિરો અખંડરૂપે વિદ્યમાન છે, જેને 'વસહી' કહેવામાં આવે છે. આ ત્રણે મંદિરો બાવન જિનાલયવાળાં વિશાળ અને ભવ્ય છે. બે મંદિરોમાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાન છે અને ત્રીજું મંદિર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું છે. તેમાં ભોંયરાં પણ છે. વિશાળકાય તીર્થંકર પ્રતિમાઓ અને કેટલાક આચાર્યોની મૂર્તિઓ પણ આ મંદિરોમાં બિરાજમાન છે. સં. ૧૯૫૪ માં અહીં જીર્ણોદ્ધાર થયો ત્યારે જમીનમાંથી ૧૨૪ મૂર્તિઓ મળી આવી હતી.

એક ચોથું મંદિર યતિજીના ઉપાશ્રયમાં છે. અહીં ૧૦–૧૨ પોષધશાળાઓ યતિ—મહાત્માઓની વિદ્યમાન છે.



## ૧૪૨. વેલાર

( કોઠા નંબર : ૨૯૭૧ )

નાણા સ્ટેશનથી ઉત્તર દિશામાં ૩॥ માઈલ દૂર વેલાર નામે ગામ છે. આ ગામમાં આવેલા શ્રીઆદીશ્વર ભગવાનના મંદિરમાંની નવચોકીના સં. ૧૨૬૫ ના સ્તંભલેખમાં આ ગામનું નામ 'વધિલાટ' ઉલ્લેખ્યું છે. આ લેખ આ ગામ અને મંદિરની પ્રાચીનતા વિશે પ્રકાશ પાથરે છે, તેથી અહીં આપવો ઉપયુક્ત ગણાય.

"સં૦ ૧૨૬૫ વર્ષે ફાલ્ગુન વદિ ૭ ગુરૌ પ્રૌઢપ્રતાપશ્રીમદ્ધાંધલદેવકલ્યાણવિજય(યિ)રાજ્યે વધિલાટચૈત્યે શ્રીનાણકીયગચ્છે શ્રીશાંતિસૂરિગચ્છાધિપે ઇતશ્ચ ॥

आसीद्धर्कटवंशमुख्य उमलः श्राद्धः पुरा शुद्धधीरतद्गोत्रस्य विभूषणं समजनि श्रेष्ठिसणक्षाभिधः ।
पुत्रौ तस्य बभूवतुः क्षितितले विख्यातकीर्ती भृशं घूमाह्वः प्रथमो बभूव स गुणी रामाभिधश्चापरः ॥१॥

तथान्यः ॥

श्रीसर्व्वज्ञपदार्च्चने कृतमतिर्ज्जीवे दयालुर्म्मुहुराशादेव इति क्तितौ(क्षितौ) समभवत् पुत्रोऽस्य धांधाभिधः ।
तत्पुत्रो यतिसंगतिः प्रतिदिनं गोसाकनामा सुधिः(धी) शिष्टाचारविसा(शा)रदो जिनगृहोद्धारोद्यतो यो[ऽ]जनि ॥२॥
कदाचिदन्यदा चित्ते विचिंत्य चपलं धनं । गोस्याकरामाभिधाभ्यां कारितो रंगमंडपः ॥३॥

भद्रं भवतु ॥

આ લેખના ઐતિહાસિક ભાવની તારવણી આ છેઃ—

—સં. ૧૨૬૫ના ફાગણ વદિ ૭ને ગુરુવારે રામ અને ગોસ્યાક નામના બે શ્રેષ્ઠીઓએ વિધલાટના મંદિરનો રંગમંડપ કરાવ્યો, એ સમયે પ્રતાપી ધાંધલદેવ રાજા હતો અને નાણકીયગચ્છના અધીશ્વર શ્રીશાંતિસૂરિ આ મંદિરમાં વિરાજતા હતા. રામ નામનો શ્રેષ્ઠી ધર્કટવંશીય ઉમલનો સદ્‌ગુણી પુત્ર અને ખૂમાનો ભાઈ હતો. બીજો ગોસ્યાક નામે શ્રેષ્ઠી, વિદ્વાન અને દયાળુ એવા આશાદેવના પુત્ર ધાંધાનો પુત્ર હતો. તે શ્રાવક ધર્મમાં ઉદ્યમી અને સાધુઓના સંગમાં રહેતો. તે શિષ્ટાચારી હોવા ઉપરાંત જિનમંદિરોના ઉદ્ધાર કરવાની વૃત્તિવાળો હતો. આ બંને શ્રેષ્ઠીઓએ લક્ષ્મીની ચંચળતા સમજીને અહીંનો રંગમંડપ કરાવ્યો.

મતલબ કે, આ મંદિર નાનું હશે અને તેનો જીર્ણોદ્ધાર કરાવી રંગમંડપ વિશાળ બનાવ્યો હશે; કેમકે જે સમયે તેમણે મંડપ કરાવ્યો તે સમયે શાંતિસૂરિ આ મંદિરમાં પહેલાંથી જ બિરાજતા હતા. અર્થાત્ આ મંદિર સં. ૧૨૬૫ પહેલાં બન્યું હોવું જોઈએ અને વધિલાટ ગામ એથીયે પ્રાચીન કાળમાં વસ્યું હશે એમ માની શકાય. એ સમયે નાણકીય ગચ્છની અહીં ગાદી હોવાથી જૈનોની આબાદી પણ હશે. રામ અને ગોસ્યાક જેવા અને ગોસ્યાકના બીજા કુટુંબીઓ જેમણે આ મંદિરમાં સ્તંભો વગેરે કરાવ્યું છે,[1] તે ઉપરથી પણ અહીં જૈનોની વસ્તી ઠીક પ્રમાણમાં હોવાનું અનુમાન નીકળે છે.

આજે અહીં જૈન શ્રેષ્ઠીનું એક માત્ર ઘર છે. ઉપાશ્રય કે ધર્મશાળા નથી. સં. ૧૯૬૨માં અહીં શ્રાવકોનાં ૧૫-૧૬ ઘરો મોજુદ હતાં પણ કોઈ કારણે તેઓ પાલડી ગામમાં રહેવા ચાલ્યા ગયા છે. પાલડીમાં આવેલો 'વેલારનો વાસ' આજે એની સાબિતી આપી રહ્યો છે.

અહીં શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટથી યુક્ત બનેલું છે. સં. ૧૯૧૮ના લેખો આ મંદિરની નવચોકીના સ્તંભો ઉપર કોતરેલા છે, એ ઉપરથી લાગે છે કે આ મંદિરનો એ સમયે જીર્ણોદ્ધાર થયો હતો અને એ સમયે થયેલી પ્રતિષ્ઠા વખતે મૂળનાયક સહિત ચારેક દિગંબરીય મૂર્તિઓ શ્રાવકોને ક્યાંકથી મળી આવેલી તે આ મંદિરમાં પધરાવી દીધી લાગે છે. મૂળનાયક ઉપર સં. ૧૫૪૫નો લેખ[2] અને બીજી દિગંબર મૂર્તિઓ ઉપર સં. ૧૫૪૮ના લેખો કૃત્રિમ રીતે લખાયેલા જોવાય છે.

મૂળનાયકના ડાબા હાથ તરફની લેખ વિનાની શ્વેતાંબરીય પ્રતિમા શ્રીપાર્શ્વનાથ ભગવાનની છે. આ મંદિરમાં સં. ૧૨૬૫ના સાતેક લેખો મળે છે, જે જીર્ણોદ્ધાર સમયના છે. એટલે આ પ્રાચીન મંદિર ક્યારે અને કોણે બંધાવ્યું એ જાણવા માટે કોઈ લેખ સાંપડતો નથી. વૃદ્ધો કહે છે કે ગૂઢમંડપમાં સં. ૧૨૩૨નો એક લેખ મોજુદ હતો પણ મંદિરમાં કરાવેલા ચૂનાના પ્લાસ્તરમાં એ અને બીજા લેખો દબાઈ ગયા છે. અહીંનો એક સ્તંભ જેના ઉપર સંવત્ વિનાનો પદ્યલેખ

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંકઃ ૩૨૭ થી ૩૩૨.

૨. એજનઃ લેખાંકઃ ૩૩૩.

કોરેલો છે તે પાર્શ્વદેવ નામના ચૈત્યવાસી મુનિએ કરાવ્યાનું તેમાંથી જણાય છે.[1] કેટલીક ખંડિત મૂર્તિઓ મંદિરની બહાર જમીનમાં ભંડારી પણ દીધી છે.

ચામુડેરીવાળા શેઠ વના ખુમાજીએ આ મંદિરનો છેલ્લો જીર્ણોદ્ધાર કરાવી મંદિરમાં આરસ પથરાવ્યો છે. વળી, મંદિરનો કોટ, શૃંગારચોકી, જાળીઓ અને એક ઓરડી વગેરે પણ કરાવ્યું છે.



## ૧૪૩. ચામુડેરી

(કોઠા નંબર : ૨૯૭૨)

નાણા સ્ટેશનથી ઉત્તરમાં ૧। માઈલ દૂર ચામુડેરી નામે ગામ છે. કહેવાય છે કે અહીંના ચામુંડા દેવીના મંદિરના કારણે આ ગામનું નામ ચામુડેરી પડ્યું. આ ગામને 'સાંવલેરી' એવા બીજા નામથી પણ લોકો ઓળખે છે.

અહીં પોરવાડ શ્રાવકોનાં ૫૫ જેટલાં ઘરો વિદ્યમાન છે. ૧ ઉપાશ્રય અને ૧ ધર્મશાળા તેમજ ૧ જૈન વિદ્યાલય પણ છે.

આ ગામમાં આવેલા જૂના ઉપાશ્રયમાં પહેલાં ઘર–દેરાસર હતું. તેમાં આરસની એક નાની શ્યામમૂર્તિ અને બે ધાતુમૂર્તિઓ બિરાજમાન હતી. પછી એક નવું મંદિર બંધાવી સં. ૧૯૮૫માં ધનારીના શ્રીપૂજ્ય મહેન્દ્રસૂરિજીએ મંદિરની પ્રતિષ્ઠા કરી છે.

મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટવાળું બનેલું છે. મૂળનાયકની મૂર્તિ અને બંને પડખે રહેલી મૂર્તિઓ નીચે લાંછનો બીજા હોવા છતાં લોકો તેમને શ્રીઋષભદેવ અને પડખેની મૂર્તિઓને શ્રીમલ્લિનાથ ભગવાન કહે છે. મંદિરમાંની કુલ ૧૦ મૂર્તિઓમાંથી ૬ મૂર્તિઓ માલણ ગામથી લાવવામાં આવી છે.

ગૂઢમંડપની મૂર્તિઓ ઉપર લેખો છે પણ પૂરા વાંચી શકાતા નથી, છતાં સં. ૧૪૯૭ના લેખો જણાય છે. ગૂઢમંડપમાં ગૌતમસ્વામી ગણધરની બે મૂર્તિઓ છે અને નવચોકીમાં યક્ષ–યક્ષિણીની બે મૂર્તિઓ છે. મંદિરમાંની ધાતુમૂર્તિઓ ઉપર સં. ૧૫૨૭, ૧૭૨૫, ૧૭૬૩ વગેરે સાલના લેખો વંચાય છે.[2]



## ૧૪૪. સીવેરા

(કોઠા નંબર : ૨૯૭૪)

પીંડવાડાથી ઉત્તરમાં ૫ માઈલ દૂર સીવેરા નામનું ગામ છે. અહીંના શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરમાંના સં. ૧૧૯૮ ના શિલાલેખમાં આ ગામનું નામ 'સીપેરક' ઉલ્લેખ્યું છે.[3] આથી આ ગામ અને મંદિર એથીયે વધુ પ્રાચીન અને જૈનોની વસ્તીવાળું હશે એવું ફલિત થાય છે.

આજે અહીં એકે જૈનની વસ્તી નથી, છતાં એની પ્રાચીન જાહોજલાલીની યાદ આપતું શ્રીશાંતિનાથ ભગવાનનું ભવ્ય મંદિર ઊભું છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શિખર અને ભમતીના કોટવાળું છે. વળી, દરવાજાની બંને બાજુએ દેરીઓ બનાવવા માટેના દશ–દશ ખંડો જેમાં જમણી બાજુના સાત ખંડો તો બમણા વિશાળ રાખેલા છે. મૂળગભારો અને ગૂઢમંડપની ભીંતો શ્યામળા પથ્થરોની બનેલી છે. બાકીનો ભાગ સફેદ પથ્થરનો છે. શૃંગારચોકીને બદલે ચોતરો છે. મંડપ કે ઘૂમ્મટ બનાવેલા નથી.

---

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંકઃ ૩૩૭

૨. એજનઃ લેખાંકઃ ૩૩૮ થી ૩૪૦.

૩. એજનઃ લેખાંકઃ ૩૧૮.

મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની સપરિકર મનોહર મૂર્તિની ગાદીમાં સં. ૧૧૦૯ નો શિલાલેખ આ પ્રમાણે છેઃ—

" संवत् ११०९ वैसा(ख)सुदि ८ गोष्ठ्या श्रीशांतिनाथप्रतिमा कारिता ॥ श्रीशांत्याचार्यैः प्रतिष्ठिता ॥ "

—સં. ૧૧૦૯ ના વૈશાખ સુદિ ૮ ના રોજ ગોષ્ઠીએ શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની શ્રીશાંત્યાચાર્યે પ્રતિષ્ઠા કરી.

આ ઉપરથી લાગે છે કે આ મંદિર સં. ૧૧૦૯ માં બનાવવામાં આવ્યું હશે.

મૂળનાયકની ઊંચી બેઠકની ગાદીમાં વચ્ચે ધર્મચક્ર અને તેની નીચે બે હરણની આકૃતિઓ છે. ધર્મચક્રની બંને બાજુએ એકેક હાથી અને સિંહ કોરેલા છે. પરિકરમાં એક બાજુમાં ભગવાનની ત્રણ મૂર્તિઓ અને બીજી બાજુમાં બે જિનમૂર્તિઓ તેમજ એક દેવીની આકૃતિ કોરેલી છે. ઉપરના ભાગમાં પુષ્પમાલધર અને હાથીનાં સુશોભનો છે. પરિકર જુદા જુદા ટુકડાઓ ગોઠવીને લગાડેલું જણાય છે.

ગૂઢમંડપમાં સપ્તફણાલંકૃત શ્રીપાર્શ્વનાથ ભગવાનની કાયોત્સર્ગસ્થ હૃદયંગમ મૂર્તિ ખડી છે. તેની ઊંચાઈ–પહોળાઈ ૫૪"×૨૦" ઈંચ પ્રમાણ છે. એમાં લેખ નથી પણ એની રચના લાક્ષણિક ઢંગની છે. ભગવાનના ચરણ પાસે એકેક ઈંદ્ર અને શ્રાવક તેમજ બીજી તરફ શ્રાવિકાની મૂર્તિઓ નમસ્કાર મુદ્રામાં બેઠેલી છે. પાસે ચામરધારી ઈંદ્રો સેવકનો ખ્યાલ આપી રહ્યા છે. આ આકૃતિઓની ઉપર ત્રણ સર્પ–માનવ એટલે ધરણેન્દ્રની આકૃતિઓ હાથ જોડી અવનતભાવ દર્શાવી રહી છે. ઉપરના ભાગમાં બંને બાજુએ પુષ્પમાલધર ઊભા છે.

પાસેના ગોખલાઓમાં પ્રાચીન કોરણીવાળી સં. ૧૧૯૮ અને ૧૨૨૪ ની લેખાંકિત પ્રતિમાઓ આબેહૂબ છે.[1] આ ગોખલાની બંને બાજુએ પ્રાચીન કોરણીવાળા બારશાખના આરસ સ્તંભોના ટુકડા લગાવ્યા છે, તેમાં દેવ–દેવીઓની મૂર્તિઓ જોવાય છે.

અહીં મંદિરની જોડે બે–ત્રણ ઓરડાવાળી ધર્મશાળા છે. તેમાં સાધુ–સાધ્વી અને યાત્રાળુ શ્રાવકો ઊતરે છે.

પીંડવાડાના શ્રાવક ચંદ્રભાણ જેતાજીની અહીં દુકાન છે. તેઓ મંદિરની સારી સંભાળ રાખે છે. તેમણે કરાવેલો એક બગીચો મંદિરને અર્પણ કર્યો છે.

મંદિરની પાછળ એક વિશાળ અને ઊંડું તળાવ મજબૂત બાંધણીનું બનેલું છે. નદીને તળાવમાં વાળી છે. તળાવ વાટે ખેતરોને પાણી પહોંચે એવી સગવડ છે. સિરોહી રાજ્યમાં આ મોટામાં મોટું તળાવ હોવાનું મનાય છે.



## ૧૪૫. વીરવાડા

( કોઠા નંબર : ૨૯૯૫–૨૯૯૬ )

સજ્જનરોડ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૬ માઈલ દૂર વીરવાડા નામનું ગામ છે. વીરવાડા પુરાતન છે, એટલું જ નહિ આજે તેની પાસે જ વાસીયું ગામ છે જેનો તીર્થમાળાઓમાં 'વિસલનગર' એવા નામે ઉલ્લેખ કર્યો છે, એ પ્રાચીન સમયમાં તો વીરવાડામાં સમાઈ જતું હશે.

કોટરા ગામમાંથી મળી આવેલા જૈન મંદિરના સં. ૧૨૦૮ ના એક શિલાલેખમાં 'વીરપલ્લી' ગામના એક શ્રેષ્ઠીએ મંદિર નિર્માણ કર્યાનો ઉલ્લેખ છે[2]. જો આ વીરપલ્લી જ વીરવાડા હોય તો એ નક્કી થાય છે કે, આ ગામ બારમા–તેરમા સૈકાથીયે વધુ પ્રાચીન છે.

અહીંના ભગવાન મહાવીરસ્વામીના મંદિરની છચોકીના એક સ્તંભ ઉપર સં. ૧૪૧૦ નો લેખ છે, જે જીર્ણો-

---

૧. " અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ " લેખાંકઃ ૩૧૮, ૩૨૦

૨. " જૈન લેખ સંગ્રહ " ખંડ–૧–શ્રીપૂરણચંદજી નાહર સંગ્રહીત–પૃ. ૨૬૮, લેખાંકઃ ૯૬૯.

દ્ધાર કરાવ્યા સંબંધે છે, તેમાં આ ગામનું નામ ' વીરવાડા ' આપેલું છે. ઉપર્યુક્ત લેખને સમર્થન આપતો આ લેખ એટલું તો સ્પષ્ટ કરે છે કે આ ગામ અને મંદિર સં. ૧૪૧૦ કરતાં અવશ્ય પ્રાચીન છે.

શ્રીમેહ કવિએ સં. ૧૪૯૯ ની આસપાસમાં રચેલી 'તીર્થમાળા'માં અને પં. શ્રીશીલવિજય ગણિએ સં. ૧૭૪૫ માં રચેલી 'તીર્થમાળા'માં શ્રીધર્મનાથ ભગવાનના મંદિરનો ઉલ્લેખ ક્રમશઃ આ પ્રમાણે મળે છે:–

" વીરવાડિ શ્રીધર્મ જિણંદ. "[1] " વીરવાડઇ ઇક ધર્મ વિચારુ "[2]

જ્યારે શ્રીજ્ઞાનવિમલસૂરિએ સં. ૧૭૫૫ માં રચેલી 'તીર્થમાળા'માં અહીંના મંદિરને શ્રીમહાવીર ભગવાનનું હોવાનો ઉલ્લેખ આ રીતે કર્યો છે:–

" અઝાહરી વીરવાડિમાં એ, બંભણવાડિ વીર "[3]

ઉપર્યુક્ત વર્ણનો મંદિરમાં જીર્ણોદ્ધાર પ્રસંગે મૂળનાયકમાં થયેલા ફેરફારનાં પ્રમાણ આપે છે.

અહીં શ્રાવકોનાં ઘર ૪૮, ઉપાશ્રયો ૪, ધર્મશાળાઓ ૨ અને ૨ જિનમંદિરો છે. આ મંદિરો પૈકી એક શ્રીઆદીશ્વર ભગવાનનું અને બીજું શ્રીધર્મનાથ ભગવાનનું છે.

૧. શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર પહાડની ટેકરીની ઓથમાં ઊંચાણ ભાગ પર આવેલું છે. મૂળગભારો ગૂઢમંડપ, નવચોકીઓ, સભામંડપ, શંગારચોકી, ચારે તરફ ફરતી ૪૬ દેરીઓ યુક્ત છે. દેરીઓ સમેત કુલ ૪૭ શિખરોથી આ મંદિરની રચના આલીશાન દેખાય છે, દેરીઓ ૪૦ છે અને બંને બાજુએ ત્રણ–ત્રણ ખંડવાળો એકેક ગભારો છે. તે એકેક ખંડ ઉપર શિખરો છે. આ મંદિરને લોકો 'બાવન જિનાલય' નામે ઓળખે છે.

મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પ્રાચીન મૂર્તિ પંચતીર્થીના પરિકરયુક્ત છે. પરિકરની ગાદીમાં વચ્ચે દેવી, તેની નીચે બે હરણ અને બંને બાજુએ એકેક હાથી અને સિંહ છે. વળી, એક તરફ યક્ષ અને અંબિકાદેવીની મૂર્તિ છે. મૂર્તિ ઉપર લેખ જોવાતો નથી. સંભવતઃ લેખનો ભાગ લાદીઓ જડતાં દબાઈ ગયો હોય એમ જણાય છે. મંદિરમાં મૂર્તિઓનો પરિવાર ઠીક પ્રમાણમાં છે. જમણા હાથે આવેલી એક ખાલી ઓરડીમાં થઈને ભમતીમાંથી બહાર જવાનો દરવાજો મૂકેલો છે. એ દરવાજાની બારશાખમાં તીર્થંકરની મંગળમૂર્તિ ઉત્કીર્ણ છે અને દરવાજા ઉપર શૃંગારચોકી પણ કરેલી છે.

શૃંગારચોકીના બહારના કંપાઉંડમાં એક ભોંયરું છે, તેમાં ખંડિત મૂર્તિઓ અને પરિકરો વગેરે ભંડારી દીધાં છે. છતને ખોદીને જ ભોંયરામાં જઈ શકાય એવું પાકું કામ કર્યું છે.

આ મંદિર સં. ૧૪૭૫ માં બન્યું હોવાની માહિતી એક લેખથી મળી આવે છે ડીંડિલા ગામના રહેવાસી પોરવાડ પાલ્હાએ આ મંદિર બંધાવી તેની પ્રતિષ્ઠા શ્રીવીરપ્રભસૂરિએ કરાવી છે. એ જ આચાર્યે મંદિરનો રંગમંડપ પોતે કરાવ્યાનો એક લેખ એક સ્તંભ નીચે ચૂનામાં દબાયેલો મળી આવેલો. હવે તેની ઉપર ભંડારની આરસ પેટી લગાવ્યાથી એ લેખ ઢંકાઈ ગયો છે.[4] આ સિવાય ગૂઢમંડપ, નવચોકી કે દેરીઓની બારશાખમાં બીજા લેખો તો હશે પરંતુ બધે ચૂનાનું પ્લાસ્તર કરેલું હોવાથી તેનો પત્તો લાગતો નથી.

આ મંદિરના કંપાઉંડમાં જ શામળાજીનું વૈષ્ણવ મંદિર છે.

૨. વીરવાડા ગામથી ૧ ફર્લાંગ દૂર દક્ષિણ દિશામાં બીજું મંદિર આવેલું છે, મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાનનું આ મંદિર ટેકરીની ઓથમાં પણ કંઈક ઊંચાણવાળા ભાગમાં ઊભું છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી,

---

૧. " પ્રાચીન તીર્થમાળા સંગ્રહ " પૃ. ૧૦૬.

૨. એજનઃ પૃ. ૫૪.

૩. એજનઃ પૃ. ૧૩૭.

૪. " અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ " લેખાંકઃ ૨૭૮.

સભામંડપ, શૃંગારચોકી, દરવાજાની બંને બાજુની ૧૪ દેરીઓ અને ભમતીના કોટયુક્ત શિખરબંધી બનેલું છે.

આ મંદિર કોણે ક્યારે બંધાવ્યું એ સંબંધી લેખ મળતો નથી, પણ છચોકીના એક સ્તંભ ઉપર સં. ૧૪૧૦માં મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યા સંબંધી લેખ સાંપડે છે.[૫] આથી સ્પષ્ટ છે કે, આ મંદિર એથીયે બે–ચાર સૈકા પહેલાં બન્યું હશે.

મૂળનાયક શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ ભવ્ય અને રમણીય છે. તેના ઉપર લેખ નથી પરંતુ તેનું શિલ્પવિધાન પ્રાચીન છે. પરિકરની ગાદીમાં વચ્ચે ધર્મચક્ર, તેની બંને બાજુએ એકેક હાથી અને સિંહ તેમજ ધર્મચક્રની નીચે બે હરણની આકૃતિઓ કોરેલી છે. ડાબા હાથ તરફ યક્ષની મૂર્તિ છે જ્યારે જમણા હાથ તરફની દેવીમૂર્તિ પરિકરમાંથી છૂટી પડી ગઈ હોય એમ લાગે છે. ગૂઢમંડપમાં પ્રાચીન મૂર્તિઓના પરિકરો, કાઉસગ્ગિયા અને તેના ખંડિત અંશોનો સમૂહ જોવાય છે.

## વાસીયુ અથવા વીસલનગર :

ઉપર્યુક્ત મંદિરની પાસે પડેલાં અસંખ્ય અવશેષોથી જણાય છે કે, અગાઉ વીરવાડાનો વિસ્તાર અહીં સુધી હશે. લોકોના કથન મુજબ અહીં વીસલનગર નામે ગામ હતું. મહાવીરસ્વામી ભગવાનના આ મંદિરની પાસે કૂવો અને બગીચો પણ હતો. પં. શ્રીમેહ કવિએ વીસલપુરનું સ્મરણ કરાવ્યું છે. આજે આ મંદિરને લોકો 'વાસીયાનું મંદિર' કહે છે. આ હકીકતથી જણાય છે કે વીસલપુર અથવા વીસલનગરમાંથી વાસીયું એવો અપભ્રંશ થયો હશે. ગુજરાતમાં વસેલા વાસીયાથી ઓળખાતા શ્રાવકો આ સ્થળના હશે, જે કોઈ પ્રસંગે એકસાથે ઉચાળો ભરી ગયા હશે, પરંતુ એક હકીકત ધ્યાન ખેંચે એવી છે કે, આ મંદિરમાં સં. ૧૪૧૦ ના લેખમાં 'વીરવાડા ગ્રામ' સ્પષ્ટ આપેલું છે વળી, બ્રાહ્મણવાડાના સં. ૧૭૧૯ના લેખમાં[૬] પણ આ મહાવીરસ્વામી મંદિર પાસેના થૂભ માટે 'વીરવાડા ગામ'નો ઉલ્લેખ કરેલો છે. એટલે આ સ્થળ વીરવાડા ગામને લગતો જ વાસીયા એવા પરા જેવા વિભાગ નામે ઓળખાયો હોય એવું ફલિત થાય છે.

## કોટરા :

વીરવાડાથી ઉત્તર દિશામાં ૧૧ માઈલ દૂર કોટરા નામે ગામ છે. અહીં એક નાની ટેકરી ઉપર જૈનમંદિરનું ખંડિયેર પડેલું છે. એની આસપાસની ભૂમિ ઉપર ઈંટોનાં રોડાં જ્યાં ત્યાં પથરાયેલાં પડયાં છે; આથી અનુમાન થાય છે કે મંદિરની આસપાસ વસ્તીવાળું ગામ હશે. મંદિરના ખંડિયેર ઉપરથી જણાય છે કે, આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, સભામંડપ, ભમતીનો કોટ અને શિખરયુક્ત બનેલું હતું. આજે મૂળગભારો અને ગૂઢમંડપના દરવાજા માત્ર વિદ્યમાન છે. પથ્થરનો ગૂઢમંડપ અને ઉપરના ઘુમટનો થોડો ભાગ તેમજ મૂળગભારામાં પબાસન સુધીની ભીંતો ઊભી છે. કોટની ભીંત બેથી છ ફીટ સુધીની હયાત છે. બાકીનો બધો ભાગ પડી ગયો છે. અહીંની ઈંટો ૧૨×૮ ઈંચ લાંબી–પહોળી અને ૨×૨॥ ની જાડી છે. બંને દરવાજાની બારશાખમાં મંગળમૂર્તિ તરીકે તીર્થંકર મૂર્તિ કોરેલી છે.

આ મંદિરનો એક શિલાલેખ બાબુ પૂરણચંદ્રજી નાહરે પોતાના 'જૈન લેખસંગ્રહ'ના પ્રથમ ખંડના પૃષ્ઠ : ૨૬૮ માં લેખાંક : ૯૬૯ માં આ પ્રકારે આપ્યો છે:—

"पूर्वं डोंडिलाग्राममूलनायकः श्रीमहावीरः संवत् १२०८ वर्षे पिप्पलगच्छीयश्रीविजयसिंहसूरिभिः प्रतिष्ठितः पश्चात् वीरपल्ल्या[:] प्रा० साह सहदेवकारिते प्र(प्रा)सादे पिप्पाल(पला)चार्य श्रीवीरप्रभसूरिभिः स्थापितः । संवत् १४६५ वर्षे ॥"

આ લેખ ઉપરથી જણાય છે કે, ડીંડિલા ગામના મંદિરના મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન જેમની પ્રતિષ્ઠા સં. ૧૨૦૮ માં પિપ્પલગચ્છીય શ્રીવિજયસિંહસૂરિએ કરી હતી, તે મૂર્તિ વીરપલ્લી (વીરવાડા)ના પ્રાગ્વાટજ્ઞાતીય શાહ સહદેવે કોટરામાં બંધાવેલા મંદિરમાં સં. ૧૪૬૫ માં પિપ્પલગચ્છીય શ્રીવીરપ્રભસૂરિએ સ્થાપન કરી.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અહીંના મંદિરની સં. ૧૪૬૫ માં પ્રતિષ્ઠા કરવામાં આવી. તેમાં સં. ૧૨૦૮ માં

---

૫. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંકઃ ૨૭૭.

૬. એજનઃ લેખાંકઃ ૨૯૮.

ડીંડિલા ગામના મંદિરના મૂળનાયકને આમાં પ્રતિષ્ઠિત કર્યા. આ ઉપરથી એમ જણાય છે કે, સં. ૧૪૯૫ પહેલાં ડીંડિલા ગામનું મંદિર પડી ગયું હોય કે કોઈ આતંકના કારણે મૂળનાયકની ફેરબદલી કરવી પડી હોય.

અગાઉ અહીં શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હતી પરંતુ આજે એકે ઘર વિદ્યમાન નથી. અહીં માત્ર ૧૦–૧૫ રબારીનાં ઘરો છે. અહીંથી ૧ ફર્લાંગ દૂર કંઈક નીચાણમાં નવું ગામ વસેલું છે.

**વીરોલી :**

કોટરાથી ઉત્તર દિશામાં ૧ા માઈલ દૂર અને સજ્જનરોડ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૬ા માઈલ દૂર વીરોલી નામે ગામ છે. તેનું પ્રાચીન નામ વિરૂલી હશે એમ કોટરા ગામના ઝાંપામાં પડેલી એક સરઈના સં. ૧૫૫૭ ના મહારાવ જગમાલના સમયના લેખથી જણાય છે.

અહીં ઊંચાણવાળી જમીનમાં એક મંદિર સાબૂત ઊભું છે. તેમાં મૂર્તિઓ વિદ્યમાન નથી. અહીંથી મૂર્તિઓ ક્યારે ક્યાં લઈ જવામાં આવી તેની માહિતી મળી નથી. મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, સભામંડપ, શિખર અને કોટયુક્ત બનેલું છે. કોટનો થોડો ભાગ પડી ગયો છે. સિવાય આખુંય મંદિર સારી સ્થિતિમાં વિદ્યમાન છે. મૂળગભારો, ગૂઢમંડપ અને કોટની બારશાખોમાં મંગળમૂર્તિ શ્રીજિનેશ્વરની મૂર્તિઓ બિરાજમાન કરેલી છે. મૂળગભારામાં પબાસણ વિદ્યમાન છે. મંદિરમાં ચૂનાની કલાઈ કરાવેલી છે, જે જીર્ણોદ્ધાર કર્યાની સાબિતી આપે છે. આ મંદિરની ઈંટો ૧૨×૬ ઇંચ લાંબી–પહોળી અને ૨×૨ાા ઈંચની જાડી છે. મંદિર પંદરમા સૈકા કરતાં પ્રાચીન જણાય છે.

આ ગામ ક્યારે ઉજ્જડ બન્યું એ જાણવાને કશું સાધન નથી. મંદિરની આસપાસ મકાનનાં અવશેષો, ઈંટોનાં રોડાં વગેરે પડ્યું છે અને મંદિરની વિદ્યમાનતા જ અહીં જૈન વસ્તી હોવાનો પુરાવો આપી રહી છે. થોડાં વર્ષો અગાઉ આ મંદિરથી ૨ ફર્લાંગ દૂર નીચાણવાળી જમીનમાં ગામ વસ્યું છે. તેમાં રજપૂત અને રબારીઓનાં ૪૦–૪૫ ઘરો વિદ્યમાન છે.



## ૧૪૬. ઉંદરા

(કોઠા નંબર : ૨૯૭૭)

સજ્જનરોડ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૪ માઈલ અને બ્રાહ્મણવાડાથી ૧ માઈલ દૂર ઉંદરા નામે ગામ આવેલું છે. અહીં ઉપાશ્રય, ધર્મશાળા કે જૈનનું એકે ઘર નથી. મંદિરની આસપાસ મકાનોનાં અવશેષો વિદ્યમાન હોવાથી જણાય છે કે, અગાઉ અહીં આસપાસ ઠીક પ્રમાણમાં વસ્તી હશે અને જૈન મંદિર હોવાથી જૈનોની વસ્તી પણ સારી હોવાનું પ્રમાણ મળે છે. આજે તો આ મંદિરથી ૨ ફર્લાંગ દૂર ગામ વસ્યું છે.

હાલના ગામથી દૂર જંગલમાં એક નાની ટેકરીની ઓથમાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર વિદ્યમાન છે. મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ અને ભમતીના કોટયુક્ત શિખરબંધી બનેલું છે.

મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાનની મનોહર મૂર્તિ છે, તેની નીચે સં. ૧૪૯૯નો લેખ આ પ્રકારે છે:—

“[सं०] १४९९ फा० व० ५..........[ब्रा]हणवाडाग्रामे निजोद्धृतप्रासादे श्री: ॥ श्रीमहावीर खींदा जाणा हा........॥”

વળી, ગૂઢમંડપમાં સન્મુખ ભાગના પાટડા ઉપર મંદિર બંધાવ્યા સંબંધી સં. ૧૪૮૯નો લેખ આ પ્રકારે છે:—

“सं० १४८९ वर्षे माह सुदि १३ दिने प्राग्वाटज्ञातीय सा० ललतपाल भा० नामलदे पुत्र सा० सोहव भा० सोढी तत्पुत्र श्रीतीर्थयधर्मकर्मकारक सा० षीमा भा० गोरी तत्पुत्रेण दृढश्रीदेवगुरुभावितांतःकरणेन प्रौढश्रीविभवाकरणप्रवीणेन सा० पुंजाकेन

मा० सोहग सुश्रावक सा० सामंत सं० घोलासण व्य० कामण सा०........र्वाण डाहा....ज....पुत्र सा० सूरा सीहापुत्रिका बाई वाल्हीप्रमुखकुटुंबयुतेन ऊंदिराग्रामे स्वश्रेयोर्थं....श्रीवर्द्धमानजिनप्रतिमासमलंकृतः प्रौढप्रासाद[:] कारितः प्रतिष्ठितः श्रीमत्तपागच्छाधिराज-श्रीसोमसुंदरसूरिभिः ॥ ”

આ લેખ ઉપરથી જણાય છે કે, શ્રેષ્ઠી પૂંજાએ આ મંદિર બંધાવી સં. ૧૪૮૯ના માહ સુદિ ૧૩ના દિવસે શ્રીસોમસુંદરસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી. આ લેખમાં ઉંદિરા ગામનો સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી આ ગામ સં. ૧૪૮૯ પહેલાંનું હોય એવો નિર્ણય કરી શકાય.



## ૧૪૭. કોજરા

( કોઠા નંબર : ૨૬૭૮ )

બનાસ સ્ટેશનથી ઉત્તરમાં ૨ા માઈલ દૂર કોજરા નામે ગામ છે. આ ગામ તેરમા સૈકા પહેલાનું છે. એ સંબંધે અહીંના જૈન મંદિરના એક સ્તંભ ઉપર સં. ૧૨૨૪ ના લેખનું પ્રમાણ મળે છે. અહીં ૧ ઉપાશ્રય, ૧ ધર્મશાળા અને શ્રાવકોનાં ૮ ઘરો વિદ્યમાન છે.

શ્રીસંભવનાથ ભગવાનનું પ્રાચીન મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, ભમતીના કોટ-યુક્ત કાળા પથ્થરનું બનેલું છે. મૂળગભારામાં શ્રીસંભવનાથ ભગવાન મૂળનાયક છે. તેમની ગાદીમાં નીચે આડું ધર્મચક્ર અને તેની બંને બાજુએ હરણ અને સિંહની આકૃતિ છે. તેની એક બાજુમાં શ્રાવક અને બીજી બાજુમાં શ્રાવિકા ચૈત્યવંદન કરી રહ્યાં એવી મુદ્રામાં શિલ્પાકૃતિ કરેલી છે. ગાદી અને પબાસણ પ્રાચીન છે. મૂળનાયકની મૂર્તિ નીચે “श्रीशंभवनाथबिंबं ॥” એટલા જ માત્ર અક્ષરો કોતરેલા છે. આ મૂર્તિ જીર્ણોદ્ધાર પ્રસંગે નવી મૂકવામાં આવી હોય એમ લાગે છે. કેમકે, મંદિરના ગૂઢમંડપના એક સ્તંભમાં સં. ૧૨૨૪નો એક શિલાલેખ છે, તેમાં રાણા રાવસીએ શ્રીપાર્શ્વનાથ ભગવાનના આ મંદિરમાં એક સ્તંભ કરાવ્યાનો સ્પષ્ટ નિર્દેશ છે. આથી પહેલાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન હોવાનું જણાય છે. મૂળનાયકની બંને પડખે રહેલી મૂર્તિઓ ઉપરના લેખો ઘસાઈ ગયા છે. છતાં એક મૂર્તિ ઉપર સં. ૧૨૨૪ નો લેખ પ્રતીત થાય છે.

સિરોહીના મહારાવ સુરતાણે આ ગામ સં. ૧૬૩૪માં તેમના પુરોહિતોને દાનમાં આપ્યું હતું.



## ૧૪૮. બ્રાહ્મણવાડા

( કોઠા નંબર : ૨૬૭૯ )

પીંડવાડા ( સજ્જનરોડ ) સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૩ા માઈલ દૂર બ્રાહ્મણવાડા નામનું જૈનોનું પવિત્ર તીર્થધામ આવેલું છે. શિલાલેખોમાં એનું નામ ‘ બ્રાહ્મણવાટક ’ મળે છે. લોકોમાં આ તીર્થ જીવિતસ્વામીના નામે પ્રસિદ્ધ છે. લોકપ્રસિદ્ધિને અનુશ્રુતિઓનો આધાર છે. ‘ તપાગચ્છ પટ્ટાવલી ’ અનુસાર મહારાજા સંપ્રતિએ અહીં મંદિર બંધાવ્યું. અર્થાત્ અગાઉના નાના કે જીર્ણ મંદિરને સંપ્રતિએ વિશાળ કરાવ્યું હશે. સંપ્રતિ પ્રતિવર્ષ પાંચ તીર્થોની ચાર વખત યાત્રા કરતા હતા તેમાં બ્રાહ્મણવાડાનો પણ સમાવેશ છે. વળી, નાગાર્જુનસૂરિ, સ્કંદિલસૂરિ અને પાદલિપ્તસૂરિ જે પાંચ તીર્થોની યાત્રા કરતા તેમાં પણ બ્રાહ્મણવાડા તીર્થનો નિર્દેશ છે. શ્રીજયાનંદસૂરિના ઉપદેશથી ( સં. ૮૨૧ ની આસપાસ ) પોરવાડ મંત્રી સામંતે નવસો મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો તેમાં બ્રાહ્મણવાડાનું મંદિર પણ એક હતું. અંચલગચ્છીય શ્રીમહેન્દ્રસૂરિએ સં. ૧૩૦૦ ની આસપાસ રચેલી ‘ અષ્ટોત્તરી તીર્થમાળા ’માં ઉલ્લેખ્યું છે કે, બ્રાહ્મણવાડામાં શ્રીમહાવીરસ્વામી ભગવાનના મંદિરમાં ભગવાન મહાવીરના ચરણોની પાદુકાવાળો થૂભ છે.

આ હકીકત ઉપરથી આ તીર્થની પ્રાચીનતાનો અડસટ્ટો મળી રહે છે. એક કાળે આ તીર્થધામમાં અનેક શ્રાવક કુટુંબો વસતાં હશે પરંતુ આ મંદિરની ચોકી કરવા જે ઠાકોરને રાખવામાં આવેલા તેમની સાથે શ્રાવકોને ઝગડા થતાં

શ્રાવકો ગામ છોડી અન્યત્ર રહેવા ચાલ્યા ગયા. આજે તો યાત્રાળુઓ માટે એક વિશાળ ધર્મશાળા અને તીર્થ અંગેનાં ઉપયોગી મકાનો સિવાય અહીં ગામ કે વસ્તી નથી. વેરાન જંગલમાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું વિશાળ મંદિર અટૂલું ઊભું છે. પ્રવેશદ્વાર આગળ એક મોટો શિલાનિર્મિત હાથી બંને બાજુના રક્ષકો સાથે ઊભો કરવામાં આવ્યો છે. બેઠા ઘાટનું છતાં શિખરબંધી મંદિર મનોહર છે. તેમાં મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, દરવાજા ઉપરનો બલાનક (મંડપ) અને ભમતીમાં ફરતી ૩૫ દેવકુલિકાઓ છે. તેમાંયે ત્રણે બાજુના ત્રણ ગભારાઓ સાથે ૩૫ શિખરોવાળા આ મંદિરની રચના વિસ્તારવાળી છે.

મૂળનાયકની પ્રતિમા હૃદયંગમ છે. તેના ઉપર લેખ નથી. મોતીનો લેપ કરાવ્યાથી એ દબાઈ ગયો હોય એમ તેના નીચે કવચિત બે–ત્રણ ઝાંખા અક્ષરોથી અનુમાન થાય છે. મૂળનાયકની ઉપર પરિકરનો એક ખંડિત ટુકડો ચોડેલો છે, જેમાં પુષ્પમાલધર અને છત્ર જોવાય છે. આ ટુકડો પ્રાચીન શિલ્પકળાની પ્રતીતિ કરાવી રહ્યો છે.

આખા મંદિરમાં છેલ્લા જીર્ણોદ્ધાર વખતે આરસની લાદીઓ, ટાઇલ્સ અને કાચ લગાડી દીધા છે. ભીંતોમાં ચિત્રાવલી અને રંગનું કામ ઓપી ઊઠે છે. ભગવાન મહાવીરનો ગોવાળિયાના ઉપસર્ગનો ભાવ વગેરે ચિત્રો છે પણ પ્રાચીનતાની કોઈ નિશાની ભૂલથીયે રહેવા દીધી નથી. અહીંની એક ભગવાનની પાષાણ મૂર્તિ ઉપર સં. ૧૩૪૯નો લેખ છે જ્યારે દેરીઓની બારશાખમાં સં. ૧૫૧૯, ૧૫૨૧ના શિલાલેખો જોવાય છે પણ મંદિર બંધાવ્યા સંબંધે કોઈ લેખ મળતો નથી. સં. ૧૫૧૯ લગભગમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો હશે એમ શિલાલેખોથી સમજાય છે. મંદિરનો છેલ્લો ધજા દંડ–કળશ સં. ૧૯૫૮માં ચડાવવામાં આવ્યો છે.

મંદિરની બહાર જમણા હાથ તરફની ઓસરીમાં એક દેરી છે તેમાં ચાર જોડી પગલાં છે અને છૂટાં પડેલાં ચાર જોડી પગલાં બહારના ભાગમાં છે. હાથીખાના પાસે બે દેરીઓ છે, તેમાં યતિઓનાં બે જોડી પગલાં ઉપર સં. ૧૭૦૦ પછીના લેખો છે. કંપાઉંડની બહાર એક મોટી છત્રીમાં ગિરિરાજ શત્રુંજયનો એક શિલાપટ્ટ પ્રતિષ્ઠિત છે

મંદિરથી વીરવાડાના દરવાજા તરફ જમણી બાજુએ એક મોટી દેરી છે. તેમાં પહાડના પથ્થરમાં જ ભગવાન મહાવીરસ્વામીની ચરણપાદુકા કોતરી કાઢી છે. અહીં લગભગ ૫૦ વર્ષ પહેલાં પહાડમાં એક દેરી હતી, જેમાં ભગવાન મહાવીરની ગોવાળિયાઓએ કાનમાં ખીલા લગાવ્યાની ઘટનાની સ્પષ્ટ આકૃતિઓ પથ્થરમાં કોરી કાઢેલી હતી પણ આજે આ આકૃતિ કે દેરી જોવાતી નથી. દંતકથા એવી છે કે, ભગવાનને ખીલાનો ઉપસર્ગ આ સ્થળે થયો હતો. જો કે આ દંતકથાને ઇતિહાસનો કશો આધાર નથી.

વીરવાડાના દરવાજા બહાર ડાબા હાથે પહાડના રસ્તે બે–એક ફર્લાંગ દૂર એક ઊંચા ચોતરા ઉપર ચારે તરફ ખુલ્લી એક દેરી છે, તેમાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનાં પગલાંની સ્થાપના કરેલી છે. શ્રીમહેન્દ્રસૂરિ અને પં. શ્રીસૌભાગ્યવિજયજીએ નિર્દેશ કરેલી છે. તે આ દેરી જ હોવી જોઈએ કેમકે આ સિવાય ભગવાનનાં પ્રાચીન ચરણોવાળી દેરી કે થૂભ નથી અહીં એક બીજી દેરી પણ છે જેને 'વીરજીની દેરી' કહે છે તે 'મણિભદ્ર વીર'ની હશે એમ જણાય છે.

શ્રીમહેન્દ્રસૂરિએ સં. ૧૩૦૦ ની આસપાસ રચેલી 'અષ્ટોત્તરી તીર્થમાળા'માં "શ્રીબ્રાહ્મણવાડમાં શ્રીમહાવીર ભગવાનના ચરણોવાળો થૂભ છે." એમ લખ્યું છે. વળી, સં. ૧૭૫૦માં પં. શ્રીસૌભાગ્યવિજયે રચેલી 'તીર્થમાળા'માં પણ અહીં વીર ભગવાનનાં ચરણો હોવાનું જણાવ્યું છે.

કવિ શ્રીલાવણ્યસમય ગણિ (સં. ૧૫૨૯ દીક્ષા) શ્રીવિશાલસુંદર (સં. ૧૬૮૫ લગભગ), પં. શ્રીક્ષેમકુશલ (સં. ૧૬૫૭ આસપાસ), શ્રીવીરવિજયજી (સં. ૧૭૦૮) એ આ તીર્થનો સ્તોત્રરૂપે કાવ્યમય મહિમા ગાયો છે, એ કૃતિઓ આજે ઉપલબ્ધ છે. આ ઉપરથી આ તીર્થની મહત્તા કેવી હશે એ જાણી શકાય છે.

પીંડવાડાના દરવાજા તરફના ચોકમાં એક છત્રી ઊભી છે, તેમાં રાવળ સાધુ અમરાજીની મૂર્તિ છે. આ અમરાજી બ્રાહ્મણવાડાનો ઘણાં વર્ષો સુધી પૂજારી હતો. તેને ભગવાનમાં ભારે નિષ્ઠા હતી. એના સ્મારક રૂપે આ દેરી સં. ૧૯૨૧માં બ્રાહ્મણવાડાના કારખાના તરફથી બનાવવામાં આવી છે.

પીંડવાડાના દરવાજા તરફની એક મોટી વાવ બ્રાહ્મણવાડા કારખાનાના તાબે છે. બીજો જનાપરમાં 'હીરાજીવાળો' અરટ, પીંડવાડામાં 'પાટલાવો' નામનો અરટ અને ઉંદરામાં 'સરોંરી વાવ' નામનો અરટ તથા વીરવાડા ગામની ખેતીની ઉપજનો અડધો ભાગ વગેરે શિરોહીના મહારાવ શ્રીશિવસિંહજીએ ભેટ કર્યા સંબંધે સં. ૧૮૭૬ ના જેઠ સુદિ ૫ ને ગુરુવારે એક તામ્રપત્ર કરી આપેલું છે. શ્રીશિવસિંહજી મહારાજને રાજગાદી મળે એવી કોઈ આશા નહોતી પણ બ્રાહ્મણવાડા તીર્થની ભક્તિના પ્રતાપે તેઓ સિરોહીના રાજવી થયા એવી તેમને શ્રદ્ધા બેસી ગઈ હતી અને તેથી તેમણે જુદે જુદે વખતે આ તીર્થના કાયમી રક્ષણ માટે જે દાન કર્યાની વ્યવસ્થા કરી તેનું તામ્રપત્ર લખી આપી આ કારખાનાને અર્પણ કર્યું છે, તે આ પ્રમાણે છે:—

" ( सही ) श्रीमा(म)हादेवजी

महागवजी श्रीशिवसिघ(सिंह)जी कु(कुं)वरजी श्रीगुमानसिघ(सिंह)जी बचनायतां ।

गाव वीरवाडो प्रगने रुवाई रे सीरो लागत वराउ सदामद सिरोही रे दरबार लागे तको श्रीबामणवाजीरे कारखाने चढायो सो हासील राजरो आदमी रेवने उगरावसी ने कारखाने परो लगावसी । देवडा राजपुत जागीरदारसे वणारे हासील सदामद परवांणे है सो खादे जावसी । श्रीदुवारकानाथजी परसवा पदारीया जरे गाम चीयार चढावीया जणापर श्रीसारणेश्वरजी रे, गाम वासो श्रीदवारकानाथजी रे, गांव देलदर श्रीअंबावजीरे भेट कीनो सो अरपण हुओ जावसी । अरठ १ हीराजीवाळो गांम जणापरमें जाव सुधा । अरठ पाटलावो जाव सुधा गांम पींडवाडे । अरठ १ सरोंरी वाव गांव उंदरे जणरो हासल श्रीबामणवाडजी प्रमाणे सदामद लेसी । दुबे श्रीमुख पर दुवे सीगणोत जेता सीबा काना । दं० । सि० । पोमा कानारा । सं० । १८७६ रा जेठ सुद ५ गुरु.

शीलो(श्लो)क

आप दत्तं पर दत्तं जो लोपंते वसुधरा । ते नर नरके जावंते यावद् चंद्र दिवाकरा ।।"

અહીં શ્રીશાંતિસૂરિએ સં. ૧૯૮૯ માં સ્થાપન કરેલું શ્રીમહાવીર જૈન ગુરુકુલ વિદ્યમાન છે. તે સિવાય એક ગૌશાળા વગેરે સ્થાનો છે.

અહીં પ્રતિવર્ષ ફાગણ સુદિ ૧૧ થી ૧૫ સુધી અને ભાદરવા સુદિ ૧૩–૧૪ ના મોટા મેળા ભરાય છે. આ મેળામાં મોટી દુકાનો લાગે છે અને વેપારીઓ તેમજ લોકોની ઠઠ જામે છે. દરેક કોમના લોકો પોતપોતાની રીતે ભગવાન મહાવીરસ્વામીની ભક્તિ કરે છે અને બાધા–માનતા પણ રાખે છે.

★

## ૧૪૯. પેશુવા

(કોઠા નંબર : ૨૯૮૦)

બનાસ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૧॥ માઈલ દૂર પેશુવા નામનું ગામ છે. કોદરલાથી ચાલ્યા ગયેલા શ્રાવકો અહીં આવીને વસ્યા છે. ત્યાંના ધ્વસ્ત જૈન મંદિરની કેટલીક મૂર્તિઓ પેશુવાના મંદિરમાં લાવવામાં આવી છે. તેના ઉપર સં. ૧૨૨૩ થી ૧૫૪૫ સુધીના લેખો મળે છે. આજે અહીં પોરવાડોનાં ૨૫ ઘર, ૧ ધર્મશાળા, ૧ ઉપાશ્રય અને ૧ જૈન મંદિર છે.

મૂળનાયક શ્રીકુંથુનાથ ભગવાનનું આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શિખર અને ભમતીના કોટયુક્ત છે. અગાઉ આ મંદિર નાનું હતું તેને હાલમાં કરાવેલા જીર્ણોદ્ધાર વખતે આટલું વિશાળ બનાવ્યું છે.

મૂળનાયકની પ્રતિમા ઉપર સં. ૧૭૨૧ નો લેખ છે. આ મૂર્તિ અને ત્રિગડું અહીંના સંઘે જ ભરાવ્યું છે. અસલના મંદિરનો કોઈ લેખ મળતો નથી. બે ખંડિત મૂર્તિઓ ઉપર સં. ૧૨૨૩ ના લેખો છે.[1]

1. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક : ૫૦૧.

ગામની પાસે આવેલી એક ઊંચી ટેકરી ઉપરના ચામુંડા દેવીના મંદિરમાં સં. ૧૬૧૦ નો લેખ જોવાય છે.

**કોદરલા :**

પશુવાથી દક્ષિણમાં ૧।।। માઈલ અને બનાસ સ્ટેશનથી ૨ માઈલ દૂર કોદરલા નામે ગામ છે. અહીં આજે જૈનનું એકે ઘર નથી પરંતુ ગામ પાસે એક ટેકરી ઉપર એક ઓરડા જેવું ખંડિયેર મકાન છે તેને લોકો ઉપાશ્રય કહે છે. તેમાં રહેલા ત્રણ ગોખલાઓમાં ખંડિત કાઉસગ્ગિયા મૂર્તિ, પદ્માસનસ્થ તીર્થંકર મૂર્તિ અને ત્રીજામાં પુષ્પમાલધરની બે મૂર્તિઓ નજરે પડે છે. આ મૂર્તિઓ પરિકરમાંથી છૂટી પડી ગયેલી છે. એક ગોખલામાં ગણપતિની મૂર્તિ છે. મુખ્ય દરવાજાના બારશાખમાં મંગળમૂર્તિ તરીકે તીર્થંકરની મૂર્તિ કોતરેલી છે. આ સ્થાન ઘર–દેરાસર હશે અને પાસેનું મકાન ઉપાશ્રય હશે એમ લાગે છે.

આ ઉપાશ્રયની પાસે શામળાજીનું વૈષ્ણવ મંદિર છે. તેના મંડપના મુખ્ય દરવાજામાં મંગળમૂર્તિ તરીકે તીર્થંકરની મૂર્તિ જોવાય છે. શંખવટી સાથેનો આ આખોયે દરવાજો જૈન મંદિરમાંથી ઉપાડીને અહીં લગાવી દીધો હોય એમ જણાય છે. ઉપાશ્રયના કાળા પથ્થરો સાથે આ પથ્થર મળતા આવે છે. અથવા અહીં પડી ગયેલા બીજા કોઈ જૈન મંદિરની સામગ્રી આમાં લગાવી દીધી હશે. આમાં કોરણીવાળા ઘૂમટ અને ચોકીઓના પથ્થરો બધું જૈન મંદિરના શિલ્પ સાથે મળતું આવે છે. સંભવ છે કે, આ સ્થળે જૈન મંદિર હોય તેને જ શામળાજીનું મંદિર બનાવી દીધું હોય.

*

## ૧૫૦. લાજ

( કોઠા નંબર : ૨૯૮૧ )

બનાસ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૩।। માઈલ દૂર લાજ નામનું ગામ છે. ગામ પ્રાચીન છે. આજે અહીં શ્રાવકનું એકે ઘર નથી પણ ૧ ધર્મશાળા, ૧ ઉપાશ્રય અને મોટું જૈન મંદિર છે.

જૈન મંદિરના ગૂઢમંડપમાં જમણા હાથ તરફના પ્રાચીન એકસ્તંભ ઉપર સં. ૧૨૪૪ નો લેખ આ પ્રમાણે છે:—

"संवत् १२ व्रषे (वर्षे) ४४ माह सुदि ६ सेवे जेतू आसल माधक कुंअरसीह पति २ पांऊ ॥"

આ સ્તંભલેખ ઉપરથી જણાય છે કે, આ સ્થળે પહેલાં પ્રાચીન મંદિર હતું તે જીર્ણ થતાં તેમાંની મૂર્તિઓ તો બીજા લોકો ઉપાડી ગયા અને ઉજ્જડ બનેલા મંદિરની એ જ જગા ઉપર આ મંદિર નવેસર બંધાવવામાં આવ્યું અને સં. ૧૯૭૭ માં ધનારીના શ્રીપૂજ્ય મહેન્દ્રસૂરિજીએ આ મંદિરની પ્રતિષ્ઠા કરી. આ મંદિરમાં પ્રાચીન મંદિરના સ્તંભો વગેરે સામગ્રીનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ સ્તંભ બીજેથી લાવવામાં આવ્યો નથી એવી હકીકત મળતાં સ્પષ્ટ થાય છે કે, આ મંદિર સં. ૧૨૪૪ પહેલાં તો હતું એમાં સંદેહ નથી.

આજે આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટયુક્ત છે. ભમતીમાં ડાબી બાજુએ એક આરસની છત્રીમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવનાર શ્રીવિજયમહેન્દ્રસૂરિની મૂર્તિ છે. જીર્ણોદ્ધારક શ્રીપૂજ્યજી પોતાને રાજ તરફથી અર્પણ થયેલી જમીનની ઉપજ પણ આ મંદિરને ભેટ આપતા રહ્યા છે.

ઉપર્યુક્ત છત્રીમાં બીજી મણિભદ્ર યક્ષરાટ્, સરસ્વતી દેવી અને મૈડાનિવાસી શ્રાવક કાના નેમાની મૂર્તિઓ પણ છે.

મૂળગભારામાં મૂળનાયકની પ્રતિમા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાન હોવાનું કહેવાય છે પરંતુ તેના પરના સં. ૧૬૨૦ ના લેખમાં તેને શંખેશ્વરા પાર્શ્વનાથ ભગવાન તરીકે ઓળખાવ્યા છે, તે લેખ આ મુજબ છે:—

"संवत् १६२० फागण सुद १० म्य श्रीशंषेस्व(श्व)रापारस(श्व)नाथ दनपी श्रीरतनगुण माहाराज पायगस—चागादापर..........(?) ॥"

ગામમાં પોષ ૧૦ મીએ આ મંદિર નિમિત્તે એક મેળો ભરાય છે. બાકી મોટાં પર્વોમાં લોકો અહીં યાત્રાર્થે આવે છે.

**કુલેરા :**

બનાસ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૩। માઇલ અને લાજથી નૈઋત્યખૂણામાં ૧। માઈલ દૂર કુલેરા નામે ગામ છે. અહીં ઉપાશ્રય, ધર્મશાળા કે કોઈ જૈન શ્રાવકની વસ્તી નથી.

અહીં એક ટેકરીના ઊંચાણ ભાગમાં જૈન મંદિરનું ખંડિયેર પડયું છે. ખંડિયેરને જોતાં મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, ભમતીનો કોટ અને શિખરયુક્ત કાળા પથ્થરનું બનેલું હતું. અત્યારે માત્ર ભોંયતળિયાથી ૪–૬ ફીટની દીવાલો અને છ ચોકીના ઘૂમટયુક્ત મંડપો ઊભા છે અને કોટની દીવાલો હજી કાયમ છે, જ્યારે તેનો દરવાજો પડી ગયો છે.

મંદિરની આસપાસ મકાનોનાં ઘણાં ખંડિયેરો પડયાં છે. તેના ઉપરથી અનુમાન થાય છે કે અગાઉ આ ગામ મોટું અને સારી સ્થિતિમાં હશે. ગામની બહાર આવેલા સરઈના પથ્થરો ઉપર સં. ૧૬૩૯, ૧૬૮૮ ના લેખો મળી આવે છે, તેથી એ સમય પછી ગમે તે સમયે આ ગામ ભાંગ્યું હશે. અહીંથી કંઇક નીચાણ ભાગમાં થોડાં વર્ષો પહેલાં ગામ વસ્યું છે પણ જૈનોની વસ્તી નથી.

ગામની પાસે બનેલા ચોરામાં મકરાણાના કોરણીભર્યા સ્તંભો અને પાટ વગેરે કોઈ જૈન મંદિરમાંથી લાવીને લગાડયા હોય એમ જણાય છે.



## ૧૫૧. તેલપુર

( કોઠા નંબર: ૨૯૮૨ )

સજ્જનરોડ સ્ટેશનથી ૧૦ માઈલ અને સિરોહીથી અગ્નિખૂણામાં ૬ માઈલ દૂર તેલપુર નામે ગામ છે. આજે અહીં ઉપાશ્રય, ધર્મશાળા કે જૈનનું એક પણ ઘર નથી; પરંતુ એક પ્રાચીન મંદિર વિદ્યમાન છે, જે અહીંના જૈનોની ભૂતકાલીન સ્થિતિનો ખ્યાલ આપી રહ્યું છે. પહેલાં શ્રાવકોની વસ્તી અહીં સારા પ્રમાણમાં હતી પરંતુ સં. ૧૮૬૯માં આજુબાજુનાં કેટલાંક ગામ ભાંગ્યાં તેની સાથે જ આ ગામ પણ વસ્તી વિનાનું થઈ ગયું. અહીંનાં કેટલાંયે શ્રાવક કુટુંબો વીરવાડા, સાણવાડા, નાંદિયા અને ગુજરાતનાં ગામોનાં વસવાટ કરવા ચાલ્યાં ગયાનું કહેવાય છે. આજે માત્ર રજપૂત, રબારી, ભીલ વગેરેનાં ૬૦ જેટલાં ઘરો છે. એક ઉપાશ્રય હતો પણ આજે તે ખંડિયેર હાલતમાં છે.

અહીં પહાડની એક ઊંચી જગામાં અને નાની ટેકરીની ઓથમાં શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર આવેલું છે. મૂળગભારો, ગૂઢમંડપ અને ભમતીના કોટયુક્ત શિખરબંધી બનેલું છે, મૂળનાયકની મૂર્તિ પંચતીર્થીના પરિકરયુક્ત છે. મૂર્તિ ઉપર લેખ નથી. પરિકરની ગાદી ઉપરનો લેખ તદ્દન ઘસાઈ ગયેલો છે. પરિકરના બે કાઉસગ્ગિયા નીચે સં. ૧૫૨૧નો લેખ છે, જેમાં તેલપુર ગામનો ઉલ્લેખ કરેલો છે, તે આ પ્રકારે છે:—

"सं. [०] १५२१ माघ सु. १३ गुरौ **तेलपुरे** श्रीआदिनाथपरिकरः प्रतिष्ठितः ॥ तपाश्रीलक्ष्मीसागरसूरिभिः ॥"

આ લેખ ઉપરથી આ ગામ સં. ૧૫૨૧ કરતાંયે વધુ પ્રાચીન હોવાનું જણાય છે પરંતુ મંદિર ક્યારે બન્યું એ સંબંધી કોઈ પણ લેખ મળી આવ્યો નથી. ગૂઢમંડપ અને સ્તંભો ઉપર કદાચ લેખો હોય પણ ચૂનાનું પ્લાસ્તર કરેલું હોવાથી તે મેળવવા મુશ્કેલ છે.



# ૧૫૨. મીરપુર

( કોઠા નંબર: ૩૦૧૪ )

સજ્જનરોડ સ્ટેશનથી ૨૫ માઈલ દૂર અને સિરોહીથી ૦।। માઈલ દૂર મીરપુર નામનું એક નાનું ગામ જંગલમાં વસેલું છે. પ્રાચીન ગામ હમીરપુર ભાંગવાથી આ મીરપુર વસ્યું હોય એમ જણાય છે. આ મીરપુરથી પૂર્વ દિશામાં ૧ માઈલ દૂર આબુ પર્વતની તળેટીમાં પહેલાં તીર્થરૂપ ગણાતું હમીરગઢ નામનું સ્થળ આવેલું છે. આ સ્થળ ઘણું પ્રાચીન હોય એમ જણાય છે.

" ગુજરાતનાં ઐતિહાસિક સાધનો " નામના પુસ્તકમાં " ગઢ અને પ્રાચીન શહેરોની વિગત " નામના પ્રકરણમાં લખ્યું છે કે, " વિ. સં. ૮૦૮માં દેવડા હમીરે હમીરપુર વસાવ્યું, અને હમીરને ઘેર દેવી આવી તેથી તે અને તેના વંશજો દેવડા કહેવાણા. " જો આ વાત સાચી હોય તો આ ગામ બારસો વર્ષનું પ્રાચીન મનાય. અહીં મજબૂત લડાયક કિલ્લો બાંધેલો હોવાથી લોકોમાં તે 'હમીરગઢ' નામે પ્રસિદ્ધ થયું. પ્રાચીન તીર્થમાળાઓ અને પટ્ટાવલીઓમાં પણ આ ગામનું હમીરપુર કે હમીરગઢ એવું નામ મળી આવે છે. " જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ " ( પૃષ્ઠ: ૯૮ )માં સં. ૧૩૨૮માં લખાયેલી 'શતપદિકા' નામની હસ્તલિખિત પોથીની પ્રશસ્તિમાં 'હમીરપત્તન'ના પલ્લીવાલજ્ઞાતીય શ્રેષ્ઠીની હકીકત આવે છે. એ ઉપરથી પણ આ ગામની પ્રાચીનતાનો પુરાવો મળે છે અને એ સમયે આ ગામ જૈનોથી આબાદ હશે, અને સાધુ-મુનિરાજો અહીં આવતા હશે તેમજ ચતુર્માસ નિમિત્તે રહેતા હશે એમ જણાય છે. આજે તો અહીં કોઈની વસ્તી નથી પરંતુ ચાર જૈન મંદિરો ઊભેલાં વિદ્યમાન છે. આમાંનાં ત્રણ મંદિરો તો પર્વતની ખીણમાં આવેલાં છે, જ્યારે એક આગળના ભાગમાં રસ્તાની સપાટી ઉપર આવેલું છે.

૧. ટેકરી ઉપર શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર ફૂલગુલાબી રંગના આરસનું બનેલું છે. એની કારીગરી આબુનાં મંદિરોથી ઊતરતી નથી. આ મંદિરનું શિખર તો આબુનાં મંદિરો કરતાંયે ઘણું ઊંચું અને અમલસાર તથા કળશ સુધી કોરણીથી ભરપૂર છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, ભમતીનો વિશાળ કોટ, અને તેના મુખ્ય દરવાજાની બંને બાજુએ સંગેમરમરની બનેલી છ સુંદર દેરીઓથી યુક્ત છે.

મંદિરના મૂળગભારાની બહારની દીવાલોમાં જે કોરણી કરેલી છે તેમાં તીર્થંકરોની બેઠી મૂર્તિઓ, કાઉસગ્ગિયા, દેવ-દેવીઓ, આચાર્યો, મુનિરાજો, શેઠ-શેઠાણીઓ વગેરેની સુંદર મોટી મોટી આકૃતિઓ કોતરેલી છે. મંદિરની બહારની ભિટ્ટ ઉપર ગજથર કોતરેલ છે અને તેની ઉપર જાતજાતની નકશી અને ભાવોની રજૂઆત કરેલી છે. એક સ્થળે શ્રીશાંતિનાથ ભગવાનનો મેઘરથ રાજાના ભવનો ભાવ સુંદર રીતે કોતરેલો છે. આ ભાવોમાં પ્રાચીન સમયના પહેરવેશ, રીતભાત, મંદિરની બાંધણી, ઘાટ, નકશી અને દશ્યો વગેરે જોતાં આ મંદિર સં. ૧૦૦૦ લગભગમાં બંધાયું હોવાનું અનુમાન છે પણ એ કરતાંયે આ મંદિર પ્રાચીન હોવાનું 'વીરવંશાવલી'માં જણાવ્યું છે. તેમાં લખ્યું છે કે-" સંપ્રતિ રાજાએ હમીરગઢમાં શ્રીપાર્શ્વબિંબપ્રાસાદ નિપજાવ્યો. " વળી, " શ્રીવીરપ્રભુજીથી ૨૯મી પાટે થયેલા શ્રીજયાનંદસૂરિ મહારાજના ઉપદેશથી પ્રાગ્વાટ મંત્રી સામંતે મહારાજા સંપ્રતિએ કરાવેલા આ મંદિરનો વિ. સં. ૮૨૧માં જીર્ણોદ્ધાર કરાવ્યો. " આ ઉપરથી એમ જણાય છે કે હમીરપુર વસ્યું તે પહેલાં અહીં જે ગામ હશે તેમાં આ પ્રાચીન મંદિર બંધાવ્યું હશે અને સં. ૮૨૧માં તેનો જીર્ણોદ્ધાર થયો હશે. તે પછી કોઈએ જે જીર્ણોદ્ધાર કરાવ્યો એ જ સ્વરૂપ આ મંદિરનું આજે વિદ્યમાન હોય એમ લાગે છે. આ મંદિરના ગોખલાઓ, સ્તંભો અને દીવાલોમાં યાત્રા કરવા આવનારા શ્રેષ્ઠીઓએ ગોખલા અને દેરીઓ કરાવ્યાના સં. ૧૫૫૦ થી ૧૫૫૬ સુધીના લેખો મળી આવે છે. આ મંદિર જીરાવલા પાર્શ્વનાથનું હોવાનું એક લેખ પરથી[1] સૂચન મળે છે. અને " શ્રીપાર્શ્વનાથનાં ૧૦૮ નામનો છંદ "માં એ હકીકતને પુષ્ટ કરતાં જણાવ્યું છે:—

" હમીરપુરા પાસ પ્રણમું વળી નવલખા, ભીડભંજન પ્રભુ ભીડ ભાંગે;
દુઃખભંજન અને ડોકરિયા નમું, પાસ જીરાવલા જાગે. "

---

૧. " અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ " લેખાંક: ૨૩૬.

૨-૩. ટેકરી પર બીજાં બે મંદિરો થોડે દૂર છે. આ મંદિરો નાનાં અને સાદાં પણ અખંડ ઊભાં છે. મંદિરોમાં મૂર્તિઓ નથી. દંતકથા છે કે—"આ બંને મંદિર જોધપુરના ઓશવાળ જૈન દીવાને બંધાવ્યાં છે અને અર્વાચીન છે." આ બંને મંદિરમાંથી એકેમાં લેખ નથી. લેખો સંભવતઃ જીર્ણોદ્ધાર વખતે ચૂનામાં દબાઈ ગયા હશે. શ્રીજ્ઞાનવિમલસૂરિજીની 'તીર્થમાળા'માં આ મંદિરોનો ઉલ્લેખ છે. એટલે આ મંદિર અઢીસો વર્ષથી વધારે પ્રાચીન હોય એટલું તો નક્કી થાય છે.

૪. ચોથું મંદિર રસ્તા ઉપર આવેલું છે અને ઉપર્યુક્ત બે મંદિરોથી મોટું અને ત્રણસો-ચારસો વર્ષનું જૂનું જણાય છે. મંદિર સાવ સાદું છે. કદાચ પ્રાચીન મંદિરના સ્થાને આજના મંદિરનું સ્વરૂપ જીર્ણોદ્ધારનું હોય એમ પણ માની શકાય. તેમાં અત્યારે જિનચોવીશીનો આરસપટ્ટ અને બે કાઉસગ્ગિયા વિદ્યમાન છે. તેના ઉપર અનુક્રમે સં. ૧૨૧૯, ૧૩૪૬ અને ૧૩૪૬ના લેખો ઉત્કીર્ણ છે.[૧] આ મંદિર પણ પાર્શ્વનાથનું હોવાનું કહેવાય છે. મંદિર જીર્ણ હાલતમાં છે.



## ૧૫૩. સાંતપુર
### (કોઠા નંબર : ૩૦૧૯)

ખરાડીથી નૈઋત્ય ખૂણામાં ૧॥ માઈલ દૂર સાંતપુર નામે ગામ છે. એક કાળે આ ગામ ચંદ્રાવતીના પરારૂપે એ નગરીના વિસ્તારમાં સામેલ હશે એમ એની રચના ઉપરથી લાગે છે. ચંદ્રાવતીના નાશ સાથે જ આ વિભાગને પણ સહન કરવું પડયું હશે. કહે છે કે આ ગામનો ત્રણ વખત નાશ થયો. તેમાં છેલ્લો નાશ સં. ૧૮૬૯માં થયો હતો. સં. ૧૭૪૬માં શ્રીશીલવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં સાંતપુરનો ઉલ્લેખ આ રીતે કરેલો છે. "સાંતપુર, આંબથડિ"

આ ઉપરથી એ સમયે આ ગામ સારી સ્થિતિમાં હશે. આજે તો શ્રાવકોનાં માત્ર પાંચેક ઘરો વિદ્યમાન છે.

અહીં એક જિનમંદિર છે. તેમાં મૂળનાયક શ્રીવિમલનાથ ભગવાન બિરાજમાન છે. આ મૂર્તિ સિવાય બીજી મૂર્તિ અહીં નથી. તેની નીચે સં. ૧૮૯૯નો લેખ છે પણ મંદિર તો ઘણું પુરાણું હોવું જોઈએ.

મંદિરની પાસે પડેલા નકશીવાળા આરસના ખંડિત પથ્થરો ઘણા પડયા છે અને લોકોના મકાનોમાં પણ એ મંદિરના પથ્થરો જડેલા જોવાય છે તે આ પ્રાચીન મંદિરના ખંડિત અવશેષો હોય એમ જણાય છે. જો કે આ મંદિરનો નવેસર જીર્ણોદ્ધાર કરતાં નાનું બનાવીને સં. ૧૯૦૯માં તેની પ્રતિષ્ઠા કરેલી છે.

**માનપુર :**

ખરાડીથી વાયવ્ય ખૂણામાં ૧॥ માઈલ દૂર માનપુર નામે ગામ છે. આબુગિરિ ઉપર પગપાળા જનારને આ ગામ વચ્ચે પડે છે પરંતુ અહીં વિશ્રાંતિયોગ્ય કોઈ સ્થળ નથી. જો કે અહીં એક માત્ર ખાલી પડેલું જૈન મંદિર છે અને મંદિરના તાબે ચારેક વીઘાની જમીન પણ છે, જેમાં વિશાળ બગીચો અને કૂવો છે. આ ખાલી મંદિર અખંડ ઊભું છે. મૂળગભારો, ગૂઢમંડપ, ચોકીઓ અને ભમતીયુક્ત તેની રચના છે. મૂળ દરવાજાની બંને તરફ ઓસરીવાળી બે ઓરડીઓ છે. મંદિરમાં પબાસણ ઉપર શ્રીઆદિનાથ ભગવાનની ખંડિત મૂર્તિ ઉપર આ પ્રકારે લેખ છે:—

"सं० १५[०]७ वर्षे आषाढ व० ८ दिने प्राग्वाट व्य० रत्नाभार्या जइतलदे पुत्र व्य० नयणाकेन श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठितं तपाश्रीरत्नशेखरसूरिभिः ॥"

**ઉંબરણી :**

ખરાડીથી વાયવ્યખૂણામાં ૨ માઈલ દૂર આબુની તળેટીમાં ઉંબરણી નામનું નાનું ગામ છે. તેનું પ્રાચીન નામ ઉમરલી હતું.

---

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંકઃ ૨૩૦-૨૩૨.

આ ગામ પ્રાચીન હોવાનું પ્રમાણ "પ્રભાવકચરિત"કાર આપે છે. તેમાં આપેલા 'વીરસૂરિચરિત'થી જાણવા મળે છે કે, શ્રીવીરગણિ આ ગામમાં પધાર્યા હતા. શ્રીવીરગણિનો જન્મ સં. ૯૩૮ અને સ્વર્ગવાસ સં. ૯૯૧માં થયો હતો. એટલે વચલા ગાળાના સમયમાં તેઓ અહીં આવ્યા હોવાનું નક્કી છે. આથી આ ગામ તો એથીયે પ્રાચીન ગણાય.

વળી, સં. ૧૨૮૭ના આબુના લૂણવસહી મંદિરના વ્યવસ્થાલેખમાં જણાવ્યું છે કે, આ મંદિરના વર્ષગાંઠના અઠ્ઠાઈ મહોત્સવના પહેલા દિવસનું કામ ચંદ્રાવતી, કીસરઉલી અને ઉંબરણી ગામના શ્રાવકોને સોંપવામાં આવ્યું હતું. આ ઉપરથી ઠેઠ તેરમા સૈકામાં અહીં શ્રાવકોની વસ્તી હશે, અને શ્રીમેહ કવિએ સં. ૧૫૦૦ની આસપાસમાં રચેલી 'તીર્થમાળા' ઉપરથી પણ જણાય છે કે, પંદરમા સૈકાની શરૂઆતમાં તો આ ગામમાં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હોવી જોઈએ:—

"ઉંબરણી લઘુ બાણારસી, તેહની વાત કહઉં કિસી; ઉંબરણી અરબદ તલહટી, પ્રાસાદ કરાવિઉં સંઘિઈં હટી."

આ અવતરણ આપણને એ વખતની સારી સ્થિતિ અને આબાદીનું ભાન કરાવતાં કહે છે કે, અહીંના શ્રીસંઘે મળીને ઉંબરણીમાં એક જૈન મંદિર બંધાવ્યું હતું; પરંતુ આપણા કમનસીબે આજે એ મંદિર વિદ્યમાન નથી. એની શોધ કરવામાં આવે તો અહીં પડેલાં ખંડિયેરો અને પથ્થરના ઢગલામાં એ દટાયેલું અવશ્ય મળી આવે.

**ચંદ્રાવતી :**

ખરાડીથી દક્ષિણ દિશામાં ૪ માઈલ દૂર ચંદ્રાવતી નામે મોટી નગરી હતી, જે અત્યારે ૪૦–૫૦ ખોરડાંવાળા 'ચંડેલા' નામના નાના ગામડા રૂપે પરિવર્તન પામી છે.

આબુના પરમાર રાજાઓની રાજધાનીનું આ સમૃદ્ધ નગર આજે તો ધૂળમાં દટાઈ ગયું છે, અરે ! એની પ્રાચીન સ્થિતિને જાણવાનું કોઈ નામોનિશાન પણ ત્યાં રહ્યું નથી, આપણને કંઇક સમાધાન આપી શકે એવી સામગ્રી માત્ર પ્રાચીન વર્ણનો આપી રહ્યાં છે.

સં. ૧૦૧૦માં રામસેન નગરના ઋષભ જિનમંદિરમાં પ્રતિષ્ઠા કરાવનાર શ્રીસર્વદેવસૂરિએ ચંદ્રાવતીના જે કુંકણ મંત્રીને દીક્ષા આપી હતી, તેમણે ગૃહસ્થાવસ્થામાં અહીં એક જિનમંદિર બંધાવ્યું હતું.[૧]

માલવાના રાજા મુંજ અને ભોજના પુરોહિત પરમાર્હત કવીશ્વર ધનપાલે સં. ૧૦૮૧ લગભગમાં રચેલા 'સત્ય-પુરમંડન મહાવીરોત્સાહ' નામની કૃતિમાં ચંદ્રાવતીના ધ્વંસની હકીકત આલેખી છે.[૨]

સં. ૧૦૯૫માં શ્રીધનેશ્વરસૂરિએ 'સુરસુંદરી' નામનો પ્રાકૃત કથાગ્રંથ આ નગરીમાં રહીને જ રચ્યો હતો. વળી, ચંદ્રગચ્છમાં થયેલા શ્રીવિજયસિંહસૂરિએ આ નગરીના નવગ્રહ ચૈત્યમાં રહી 'ઉપદેશમાલા વૃત્તિ' રચી હતી અને એ રચના પ્રસંગે ચૈત્યવાસ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થતાં તેઓ પૌર્ણમિક પક્ષના શ્રીચંદ્રપ્રભસૂરિની નિશ્રામાં ગયા હતા.

ચંદ્રાવતીનો રાજા ધંધુક ગૂર્જરેશ ભીમદેવની આજ્ઞા માનતો નહોતો, તેથી ભીમદેવે વિમલ મંત્રીને દંડનાયક બનાવી ચંદ્રાવતી મોકલ્યો. પ્રતાપી વિમલના આવવાના સમાચાર જાણી ધંધુક ધારાના રાજા ભોજના આશ્રયે ગયો.[૩] વિમલશાહે ચંદ્રાવતીનું રાજ્ય હાથમાં લીધું અને પાછળથી ધંધુકને પણ મનાવી લીધો. ભીમદેવ સાથે વિમલને કોઈ કારણસર અણબનાવ થયો હતો, એ સમયે પાટણના કેટલાંયે ધનાઢ્ય કુટુંબો ચંદ્રાવતીમાં રહેવા માટે આવ્યાં ત્યારે ભીમદેવને વિમલ સાથે મૈત્રી સંબંધ જોડવો પડ્યો અને છેવટે તેને 'ચંદ્રાવતીશ' તરીકે સત્કારવો પડ્યો હતો. આ વિમલશાહે સં. ૧૦૮૮ માં આબુ ઉપર આશ્ચર્યકારી મંદિર બંધાવ્યું અને પોતાની પાછલી અવસ્થા ચંદ્રાવતી તેમજ અચલગઢમાં રહીને ગાળી હતી.

મંત્રીશ્વર તેજપાલની વિદુષી અને વ્યવહાર દક્ષ પત્ની અનુપમાદેવી આ નગરનું જ સંતાન હતી.

---

૧. "ગુર્વાવલી" પૃષ્ઠ : ૬, શ્લોક : ૫૭,૫૮.

૨. "જૈન સાહિત્ય સંશોધક"

૩. "અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ" લેખાંક ; ૧, શ્લોક : ૬

સં. ૧૨૮૭ ના આબુના લૂણવસહી મંદિરના પ્રશસ્તિલેખ અને વ્યવસ્થાલેખમાં ચંદ્રવતીના શ્રાવકસમુદાયને લૂણવસહીના અઠ્ઠાઈમહોત્સવના પ્રથમ દિવસનું કામ નિર્દેશતાં જણાવ્યું છે કે—

"चंद्रावत्याः सत्कसमस्तमहाजनसकलजिनचैत्यगोष्ठि(ष्ठि)कप्रभृतिश्रावकसमुदायः ॥"

માંડવગઢના મંત્રી પેથડે[૪] (ચૌદમા સૈકામાં) અને એ જ નગરના મંત્રી સોની સંગ્રામે (પંદરમા સૈકામાં) અહીં એકેક મંદિર બંધાવ્યું હતું.

ચૌદમા સૈકાના 'વિવિધતીર્થ તીર્થકલ્પ'કાર તો આ નગરીને લક્ષ્મીનો ભંડાર કહીને ઉલ્લેખે છે.[૫]

સં. ૧૫૦૦ ની આસપાસ થયેલા શ્રી મેહ કવિ પોતાની 'તીર્થમાળા'માં અહીંની જાહોજલાલીનું સુંદર વર્ણન કરતાં કહે છે:—

"નગર ચડાઉલિના ગુણ ઘણા, ભવણ અઢાર સઈ જિણ તણા, ચહુરાસી ચહુટે હિવ ફિરઉં, ઠામિ ઠામિ દીસઈ ભૂંહરિઉં. ૨૬
મૂલનાયક શ્રીનાભિ મલ્હારિ જિણ દીઠઈ મનિ હર્ષ અપાર; કરઈ પૂજ શ્રાવક મનિ હસી, નગર ચડાઉલિ લંકા જિસી. ૨૭
આઉલિ તડિ તોલી પ્રાસાદ, એ બિહુ થાનકિ દેવ યુગાદિ; ત્રિસલા દેવિ ઉયરિ ધરિ ધીર." ૨૮

સં. ૧૫૦૩ માં શ્રીસોમધર્મે રચેલી 'ઉપદેશ સપ્તતિ'થી જણાય છે કે—"અહીં ૪૪૪ આર્હત પ્રાસાદો અને ૯૯૯ શૈવ મંદિરો હતાં."[૬]

સં. ૧૭૪૬ માં શ્રીશીલવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં આ પ્રમાણે જણાવ્યું છે:—

"ચંદ્રાવઈ ખરી, વિમલ મંત્રીસર વારિ જાણિ, અઢારસેય દેવલ ગુણ ખાણિ."

આ બધાં વર્ણનો અને ઉલ્લેખો પરથી જણાય છે કે ચંદ્રાવતીમાં અગિયારમા સૈકાથી લઈને લગભગ સોળમા સૈકા સુધી ધનાઢ્ય જૈનોની સારી વસ્તી હતી અને અનેક જિનમંદિરો હતાં.

વિ. સં. ૧૮૭૯ માં કર્નલ ટોડ સાહેબ અહીં આવ્યા ત્યારે અહીં બચેલાં થોડાંક મંદિરોના ફોટા લીધા હતા, જે તેમણે તેમના "ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઇંડિયા" નામના પુસ્તકમાં આપ્યા છે. એ અનુપમ દેવવિમાન જેવાં મંદિરોની ભવ્યતા, કારીગરી અને સૌન્દર્ય જાણવાને આ ચિત્રો સિવાય કશું જોવા મળતું નથી. એનું કારણ એ છે કે ચંદ્રાવતીના છેલ્લા ધ્વંસ પછી એ મંદિરો અને પ્રાસાદોના પથ્થરો ઠેકેઠારો રેલ્વેના ડબાઓ ભરી ભરીને બીજે લઈ ગયા. છતાં હજી યે પથ્થરોના ઢગલાઓ પડેલા છે, તેને ખોદી કાઢીને જોવામાં આવે તો ઇતિહાસને ઉપયોગી સામગ્રી મળી રહે.

## મૂંગથલા :

ખરાડીથી પશ્ચિમમાં ૪।। માઈલ દૂર આબુની તળેટીમાં મૂંગથલા નામનું ગામ છે. એનું પ્રાચીન નામ મુંડસ્થલ.

અહીં (મુંડસ્થલ)ના મુદ્દગેશ્વર મહાદેવના મંદિરમાંના સં. ૮૯૫ના શિલાલેખથી આ ગામ લગભગ ૧૧૦૦ વર્ષથી યે પ્રાચીન હોવાનું પુરવાર થાય છે.

સં. ૧૨૮૭ના આબુના લૂણવસહીના વ્યવસ્થાલેખમાં લૂણવસહી મંદિરની વર્ષગાંઠના અઠ્ઠાઈમહોત્સવના પાંચમા દિવસ (ફાગણ વદિ ૭)નો મહોત્સવ કરવાનું કાયમને માટે આ મુંડસ્થલના શ્રીસંઘને સોંપવામાં આવ્યું હતું.[૭]

---

૪. "ગુર્વાવલી પૃષ્ઠ : ૧૯, શ્લોક : ૧૯૩

૫. એ જ ગ્રંથનો "અર્બુદાદ્રિ કલ્પ" શ્લોક : ૨૫,

૬. એ જ ગ્રંથના બીજા અધિકારનો "ચતુર્થ ઉપદેશ" શ્લોક : ૬.

૭. "અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ" લેખાંક : ૨૫૧

સં. ૧૫૧૭ની આસપાસ શ્રીરત્નમંદિરગણિએ રચેલી 'ઉપદેશતરંગિણી'માં જણાવ્યું છે કે,[૮] "આબુના વિમલવસહીના મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની નિત્ય સ્નાત્રપૂજા તથા ધ્વજારોપણનો ઉત્સવ ચાલુ રહે એ માટે મુંડસ્થલાદિ ૩૬૦ ગામોમાં ચંદ્રાવતી–ઇશ (દંડનાયક) વિમલશાહે પોરવાડોને વસાવ્યા હતા અને તેમને બધા પ્રકારના કરથી મુક્ત કરી અનેક ઉપકારો કરવા વડે ધનાઢ્ય કર્યા હતા, તેથી તેઓ હમેશાં પોતાના વારના ક્રમ મુજબ મુંડસ્થલાદિ ગામોના સંઘો આબુના વિમલવસહી મંદિરમાં સ્નાત્ર વગેરે પુણ્યાદિ કાર્યો કરતા હતા."

સં. ૧૩૮૯માં મુંડસ્થલના મહાવીર મંદિર માટે બનાવેલ એક જોડીના બે મનોહર કાઉસગ્ગિયા આબુના લૂણવસહી મંદિરના ગૂઢમંડપમાં છે તેના ઉપર આ પ્રમાણે લેખ છે:[૯] —

"सं० १३८९ वर्षे फागु(ल्गु)ण सुदि ८ श्रीकौ(को)रटकीयगच्छे मह० पुनसीह भा० पुनसिरिसुतधाधलेन भ्रातृ मूलू गेहा रुदासहितेन मुंडस्थलसत्कश्रीमहावीरचैत्ये निजमातृपितृश्रेयोर्थं जिनयुगलं कारितं प्रतिष्ठितं श्रीनय(न्न)सूरिभिः ॥"

—સં. ૧૩૮૯ના ફાગણ સુદિ ૮ના દિવસે કોરંટગચ્છના મંત્રી પુનસિંહની ભાર્યા પૂર્ણશ્રીના પુત્ર ધાંધલ મંત્રીએ, પોતાના ભાઈઓ મૂલૂ, ગેહા અને રુદા સાથે શ્રીમુંડસ્થલ ગામના શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં આ બે કાઉસગ્ગિયા પોતાના માતા–પિતાના કલ્યાણ માટે કરાવ્યા અને તેની શ્રીનન્નાચાર્યે પ્રતિષ્ઠા કરી.

આવો જ બીજો લેખ આ જ સંવત્નો લૂણવસહીની પાછળ ઊંચી દેરીના કાઉસગ્ગિયા નીચે લખેલો છે.

આ ધાંધલ મંત્રીએ આબુના શ્રીઆદીશ્વર ભગવાનના મંદિરના ગૂઢમંડપમાં રાખેલા આવા જ બે કાઉસગ્ગિયા સં. ૧૪૦૮ના વૈશાખ સુદિ ૫ને ગુરુવારે ભરાવ્યા અને તેની શ્રીનન્નસૂરિના શિષ્ય શ્રીકક્કસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી છે.[૧૦]

શ્રીમુનિસુંદરસૂરિએ વિ. સં. ૧૫૦૧માં આ મુંડસ્થલમાં શ્રીલક્ષ્મીસાગરને વાચક–ઉપાધ્યાય પદવી આપી હતી અને તે વખતે[૧૧] તેમના ભાઈ સંઘપતિ ભીમે પદવીપ્રદાન નિમિત્તે મહોત્સવ કર્યો હતો.

પં. મહિમાએ વિ. સં. ૧૭૨૨માં રચેલી 'તીર્થમાળા'માં નોંધ્યું છે કે, "મુંડસ્થલમાં આ સમયે કુલ ૧૪૫ જિનબિંબ છે."[૧૨]

આ બધાં પ્રમાણો એવું અનુમાન કરવાને પૂરતાં ગણાય કે આ મુંડસ્થલ મોટું નગર હશે અને શ્રાવકોની વસ્તી બહોળી હશે એટલું જ નહિ; સં. ૧૭૨૨ સુધી આ ગામ વસ્તીવાળું હશે. એ પછી કોઈ કારણે ગામ ભાંગતાં શ્રાવકો વગેરેની વસ્તી ઘટી ગઈ હશે. આજે તો આ ગામ સાવ વેરાન બનેલું નાનકડું ગામડું છે, છતાં તેની ભુંસાતી પ્રાચીન સ્થિતિને દર્શાવતાં કેટલાંક હાડપિંજર જેવાં ધ્વંસાવશેષો ગામની આસપાસ વેરાયેલાં પડયાં છે.

અહીં એક વિશાળ જિન મંદિર ગામના દક્ષિણ તરફના ઝાંપામાં ઢગલો થઈને પડયું છે. એમાં ઝાડ અને વનસ્પતિ ઊગી ગઈ છે. છતાં આજે ગૂઢમંડપ, છચોકી અને રંગમંડપનો ભાગ, જેમાં સ્તંભો અને ઘૂમટો સહિત કેટલોક ભાગ સાબૂત ઊભો છે. એ દ્વારા એના આકારપ્રકારની ઝાંખી થઇ આવે છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શિખર અને દરવાજાની બંને બાજુએ થઇને ૨૪ દેરીઓ, શૃંગારચોકી તેમ જ ભમતીના કોટયુકત બનેલું હશે. છચોકી અને રંગમંડપ ધવલ આરસનાં બનાવેલાં હતાં. તેમાં ખાસ કરીને મેરાઓ, સ્તંભો, ગોખલાઓ અને દરવાજા વગેરેમાં સુંદર કોરણી કરેલી હતી.

---

૮. એ ગ્રંથનું પૃષ્ઠ : ૨૨૪.

૯. "અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ" લેખાંક : ૨૫૪, ૨૫૫

૧૦. એજન : લેખાંક : ૧૦, ૧૧

૧૧. "ગુરુગુણરત્નાકર કાવ્ય" સર્ગ : ૧, શ્લોક : ૯૦

૧૨. "પ્રાચીન તીર્થમાલા સંગ્રહ" પૃ. ૬૦, ઢાલ : ૪, કડી : ૮

'વિવિધતીર્થકલ્પ'ના ઉલ્લેખ પ્રમાણે આ મંદિર જીવિતસ્વામી ભગવાનનું હતું.[૧૩] તેમાંના સ્તંભો ઉપરથી ૯ લેખો કોતરેલા મળી આવે છે, જે ઇતિહાસમાં નવી ભાત પાડી રહ્યા છે. મૂળગભારાની મંગલમૂર્તિ પાસે આ લેખ જોવામાં આવે છે:—

"पूर्वे छद्मस्थकालेऽर्बुदभुवि यमिनः कुर्वतः सद्विहारं [सप्त]त्रिंशे च वर्षे वहति भगवतो जन्मतः कारितास्ताः (सा)।
श्रीदेवार्यस्य यस्योल्लसदुपलमयी पूर्णराजेन राज्ञा श्रकेशीसु(शिना) प्रतिष्टः(ष्ठः) स जयति हि जिनस्तीर्थमुंडस्थलस्तुः(स्थः) ॥
सं[०] १४२६ संवत् श्रीवीरजन्म ३७....श्रीवीरजन्म ३७ श्रीदेवा जारू० पू०....न कारितं ॥"[१४]

—પૂર્વે છદ્મસ્થકાળમાં ભગવાન મહાવીરસ્વામી આબુની ભૂમિમાં વિહાર કરતા હતા. તેમના જન્મથી લઈને ૩૭ મા વર્ષે તેમની ઉલ્લાસભરી પાષાણની પ્રતિમા પૂર્ણરાજ નામના રાજાએ ભરાવી અને જેની શ્રીકેશી નામના ગણધરે પ્રતિષ્ઠા કરી, તે મુંડસ્થલ તીર્થમાં રહેલા તે જિનેશ્વર ભગવાન જયવંતા વર્તે છે. સં. ૧૪૨૬ સંવત્ વીર જન્મથી ૩૭. શ્રીદેવા, જારૂ. પૂ........ભરાવી.

આ લેખ, ભગવાન મહાવીરસ્વામી આબુ ઉપર છદ્મસ્થકાળમાં આવ્યા હતા, એ સંબંધે પ્રકાશ ફેંકે છે, જે વિદ્વાનો માટે શોધનો વિષય છે; કેમકે અત્યાર સુધીની શોધ ઉપરથી જણાયું છે કે, આ મરુભૂમિમાં ભગવાન મહાવીરસ્વામી ક્યારે પણ પધાર્યા નહોતા, ત્યારે આ લેખની હકીકત ઉપર વિશેષ પરામર્શ અને શોધખોળ કરવાનું આવશ્યક બને છે.

આ હકીકતને સમર્થન કરતા તેરમી શતાબ્દીમાં થયેલા શ્રીમહેન્દ્રસૂરિ પોતાની 'અષ્ટોત્તરી તીર્થમાળા'માં આ પ્રકારે નોંધે છે:[૧૫]—

"अब्बुयगिरिवरमूले, मुंडस्थले नंदीरुक्ख अहभागे। छउमत्थकालि वीरो, अचलसरीरो ठिओ पडिमं ॥ ९७ ॥
तो पुन्नरायनामा, कोइ महप्पा जिणस्स भत्तीए। कारइ पडिमं वरिसे, सगतीसे (३७) वीरजम्माओ ॥ ९८ ॥
किंचूणा अट्ठारसवाससयाए य पवरतित्थस्स। तो मित्थघणसमीरं, थुणेमि मुंडत्थले वीरं ॥ ९९ ॥"

પૂર્વોક્ત શિલાલેખ અને આ 'તીર્થમાળા'ના ઉલ્લેખનો ઐતિહાસિક સૂર એક છે કે, ભગવાન મહાવીરસ્વામી પછી ૩૭ મા વર્ષે પૂર્ણરાજ નામના રાજવીએ મુંડસ્થલમાં શ્રીવીર ચૈત્ય બનાવ્યું.

સં. ૧૪૨૬ માં પોરવાડ જ્ઞાતિના મહીપાલના પુત્ર શ્રીસિરપાલે તેનો જીર્ણોદ્ધાર કરાવી દંડ–કલશાદિની પ્રતિષ્ઠા શ્રીમાન કક્કસૂરિ શિષ્ય શ્રીસર્વદેવસૂરિએ કરી, એવો લેખ છચોકીના સ્તંભ ઉપર કોતરેલો છે.[૧૬] આથી જણાય છે કે આ મંદિર સં. ૧૪૨૬ કરતાંયે પ્રાચીન છે. એ સંબંધે શિલાલેખીય પુરાવા પણ સાંપડે છે.

છચોકી અને સભામંડપના સ્તંભો ઉપર ઉત્કીર્ણ સં. ૧૨૧૬ ના ચારેક લેખો જોવાય છે.[૧૭] આથી માની શકાય છે કે, તેરમા અને પંદરમા સૈકામાં આનો જીર્ણોદ્ધાર થયો. તેરમા સૈકામાં થયેલા જીર્ણોદ્ધારમાં સંભવતઃ નાના મંદિરને સ્તંભો યુક્ત વિશાળ બનાવ્યું હશે.

વળી, સં. ૧૪૬૨ ના એક લેખમાં રાજા કાન્હડદેવના પુત્ર વીસલદેવે આ મંદિરને ગામ વગેરે કંઈક ભેટ કર્યા સંબંધે ઉલ્લેખ છે.[૧૮] આ લેખથી એ સમયે આ તીર્થના મહિમાથી આકર્ષાઈને રાજાઓ પણ તીર્થના રક્ષણ માટે દાન આપીને પોતાની શ્રદ્ધાભક્તિ બતાવતા હતા.

આ બધાં ઐતિહાસિક પ્રમાણો મુંડસ્થલ (મૂંગથલા)ના મહાતીર્થને અતિપ્રાચીન કાળનું પુરવાર કરે છે.

૧૩. એ જ ગ્રંથનું પૃષ્ઠ: ૮૬.
૧૪. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખ સંદોહ" લેખાંક: ૪૮
૧૫. "અંચલગચ્છીય–પંચપ્રતિક્રમણ સૂત્ર" પૃષ્ઠ: ૮૧
૧૬. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક: ૪૯, ૫૦
૧૭. એજન: લેખાંક: ૪૪, ૪૫, ૪૬, ૪૭
૧૮. એજન: લેખાંક: ૫૬

**ગિરિવર :**

ખરાડીથી પશ્ચિમમાં ૯ માઈલ દૂર ગિરિવર નામે ગામ આબુગિરિની તળેટીમાં વસેલું છે. અહીં પાટનારાયણનું પ્રાચીન મંદિર છે. તેમાં સં. ૧૧૮૧ અને સં. ૧૩૪૩ ના બે ઇતિહાસોપયોગી શિલાલેખો છે. આ શિલાલેખોથી ગામ પુરાણું હોય એવું અનુમાન થાય છે.

આ પાટનારાયણ-વિષ્ણુમંદિરના પ્રવેશદ્વાર પર નકશીવાળા સ્તંભો, બારશાખ વગેરે પ્રાચીન જૈન મંદિરના હોય એમ તેમાં મંગળમૂર્તિ તરીકે આલેખેલી તીર્થંકર મૂર્તિઓથી જણાય છે.

ગામના પશ્ચિમ દિશાના ઝાંપામાં એક તૂટેલા મંદિરના અવશેષો પડ્યા છે. ભોંયતળિયાનો થોડો ભાગ અને પાયા જે વિદ્યમાન છે એ જોતાં આ જૈન મંદિર હોવાનું જણાય છે.

**વાજનવાળા ( તોડાનો દરવાજો ) :**

ખરાડીથી ૧૦॥ માઈલ દૂર વાજનવાળા ગામ છે. ત્યાંથી ૧॥ માઈલ દૂર 'તોડાનો દરવાજો' છે. આ દરવાજાની બાંધણી અને પથ્થરો એની પ્રાચીનતા સૂચવી રહ્યા છે. લોકો આને 'ચંદ્રવતીનો દરવાજો' પણ કહે છે. ચંદ્રાવતી નગરીનો વિસ્તાર અહીં સુધી હશે. આજે તો અહીં કોઈ ગામ કે વસ્તી નથી.

આ દરવાજા પાસે એક ખંડિત મંદિર છે, આખુંયે આરસપાષાણનું બનેલું જણાય છે. હજી બે દેરીના મંડપો બચેલા જોવાય છે. એને જોતાં આ ખંડિયેર જૈન મંદિર હોવાની પ્રતીતિ કરાવે છે.

દરવાજા બહાર એક સુરહીનો પથ્થર છે. તેમાં શ્રી-ગર્દભનું ચિહ્ન છે. એ પર સં. ૧૨૮૭ (૫૭) નો લેખ જણાય છે. એ ઉપરથી આ સ્થળ પ્રાચીન જણાય છે.

**દત્તાણી :**

ખરાડીથી પશ્ચિમ દિશામાં ૧૩ માઈલ દૂર આબુગિરિની તળેટીમાં દત્તાણી નામનું ગામ છે. અહીંના ખંડિત જૈન મંદિરમાં છચોકીના ડાબા હાથ તરફના સ્તંભ પર સં. ૧૨૯૮ નો લેખ છે; તેમાં 'દંતાણી' ગામનો ઉલ્લેખ આ પ્રકારે છે:—

"सं० १२९८ वर्षे भाद्रग सुदि ५ बुधे **दंताणीग्रामे** श्रीपार्श्वनाथचैत्ये श्रे० जयताकेन पुत्रवस्तुपालश्रेयसे चतुष्किकापदेष्ववं स्तंभः दः (!) ॥"

આ લેખ પરથી આ ગામ સં. ૧૨૯૮ પહેલાનું હોવાનું નિશ્ચિત છે અને એ સમયે અહીં શ્રીપાર્શ્વનાથનું મંદિર હતું એમ પણ જણાય છે.

'અંચલગચ્છીય પટ્ટાવલી' ( પૃ૦ ૧૨૭ ) માં જણાવ્યું છે કે, શ્રીજયસિંહસૂરિ સં. ૧૧૪૧માં આ ગામમાં પધાર્યા હતા અને તેમના શિષ્ય આર્યરક્ષિતસૂરિએ પોતાના જન્મથી આ ગામને પાવન કર્યું હતું.

ગામની પૂર્વ દિશામાં એક વિશાળ જૈનમંદિર ખાલી ઊભું છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત વિશાળ આકૃતિનું આ મંદિર છે. આખુંયે મંદિર સફેદ પથ્થરથી બનેલું છે. સભામંડપની કેટલીક છત અને કોટનો થોડો ભાગ પડી ગયો છે. સામાન્ય જીર્ણોદ્ધારથી આખુંયે મંદિર ટકી રહે એવું છે. આ મંદિરમાંથી મૂર્તિઓ, પબાસનના પરિકરો અને ગોખલાના પથ્થરો કોણ ક્યારે લઈ ગયું તે જાણવામાં નથી. સંભવ છે કે, અહીં કોઈ શ્રાવક ન રહેવાથી મંદિરને વધાવી લેવામાં આવ્યું હોય.

આ મંદિર અને ગામની પ્રાચીનતા સંબંધે ઉપર્યુક્ત લેખ કરતાંયે વધુ પ્રાચીન સં. ૧૨૧૯ નો સ્તંભલેખ આમાંથી મળે છે અને એ બધા લેખો જીર્ણોદ્ધાર સમયના હોવાથી મંદિર બારમા સૈકા કરતાંયે પ્રાચીન હોવું જોઈએ એવું અનુમાન છે.

અહીં પાદરમાં એક જૈન મૂર્તિ ખંડિત પડેલી હતી. તેમાં સં. ૧૧૩૯ નો પ્રાચીન લિપિમાં સ્પષ્ટ લેખ હતો, તે આ ખંડિત મંદિરની જ મૂર્તિ હોવી જોઈએ. ધવલીના એક મંદિરમાંની ખંડિત મૂર્તિ જે અહીંથી લઈ જવામાં આવી છે તેના ઉપર સં. ૧૧૩૯ નો લેખ છે. સં. ૧૩૪૫ ના એક સ્તંભલેખ પરથી જણાય છે કે, એ વખતના અહીંના ઠાકોરે આ મંદિરને બે ખેતર વગેરે દાન આપેલું હતું. એ લેખ આ પ્રકારે છે:—

" संवतु(त) १३४५ वैशाख सु० ८ शुक्रे स्वस्तिश्रीचंद्रावत्यां। महाराजाधिराजश्रीविसलविजयराज्ये श्रीसारंगदेवविजयराज्ये दंताणीग्रामे प्रमाश्र(श)न्विय राजदे राजदेवाडा ठ० सात रा प्रतापश्रीहेमदेव श्रीपार्श्वद्वयोः त्रापदे क्षेत्रद्वयं प्रदत्तं। आचंद्रार्कं........ रा[०] महिपालदेवसुत रा० सुहडसिंहेन यात्रारथे(त्रार्थे) द्राम ४ सिनी पदता (प्रदत्ताः)॥ "

આ લેખ જૈનતર રાજવીઓની જૈન મૂર્તિ પ્રત્યેની શ્રદ્ધાનો અને જૈનધર્મના પ્રભાવનું ગૌરવ છતું કરે છે.



## ૧૫૪. કુંભારિયા

( કોઠા નંબર : ૩૦૨૦–૩૦૨૪ )

આબુરોડ સ્ટેશનથી ૧૪ માઈલ દૂર કુંભારિયા નામે ગામ છે. પ્રાચીન શિલાલેખોમાં આલેખાયેલું 'આરાસણાકર' એ જ આ કુંભારિયા. શિલાલેખો ઉપરથી જણાય છે કે, સત્તરમા સૈકા સુધી આ ગામ 'આરાસણા'ના નામે પ્રસિદ્ધ હતું. તેને બદલે 'કુંભારિયા' નામ કેમ પડયું હશે એ જાણી શકાતું નથી. ડૉ. ભાંડારકર કહે છે કે, "કુંભારિયાની આસપાસ અવશેષો પડેલાં છે તે ઉપરથી એક જમાનામાં અહીં ઓછામાં ઓછાં ૩૬૦ જિનમંદિરો હોવાં જોઈએ એવું અનુમાન નીકળે છે." ફાર્બ્સ સાહેબ ઊમેરે છે કે. "ધરતી કંપને લીધે આરાસણાનાં ઘણાંખરાં મંદિરો જમીનદોસ્ત થઈ ગયાં હશે." પણ એ માટે કશું પ્રમાણ જડતું નથી. અલબત્ત, એક કાળે આ ગામ મોટું નગર અને વેપારનું મથક હોય એવું અનુમાન અહીંનાં મંદિરો અને સુરહીના લેખમાં આલેખેલી વેપાર પરના લાગાની વ્યવસ્થા ઉપરથી નીકળે છે. અહીંની વસ્તી કયારે, શા કારણે ઉચાળા ભરી ગઈ તે જાણવાને કશું સાધન નથી. આજે તો વેરાન બનેલા આ પ્રદેશમાં માત્ર ૫ જૈન મંદિરો, ૧ હિંદુ મંદિર અને ૧ જૈન ધર્મશાળા સિવાય નથી કોઈ મકાન કે નથી કોઈ વસ્તી.

આ પાંચે મંદિરો આલીશાન અને ઐતિહાસિક છે. એની સ્થાપત્ય કળા આજે પણ પ્રેક્ષકોને આબુ પરના દેલવાડાનાં મંદિરો જેટલી જ દિઙ્મૂઢ બનાવે છે.

૧. શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર બીજાં મંદિરો કરતાં પ્રમાણમાં નાનું અને ઘાટમાં પણ અલગ તરી આવે છે. એના શિખર અને દરવાજામાં કોરણી કરેલી છે. આની રચનામાં મૂળગભારો, ગૂઢમંડપ, સભામંડપ, શૃંગારચોકી અને ફરતો કોટ બનેલો છે. મૂળનાયક તરીકે શ્રીસંભવનાથ ભગવાનની પ્રતિમા છે. આમાં એક શ્રાવક–શ્રાવિકાની યુગલપ્રતિમા છે ને ૧૦ ખાલી પરિકરો છે.

૨. શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર આખુંયે આરસનું બનેલું છે ને પ્રાચીન પણ છે. આ મંદિરની દેરીઓ અને પબાસણની ગાદીઓ ઉપર સં. ૧૧૩૮ ના લેખો મળી આવે છે. સંભવ છે કે, આ મંદિર એ સમયનું હોય. મૂળનાયકની ગાદી નીચે સં. ૧૩–૦ નો લેખ છે પણ એ ગાદી પાછળથી જીર્ણોદ્ધાર વખતે લગાવી હશે. મૂળનાયકનો ફેરફાર થયાનું પણ એ લેખમાંથી જાણવા મળે છે. આજે અહીં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાન બિરાજે છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી અને ૧૬ દેરીઓ તેમજ ૧૦ ગોખલાઓથી મંડિત છે. છચોકીઓમાં ગૂઢમંડપના મુખ્ય દરવાજાની બંને બાજુએ બે કોરણીવાળા ગોખલા છે. છચોકી, સભામંડપના ઘુંમટો ને સ્તંભોમાંની કોરણી, સભામંડપની બંને બાજુની છતોમાં આલેખાયેલા સુંદર ભાવો વગેરે જોઈને તો આબુનાં મંદિરોની શિલ્પકળાનું સ્મરણ થઈ આવે છે. મંદિરના એક ખૂણાની દેરીમાં એક જ પથ્થરમાં કંડારેલું ત્રણ ગઢવાળું સમવસરણ મનોહર છે. ખંડિત પરિકરો, પબાસણો અને તોરણો આપણી દીનદશાનું ભાન કરાવી રહ્યાં છે.

મંદિરના ઘૂમટને ઝીલી રાખતા આઠ સ્તંભો અષ્ટભદ્ર આકૃતિવાળા છે. તેના ઉપર સુંદર ચાર તોરણો છે પણ સાવ તૂટી ગયાં છે. માત્ર પશ્ચિમ બાજુનું એક તોરણ બચેલું છે. આ તોરણોની બંને બાજુએ ચાર ગોખલાઓ છે. તેમાં સં. ૧૧૩૮ ને ૧૧૪૬ ના લેખો કોરાયેલા છે.

આ મંદિરની નજીકમાં બે સુરહીના પથ્થરો ઊભા છે. તેના ઉપર સં. ૧૩૧૨ અને ૧૩૩૨ના લેખો છે. તેમાં વેપાર પરના લાગાની વ્યવસ્થા આલેખી છે; જે તે સમયમાં આ નગરના વેપારી મથક તરીકેનું પ્રમાણ રજૂ કરે છે.

૩. શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી ને બંને તરફ થઈને ૨૪ દેવકુલિકાઓ તેમજ એક ગોખલો ને શિખરબંધી રચનાવાળું દેવવિમાન જેવું શોભી રહ્યું છે. આખું મંદિર મકરાણા આરસનું બનેલું છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની પરિકરવાળી એકતીર્થી રમણીય પ્રતિમા બિરાજે છે. તેના ઉપર શ્રીવિજયદેવસૂરિ પ્રતિષ્ઠિત સં. ૧૬૭૫નો લેખ છે પરંતુ મંદિર એથીયે પ્રાચીન હોવાના લેખો આમાંથી જ જડી આવે છે. મતલબ કે, મૂળનાયકની પ્રતિષ્ઠા કર્યાનો આ લેખ જીર્ણોદ્ધાર સમયનો સાબિત થાય છે.

ગૂઢમંડપમાં શ્રીશાંતિનાથ ભગવાન અને શ્રીપાર્શ્વનાથ ભગવાનની પરિકરવાળી બે કાઉસગ્ગિયા મૂર્તિઓ છે. તેના ઉપર સં. ૧૧૭૬ના લેખો છે. આ સિવાય ખાલી પડેલું ત્રિતીર્થીનું પરિકર, પરિકર વિનાના છૂટા કાઉસગ્ગિયા, અંબિકાદેવીની મૂર્તિ વગેરે જોવાય છે.

છચોકીમાં બે બાજુના બે ગોખલામાં મૂર્તિ વિનાનું પરિકર ગાદીવાળું છે. વળી, ગૂઢમંડપ અને સભામંડપના સ્તંભો, તોરણો, બંને તરફની એકેક દેરીના દરવાજા અને શિખરમાં કોરણીનો અંબાર ઠાંસી ઠાંસીને ભરેલો છે. ઉત્તરીય દરવાજેથી પ્રવેશ કરતાં જમણા હાથ પર મકરાણાના બે સ્તંભો ઉપર રમણીય તોરણ ગોઠવેલું છે. આ સ્તંભો અને તોરણો પાછળથી લગાવેલા હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. એક સ્તંભ ઉપર સં. ૧૧૬૫નો લેખ નજરે પડે છે.

૨૪ દેરીઓમાં મોટે ભાગે પરિકર અને પબાસણ ગોઠવેલાં છે. તેમાં તેરમી શતાબ્દીના મધ્યભાગના લેખો જોવાય છે. બે દેરીઓમાં નકશીદાર સ્તંભો ઉપર તોરણો ગોઠવેલાં છે. એક ગોખલાના પબાસણની ગાદી ઉપર સં. ૧૧૬૧નો લેખ ઉત્કીર્ણ છે. એ પહેલાં આ મંદિર બન્યું હોય એમ માનવાને કારણ મળે છે. કેટલાંક તોરણો પડી ગયાં છે, માત્ર એક બચેલું છે.

ગૂઢમંડપનો દરવાજો અને નકશીવાળી બે દેરીઓના દરવાજા ઉપર ભગવાનનાં કલ્યાણકો અને ૧૪ સ્વપ્નના ભાવો કોતરેલા છે. આ ભાવોનો મહિમા સમજવા જેવો છે. આનો જીર્ણોદ્ધાર થોડા સમય પહેલાં જ થયો છે.

૪. શ્રીમહાવીરસ્વામીનું મંદિર શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિર જેવી જ રચનાવાળું છે. ફરક એટલો છે કે આમાં કોરણીનું પ્રમાણ વધુ છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીમહાવીર ભગવાનની મોટી એકતીર્થીના પરિકરયુક્ત મનોહર મૂર્તિ છે. બંને બાજુએ એકેક યક્ષ તથા અંબિકાદેવીની મૂર્તિ છે. મૂળનાયક ઉપર સં. ૧૬૭૫નો શ્રીવિજયદેવસૂરિએ આરસણામાં પ્રતિષ્ઠા કરાવ્યાનો મોટો લેખ છે. તેના પરિકરની ગાદી નીચે સં. ૧૧૨૦નો જૂની લિપિમાં લેખ છે. તેમાં 'આરાસણા'નું નામ આપેલું છે. આ ઉપરથી જણાય છે કે, આ મંદિર લગભગ આ સમયમાં કે તે પહેલાં બનેલું હોવું જોઈએ. ગૂઢમંડપમાં પરિકરયુક્ત બે કાઉસગ્ગિયા છે. તેના ઉપરના લેખો કંઈક ઘસાઈ ગયા છે છતાં સં. ૧૧૧૮ના લેખો હોવાનું જણાય છે.

રંગમંડપ અને છચોકી તેમજ ભમતીની દેરીઓ વચ્ચે બંને તરફ થઈને ૧૪ ખંડોમાં તો કોરણી ખીચોખીચ ભરેલી છે. પાંચ ખંડોમાં સુંદર ભાવો આલેખેલા છે. આ ભાવો ભગવાનની વિશિષ્ટ ઘટનાઓનો તાદૃશ ચિતાર રજૂ કરે છે. એ જોતાં જાણે કાળના પડદાઓ ચીરાઈ જાય છે ને એ સમયની ભૂમિમાં આપણે વિહરી રહ્યા હોઈએ અને ભગવાનનો સાક્ષાત્કાર કરી રહ્યા હોઈએ એવો ઉલ્લાસ થઈ આવે છે. તેમાંના કેટલાક ભાવો આ પ્રકારે છે:—

(૧) રંગમંડપ તથા ભમતીની દેરી વચ્ચેની છતના જમણા હાથ તરફ, સાત ખંડોમાં—અતીત અને ભાવિ ચોવીશીના માતાપિતા તથા એકેક છત્રધર કોરેલા છે.

(૨) બીજા ખંડમાં—વર્તમાન ચોવીશી તથા તેમના માતાપિતા તેમજ ચૌદ સ્વપ્ન, મેરુ પર્વત ઉપર ઇંદ્ર મહારાજ ભગવાનને ખોળામાં બેસાડીને બંને તરફ ઊભેલા બે ઈંદ્રોદ્વારા કળશનો અભિષેક કરાવી રહ્યા છે. કમઠ પંચાગ્નિનું તપ કરી રહ્યો છે ત્યારે શ્રીપાર્શ્વકુમાર ત્યાં આવીને લાકડામાંથી બળતો સાપ બહાર કઢાવી રહ્યા છે. તે પછી ધરણેન્દ્ર ભગવાનને નમસ્કાર કરવા આવી રહ્યો છે. શ્રીપાર્શ્વપ્રભુનું સમવસરણ, મરુભૂતિએ પ્રભુ ઉપર શિલા મૂકવી, તેમજ અનુત્તર વિમાનના ભવો વગેરે ભાવો કોતરાયેલા છે.

(૩) ત્રીજી છતમાં—શ્રીશાંતિનાથપ્રભુનું સમવસરણ, તેમના માતાપિતા વગેરે જોવાય છે ને બીજી તરફ શ્રીનેમિનાથ ભગવાનના પંચકલ્યાકનો ભાવ આલેખેલો નજરે ચડે છે.

(૪) છઠ્ઠા ખંડમાં—કોઈ તીર્થંકર ભગવાનના પંચકલ્યાણકનો ભાવ અને તેમના જીવનની વિશિષ્ટ ઘટનાઓની આલેખના છે. સાતમા ખંડમાં—પંચ કલ્યાણકનો ભાવ તથા ચાર-પાંચ હાથી-ઘોડા વગેરેનો ભાવ અંકિત છે. બધા ઉપર નામો પણ લખેલાં છે.

(૫) ડાબી બાજુના સાતમા ખંડમાં—આચાર્ય મહારાજ સિંહાસન ઉપર બેઠેલા છે. શિષ્યો નમસ્કાર કરી રહ્યા છે અને ગુરુ તેમના મસ્તકે હાથ મૂકી આશીર્વાદ આપી રહ્યા છે. વળી, વચમાં બીજા આચાર્ય મહારાજ જેઓ હાથ જોડીને નમસ્કાર કરી રહ્યા છે તેમની સામે ઠવણી—સ્થાપનાચાર્ય મૂકેલા છે.

(૬) પહેલી છતમાં પણ ઉપર પ્રમાણેનો ભાવ જણાય છે.

મંદિરના દક્ષિણ દિશાના બારણાથી પ્રવેશ કરતાં ડાબા હાથ તરફ ચતુર્દ્વારવાળી એક દેરીમાં મકરાણા આરસમાં ઘડેલું સુંદર સમવસરણ ત્રણ ગઢવાળું છે. તેના ઉપર છત્ર છે અને પર્ષદાની સ્પષ્ટ આકૃતિઓ અંકિત થયેલી છે. આખુંયે સમવસરણ ઝીણી કોરણીથી સુશોભિત લાગે છે.

મૂળમંદિરના શિખરમાં ભરચક કોરણી ભરેલી છે. મૂળગભારાની પાછળના ત્રણે ગોખલામાં ખાલી પરિકરો રાખેલાં છે. બાજુના ભાગમાં સામાન રાખવાની બે ખંડવાળી એક ઓરડી છે.

શ્રીમહાવીરસ્વામી ભગવાન પાસેના મૂળગભારામાં બે સ્તંભો ઉપર સુંદર નકશીવાળું તોરણ હતું તેને સમવસરણના દરવાજા બહાર લાવીને ગોઠવ્યું છે. તેના ઉપર સં. ૧૨૨૩નો લેખ છે.

૫. શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર અહીંનાં બધાં મંદિરોમાં સૌથી મોટું, વિશાળ અને ભવ્ય છે. મંદિરની સુંદર બાંધણીને દૂરથી જોતાં જ મૂળનાયક ભગવાનની મૂર્તિ નજરે ચડે છે. એના બંધાવનાર શ્રેષ્ઠીનો ત્યાગ અને મંદિર બાંધનાર સ્થપતિના અજબ કૌશલ પ્રતિ આપણું હૃદય ભાવભીનું બનીને પ્રથમ દર્શને શિર ઝુકાવી દે છે.

ઉપાધ્યાય શ્રીધર્મસાગરરચિત 'તપગચ્છ પટ્ટાવલી'માં જણાવ્યું છે કે, "શ્રીવાદી દેવસૂરિએ (સમયઃ સં. ૧૧૭૪ થી ૧૨૨૬) આરાસણમાં શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી."

"તથા આરાસણે ચ નેમિનાથપ્રતિષ્ઠા કૃતા ॥"

વળી, 'ઉપદેશ સપ્તતિ'(અધિકારના ઉપદેશ ૮)માં પાસિલ નામના શ્રેષ્ઠીએ આ નેમિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું અને શ્રીવાદી દેવસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી એવી કથા આલેખી છેઃ એ કથાનો સારભાગ આ છેઃ

"આરાસણા નગરમાં ગોગા મંત્રીનો પુત્ર પાસિલ નામે વસતો હતો. તે દૈવયોગે નિર્ધન બની ગયો. એક દિવસે વ્યાપાર માટે તે પાટણ ગયો. ત્યાં દેવદર્શને જતાં તે રાજવિહાર પ્રાસાદનું પ્રમાણ ખૂબ ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. એ માર્ગે જતી હાંસી નામની એક શ્રીમંત શ્રાવિકાએ તેના દરિદ્ર દેદાર જોઈને કંઈક ઉપહાસમાં કહ્યું: "શું તમારે આવું ચૈત્ય બંધાવવું છે, જેથી આટલી બારીકાઈથી આ પ્રાસાદનું નિરીક્ષણ કરી રહ્યા છો?"

"બેન ! આ કાર્ય મારા માટે દુર્ઘટ છે. છતાં જો હું આવો પ્રાસાદ બંધાવું તો તમારે ત્યાં આવવું એવી વિનંતિ કરું છું." પાસિલે દુઃખિત હૃદયે પણ ખૂબ નમ્રતાથી જવાબ આપ્યો.

હાંસી શ્રાવિકાના ઉપહાસનો ખટકો એના હૃદયમાં ઘોળાયા કરતો હતો; તેથી તેણે ગુરુએ કહેલા આમ્નાયપૂર્વક અંબિકાદેવીની આરાધના કરી. પાસિલના ભાગ્યયોગથી અંબિકાએ પ્રત્યક્ષ થઈ કહ્યું: "સીસાની ખાણ મારા પ્રભાવથી રૂપાની થશે, તે વડે તું જૈન પ્રાસાદનું નિર્માણ કરજે."

આવા પ્રકારનો આદેશ મેળવીને તેણે આરાસણમાં શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર બંધાવવાનો પ્રારંભ કર્યો. એક સમયે વિહાર કરતા ગુરુમહારાજ ત્યાં પધાર્યા અને પાસિલને પૂછયું: "ભદ્ર ! ચૈત્યનિર્માણનું કામ સમાધિપૂર્વક બરાબર ચાલે છે ને ?" તેણે જવાબ આપ્યો: "દેવ અને ગુરુના પ્રસાદથી ઠીક ચાલે છે." આ જવાબથી અંબિકાદેવી કુપિત થઈ કે ખરેખર, આ પાસિલ કૃતઘ્ન લાગે છે. મારો ઉપકાર તો માનતો નથી. આથી તે ચૈત્યનું કામ શિખર સુધી બનીને અટકી ગયું.

દીર્ઘદષ્ટિ પાસિલે તાબડતોબ પ્રતિષ્ઠા કરાવવાનો નિર્ણય કર્યો અને પાટણથી ગુરુમહારાજ અને હાંસી શ્રાવિકાને સાદર આમન્ત્રણ મોકલ્યું. તેણે ગુરુમહારાજ શ્રીવાદી દેવસૂરિના હાથે શ્રીનેમિનાથ ભગવાનની મોટા સમારોહપૂર્વક પ્રતિષ્ઠા કરાવી. એ જ વખતે હાંસી શ્રાવિકાએ પાસિલને વિનંતિ કરી: "જો તમે કહો તો હું અહીં મંડપ કરાવવાને ઇચ્છું છું. તેને માટે વસ્ત્ર લાવી આપો." આથી તે હાંસી શ્રાવિકાએ નવ લાખ રૂપિયાના ખર્ચથી 'મેઘનાદ' નામનો મોટો મંડપ રચાવ્યો. વેપારીઓએ ત્યાં બીજા પ્રાસાદો પણ રચાવ્યા. ત્યારથી આ નગરી તીર્થરૂપ બની ગઈ."

આ કથાની એક માત્ર હકીકતથી ખ્યાલ આવી જાય છે કે, જેની મંડપરચનામાં નવ લાખ રૂપિયાનો ખર્ચ થયો તે મંદિરનિર્માણમાં કેટલા રૂપિયા લાગ્યા હશે ? ખરેખર, આવા ભવ્ય મંદિર માટે લાખો રૂપિયાનો વ્યય કરનાર શ્રેષ્ઠીની ભાવના કેવી ઉદાત્ત હશે એનું માત્ર અનુમાન કરવાનું રહે છે.

મૂળગભારો, મોટો ગૂઢમંડપ, દશ ચોકીઓ, વિશાળ રંગમંડપ, શૃંગારચોકીઓ, બંને બાજુના બે મોટા ગભારા, ૨૪ દેવકુલિકાઓ અને ઉન્નત શિખરથી યુક્ત આ મંદિર બંધાયેલું છે. શિખર સાથેનું આખુંયે મંદિર મકરાણા આરસનું બનેલું છે. શિખરનો ઘાટ તારંગાના અજિતજિનપ્રાસાદ જેવો છે. દશચોકીના બધા સ્તંભો ઉપર ઝીણી કોરણી કરેલી છે. એકેક સ્તંભ જાણે શિલ્પગુચ્છ જેવો ઊભેલો જોવાય છે. આબુના દેલવાડાના મંદિર જેવા જ આ સ્તંભો છે. સંભવ છે કે દેલવાડાના સ્થપતિઓ જ આ મંદિરમાં કામે લાગ્યા હોય. કુલ ૯૪ સ્તભો તો દેવદેવીઓની મૂર્તિવાળા કોરણીથી ભરેલા છે.

મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની મૂર્તિ મનોહર છે. તેના ઉપર સં. ૧૬૭૫નો લેખ છે. આથી માની શકાય એમ છે કે, આ મંદિરમાં પ્રથમ શ્રી વાદી દેવસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિ ખંડિત થતાં તેના સ્થાને વોરા રાજપાલે નવી મૂર્તિ ભરાવી સં. ૧૬૭૫ ના માઘ સુદિ ૪ ને શનિવારે શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા શ્રીવિજય-દેવસૂરિના હાથે કરાવી હશે.

મૂળનાયકની આસપાસ એકતીર્થી પાષાણનું પરિકર હતું. તેમાં બે મોટા સુંદર ઈંદ્રો કોરેલા હતા. તે પરિકર અને ઈંદ્રો આજે ભમતીમાં અસ્તવ્યસ્ત પડેલા છે. ગૂઢમંડપમાં ચાર કાઉસગ્ગિયાઓ પરિકરવાળા છે. એક કાઉસગ્ગિયા ઉપર સં. ૧૩૧૪ નો લેખ છે. તેમાં ઉલ્લેખ છે કે, "આ કાઉસગ્ગિયા આરાસણા નગરના નેમિનાથ ચૈત્યની અંદર સ્થાપન કરેલા છે." બીજા બે કાઉસગ્ગિયા ઉપર સં. ૧૨૧૪ના લેખો છે. સં. ૧૩૧૦ની સાલનો એક ૧૭૦ જિનનો શિલાપટ્ટ છે.

છચોકીને બદલે અહીં બે હારમાં દશચોકીની રચના છે. તેમાં ડાબા હાથ તરફના ગોખલામાં સં. ૧૩૨૩ના લેખવાળી નંદીશ્વરદ્વીપની આલેખના સુંદર રીતે કરેલી જોવાય છે. છચોકીના ડાબા હાથ તરફના કોરણીવાળા એક સ્તંભ ઉપર લેખ છે. તેમાં ઉલ્લેખ છે કે, "સં. ૧૩૧૦ના વૈશાખ વદિ ૫ ને ગુરુવારે આરાસણાના પોરવાડ શ્રાવક આસપાલે

શ્રીઅરિષ્ટનેમિ જિનચૈત્ય માટે ચંદ્રગચ્છીય શ્રીરત્નપ્રભસૂરિના ઉપદેશથી શક્તિ મુજબ આ સ્તંભ કરાવ્યો." એવી હકીકત આલેખી છે.

સભામંડપમાં ડાબા હાથ તરફના ગભારામાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની એકતીર્થી પરિકરયુક્ત પ્રતિમા સં. ૧૬૭૫માં શ્રીવિજયદેવસૂરિના હાથે પ્રતિષ્ઠિત છે. જમણા હાથ તરફના ગોખલામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ભવ્ય અને દર્શનીય પરિકરવાળું બિંબ છે. પણ તેના ઉપર લેખ નથી. આ પ્રતિમાની ઊંચાઈનું પ્રમાણ તેમના મસ્તકે પૂજા કરવા માટે બાજુમાં મૂકેલી લાકડાની ઘોડી ઉપરથી અનુમાની શકાય છે.

મૂળગભારાની પાછળની ભીંત ઉપર સુંદર કોરણીભર્યાં સુશોભનો આલેખ્યાં છે. તેમાં ગજથર, નર-નારીનાં જોડલાં-વાળો નરથર અને યક્ષ-યક્ષિણીની મોટી આકૃતિઓ કોરેલી છે.

ભમતીમાં મંદિરનાં સેંકડો અવશેષો, જેમાં પરિકરોના ટુકડા, ગાદીના ભાગો, કાઉસગ્ગિયા, ઇંદ્રો, જિનમાતૃપટ્ટો, ચોવીશીના પટ્ટો વગેરે ખંડિત કે અખંડિત આકૃતિઓ પડેલી છે. એક સ્તંભયુક્ત મોટું મનોહર તોરણ પણ છે. કેટલાંયે અવશેષોમાં લેખો પણ જોવાય છે. એમાંનો એક સં. ૧૨૦૪નો લેખ છે, જેમાં "**आरासणाअरिष्टनेमिचैत्य**" એવો ઉલ્લેખ કરેલો વંચાય છે.

આબુના દેલવાડાના મંદિર જેવો જ સમળીવિહારનો અડધો ભાગ આ મંદિરના પાછળના ભાગના ગોખલામાં ચોડી દીધેલો જોવાય છે. તેના ઉપરના લેખમાં જણાવ્યું છે કે—"સં. ૧૩૩૮ના જેઠ સુદિ ૧૪ને શુક્રવારે શ્રીનેમિનાથ ભગવાનના મંદિરમાં સંવિજ્ઞ યશોધરસૂરિ-સંતાનીય શ્રીવર્ધમાનસૂરિએ પ્રતિષ્ઠા કરેલો આ પટ્ટ આરાસણાના રહેવાસી પોરવાડ ગોનાના વંશમાં થયેલા તુલહારી આસપાલે-શ્રાવિકા આસિણિ વગેરે વિસ્તૃત કુટુંબ સહિત-શ્રીમુનિસુવ્રતસ્વામી બિંબ અને અશ્વાવબોધ સમલિકાવિહારનો પટ્ટ કરાવ્યો છે."

આ પટ્ટમાં લંકાના રાજા, તેમના ખોળામાં રહેલી રાજકુમારી, ભેટણું ધરી ઊભેલા જૈન ગૃહસ્થનાં પગલાં અને અશ્વ વગેરે આરસમાં કોતરેલું છે. તેની નીચે ઉપર્યુક્ત લેખ છે.

કાઢી નાખેલા આ પટ્ટનો બીજો અડધો ભાગ દેરીઓ પાસે જ્યાં પબાસણ વગેરે પડ્યાં છે ત્યાં દીવાલ પાસે પડ્યો છે તેમાં સમુદ્ર, નર્મદા નદી, ઝાડી, સમળી, પારધિ, જૈન આચાર્ય, અને વહાણ વગેરેનો દેખાવ આપ્યો છે.

રંગમંડપની બાજુ પરના દરવાજામાં છેડેની, બે નાના સ્તંભો વચ્ચેની કમાનોમાં મકરમુખ મૂકેલાં છે. આ મુખોના આધારે ગોઠવેલું સુંદર તોરણ કોરણીવાળું છે. આ તોરણ દેલવાડાના મંદિરનાં તોરણોની યાદ આપી રહ્યું છે.

મંડપના સ્તંભોની ખાલી કમાનો, ગૂઢમંડપના દ્વારની સામે આવેલી પરસાળના સ્તંભોની કમાનો, તેમજ ઉપરના પાટડા નીચે આવેલા આગળા ઉપરથી જણાય છે કે, અહીં પહેલાં આવાં જ બીજાં તોરણો હશે પણ આજે એ બધાં નાશ પામ્યાં છે.

રંગમંડપમાં ઉપર સ્ત્રીઓ માટે ઝરુખાઓ મૂકેલા છે, જે પૂજામહોત્સવ વખતે ઉપયોગમાં લેવાતા હશે એમ લાગે છે.

આ બધાં મંદિરો ઉપર મહા સુદિ ૫ ના રોજ ધ્વજાદંડ ચડે છે.

અહીં વિશાળ ધર્મશાળા અને કારખાનું છે. કુંભારિયાજી તીર્થની સામે જ બે ત્રણ માઈલોમાં આરસપહાણની ખાણો છે. જરી વાવ પાસેથી આજે પણ આરસ નીકળી આવે છે. કાટોડાના કાળા કોલસા જેવા ઢગલાઓ જ્યાં ત્યાં પડ્યા છે તે જમીન સાથે એવા એકમેક થઈ ગયા છે જેથી એ જમીન ખરબચડી લાગે છે. એના ઉપર ખુલ્લા પગે ચાલવું મુશ્કેલ છે. ગામની પાસે જ એક નદીનું વહેણ ખળભળ કરતું વહ્યા કરે છે. એને ઓળંગીને તીર્થમાં જવાય છે.

★

# ૧૫૫. આબુ

(કોઠા નંબર : ૩૦૨૫-૩૦૩૪)

ગુજરાતના ઉત્તર સીમાડે આવેલો ગિરિરાજ આબુ આબુરોડ સ્ટેશનથી ૧૨ માઈલના અંતરે આવેલો છે. આબુ વિશે 'મહાભારત' અને 'વિષ્ણુપુરાણ' વગેરે જૈનેતર ગ્રંથો અને વિદેશી યાત્રીઓ પૈકી મેગેસ્થિનિસ (ઈ. સ. પૂર્વે ૩૦૦), પ્લીની (ઈ. સ. ૭૦) વગેરેએ નોંધ લીધેલી હોવાથી એની પ્રાચીન સ્થિતિ પુરવાર થાય છે. જ્યારે પ્રાચીન એવા જૈન આગમ ગ્રંથો પૈકી 'બૃહત્કલ્પસૂત્ર' જેની રચના શ્રીભદ્રબાહુસ્વામીએ કરેલી મનાય છે, તેમાં 'અર્બુદ પર્વતની યાત્રામાં સંખડિ (ઉજાણી) કરવામાં આવે છે' એવા સ્પષ્ટ ઉલ્લેખથી આ યાત્રાભૂમિની પવિત્રતાનું સૂચન મળે છે. 'નાટ્યશાસ્ત્ર'ના કર્તા ભરતે અર્બુદ સંબંધે ઉલ્લેખ કરતાં આ પ્રદેશની તકાર બહુલ ભાષાની વિશેષતા જણાવી છે. લગભગ સાતમા સૈકાના દામોદર કવિએ રચેલા 'કુટ્ટિનીમતમ્' નામના ગ્રંથમાં આબુના સૃષ્ટિસૌંદર્યનું આહ્લાદક વર્ણન કરેલું જોવાય છે. એ પછી ચૌદમા સૈકામાં થયેલા શ્રીજિનપ્રભસૂરિએ રચેલા 'વિવિધ તીર્થકલ્પ'માં અર્બુદ નામ પાડવાનું કારણ, ત્યાં થયેલી શ્રીમાતા (કુમારી કન્યા)ની સ્થાપના, બીજાં લૌકિક તીર્થો અને વિમલવસહી તેમજ લૂણવસહી વગેરે મંદિરોની પ્રાચીન-અર્વાચીન (તેમના સમયની) સ્થિતિનું વર્ણન સાંપડે છે; તેનો બીજી વિગતો સાથે ટૂંક સાર આ છે:—

અગાઉ આ પહાડ 'નંદિવર્ધન' નામે ઓળખાતો હતો પરંતુ જ્યારથી અર્બુદ નામના સર્પે અહીં રહેઠાણ કર્યું ત્યારથી તે 'અર્બુદ' એવા નામે પ્રસિદ્ધિ પામ્યો. શ્રીમાતા નામની કુમારી કન્યા અહીં તપસ્યા કરવા લાગી ત્યારે 'રસિયો વાલમ' નામના કોઈ યોગીએ તેના રૂપમાં મોહિત થઈ તેના પિતા પાસે તેની સાથે લગ્ન કરવાની માગણી કરી. એ યોગી પ્રસિદ્ધ વાલ્મીકિ ઋષિ હોય એમ કહેવાય છે. એટલે એટલા પ્રાચીન કાળમાં શ્રીમાતાના મરણ પછી તેના પિતાએ કુમારી કન્યા-શ્રીમાતાનું મંદિર અખંડ શીલવ્રતના પ્રતીકરૂપે બંધાવ્યું હતું. આજે પણ અહીં શ્રીમાતાનું જીર્ણ મંદિર છે પરંતુ એ પ્રાચીન નથી. વળી, રસિયા વાલમની મૂર્તિ શ્રીમાતાના મંદિરની બહાર એક તૂટેલા મંદિરના ઘૂમટ નીચે પુરુષાકારે ઊભી છે, તેના હાથમાં પાત્ર છે. સંભવતઃ શ્રીમાતાની સાથે લગ્ન કરવાની આશા ભગ્ન થતાં એણે એ પાત્રમાં રાખેલું વિષ પી લીધું હોય એવી કલ્પના એની આખ્યાયિકા અને મૂર્તિરચના ઉપરથી થાય છે. શ્રીમાતાના મંદિર ઉપરાંત અહીં અચલેશ્વર, વશિષ્ઠાશ્રમ અને મંદાકિની (કુંડ) વગેરે લૌકિક તીર્થો છે.

આ પર્વત ઉપર બાર (આજે ચૌદ) ગામો વસેલાં છે. અહીં હરેક પ્રકારનાં વૃક્ષો, વેલડીઓ, ફૂલો, ફળો, ઔષધિઓ અને કંદોનો પાર નથી. ધાતુઓની ખાણો છે અને મંદાકિની વગેરે કુંડો તેમ જ કુદરતી ઝરણાં છે.

વિમલશાહ મંત્રીએ સં. ૧૦૮૮માં બનાવેલો 'વિમલવસહી' પ્રાસાદ અને સં. ૧૨૮૮માં શ્રીવસ્તુપાલ—તેજપાલ મંત્રીશ્વરોએ પોતાના ભાઈના નામે શોભનદેવ નામના શિલ્પીદ્વારા બંધાવેલો 'લુણિગવસહી' પ્રાસાદ શોભી રહ્યા છે.

આજે પણ કુદરતના ઊભરાતા વાત્સલ્ય ભાવની પ્રતીતિ કરાવતી તેની વનશ્રી અને સલિલ શોભાથી કેટલાકોએ આબુને નંદનવન તરીકે ઓળખાવ્યું છે. ખરું જોતાં એના સૌંદર્યને સોળે કળાએ વિકસાવનાર અગિયારમી સદી અને તે પછી થયેલા દાનવીરોએ જ્યારે સંગેમરમરમાં પ્રાણ પૂરીને અપૂર્વ એવી શિલ્પસમૃદ્ધિનું અહીં નિર્માણ કર્યું ત્યારથી આ ભૂમિના રૂપ, રંગ અને પવિત્રતા અનુપમેય બની ચૂક્યાં છે એ નિર્વિવાદ છે.

વિમલવસહી પ્રાસાદ બંધાવનાર શ્રીવિમલશાહ ગૂર્જરનરેશ ભીમદેવના (ઈ. સ. ૧૦૨૧ થી ૧૦૬૩) મંત્રી હતા. તે પરાક્રમી અને કુશળ રાજનીતિજ્ઞ તરીકે ખ્યાત હતા. આબુના પરમારવંશી ધંધુક રાજાએ જ્યારે ગુજરાતના રાજાના સામંત તરીકે રહેવાની ના પાડી ત્યારે ભીમદેવે વિમળને દંડનાયક બનાવી ચંદ્રાવતી મોકલ્યો. વિમળે પોતાની શક્તિથી એ રાજ્યને વિકસાવી ગુજરાતની સત્તા વધારી દીધી અને ત્યાંના રાજવી જેટલી સત્તા મેળવી લીધી.

મંત્રી વિમળશાહ પોતાની પાછલી જિંદગીમાં ચંદ્રાવતી અને અચલગઢમાં રહેતા હતા. તેમની પત્ની શ્રીમતી બુદ્ધિશાળી અને ધર્મપરાયણ શ્રાવિકા હતી. તેમને કોઈ વારસ નહોતો, આથી બંને જણ ધર્મની આરાધના અને પ્રભુભક્તિ કરતાં હતાં. એવામાં પ્રખર વિદ્વાન મહાત્મા શ્રીધર્મઘોષસૂરિ ચંદ્રાવતી આવ્યા ત્યારે વિમલશાહને તેમના રાજકીય પાપોના પ્રાયશ્ચિત્તરૂપે આબુ તીર્થનો ઉદ્ધાર કરવાની ભલામણ કરી. આ ભલામણ અનુસાર મહારાજા ભીમદેવ, મોટાભાઈ નેઢ

અને રાજા ધંધુકની આજ્ઞા લઈ આબુ ઉપર મંદિર બંધાવવા માટેની જગા પસંદ કરી પરંતુ બ્રાહ્મણોએ જૈનો પરના દ્વેષથી હિંદુઓના તીર્થમાં જૈનોને પેસવા દેવાની મનાઈ કરી: વિમળશાહે ધાર્યું હોત તો પોતાના સત્તાબળથી એ જગા લઈ શકત પણ કથાઓના ઉલ્લેખો પ્રમાણે વિમલશાહે ત્રણ ઉપવાસ કરી અંબિકાની આરાધનાથી નિર્દિષ્ટ જગામાં ચંપકવૃક્ષ નીચેથી શ્રીઆદીશ્વર પ્રભુની મૂર્તિ ( લોકો તેને મુનિસુવ્રતસ્વામીની કહે છે ) કાઢી બતાવતાં, અસલ આ જૈનોનું તીર્થ હતું એવું સાબિત કરી બતાવ્યું અને પસંદ કરેલી જગાના બદલામાં બ્રાહ્મણોની માગણીથી એ જગા ઉપર પથરાઈ રહે તેટલા ટંકાઓ ( સિક્કાઓ ) આપીને જગા ખરીદ કરી. તેમણે તેના ઉપર ૧૮ કરોડ ને ૫૩ લાખ જેટલું અઢળક દ્રવ્ય લગાવી શ્રીઆદિનાથનું રમણીય ચૈત્ય બંધાવ્યું, જેની પ્રતિષ્ઠા સં. ૧૦૮૮માં શ્રીધર્મઘોષસૂરિના હાથે કરવામાં આવી.

આ મંદિર આજે દેશદેશના વિદ્વાનોનું આકર્ષણ કરી રહ્યું છે. આ મંદિરના પ્રથમ દર્શને કર્નલ ટૉડે હર્ષના આવેગમાં ત્યાં સુધી કહી દીધું કે, " My heart beat with joy, as with the sage of Syracuse. I exclaimed Eureka " અર્થાત્—" મારું હૃદય આનંદથી ઉછાળા મારતું હતું અને સીરાક્યુઝના ( પ્રસિદ્ધ ) ઋષિની માફક ' આયરેકા ' ( હું જે શોધતો હતો તે મળ્યું ) એવો બૂમ મારી. "

આમ જે જે વિદ્વાનોએ અહીંનાં મંદિરોને જોયાં છે તેઓ આ મંદિરનું આશ્ચર્યભર્યું વર્ણન કરી છેવટે કર્નલ-ટૉડના જેવો આનંદ અનુભવે છે; એના વિસ્તારને અહીં અવકાશ નથી પણ આ મંદિરની રચના વિશે જાણવાજેવી હકીકતો ઉપર આપણે ધ્યાન દોરીએ:

## ૧. વિમલવસહી :

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, રંગમંડપ, બાવન જિનાલય, શૃંગારચોકી અને શિખર વગેરેની નયનમનોહર રચનાવાળું છે. ૧૪૦ x ૯૦ ફીટ લાંબી–પહોળી જગા આ મંદિરે રોકેલી છે. તેમાં મુખ્ય ભાગ ભજવતો મૂળગભારો ઊંચા પીઠ ઉપર બાંધેલો છે. મધ્યભાગે મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પદ્માસનસ્થ ધ્યાનમુદ્રાવસ્થિત ભવ્ય આરસ પ્રતિમા બિરાજમાન છે. શ્રીવિમલશાહે અસલ અહીં ૫૧" ઈંચ પ્રમાણ ધાતુની સપરિકર મૂર્તિ બનાવી મૂળ-નાયકની જગાએ સ્થાપન કરી હતી પરંતુ જીર્ણોદ્ધાર સમયે એ મૂર્તિને બદલે અહીં આરસ પ્રતિમા પધરાવવામાં આવી છે.

મૂળગભારાના દ્વારની શાખો ઉત્કૃષ્ટ કોતરકામથી ભરપુર છે. તેના ઉપર આરસનું સુંદર અણીદાર શિખર છે. અંદરના ભાગમાં મૂળગભારા પછીનો ગૂઢમંડપ ભિન્ન ભિન્ન પ્રાણીઓ અને મૂર્તિઓના આકારોથી યુક્ત કોતરકામવાળો છે. તેની આસપાસ પ્રદક્ષિણાપથ આવેલો છે. જો કે મૂળગભારો અને ગૂઢમંડપ તદ્દન સાદી બાંધણીના છે, તેનું કારણ એ છે કે સં. ૧૩૬૮ માં અલ્લાઉદ્દીન ખિલજી અહીં આવ્યો ત્યારે તેણે આ મંદિરના અસલ કળામય અને સુશોભિત મૂળ ભાગોને તોડી પાડ્યા હતા, જે સં. ૧૩૭૮ માં થયેલા જીર્ણોદ્ધાર પ્રસંગે નષ્ટ થયેલા ભાગોને તદ્દન સાદી રીતે નવા કરાવ્યા હોય એમ લાગે છે.

આગળના ભાગમાં મૂળગભારાથી સહેજ નીચી સપાટી ઉપર સભામંડપની રચના કરેલી છે. સૌથી વધારે નકશી-કામ આ મંડપમાં જોવાય છે. મંડપની ઊંચાઈ પ્રમાણસર છે, અને તેમાં વાપરેલા સફેદ આરસ પરના નકશીકામથી એ એટલો સુંદર લાગે છે કે તે જોઇને પ્રેક્ષક મુગ્ધ બની જાય. કોતરકામ એટલું બારીક છે કે જાણે મીણના બીબામાં ઊતાર્યું હોય એવું જણાઈ આવે. મંડપમાં આવેલા ૪૮ થાંભલાઓ સુંદર શિલ્પકામથી ભરચક છે. સ્તંભો નીચેથી ચોરસ કુંભીવાળા અને ઉપર વૃત્તાકાર છે. વચ્ચેના આઠ થાંભલાઓ ઉપર ત્રાંસી પટ્ટશિલાઓ મૂકી તેના ઉપર રમણીય ગોળ ઘૂમટની રચના કરેલી છે. તેના ઉપરનો ચંદરવો પથ્થરનાં ઝૂલતાં ઝુમ્મરોથી અલંકૃત છે. થાંભલાના હીરગૃહોથી ઘૂમટના ૧૬ ટેકાઓમાં વિદ્યાદેવીઓની સુંદર મૂર્તિઓ વાહન અને શસ્ત્ર સાથે વિવિધ ભાવ અને અલંકરણો પૂર્વક ઊભી છે. તેની આસપાસ બેવડા થાંભલાઓની રચના છે.

સભામંડપની આગળ મોટો ચોક છે. તેમાં પ્રવેશ કરવા માટેના દ્વાર આગળના થાંભલાઓ ઉપર સુંદર ફૂલહાર જેવાં તોરણો છે. તેની આસપાસની ફરતી ઓસરીમાં ૪૫ દેવકુલિકાઓની યોજના કરેલી છે. આ દરેક દેરીમાંની મૂર્તિ અને દ્વારના શિલ્પમાં ઘણી સમાનતા છે. તેની સામે ચાર થાંભલાઓ ઉપર ત્રાંસી પટ્ટશિલાઓ ગોઠવી નાના નાના સુંદર ઘૂમટો બનાવેલા છે, અને તેના અંદરના ચંદરવામાં કમળ વગેરેની વિવિધ પ્રકારની શિલ્પીય રચના આલેખી છે. દરેક

ઘુમટ નીચેનો ચંદરવો જુદી જુદી ભાતની આકૃતિઓ રજૂ કરે છે. આના થાંભલાની અષ્ટાંશ કુંભીઓ તથા ચોરસ અને વૃત્તાકાર સ્તંભો પરની મૂર્તિઓ, ઝીણું કોતરકામ અને તે પરના જુદા જુદા થર પણ ખરેખર અવલોકન કરવા યોગ્ય છે.

ગૂઢમંડપના દરવાજાની બંને તરફ, નવચોકીમાં, રંગમંડપમાં, દેરીઓના ગુંબજોમાં અને બહારની દીવાલોમાં જૈન શાસ્ત્રની પૌરાણિક કથાઓના ઘટના પ્રસંગો—ભાવો આબેહૂબ આલેખ્યા છે.[1]

સભામંડપની બહાર પ્રવેશ દ્વારની બાજુમાં એક હસ્તિશાળા છે. તેમાં મોટા મોટા સફેદ આરસના હાથીઓ કુશળતાપૂર્વક બનાવેલા છે. અસલ આ હાથી ઉપર વિમલમંત્રીના પૂર્વજો અને કુટુંબીઓની મૂર્તિઓ બિરાજમાન કરેલી હતી. સં. ૧૩૬૮ માં અલ્લાઉદ્દીન ખિલજીએ એ મૂર્તિઓનો નાશ કર્યા પછી બીજી મૂર્તિઓ તેના પર મૂકવામાં આવી નથી.

મંદિરનું શિખર મુસ્લિમ કાળ પહેલાંની સ્થાપત્યકળાનું પ્રતીક છે. આ મંદિર અને બીજાં મંદિરોનાં શિખરો તદ્દન બેઠા ઘાટનાં હોવાનું કારણ એ છે કે અહીં વારંવાર ધરતીકંપના આંચકા આવે છે તેથી શિખરો પડી જવાના ભયે તેની આવી રચના કરવામાં આવી છે.

વિમલ મંત્રીને આબુની ભૂમિમાંથી જે પ્રાચીન મૂર્તિ મળી આવી હતી તે આ મંદિર બંધાવતાં પહેલાં એક ગભારો બનાવીને બિરાજમાન કરી હતી, જે ગભારો આજે વિમલવસહીની ભમતીમાં વીશમી દેરી તરીકે ગણવામાં આવે છે. આ મૂર્તિ ઋષભદેવ ભગવાનની હોવા છતાં શ્યામવર્ણી હોવાથી લોકો એને શ્રીમુનિસુવ્રતસ્વામીની મૂર્તિ તરીકે ઓળખે છે. આ ગભારામાં ત્રણ ગઢની રચનાવાળું સુંદર સમવસરણ છે, જેના ઉપર સપરિકર ચૌમુખ પ્રતિમાઓ બિરાજમાન કરેલી છે. આમાં એક આચાર્યની સુંદર મૂર્તિ સં. ૧૩૯૬ ના લેખવાળી છે. એ સિવાય પણ બીજી મૂર્તિઓ વિદ્યમાન છે.

આ મંદિરનો જીર્ણોદ્ધાર વિમલ મંત્રીના કુટુંબીઓના વારસોએ જ કરાવ્યો હતો. સિદ્ધરાજ જયસિંહના મંત્રી મહિંદુના પુત્ર હેમરથ અને દશરથે વિમલવસહીની દશમી દેરીનો વિ. સં. ૧૨૦૧ માં જીર્ણોદ્ધાર કરાવી, તેમાં મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનને પ્રતિષ્ઠિત કર્યા હતા અને પોતાના પૂર્વજ શેઠ નીનાથી લઈને પોતા સુધીના આઠ જણની મૂર્તિઓ એક જ પથ્થરમાં કોરાવીને સ્થાપન કરી હતી. તે બધી મૂર્તિઓ ઉપર કોતરેલાં નામો પણ આજે જોવાય છે.

સિદ્ધરાજ જયસિંહના મંત્રી આણંદ અને તેમના પુત્ર મંત્રી પૃથ્વીપાલે વિમલવસહીની ઘણી દેરીઓનો જીર્ણોદ્ધાર સં. ૧૨૦૪ થી ૧૨૦૬માં સુધીમાં કરાવ્યો છે. એ જ સમયમાં વિમલવસહીની બહાર પોતાના પૂર્વજોના કીર્તિ સ્મારક તરીકે સુંદર હસ્તિશાળાનું નિર્માણ કર્યું છે. દરવાજાના મુખ્ય ભાગમાં વિમલમંત્રીની અશ્વારૂઢ પ્રતિમા શોભી રહી છે અને તેની બાજુમાં આવેલી હસ્તિશાળામાં ૧૦ હાથીઓ પૈકી ૭ હાથીઓ પોતાના પૂર્વજોના નામે મંત્રી પૃથ્વીપાલે બનાવ્યા છે જ્યારે બાકીના ૩ હાથીઓમાંના ૨ હાથીઓ, વિ. સં. ૧૨૩૭માં મંત્રી પૃથ્વીપાલના પુત્ર મંત્રી ધનપાલે પોતાના મોટા ભાઈ જગદેવના નામે બનાવ્યા છે. આ બધા ઉપર લેખો કોરેલા છે જ્યારે ત્રીજા હાથીનો લેખ નષ્ટ થઈ જવાથી એ ધનપાલે બનાવ્યો કે બીજા કોઈએ એનો નિર્ણય કરી શકાતો નથી. મંત્રી ધનપાલે પણ આ મંદિરની દેરીઓનો જીર્ણોદ્ધાર સં. ૧૨૪૫માં કરાવ્યો હતો.

સં. ૧૩૬૮માં અલ્લાઉદ્દીન ખિલજીની લોલુપ દૃષ્ટિ આ મંદિરો ઉપર પડી અને મંદિરના મુખ્ય કળામય ભાગો—મૂળગભારો, ગૂઢમંડપ તેમજ હસ્તિશાળાની મૂર્તિઓને તોડી ચાલતો થયો. એ પછી સં. ૧૩૭૮ના જેઠ વદિ ૯ને સોમવારના રોજ માંડવ્યપુર (મંડોર) નિવાસી શેઠ ગોસલના પુત્ર ધનસિંહ, તેના પુત્રો વીજડ વગેરે છ ભાઈઓ અને ગોસલના ભાઈ ભીમાના પુત્ર મહણસિંહ, તેના પુત્ર લાલિગ વગેરે ત્રણ ભાઈઓ—આમ વીજડ અને લાલિગ વગેરે નવ ભાઈઓએ મળીને આ મંદિરનો ઉદ્ધાર કરી શ્રીજ્ઞાનચંદ્રસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી છે.[2]

---

૧. આ ભાવો માટે અને મૂર્તિઓની વિગતો માટે જુઓ : મુનિરાજ શ્રીજયંતવિજયજી કૃત 'તીર્થરાજ આબુ' ભા. ૧.

૨. "શ્રીઅર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ" લેખાંક: ૧.

એકંદરે આ મંદિરના સ્થાપત્યના અવલોકન અને શિલ્પકામના નિરીક્ષણથી તત્કાલીન સ્થપતિઓની શાસ્ત્રસિદ્ધ કળાકૃતિ અને કારીગરોમાં નિર્જીવ વસ્તુમાં પણ ભાવ વહન કરાવવાની કળા તથા જુદાં જુદાં દશ્યોમાંથી સમકાલીન ગુજરાતના સાંસ્કૃતિક વિકાસનો અભ્યાસ થઈ શકે એવી શિલ્પકૃતિઓ અને રચનારેખાઓ જોવાય છે.

વિમલવસહીની બહાર હસ્તિશાળાની પાસે શ્રીમહાવીરસ્વામી ભગવાનનું સાદું અને નાનું દેરાસર છે. આ મંદિર અને હસ્તિશાળાનો મોટો રંગમંડપ કોણે ક્યારે કરાવ્યા એ વિશેની હકીકત જાણવા મળતી નથી. સં. ૧૬૩૯માં રચાયેલા ‘ હીરસૌભાગ્ય મહાકાવ્ય ’ વગેરેમાં આનો ઉલ્લેખ નથી અને બંનેની ભીંતો ઉપર સં. ૧૮૨૧ના લેખોમાં કારીગરોનાં નામો ઉલ્લેખ્યાં છે એ ઉપરથી લગભગ એ સમયમાં આ મંદિર બન્યું હશે એમ લાગે છે

## ૨ લૂણવસહી :

આ મંદિરના નિર્માતા ગુજરાતના રાજા વીરધવલના મહામાત્ય વસ્તુપાલ અને તેજપાલ નામે બંધુઓ હતા. તેમણે ગુજરાતના ડગમગતા સિંહાસનને પોતાની અપૂર્વ પ્રતિભા અને શૌર્યના કૌશલથી અચલ બનાવી રાખી એની સત્તા વધારી હતી; જેમને એક દાનવીર, નરવીર અને વિદ્વદ્વીર તરીકે એમના સમયના રાજાઓએ અને વિદ્વાનોએ સત્કાર્યા હતા અને એ જ કારણે તેમની કીર્તિકૌમુદી લોકના અંતરપટમાં સોળે કળાએ ખીલેલી આજસુધી જોવાય છે.

મંત્રી વસ્તુપાલના નાના ભાઈ તેજપાલે પોતાના પુત્ર લાવણ્યસિંહના કલ્યાણ માટે, ગુજરાતના સોલંકી રાજા ભીમદેવ( બીજા )ના મહામંડલેશ્વર આબુના પરમાર રાજા સોમસિંહની અનુમતિ લઈને અહીં કરોડો રૂપિયા ખરચીને લૂણિગવસહી–લૂણવસહી નામે શ્રીનેમનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું. મૂળનાયક શ્રીનેમનાથ ભગવાનની ભવ્ય મૂર્તિ કસોટીના પાષાણની છે. આ મંદિર મૂળગભારો, ગુઢમંડપ, નવચોકીઓ, રંગમંડપ, બલાનક, ખત્તક, ભમતીની દેરીઓ અને હસ્તિશાળા વગેરેથી મંડિત છે. બહારથી સાદું પણ અંદરથી બહુ સુંદર કોરણીભર્યું આ મંદિર પણ વિમળવસહી જેવું જ ઉજ્જવળ આરસપાષાણનું બનેલું છે. ઉપર્યુક્ત મંદિરથી બસો વર્ષ પછી બંધાયેલું આ મંદિર થોડા ફેરફાર સિવાય બાંધણી અને રચનામાં ઘણું મળતું આવે છે.

આ મંદિરમાં વિમલવસહી કરતાં જુદી જાતના વૈવિધ્યપૂર્ણ થાંભલાઓ રચેલા છે. મૂળગભારો, સભામંડપ અને દેવકુલિકાના થાંભલાઓમાં સમયાનુસાર ઓછી–વત્તી શિલ્પકળાનું દર્શન થાય છે. ઘૂમટોના ચંદરવામાં પણ લટકતાં ઝુમ્મરો સુંદર રીતે કોતરેલાં છે. કમળનાં પુષ્પ, વૃક્ષ, વેલબુટ્ટાઓ અને તીર્થંકરોની જીવનઘટનાઓના ભાવો પણ કોતરેલા છે. દીવાલો, દરવાજા, સ્તંભો, મંડપો, તોરણો અને છતના હાથી, ઘૂમટોમાં ઘોડા, ઊંટ, વ્યાઘ્ર, સિંહ, મત્સ્ય, પક્ષીઓ, મનુષ્યો, દેવ–દેવીઓ, તેમજ રાજદરબાર, સવારી, વરઘોડા, જાન–વિવાહ પ્રસંગની ચોરી, નાટક, સંગીતવાદ્ય, રણસંગ્રામ, પશુચારવાં, સમુદ્રયાત્રા, રબારીઓ, ગૃહજીવન, સાધુઓ અને શ્રાવકોના પ્રસંગો આલેખ્યા છે. તોરણોમાં પણ વિશેષતા છે. વિમલવસહીમાં ગોળાકાર તોરણો છે જ્યારે આમાં કમાન જેવાં ત્રિકોણાકાર તોરણો લટકાવેલાં છે. મુખ્ય ઘૂમટના શિલ્પમાં પણ થોડો ફેર છે. મતલબ કે કોરણી ઉત્તમ પ્રકારની છે. વિમલવસહીમાં હસ્તિશાળા છે ત્યારે આમાં હાથીઓ ઉપર વસ્તુપાલ, તેજપાલ અને તેમની પત્નીઓ વગેરેની મૂર્તિઓ સ્થાપન કરેલી છે. આ મંદિરનું શિખર વધુ ઉન્નત ઠેઠ સુધી કોરણીયુક્ત અને ઉપશિખરોથી શોભાયમાન છે. ફરતી દેવકુલિકાઓની રચનામાં તેના થાંભલા અને ઘૂમટોમાં ભરપુર કોરણી કરેલી છે. ભદ્રપ્રાસાદો, જાતજાતનાં શિખરો, થાંભલાઓની વિવિધતા, દેવીઓના નૃત્યપ્રકારો અને તીર્થંકરો તેમજ પુરાણોની આખ્યાયિકાઓની ઘટનાઓનાં દશ્યોથી આખુંયે મંદિર શિલ્પકળાથી ભરચક છે. શોભનદેવ નામના સ્થપતિએ આ મંદિર બાંધેલું છે.

આવાં ઉત્તમ મંદિરોને જેણે જોયાં નથી તેનું જીવતર નકામું છે એમ જે ઋષભદાસ કવિએ કહ્યું છે તે ખરેખર, યથાર્થ લાગે છે.

આ મંદિરની નાગેન્દ્રગચ્છીય મહેન્દ્રસૂરિના શિષ્ય શાંતિસૂરિ, તેમના શિષ્ય આનંદસૂરિ–અમરસૂરિ, તેમના શિષ્ય હરિભદ્રસૂરિ, તેમના શિષ્ય શ્રીવિજયસેનસૂરિએ સં. ૧૨૮૭ના ચૈત્ર વદિ ૩ ( ગુજરાતી ફાગણ વદિ ૩ ) ને રવિવારે પ્રતિષ્ઠા કરી છે.

આ મંદિરના ગૂઢમંડપના મુખ્ય દરવાજાની બહાર નવચોકીઓમાં દરવાજાની બંને તરફ ઉત્કૃષ્ટ કોરણીવાળા બે ગોખલાઓ કરાવેલા છે, જે આજે દેરાણી–જેઠાણીના ગોખલાથી ઓળખાય છે. વસ્તુતઃ મંત્રી તેજપાલે પોતાની બીજી પત્ની સુહડાદેવીના કલ્યાણ માટે આ ગોખલા બનાવ્યા છે. આ બે ગોખલામાં ૧૮ લાખ રૂપિયાનું ખર્ચ થયાનું કહેવાય છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૨૯૭ માં થઈ છે. ભમતીની ઘણી દેરીઓ પણ મંત્રી તેજપાલે પોતાના ભાઈઓ, ભોજાઈઓ, બહેનો, પોતાના તથા ભાઈઓના પુત્રો, પુત્ર–વધૂઓ અને પુત્રીઓ વગેરે પોતાના સમસ્ત કુટુંબના કલ્યાણાર્થે કરાવી છે. જ્યારે થોડીક દેરીઓ પોતાના વેવાઈઓ અને પરિચિત સંબંધીઓએ પણ કરાવી છે. બધી દેરીઓની પ્રતિષ્ઠા વિ. સં. ૧૨૮૭ થી લઈને ૧૨૯૩ સુધીમાં થઈ છે.

આ મંદિરની પ્રશસ્તિના મોટા શિલાલેખથી જણાય છે કે, મંત્રી તેજપાલે આ મંદિરની વ્યવસ્થા માટે વ્યવસ્થાપક મંડળની અને મંદિરના વર્ષગાંઠના અઠ્ઠાઈ મહોત્સવ પ્રસંગે તેમજ શ્રીનેમનાથના પાંચે કલ્યાણકોના દિવસોમાં પૂજા-મહોત્સવ માટે જુદા જુદા ગામો તરફથી કાયમખાતે વ્યવસ્થા કરાવી હતી. વ્યવસ્થાપક મંડળમાં મંત્રી મલ્લદેવ, મંત્રી વસ્તુપાલ, મંત્રી તેજપાલ, લાવણ્યસિંહનો મોસાળ પક્ષ ખીમસિંહ, આંબસિંહ, ઉદલ તથા લૂણસિંહ, જગસિંહ, રત્નસિંહ અને તે ચારેની વંશપરંપરાને સદાને માટે ટ્રસ્ટીઓ નીમ્યા હતા અને ગુજરાતી ફાગણ વદિ ૩ ના દિવસે ચંદ્રાવતી, ઉંબરણી તથા કીસરઉલી ( કીવરલી )ના, ફા. વદિ ૪ ના દિવસે કાસહૃદ ( કાસીંદ્રા )ના, ફા. વદિ ૫ ના દિવસે બ્રહ્માણ ( વરમાણ ) ગામના, ફા. વદિ ૬ ના દિવસે ધઉલી ગામના, ફા. વદિ ૭ ના દિવસે મહાતીર્થ મુંડસ્થલના, ફા. વદિ ૮ ના દિવસે અણાદરા અને ડબાણી ગામના, ફા. વદિ ૯ના દિવસે મડાર ગામના અને ફા. વદિ ૧૦ના દિવસે સેલવાડા ગામના શ્રાવકોએ તથા શ્રીનેમનાથ ભગવાનના પંચકલ્યાણકોના દિવસોમાં દેલવાડા ગામના શ્રાવકોએ પૂજા–મહોત્સવ કરવો; એવી વ્યવસ્થા સોમસિંહ રાજા અને જુદા જુદા ગામના અગ્રણીઓ વચ્ચે રહીને કરી હતી.

ચંદ્રાવતીના સોમસિંહ રાજાએ આ મંદિરના પૂજા વગેરેના ખર્ચ માટે ડબાણી નામનું ગામ સમર્પણ કર્યું હતું; જે વિશે એક લેખ માહિતી આપે છે.

અલ્લાઉદ્દીન ખિલજીએ સં. ૧૩૬૮ માં આ મંદિરનો મૂળગભારો તથા ગૂઢમંડપનો સાવ નાશ કરી નાખ્યો હતો અને બીજા ભાગોમાં પણ નુકશાન કર્યું હતું, તેથી વ્યવહારી ચંડસિંહના પુત્ર પેથડે સં. ૧૩૭૮ માં જીર્ણોદ્ધાર કરાવી તેની નવેસર પ્રતિષ્ઠા કરાવી હતી.

### ૩. પિત્તલહર મંદિર :

આ મંદિર ભીમાશાહે કરાવ્યું હોવાનું આ જ મંદિરના શિલાલેખો, અર્બુદકલ્પ અને ગુરુગુણરત્નાકર કાવ્ય વગેરેથી જણાય છે. એથી આ મંદિર ‘ભીમાશાહના મંદિર’ના નામથી પણ ઓળખાય છે. પછીથી અમદાવાદના રહેવાસી મંત્રી સુંદર અને મંત્રી ગદાએ અહીં મૂળનાયકની પિત્તલ આદિ ધાતુઓથી નિર્મિત મૂર્તિ મૂળનાયક તરીકે સ્થાપન કરી ત્યારથી તેને ‘પિત્તલહર મંદિર’ નામે લોકો ઓળખે છે. મૂળનાયકની મૂર્તિ ઉપર સં. ૧૫૨૫ નો લેખ છે. પણ આ મંદિર એથીયે પ્રાચીન હોવાના પુરાવાઓ મળે છે. મંદિરની બહાર આવેલી વીરજીની દેરી પાસેના રાજધર દેવડા ચુંડાના વિ. સં. ૧૪૮૯ ના લેખમાં એ સમયે ત્રણ મંદિરો અહીં વિદ્યમાન હોવાનું લખેલું છે અને શ્રીમાતાના મંદિરના સં. ૧૪૯૭ ના લેખમાં ‘પિત્તલહર’ એ નામથી મંદિરનો ઉલ્લેખ કરેલો છે એ ઉપરથી આ મંદિર સં. ૧૪૮૯ થીયે વધુ પ્રાચીન હોવામાં સંદેહ નથી અને વિમલવસહીમાંના વિ. સં. ૧૩૫૦ થી લઈને ૧૩૭૩ સુધીના મહારાજાઓના આજ્ઞાપત્રના ચાર લેખોમાં અહીંનાં બે મંદિરનો જ નિર્દેશ હોવાથી આ મંદિર વિ. સં. ૧૩૭૩ પછી અને વિ સં. ૧૪૮૯ વચ્ચેના કોઈ સમયમાં નિર્માણ થયું એટલું નક્કી થાય છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, સભામંડપ, નવ ચોકીઓ, શૃંગારચોકી, ભમતી અને શિખર વગેરેથી સુશોભિત છે. મંદિરમાં મૂળનાયક શ્રી ઋષભદેવ ભગવાન બિરાજમાન છે.

### ૪. ખરતરવસહી :

આ મંદિર સાદું છતાં ત્રણ માળનું વિશાળ છે. એનું શિખર પણ બધાં મંદિરોથી ઊંચું છે. નીચેના માળમાં

વિશાળ ચાર રંગમંડપો છે અને મુખ્ય ગભારાની બહાર સુંદર કોરણી કરેલી છે. ત્રણે માળમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ચૌમુખ પ્રતિમાઓ બિરાજમાન છે. નીચેના માળની મૂળનાયક પ્રતિમાઓ પરિકરવાળી ભવ્ય અને મોટી છે.

'ચૌમુખજીના મંદિર'ના નામે ઓળખાતા આ મંદિરને 'ખરતરવસહી' પણ કહે છે. આ મંદિર કોણે ક્યારે બંધાવ્યું એ સંબંધી તેમાંથી મળી આવેલા પ્રતિમાલેખો કોઈ વિગત આપતા નથી, પરંતુ ખરતરગચ્છીય શ્રાવકોએ અને ખરતરગચ્છીય આચાર્યે પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓ એના 'ખરતરવસહી' નામની સાર્થકતા બતાવે છે. ત્રણે માળમાંની મૂળનાયકની ઘણીખરી પ્રતિમાઓ દરડાગોત્રીય ઓશવાલ સંઘવી મંડલિકે અને તેના કુટુંબીઓએ સં. ૧૫૧૫ અને તેની આસપાસના સમયમાં ભરાવી છે, અને કેટલીક મૂર્તિઓ ખરતરગચ્છાચાર્ય શ્રીજિનચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી છે. આ મંદિરનો સમયનિર્ણય આપતાં મુનિરાજ શ્રીજયંતવિજયજી નોંધે છે કે—"અહીંના દિગંબર જૈન મંદિરના વિ. સં. ૧૪૯૪ ના લેખમાં તથા શ્રીમાતાના મંદિરના અને ભીમાશાહના મંદિરના લાગાની વ્યવસ્થા સંબંધીના સં. ૧૪૯૭ ના લેખોમાં ભીમાશાહના મંદિરનું નામ છે પણ આ મંદિરનું નામ નથી. તેમજ પિત્તલહર મંદિરની બહારના એક સુરહીના વિ. સં. ૧૪૮૯ ના લેખમાં એ સમયે દેલવાડામાં ફક્ત ત્રણ મંદિરો હોવાનું લખ્યું છે. આ બધા લેખો ઉપરથી જણાય છે કે, આ મંદિર એ સમયે વિદ્યમાન નહોતું. એટલે આ મંદિર વિ. સં. ૧૪૯૭ પછી જ બન્યું હોય એમ જણાય છે. × × × તેથી સહજ અનુમાન થઈ શકે કે આ મંદિર બીજા કોઈએ નહિ પણ સંઘવી મંડલિકે સં. ૧૫૧૫ માં બંધાવ્યું હશે."[૩]

## ઓરિયા :

દેલવાડાથી ઇશાનખૂણામાં લગભગ ૩ા માઈલ દૂર 'ઓરિયા' નામનું પ્રાચીન ગામ છે. પ્રાચીન ગ્રંથોમાં આનાં ઓરિયાસકપુર, ઓરીસા ગ્રામ, ઓરાસા ગ્રામ એવાં નામો નોંધાયેલાં છે જો કે આજ અહીં કોઈ જૈન વસ્તી કે ધર્મશાળા નથી પણ લગભગ પંદરમા સૈકામાં અહીં જૈનોની સારી આબાદી હશે અને તેથી જ ઓરિયાના શ્રીસંઘે શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર બંધાવેલું હશે જે આજે વિદ્યમાન છે. મૂળગભારો, ગૂઢમંડપ, શિખર અને ભમતીના કોટયુક્ત મંદિરની રચના છે. ગૂઢમંડપ આગળ નવ ચોકીઓ બનાવવા માટે ચોતરો બનાવી રાખ્યો છે અને એ પછી રંગમંડપ બનાવવા માટેની જગા પણ રાખેલી જોવાય છે.

મંદિર ક્યારે બંધાયું એ સંબંધી એવું અનુમાન નીકળે છે કે, ચૌદમી શતાબ્દીના 'વિવિધતીર્થકલ્પ'માં શ્રીજિનપ્રભસૂરિએ આ મંદિરનો ઉલ્લેખ કર્યો નથી, જ્યારે પંદરમી શતાબ્દીના અંતમાં શ્રીસોમસુંદરસૂરિએ રચેલા 'અર્બુદગિરિકલ્પ'માં ઓરિયામાં શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરનો ઉલ્લેખ મળે છે. શ્રીગૌરીશંકર ઓઝાજીની નોંધમાં આ મંદિરના મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાનનો ઉલ્લેખ છે પરંતુ અત્યારે તો તેમના સ્થાને શ્રીઆદીશ્વર ભગવાન વિરાજે છે. આમ હોવા છતાં આ મંદિર શ્રીમહાવીરસ્વામીના મંદિરના નામે જ હજી ઓળખાય છે. મૂળનાયકમાં થયેલા આ ફેરફારો જીર્ણોદ્ધાર સમયના છે, પણ મંદિર તો ચૌદમી શતાબ્દીના અંતે અને પંદરમીની શરૂઆતમાં બંધાયેલું હોવું જોઈએ.

## અચલગઢ :

ઓરિયાથી ૧ાા માઈલ અને દેલવાડાથી ૪ાા માઇલ દૂર ઊંચી ટેકરી ઉપર વસેલું 'અચલગઢ' નામનું પ્રાચીન ગામ છે. ટેકરી ઉપર મેવાડના રાણા કુંભાએ સં. ૧૫૦૯ માં કિલ્લો બાંધેલો છે, તેને અચલગઢ કહે છે. અહીં વિશાળ જૈનધર્મશાળા અને ૪ મંદિરો વિદ્યમાન છે.

### ૧. ચૌમુખજીનું મંદિર :

પહાડના ઊંચા શિખર પર આવેલું આ મંદિર બે માળની ભવ્ય બાંધણીવાળું છે. મૂળગભારો, ગૂઢમંડપ, સભામંડપ, ભમતી અને શિખરયુક્ત ચારે દિશાના ચાર દ્વારવાળું છે. ચારે દિશાના મૂળનાયકની ધાતુની બહુ મોટી ચાર મનોહર મૂર્તિઓ બિરાજમાન છે. તેના ઉપરના લાંબા લેખોમાંથી આ પ્રકારે હકીકતો જાણવા મળે છે. ૧. ઉત્તર દિશાના દ્વારના

૩. 'તીર્થરાજ આબુ' ભા. ૧, પૃ. ૧૬૯.

મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની મૂર્તિ સં. સહસાએ ભરાવી અને સં. ૧૫૬૬ ના ફાગણ સુદિ ૧૦ ના દિવસે શ્રીજય-કલ્યાણસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી હતી. ૨–૩. પૂર્વ દિશાના દ્વારમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની મૂર્તિ અને દક્ષિણ દિશાના દ્વારમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની મૂર્તિ મેવાડના કુંભલમેરુ (કુંભલગઢ)ના તપાગચ્છીય સંઘે કુંભલ-મેરના ચૌમુખ મંદિરમાં બિરાજમાન કરવા માટે બનાવેલી હતી. આ મૂર્તિની પ્રતિષ્ઠા ડુંગરપુર નગરના રાજા સોમદાસના પ્રધાન ઓશવાલ સાલ્હાએ કરાવેલા મહોત્સવમાં તપાગચ્છીય શ્રીલક્ષ્મીસાગરસૂરિએ વિ. સં. ૧૫૧૮ ના વૈશાખ વદિ ૪ ને શનિવારે કરી છે.[૪] ૪. જ્યારે પશ્ચિમ દિશાના દ્વારના મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની મનોહર મૂર્તિ શાહ સાલ્હા વગેરે ડુંગરપુરના શ્રાવકોએ ભરાવીને સં. ૧૫૨૯ માં શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી છે.

આશ્ચર્યની વાત તો એ છે કે આ ચારે ધાતુની ભવ્ય મૂર્તિઓ પૈકી બે મૂર્તિઓને બાદ કરતાં જુદા જુદા સમયે જુદા જુદા સ્થાનમાં બનેલી હોવા છતાં લગભગ સરખા પ્રમાણની અને સરખી આકૃતિની છે.

આ મંદિરની બીજી મૂર્તિઓમાં અતિપ્રાચીન બે મૂર્તિઓની વિગત નોંધવાયોગ્ય છે: ઉત્તર દિશાના દ્વારના મૂળ-નાયકની બંને બાજુએ ધાતુની બે મોટી સુંદર આકૃતિની કાયોત્સર્ગસ્થ પ્રતિમાઓ છે, જેના ઉપર સં. ૧૧૩૪ના લેખો છે, તેમાંનો એક લેખ આ પ્રમાણે છે:—

" संवत् ११३४ वर्षे फागु(ल्गु)ण शुदि ७ गुरौ श्रीसत्यपुरे श्रीब्रह्माणगच्छे श्रीमहावीरचैत्ये [श्रीयशोभद्रसूरिसंताने वीरमदेव-संताने] वहा० श्रीवच्छादिभिः श्रीमहावीरजिनयुगलं कारितं प्र(प्रा)सादभंगे सति ॥ संवत् १२३६ वर्षे माघशुदि १० बुधे ब्रह्माणगच्छे श्रीप्रद्युम्नसूरिसंताने गो० नागेंद्रसुत............गो० पुनासुत आवटि देपमा जसण........सुत गहड लखमणसुत वूटादिः बेलासुत देवा.......युगलं कारितं मंगलमवम् ॥ "

ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી એવા આ લેખથી જણાય છે કે, સાચોરના મંદિરનો સં. ૧૧૩૪ પહેલાં ભંગ થયો ત્યારે આ મૂર્તિઓ ત્યાંના મહાવીર ચૈત્ય માટે બનાવવામાં આવી હતી. બીજા લેખમાં શ્રીમહાવીર જિનયુગલને બદલે શ્રીઋષભ જિનયુગલની ઊભી મૂર્તિઓ કરાવ્યાનું જણાવ્યું છે, બાકી કુટુંબીઓનાં થોડાંક નામોના ફેરફાર સિવાય બધી હકીકત ઉપર્યુક્ત લેખ મુજબ છે.

આ મંદિરના બંધાવનાર પુણ્યપુરુષ વિશે 'ગુરુગુણરત્નાકર કાવ્ય', શ્રીશીલવિજયજી કૃત 'તીર્થમાળા' અને "જૈન ગૂર્જર કવિઓ: ભાગ ૨"માં જે હકીકતો મળે છે તેનો સાર એ છે કે, સંઘવી સહસા માલવાના માંડવગઢનો રહીશ હતો અને એ સમયના ગયાસુદ્દિન બાદશાહના ધર્માધિક મંત્રીઓમાં અગ્રણી મંત્રી હતો. તે જેવો શૂરવીર હતો તેવો જ દાનવીર હતો. તેનામાં પૈતૃક ધર્મસંસ્કારો ઊતરી આવ્યા હતા. તેના પિતા સંઘવી સાલિગે વંશવાલ (?) નામક ગામમાં એક જિનાલય બંધાવ્યું હતું, પિતાના ધર્મમાર્ગનું અનુસરણ કરનારા સહસાએ પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્ય વડે શ્રીસુમતિસુંદરસૂરિના ઉપદેશથી અચલગઢમાં એ વખતના મહારાવ જગમાલની અનુમતિ લઈ ચૌમુખજીનું ભવ્ય મંદિર બંધાવ્યું. આ મંદિરમાં અને તેના પ્રતિષ્ઠા મહોત્સવમાં તેણે લાખો રૂપિયાનો વ્યય કર્યો હતો. તેણે એ મંદિરમાં મૂળનાયકની ૧૨૦ મણ ધાતુની પ્રતિમા ભરાવી સં. ૧૫૬૬માં પ્રતિષ્ઠિત કરાવી હતી.

## ૨. શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર:

ઉપર્યુક્ત ચૌમુખજીથી થોડુંક નીચેના ભાગમાં શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર આવેલું છે. મંદિરમાં નાની ૨૪ દેરીઓ છે. આ મંદિર ક્યારે કોણે બંધાવ્યું એ જાણવાને કશું સાધન નથી. પરંતુ મૂળનાયક ઉપરથી સં. ૧૭૨૧નો લેખ મળી આવે છે, જે મૂર્તિ અમદાવાદનિવાસી શાંતિદાસ શેઠે પધરાવ્યાનું તેમાં જણાવ્યું છે. વળી, મંદિરની બાંધણી ૨૫૦–૩૦૦ વર્ષ કરતાં જૂની લાગતી નથી. આથી સંભવ છે કે, ઉક્ત શેઠે જ મંદિર બંધાવી તેમાં મૂળનાયકની પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવી હશે.

---

૪. 'અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ' લેખાંક: ૪૬૭, ૪૬૯.

### ૩. શ્રીકુંથુનાથનું મંદિરઃ

આ દેરાસર કારખાના–પેઢી પાસે આવેલું છે. મંદિર ઘર-દેરાસર જેવું લાગે છે. કોણે બંધાવ્યું હશે એ જાણી શકાયું નથી. મૂળનાયક શ્રીકુંથુનાથ ભગવાન ઉપર સં. ૧૫૨૭ નો શિલાલેખ છે. આ મંદિરમાં ધાતુમૂર્તિઓનો પરિવાર ઘણો છે. તેમાંની કેટલીક તો પ્રાચીન છે. આ મંદિરમાં એક મૂર્તિ જેના ઉપર કપડાં, મુહપત્તિ વગેરેની નિશાનીઓ છે તે સંભવતઃ પુંડરીકસ્વામીની હશે, એમ શ્રીજયંતવિજયજી મહારાજનું માનવું છે. તેના ઉપર લેખ નથી.

### ૪. શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિરઃ

અચલગઢની તળેટીમાં પરંતુ ઊંચા ટેકરા ઉપર શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર વિશાળ વંડામાં ઘેરાયેલું એકાંતમાં આવેલું છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, શિખર, ભમતીનો કોટ, શૃંગારચોકી અને વચ્ચે ખુલ્લા ચોકવાળું બનેલું છે. જીર્ણોદ્ધાર સમયની અર્વાચીન બાંધણીમાં પણ તેનું પ્રાચીનત્વ ક્યાંક ક્યાંક દેખા દે છે. મૂળનાયકની પાસે ગર્ભગૃહમાં સુંદર નકશીયુક્ત બે સ્તંભો ઉપર સુંદર કળામય તોરણ દર્શનીય છે. બંને સ્તંભોમાં ભગવાનની ૧૦ મૂર્તિઓ વિદ્યમાન છે. મંદિરની ભિટ્ટમાં ગજથર, સિંહથર, અશ્વથર વગેરે રચના પ્રાચીન જણાય છે. લોકો આને 'કુમારપાલનું મંદિર' કહે છે. ચૌદમા સૈકાના શ્રીજિનપ્રભસૂરિએ પોતાના " વિવિધ તીર્થકલ્પ " માંના 'અર્બુદકલ્પ'માં અને શ્રીસોમસુંદરસૂરિએ રચેલા 'અર્બુદગિરિકલ્પ'માં 'આબુ ઉપર શ્રીકુમારપાલ નરેશે શ્રીમહાવીરસ્વામીનું મંદિર બંધાવ્યું' એમ જણાવેલું છે. જ્યારે આ મંદિરમાં કેટલીક ચૌલુક્યકાલીન સ્થાપત્ય પદ્ધતિ જણાય છે તે ઉપરથી આ મંદિર કુમારપાલે બંધાવેલું હશે એમ માની શકાય. જીર્ણોદ્ધાર સમયે શ્રીમહાવીરસ્વામીના બદલે શ્રીશાંતિનાથ ભગવાનને મૂળનાયક તરીકે પધરાવ્યા હશે. આ મંદિરમાં રહેલી બે કાઉસગ્ગિયા મૂર્તિઓ ઉપર સં. ૧૩૦૨ ના શિલાલેખો છે.

અચલેશ્વર મહાદેવના મંદિરના કંપાઉંડના મુખ્ય દરવાજાની સામે મહાદેવનું મંદિર નાનું અને જીર્ણ બનેલું છે. તેના દરવાજાના ઉત્તરંગામાં મંગલમૂર્તિ તરીકે શ્રીજિનેશ્વરની મૂર્તિઓ કોતરેલી જોવાય છે. આથી આ મંદિર પણ જૈનોનું હશે અને પાછળથી મહાદેવની સ્થાપના કરી દીધી હશે અથવા દરવાજાના પથ્થરો કોઈ જૈન મંદિરમાંથી લાવીને લગાવ્યા હશે એમ કહી શકાય.

આબુ સંબંધી વિગતવાર વર્ણન સ્વ. શાંતમૂર્તિ મુનિરાજ શ્રીજયંતવિજયજીએ પોતાના " તીર્થરાજ આબુ " નામના પુસ્તકમાં ખૂબ ચીવટથી આપેલી છે.



## ૧૫૬. મેડા

( કોઠા નંબર : ૩૦૪૯ )

સ્વરૂપગંજ સ્ટેશનથી ૧૬ માઈલ દૂર મેડા નામનું ગામ છે. આજે અહીં શ્રાવકોનાં ૨૭ ઘરો, ૧ ઉપાશ્રય અને ૧ મંદિર વિદ્યમાન છે.

આ મંદિર શ્રીસુમતિનાથ ભગવાનનું છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટવાળું છે. મંદિરની ત્રણે બાજુએ પરસાલ અને બે ઓરડીઓ બનેલી છે, એનો ધર્મશાળા તરીકે ઉપયોગ થાય છે. મંદિર પ્રાચીન છે પણ એ સંબંધી લેખ મળી આવ્યો નથી. એક ત્રિતીર્થી ધાતુમૂર્તિ ઉપર સં. ૧૦૭૪નો લેખ છે તે આ પ્રકારે છે—

" ॐ। संवत् १०७४ वैशाख शुदि ४ शाह.......... "

જો કે આ મૂર્તિ બહારગામથી પણ આવી હોય પરંતુ મંદિર સં. ૧૦૦૦ જેટલું પ્રાચીન હોવાનું જણાય છે. એટલે આ મૂર્તિ પણ અહીંની હોઈ શકે.

મૂળનાયકની મૂર્તિ મનોહર છે. તેના ઉપર લેખ નથી. મૂળનાયકના જમણા હાથ તરફની શ્રીપાર્શ્વનાથ ભગવાનની ધાતુમૂર્તિ ઉપરનો લેખ ચૂનામાં દબાઈ ગયો છે પણ એની રચનાશૈલી પ્રાચીન કાળની જણાય છે. મૂર્તિ ૨ ફીટ આશરે પહોળી છે. મૂર્તિ નીચે પરિકરની ગાદી છે, તેમાં વચ્ચે ધર્મચક્ર, બંને બાજુએ બે હરણ અને તેની બંને બાજુએ બે સિંહો છે. ભગવાનની બંને બાજુએ બે ઇંદ્રો છે અને મસ્તક પર સાત ફણાઓ છે. બીજી મૂર્તિઓ પણ દર્શનીય છે.

ગામથી પૂર્વ દિશામાં ગામના ઝાંપામાં જ એક છત્રી બનેલી છે તેની પાસે એક વાવ છે, તેનું બાંધકામ થોડાં વર્ષો ઉપર જ થયું છે. એ બાંધકામમાં જૈન મંદિરના પથ્થરો વપરાયા હોવાનું જણાય છે. ૨ માઈલ દૂર આવેલા માઈલોગોડ નામક ગામના જૈન મંદિરના ખંડિયેરના એ પથ્થરો હોવાનું લોકોથી જાણવામાં આવ્યું છે.



## ૧૫૭. પાલડી

( કોઠા નંબર : ૩૦૫૪ )

**ખરાડીથી ૨૬ માઈલ દૂર અને હણાદ્રાથી ઈશાનખૂણામાં** ૩॥ માઈલ દૂર પાલડી નામનું ગામ છે. અહીં **શ્રાવકોનાં ૮ ઘર છે. ૧ ધર્મશાળા અને ૧ જૈનમંદિર છે.**

મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, બંને તરફની ૭ દેરીઓ, શિખર અને ભમતીના કોટયુક્ત બનેલું છે.

આ મંદિર ક્યારે બન્યું તે જાણવામાં નથી પરંતુ નવચોકીના એક સ્તંભ ઉપર સં. ૧૬૫૬નો લેખ છે,[1] તેથી એ કરતાંયે આ મંદિર પ્રાચીન હોવું જોઈએ. મૂળનાયકની જમણી તરફ આદીશ્વર ભગવાનની શ્યામમૂર્તિ બિરાજે છે. તેના ઉપર સં. ૧૫૪૫ નો કૃત્રિમ લેખ છે.

આ મંદિર પાસે એક વિષ્ણુ મંદિર છે. તેમાં મકરાણાના નકશીદાર બે થાંભલા અને તેના પરની ચોકીઓ પણ કોઈક જૈન મંદિરમાંથી લાવીને લગાવી હોય એમ લાગે છે. અહીંના ચોરામાં લગાવેલા પથ્થર જેને સુરહીનો પથ્થર ધારીને લોકોએ જમીનમાં રોપી દીધો છે, તે વસ્તુતઃ જૈન દેરીની બારશાખનો છે. એમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં કલ્યાણકો તથા વર્ષગાંઠના દિવસો કોરેલા છે. આ અક્ષરો અને કોરણી ચારસો–પાંચસો વર્ષ પહેલાંનાં પ્રતીત થાય છે.[2]



## ૧૫૮. હણાદ્રા

( કોઠા નંબર : ૩૦૫૫ )

આબુરોડ સ્ટેશનથી ૨૪ માઈલ અને આબુગિરિથી પશ્ચિમ દિશામાં ૨ માઈલ દૂર હણાદ્રા નામનું ગામ છે. શિલાલેખોમાં આ ગામનું નામ 'હંડાઉદ્રા' નોંધાયેલું મળે છે. આ ગામ પ્રાચીન હોવાના પુરાવાઓ પણ સાંપડે છે.

આબુના લૂણવસહી મંદિરના સં. ૧૨૮૭ના વ્યવસ્થાલેખમાં લૂણવસહીના અઠ્ઠાઈ મહોત્સવનો છઠ્ઠો દિવસ ( ફાગણ વદિ ૮ ) ઊજવવાનું કામ આ ગામના શ્રીસંઘે માથે લીધું હતું. આ ઉપરથી આ ગામ એથીયે પ્રાચીન છે અને જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હોવાનું સ્પષ્ટ થાય છે; એટલું જ નહિ, અહીં એક કરતાં વધારે જિનમંદિરો હોવાની બાતમી સં૦ ૧૭૪૬માં શ્રીશીલવિજયજીએ રચેલી 'તીર્થમાળા' આપે છે:—

"ગિરિ ભેટી પાજિ ઉતર્યા, ગામ હણાદા આંહિ સંચર્યા; પુન્ય પેખી પારસનાથ, સુરનર જોડી સવિ હાથ."

---

૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંકઃ ૨૧૮.

૨. એજન : લેખાંક : ૨૧૯.

કવિતામાં ઉલ્લેખેલ શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરનો આજે પત્તો નથી, કેમકે અત્યારે અહીં શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર છે.

એક સમયે આબુ ઉપર ચડવા–ઉતરવાનો રસ્તો અહીંથી જ હતો. મોટા સંઘોના ઉતારાઓ અને વણઝારાના પડાવો અહીં જ પડતા. રાજા–મહારાજાઓને રહેવાનાં મકાનો વગેરે અહીં જ બંધાયેલાં હતાં. એ સમયે આ ગામની આબાદી કેટલી હશે એનું તો અનુમાન જ કાઢવાનું રહે છે. આજે પણ સિરોહી, જાવાલ, કાલંદ્રી, ડીસા, મડાર વગેરે ગામના યાત્રાળુઓ આ માર્ગે થઈને જાય છે. પરંતુ જ્યારથી ખરેડીથી આબુ સુધીના ૧૮ માઈલની પાકી સડક થઈ છે ત્યારથી આ ગામની આબાદી તૂટી ગઈ છે. આજે જૈનોનાં ૩૦ ઘર હયાત છે. ધર્મશાળા છે પણ યાત્રાળુઓના ઉપયોગમાં આવતી નથી.

મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર પ્રાચીન અને વિશાળ છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી, બંને તરફની કુલ ૧૬ દેરીઓ, બે ગભારા અને ભમતીના કોટ સાથે શિખરબંધી આની બાંધણી છે. મૂળ મંદિર ક્યારે બન્યું એ સંબંધી કોઈ લેખ મળતો નથી પરંતુ મંદિરની બાંધણી નિઃસંદેહ પ્રાચીન છે. આમાં જીર્ણોદ્ધાર સમયે ચૂના વગેરેથી પ્લાસ્તર કરેલું છે.

મૂળનાયકની મૂર્તિ આકર્ષક છે પણ તેના ઉપર લેખ નથી. તેની પાસે સં. ૧૫૩૨ના લેખવાળી શ્રીપાર્શ્વનાથ ભગવાનની કાઉસગ્ગિયા પ્રતિમા પાછળથી સ્થાપન કરેલી છે. ગૂઢમંડપ અને નવચોકીમાં ચક્રેશ્વરી દેવીની મૂર્તિઓ છે. ભમતીના એક ગભારામાં શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાન અને બીજામાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિઓ પધરાવેલી છે. ગભારા બહાર ત્રણ ગઢયુક્ત એક સમવસરણની હૃદયહારિણી રચના છે. એક જ પથ્થરમાં મંદિર અને શિખરની આકૃતિયુક્ત ચાર જિનમૂર્તિઓ કોતરેલી છે. તેના ઉપરની પટ્ટીમાં લેખ છે પણ ખંડિત હોવાથી વંચાતો નથી.

સમવસરણ પાસેની ભીંતમાં એક પ્રાચીન જિનમાતૃપટ્ટ લાગેલો હતો. ભીંતમાંથી કાઢતાં એ ખંડિત થયેલો ટુકડો એક દેરીમાં મૂકવામાં આવ્યો છે, તેમાં ઉપરની હારમાં શ્રીઆદીશ્વર ભગવાનની મૂર્તિ કોરેલી છે અને બાકીના પ્રત્યેક ખંડોમાં ભગવાનના પિતા, તેમના માથે છત્ર ધરી રાખનારા, અને માતા–એમ ચાર ચાર મૂર્તિઓ કોતરેલી છે, માતાઓમાં પાંચ ખંડો છે તે દરેક ખંડની નીચે નામો ઉત્કીર્ણ છે. આવા ચાર મૂર્તિવાળા પટ્ટ ક્વચિત્ જોવામાં આવે છે. ધીરજ અને નિષ્ઠાપૂર્વક ઘડાયેલી આ લાક્ષણિક શિલ્પરચના એની પ્રાચીનતાનો ખ્યાલ પણ આપી રહી છે.

મંદિરની નજીક અમદાવાદવાળા શેઠ હઠીભાઈએ બંધાવેલી ધર્મશાળા છે. આ સિવાય એક બીજી ધર્મશાળા અને અલગ ઉપાશ્રય પણ અહીં બનેલાં છે

### પામેરા :

હણાદ્રાથી ઉત્તરમાં ૫ માઇલ દૂર પામેરા નામનું ગામ છે. અહીં શ્રાવકોનાં ૬ ઘરો અને ૧ નાની ધર્મશાળા છે.

અહીં એક જૂનું પડી ગયેલું જૈન મંદિર છે; કોઈ કારણસર મહાજનો અહીંથી ચાલ્યા ગયા પણ પાછળથી શ્રાવકોએ વસવાટ કર્યો અને એ પડી ગયેલા મંદિરને સુધરાવી તૈયાર કર્યું છે પણ હજી પ્રતિષ્ઠા થઈ નથી. સં. ૧૯૯૦ માં ૧ ધાતુમૂર્તિ લાવીને અહીં પધરાવી છે.

### માઈ લોગોડ :

હણાદ્રાથી ઉત્તર દિશામાં માઇલોગોડ નામનું ગામ છે. અહીં એક જૈન મંદિર ધ્વસ્ત અવસ્થામાં પડેલું છે. મંદિરનો કોટ અને ગભારાની દીવાલો ત્રણ–ચાર ફીટ જેટલી વિદ્યમાન છે. મંદિરના પથ્થરો આસપાસના ગામવાળા ઉપાડીને લઈ ગયા છે. ઈંટોના ઢગલા માત્ર પડ્યા છે. આ મંદિરની મૂર્તિઓ અજારી ગામે લઈ જવામાં આવી છે. અહીં જૈનનું એકે ઘર નથી. શામળાજીનું મંદિર પણ તૂટેલું પડયું છે.

### ઈસરી :

હણાદ્રાથી ઈશાનખૂણામાં ૧૨ા માઈલ દૂર ઇસરી અથવા ઈસરા નામે ગામ છે. ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં

આવેલી એક ટેકરીની ઓથમાં કંઈક ઊંચાણુ ભાગ પર એક જૈન મંદિર ખાલી પડેલું છે. તેનો ઘણો ભાગ પડી ગયો છે. આરસપાષાણના બનેલા આ મંદિરનો મૂળગભારો, છચોકી અને શિખરનો ભાગ વિદ્યમાન છે. આસપાસ કેટલાંક મકાનોનાં ખંડિયેરો પણ મોજુદ છે.

અગાઉ આ ગામ આબાદ હશે અને જૈનોની સારી વસ્તી હશે એમ જણાય છે. આજે જૈનનું એકે ઘર નથી. બીજી વર્ણનાં માત્ર ૪૦ ઘરો હયાત છે.

**ડાક :**

હણાદ્રાથી નૈઋત્યખૂણામાં ૩ માઈલ દૂર ડાક નામે ગામ છે. જૈનનું એક પણ ઘર નથી. બીજી વર્ણનાં ૫૦-૭૫ ઘરની વસ્તી છે.

અહીં એક જૈન મંદિર ખાલી પડેલું છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત કોરણીથી ભરેલું છે. માત્ર શંગારચોકી અને કોટ પડી ગયાં છે. ગર્ભગૃહમાં મૂળનાયકનું પરિકર હજી વિદ્યમાન છે. લગભગ ૫૦૦-૬૦૦ વર્ષ પૂર્વે આ મંદિર બન્યું હોય એમ જણાય છે.

આ ઉપરથી લાગે છે કે આ ગામ પુરાણું છે. અગાઉ જૈનોનાં ઘરો પણ સારી સંખ્યામાં વિદ્યમાન હશે.

**ટોકરા :**

હણાદ્રાથી ઈશાનખૂણામાં ૫ માઈલ દૂર ટોકરા નામે ગામ છે. અહીં સોનાધારી મહાદેવનું મંદિર છે. તેમાંના એક સ્તંભ પર સં. ૧૩૩૩ના ફાગણ વદિ ૯ નો લેખ છે; જેમાં આ મંદિરની પ્રતિષ્ઠા રાવ વીજડે કરાવ્યાનું જણાવ્યું છે. સિરોહીના દેવડા ચૌહાણોના લેખોમાં આ લેખ પ્રાચીનતમ છે.[૧]

આ ઉપરથી આ ગામ પ્રાચીન લાગે છે. અગાઉ અહીં સારી આબાદી હશે અને જૈનોની વસ્તી પણ સારા પ્રમાણમાં હોવાનાં ચિહ્નો જણાય છે. આજે અહીં શ્રાવકનું ઘર, ઉપાશ્રય કે મંદિર વિદ્યમાન નથી.

હા, એક જૈનમંદિરના પથ્થરો અને ઈંટોનો ઢગલો ખંડિયેરરૂપે ઉપર્યુક્ત મહાદેવના મંદિરથી જરા ઊંચાણવાળી જગા ઉપર પડ્યો છે. ભોંયતળિયાથી પીઠ સુધીનો ભાગ, દરવાજા, ઉંબરા અને કોટની દીવાલોનો ભાગ હજીયે ઊભો છે. દરવાજાના પથ્થરમાં તીર્થંકરની મંગળમૂર્તિ વિદ્યમાન છે. છચોકીનાં પગથિયાં વગેરે મોજુદ છે. તેમાંના એક પથ્થર ઉપર કોઈ જૈન યાત્રીનો સં. ૧૬૫૭ નો લેખ વંચાય છે. એટલે આ મંદિર પ્રાચીન તીર્થરૂપ હોય એમ માની શકાય. શોધ કરવામાં આવે તો બીજા પણ લેખો મળી આવે એમ છે.

સોનાધારી મહાદેવના મંદિરનો દરવાજો ઉપર્યુક્ત જૈન મંદિરમાંથી લાવીને લગાવેલો છે. દરવાજા પરના ઉત્તરંગામાં શ્રીજિનેશ્વરદેવની મંગળમૂર્તિ વિદ્યમાન છે. મંદિરના કોટના ગોખલામાં ગર્દભના ચિહ્નવાળી સરઈ છે. તેના પર સં. ૧૧૦૪ નો લેખ છે. તેના અક્ષરો ઘસાઇ ગયા છે. જેમાં વડલો, વાવ કે મંદિર સંબંધી ઉલ્લેખ જણાય છે. આ મંદિરની દેરીના એક સ્તંભ ઉપર સં. ૧૨૩૨ નો લેખ પણ છે. એક જૂની વાવ અને વડલો પણ મોજુદ છે.

*

## ૧૫૯. સેલવાડા

**( કોઠા નંબર : ૩૦૫૬ )**

આબુરોડથી ૧૮ માઈલ દૂર અને હણાદ્રાથી પશ્ચિમમાં ૩॥ માઈલ દૂર સેલવાડા નામનું નાનું ગામ છે. આબુના લૂણવસહી મંદિરના સં. ૧૨૮૭ના વ્યવસ્થા લેખથી જણાય છે કે, 'સાહિલવાડા ( સેલવાડા ) ગામના શ્રાવકોએ શ્રીનેમિ-

૧. 'સિરોહી રાજ્યકા ઈતિહાસ' : પૃષ્ઠ ૫૫.

નાથ ભગવાનના મંદિરના વર્ષગાંઠના અઠ્ઠાઈ મહોત્સવના દશમા દિવસે ઉત્સવ કરવો.' આ ઉપરથી આ ગામ તેરમા સૈકા પહેલાનું જણાય છે, એ સમયે જૈનોની સારી વસ્તી હોય એમ પણ સૂચિત થાય છે અને અહીં અગાઉ જૈન મંદિર પણ હતું એની સાબિતી ગામના મધ્યભાગમાં પડેલા જૈન મંદિરના ખંડિયેર ઉપરથી મળે છે. આ ખંડિયેરની આસપાસ મકરાણા પથ્થરના ઘડેલા પથ્થરોનો ઢગલો પડયો છે. પાસે આવેલું લક્ષ્મીનારાયણનું નવું વૈષ્ણવ મંદિર બંધાવવામાં આ પથ્થરોનો ઉપયોગ થયેલો જોવાય છે. એની દીવાલમાં ચણેલા એક પથ્થરમાં કંડારેલી જૈન મૂર્તિઓ આજે પણ નજરે ચડે છે; એથી પણ અસલના જૈન મંદિરની સાબિતી મળે છે. આ સિવાય ગામના ચોરાની દીવાલમાં પણ એ ખંડિયેરના પથ્થરો ચણેલા દેખાય છે.

અહીં શ્રાવકોનાં ૧૨ ઘરો છે. ૧ નાનો ઉપાશ્રય અને ૧ દેરાસર મોજુદ છે.

મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનના ધાબાબંધી આ મંદિરમાં ત્રણ જિનમૂર્તિઓ આરસની છે અને એ બધી ઋષભદેવ પ્રભુની છે. મૂળનાયક ઉપર સં. ૧૭૪૫નો લેખ છે. આ દેરાસર નવું તૈયાર કરાવીને સં. ૧૯૩૫ના જેઠ સુદિ ૫ના રોજ મૂળનાયકની સ્થાપના કરવામાં આવી છે.

સેલવાડા અને ભામરા ગામના રસ્તા વચ્ચે એક જૈન મંદિરનું ખંડિયેર ઊભું છે તેનો ઘણોખરો ભાગ પડી ગયો છે પણ ભીંતો કાયમ છે.



## ૧૬૦. જીરાવલા

(કોઠા નંબર: ૩૦૬૦)

ખરાડીથી આબુ–દેલવાડાના રસ્તે ૨૦ માઈલ અને અણાદરા ગામથી ૮–૯ માઈલ દૂર જીરાવલા નામનું ગામ છે. જૈન ગ્રંથોમાં આ પવિત્ર તીર્થનો ઉલ્લેખ જીરાવલ્લી, જીરિકાપલ્લી વગેરે નામોથી કરેલો જોવાય છે. આ તીર્થનો મહિમા એટલો પ્રસિદ્ધિ પામ્યો કે ઓરિસામાં જગન્નાથપુરી, મારવાડમાં બાણેરાવ, નાડલાઈ, નંદોલ, બલોલ, સિરોહી અને મુંબઈ પાસેના ઘાટકોપર વગેરે સ્થળે જીરાવલા પાર્શ્વનાથ ભગવાનની સ્થાપના થયેલી છે.

આ પ્રાચીન તીર્થ વિશે વિવિધ કથાઓ અને ઉલ્લેખો મળી આવે છે. 'ઉપદેશ સપ્તતિ' નામના ગ્રંથમાં આ તીર્થ વિશે એક કથા નોંધાયેલી છે એનો સાર આ છે:–

"વિ. સં. ૧૧૦૯ (૯૦?) માં વરમાણના એક ધાંધલ નામના શેઠને દેવીત્રી ગિરિની ગુફામાં રહેલી પાર્શ્વનાથની પ્રાચીન પ્રતિમાની ભાળ લાગી અને તે બિંબ જીરાવલાના મંદિરમાં મૂળનાયક તરીકે સ્થાપેલા શ્રીમહાવીરસ્વામી ભગવાનને સ્થાને સ્થાપન કરવામાં આવ્યું."

આ હકીકત આપણને અહીં અગિયારમી સદી પહેલાં મંદિર હોવાનું પ્રમાણ આપે છે. જ્યારે 'વીરવંશાવલી' માં નોંધ્યું છે કે–

"तिवारइं धांधलइ प्रासाद नीपजावी महोत्सव वि. सं० ११९१ वर्षे श्रीपार्श्वनाथप्रासादे स्थाप्या श्रीअजितदेवसूरि प्रतिष्ठ्या ॥"

આ ઉલ્લેખ સં. ૧૧૯૧ માં શ્રીપાર્શ્વનાથનો નવો પ્રાસાદ શેઠ ધાંધલે કરાવી શ્રીઅજિતદેવસૂરિના હાથે પ્રતિષ્ઠા કર્યાની રજૂઆત કરે છે. એટલે સં. ૧૧૯૧ માં આ મંદિર અસ્તિત્વમાં આવ્યાનો નિર્ણય તો સ્પષ્ટ છે.

એ પછી સં. ૧૩૬૮ માં આ મંદિર મુસલમાનોના ધાડાંથી ઘેરાયું અને મંદિર તેમજ મૂર્તિને ભારે નુકસાન થયું. "જીરાવલ્લીમંડન પાર્શ્વનાથવિનતિ" નામના પ્રાચીન સ્તોત્રમાં આ હકીકતનો ઉલ્લેખ આ રીતે મળે છે:—

"तेरहसइं अडसट्ठा (१३६८) वरिसिहिं, असुरह दल्ल जीतउ जिणि हरसिहिं मसमग्रह विकराले ॥ " (कडी : ९)

'કાન્હડદે પ્રબંધ' મુસ્લિમોના આક્રમણની વાતને ટેકો આપતાં ખુલાસો કરે છે કે, સં. ૧૩૬૮ માં અલ્લાઉદ્દીનના સૈન્યે કાન્હડદેવને મારીને જાલોર સર કર્યું હતું. ત્યારે જ તેણે જીરાવલાના મંદિરની મૂર્તિને નુકસાન કર્યું. ખંડિત થયેલી પ્રતિમાના સ્થળે નવી મૂર્તિ સ્થાપન કરી મૂળનાયકની પાસે એ ખંડિત પ્રાચીન મૂર્તિને મૂકવામાં આવી, જેને આજે 'દાદાપાર્શ્વનાથ'ના નામે લોકો ઓળખે છે. આ મૂર્તિનાં અંગો ઉપર નવ ખડા આજે પણ વિદ્યમાન છે.

સંઘવી પેથડ અને ઝાંઝણે સં. ૧૩૨૧ માં અહીં એક મંદિર કરાવ્યાની નોંધ 'ઉપદેશ તરંગિણી' (પૃ. ૧૮)માંથી મળે છે પણ એ મંદિરનો આજે પત્તો નથી. સંભવ છે કે, મુસલમાનોના પંજામાં એ સપડાઈ ગયું હોય અને ધરાશાયી થયું હોય.

પંદરમી શતાબ્દીમાં માંડવગઢના આલમશાહ પાતસાહના રાજકારભારી સોનગિરા શ્રીમાલવંશીય ઝાંઝણ શેઠના છ પુત્રો પૈકીના સંઘવી આલ્હરાજે આ તીર્થમાં ઊંચાં તોરણો સહિત મોટા થાંભલાવાળો ચંદરવાના વસ્ત્રોથી વિભૂષિત એક મંડપ બંધાવ્યાનો ઉલ્લેખ શ્રીમહેશ્વર કવિએ 'કાવ્યમનોહર'માં આ રીતે નોંધ્યો છે:—

"जीरापल्लीमहातीर्थे, मण्डपं तु चकार सः । उत्तोरणं महास्तम्भं, वितानांशुकभूषणम् ॥" (सर्ग : ७, श्लो० ३२)

આ તીર્થમાં અનેક યાત્રીઓ આવ્યાની નોંધ જૈન ગ્રંથોમાંથી સાંપડે છે. એ ઉપરથી આ તીર્થની મહત્તાનો ખ્યાલ આવે છે.

જૈન મંદિરની પાછળની ટેકરી ઉપર એક પ્રાચીન કિલ્લો બિસ્માર હાલતમાં ઊભો છે. મકાનોનાં બીજાં સેંકડો ખંડિયેરો વીખરાયેલાં પડયાં છે. આ ઉપરથી આ ગામ પ્રાચીન હોવા વિશે શંકા નથી. નવું ગામ પાછળથી નીચેની બાજુએ વસ્યું છે.

ચારે બાજુ આવેલી પહાડીઓથી આ ગામ ઘેરાયેલું છે. પહાડની ઓથમાં પણ જરા ઊંચા ભાગ પર મૂળનાયક શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભગવાનનું ભવ્ય અને વિશાળ મંદિર દેવવિમાન જેવું શોભી રહ્યું છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી અને બાવન દેવકુલિકાઓ તેમ જ આસપાસ આવેલી બીજી મોટી છ દેરીઓ અને શિખરયુક્ત આ મંદિરની રચના છે.

આ સ્થળ શ્રીપાર્શ્વનાથ ભગવાનના તીર્થ તરીકે પ્રસિદ્ધ છે. છતાં મૂળગભારામાં મૂળનાયક તરીકે શ્રીનેમિનાથ ભગવાન છે. આ ફેરફાર ક્યારે થયો અને મૂળ મંદિર ક્યારે બન્યું એ સંબંધે જાણવામાં આવતું નથી. આ મંદિરમાંથી સં. ૧૪૨૧ અને તે પછીના શિલાલેખો મળી આવે છે.

અહીંની ધર્મશાળાનો પાયો ખોદતાં એક મૂર્તિ હાથ લાગી હતી, તેને ધર્મશાળાના એક ઓરડામાં પરોણાદાખલ પધરાવી હતી.

મંદિરની ભમતીની છેલ્લી બે દેરીઓમાંથી એકમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની ફણાવાળી નાની લેપમય પ્રતિમા છે. એ જ પ્રાચીન મૂળનાયકની પ્રતિમા હોવાનું કહેવાય છે. કોઈના કથન મુજબ આ ગામ ભાંગ્યું ત્યારે જ એ પ્રાચીન મૂર્તિને જમીનમાં ભંડારી દીધી હશે, પણ જ્યારે આનો જીર્ણોદ્ધાર કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે મૂળનાયક શ્રીનેમનાથ ભગવાનને પધરાવ્યા લાગે છે. બીજી દેરીમાં પણ જીરાવલા પાર્શ્વનાથની મૂર્તિ છે એમ કહે છે. એ મૂર્તિની ગાદીમાં સુંદર ધર્મચક્રની રચના કરેલી છે. ત્રીજી દેરીમાં શ્રીપદ્માવતી દેવીની મૂર્તિ પ્રતિષ્ઠિત છે.

મંદિરમાં સુંદર ચિત્રો દોરેલાં છે ને ભીંતોમાં કરેલા રંગરોગાન અને બીજા ફેરફારોથી મૂળ મંદિરના પ્રાચીન લેખો હાથ લાગતા નથી. અહીંથી લગભગ ૧૦૦ જેટલા શિલાલેખો સ્વ. મુનિરાજ શ્રીજયંતવિજયજીએ કઠણ પરિશ્રમપૂર્વક ઉતારી લીધા હતા. ભમતીની દેરીઓની બારશાખમાં મોટે ભાગે સં. ૧૪૨૧ ના લેખો જણાય છે. એટલે આ મંદિર આ સંવતથીયે પ્રાચીન હોવાનું નક્કી થાય છે, અને જૈન ગ્રંથોમાં નોંધાયેલી હકીકતને સમર્થન આપે છે.

આ મંદિરનો છેલ્લો ઉદ્ધાર સં. ૧૮૫૧ માં થયો છે.

ગામમાં શ્રાવકોનાં દશેક ઘરો છે. પંચાયતી મકાન છે અને મંદિરની બાજુની ધર્મશાળાને સમરાવવાની જરૂર છે.

★

# ૧૬૧. મડાર

( કોઠા નંબર : ૩૦૮૮–૩૦૮૯ )

આબુરોડ સ્ટેશનથી ૨૪ માઈલ દૂર મડાર નામે ગામ છે. પ્રાચીન ગ્રંથો અને શિલાલેખોમાં આ નામને મડાહૃત, મડાહડ વગેરે નામોથી ઉલ્લેખવામાં આવ્યું છે. અહીંના મડારદેવીના મંદિર પાસે આવેલા એક ચોતરાના ખૂણાના પથ્થર ઉપરના સં. ૧૨૮૭ ના લેખમાં આ ગામનું નામ 'મડાહડ' ઉલ્લેખ્યું છે.

અસલ આ ગામ ભાખરીની નીચે પૂર્વ દિશામાં સાતસેણના રસ્તા તરફ વસેલું હતું. ત્યાં પહેલાં ઘણાં જિનમંદિરો હોવાં જોઈએ. કેમકે ચોતરામાં, ગામના ઝાંપે, ગામના ચોરામાં અને રસ્તાના ઢોળાવમાં ઘડાયેલા અને નહિ ઘડાયેલા ઘણા પથ્થરો છૂટાછવાયા પડેલા જોવામાં આવે છે. અહીંના મહાવીરસ્વામીના મંદિર પાસે પણ આરસના ઘડેલા સ્તંભો અને મંદિરોનાં કેટલાંયે અવશેષો પડેલાં મોજુદ છે.

આ ગામના નામથી 'મડાહૃતગચ્છ પ્રસિદ્ધિમાં આવ્યો હતો.

ગુજરાતના ઈતિહાસમાં વાદી તરીકે પ્રસિદ્ધિ પામેલા શ્રીદેવસૂરિએ સં. ૧૧૪૩ માં અહીં જન્મ લઈ આ ગામને ઉજ્જવળ બનાવ્યું હતું. સં. ૧૨૮૭ ના આબુના લૂણવસહીના વ્યવસ્થાલેખમાં એ મંદિરના અઠ્ઠાઈ મહોત્સવના નક્કી થયેલા દિવસોમાં ફાગણ વદિ ૮ ના દિવસનો ઉત્સવ મડાહડ ગામના લોકોએ ઉજવવાનું માથે લીધું હતું.

સં. ૧૪૯૯ની આસપાસ શ્રીમેહ નામના કવિએ રચેલી 'તીર્થમાળા'માં અહીંના ભગવાન મહાવીરસ્વામીના મંદિરનો ઉલ્લેખ કરેલો છે:—

" મડાહડી સાહી વડગામ, સાચરઉ શ્રીવીર પ્રણામ. "

આજે અહીં બે મંદિરો વિદ્યમાન છે. તે પૈકી એક શ્રીધર્મનાથ ભગવાનનું અને બીજું શ્રીમહાવીરસ્વામીનું છે.

૧. શ્રીધર્મનાથ ભગવાનનું મંદિર પ્રાચીન જણાય છે. એ ક્યારે બન્યું હશે, એ જાણી શકાયું નથી. મૂળનાયક ઉપર સં. ૧૬૭૪ ના ફાગણ સુદિ ૭ ને શુક્રવારનો ખંડિત લેખ છે પણ એ જીર્ણોદ્ધાર સમયનો જણાય છે. કેમકે આ મંદિરમાં મૂળનાયકની બાજુમાં રહેલી મૂર્તિ ઉપર સં. ૧૪૮૩ નો, ગભારા બહાર મંડપમાં શ્રીવિમલનાથ ભગવાનની કાઉસગ્ગિયા પ્રતિમા ઉપર સં. ૧૨૫૯ નો લેખ મળે છે. આથી આ મંદિર એથીયે પ્રાચીન હશે એમ માની શકાય.

મૂળગભારામાં ૩ જિનપ્રતિમાઓ ઉપરાંત અંબિકાદેવીની મૂર્તિ ૧ અને ગોખલામાં પાદુકાજોડી ૨ છે, જેના ઉપર સં. ૧૭૮૦ નો લેખ છે, તેની સાથે એક જિનમૂર્તિ પણ છે અને વીશ વિહરમાન જિનનો પટ્ટ જમણા હાથની ભીંતમાં ચોડી દીધેલો જોવાય છે. ગભારા બહારના મંડપમાં શ્રીપાર્શ્વનાથ અને શ્રીવિમલનાથ ભગવાનના બે પ્રાચીન મોટા અને મનોહર કાઉસગ્ગિયા છે. શ્રીવિમલનાથ ભગવાન ઉપર સં. ૧૨૫૯ નો લેખ છે, બંને કાઉસગ્ગિયા ભિન્ન ભિન્ન આકૃતિના હોવાથી જુદી જુદી વ્યક્તિએ બનાવ્યા હશે. મૂળગભારામાં અને ગૂઢમંડપમાં ધાતુની મૂર્તિઓ ખંડિત અને આખી લેખયુક્ત છે. તેમાંની એક ખંડિત ધાતુમૂર્તિ ઉપર સં. ૧૧૧૬ના મહા સુદિ ૧૦ નો ત્રુટિત લેખ છે.

૨. ભગવાન મહાવીરસ્વામીના મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૨૦માં થયેલી છે. મૂળનાયકની પ્રતિમા મનોહર છે પણ તેના ઉપર લેખ નથી. આ મૂળનાયક અને ઉપર્યુક્ત શ્રીધર્મનાથ ભગવાનના મંદિરમાંના બે કાઉસગ્ગિયા—આ ત્રણ પ્રતિમાઓ ભંડાર પાસેની એક ટેકરીની જમીનમાંથી મળી આવી હતી. જ્યાંથી આ મૂર્તિઓ નીકળી આવી ત્યાં મકરાણાના છૂટાછવાયા ઘડેલા કેટલાયે પથ્થરો પડયા છે. સંભવ છે કે, આ સ્થળે શ્રીમેહ કવિએ ઉલ્લેખેલ મહાવીરસ્વામીનું મંદિર હોય, અને નવું ગામ વસતાં સં૦ ૧૮૬૫માં આ મૂળનાયકની મૂર્તિ નીકળ્યા પછી અહીં મહાવીરસ્વામી ભગવાનનું નવું મંદિર બાંધવાની શરૂઆત થઈ હોય.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત બનેલું છે. મૂળનાયક સિવાયની ત્રણ મૂર્તિઓ મડારના સંઘે સં૦ ૧૯૨૧ માં પ્રતિષ્ઠિત કર્યાના તે પર લેખો મોજુદ છે.

શ્રીધર્મનાથ ભગવાનના મંદિર પાસે એક ઉપાશ્રય છે તેને પોષધશાળા કહે છે. તેમાં કેટલાંક વર્ષોથી મડાહડગચ્છીય શ્રીચક્રેશ્વરસૂરિસંતાનીય મેઘજી ભટ્ટારક નામના યતિ રહેતા હતા. તેઓ મંદિરનો વહીવટ કરતા હતા. અહીંના શ્રાવકો સાથે એ યતિને ઝગડો થતાં આ મંદિરને તાળાં લગાવી દીધાં તે લગભગ ૪૫ વર્ષો બાદ શા. ધરમચંદ તારાચંદ અને શા. જીવાનમલજી વકીલ વગેરે પંચોએ રાજની મદદથી એ મંદિર અને ઉપાશ્રયનો કબજો લઈ મંદિરને ખુલ્લું મૂક્યું. યતિએ આ મંદિરની મૂર્તિઓ વગેરે અસ્તવ્યસ્ત કરી નાખી હતી.

અહીં એક ઊંચી ટેકરી પર સદાશિવજી મહાદેવનું દેરું છે તેને લોકો 'મડારદેવી'નું મંદિર કહે છે. વાસ્તવમાં દેરાની અંદરના અને બહારના ખંડમાં પથ્થરો ઉપર લાલ રંગથી લખેલા સં. ૧૬૭૪ અને સં. ૧૭૮૭ના બે-ત્રણ લેખોથી સ્પષ્ટ જણાય છે કે, આ દેરું મણિભદ્ર યક્ષ અને ચક્રેશ્વરસૂરિનાં પગલાં સ્થાપન કરવા માટે બનાવેલું હતું.

આ દેરામાં ચક્રેશ્વરસૂરિસંતાનીય યતિમહાત્માઓનાં પગલાં જોડી ૯ નો એક પટ્ટ છે. તેના ઉપર સં. ૧૭૭૧ના બે અને સં. ૧૯૫૭નો એક-એમ ત્રણ લેખો છે. એક બાજુ સાદા પથ્થરમાં બનાવેલી આશરે ૪ ફીટ ઊંચી ગૃહસ્થ શ્રાવકની બે મૂર્તિઓ છે. તેમના શરીરે ધોતિયું, અંગરખુ અને દુપટ્ટાની નિશાનીઓ છે. હાથમાં પૂજાની સામગ્રી છે. આ મૂર્તિઓ મણિભદ્રની શ્રાવક અવસ્થાની હશે એમ સ્પષ્ટ જણાય છે. બંને મૂર્તિઓનું પેટ મોટું હોવાથી ગામના લોકો તેને મડારદેવી તરીકે પૂજે-માને છે. અહીં બીજાં દેવ-દેવીઓની ૧૪ મૂર્તિઓ પણ છે. ગૃહસ્થ શ્રાવકની મૂર્તિને જ દેવી માનવાની આ ભ્રમણા અહીંની જનતાનું અજ્ઞાન જ સૂચવે છે, દેરા બહારના ચોતરા પાસે એક ગૃહસ્થ શ્રાવકની મૂર્તિ જોવાય છે ને તેની પાસેના પથ્થર ઉપર સં. ૧૨૮૭ નો એક લેખ છે.

કંસારાવાસની બાજુએથી ટેકરી ઉપર થોડું ઊંચે જવાથી એક દેરી આવે છે. તેને લોકો 'સકલેશ્વરજી'ના નામે ઓળખે છે. તેમાં મહાદેવનું લિંગ કે મૂર્તિ નથી પણ એક દેવીની મૂર્તિ મૂળનાયકના સ્થાને બિરાજે છે. હાથી ઉપર આરૂઢ થયેલી આ દેવીમૂર્તિના ચારે હાથમાં અંકુશ, નાગપાશ, માળા અને ફળ વગેરે લાક્ષણિક સામગ્રી જોવાય છે. વાસ્તુશાસ્ત્રમાં ચક્રેશ્વરી મૂર્તિનું જે લક્ષણ આપવામાં આવે છે તેવી આ મૂર્તિ છે. ચક્રેશ્વરી દેવીને મારવાડના લોકો 'સંખેસરી' દેવી કહે છે. સંખેસરીને પણ વધુ અપભ્રષ્ટ બનાવતાં લોકોએ 'સકલેશ્વર' તરીકે આ સ્થાનને ઓળખાવ્યું હોય એમ લાગે છે. જૈન વિધિ પ્રમાણે અહીં પૂજા થતી નથી.

આ દેવીમૂર્તિની બંને બાજુએ બીજી દેવદેવીઓની મૂર્તિ છે. બહાર ઝાંપામાં સન્મુખ બે મૂર્તિઓ નાના હાથી ઉપર આરૂઢ થયેલી જોવાય છે.

આજે આ બંને સ્થાનો, શ્રાવકો સાથે મેઘજી ભટ્ટારકના અણબનાવને ભોગ થતાં જૈનોના હાથમાંથી ચાલ્યાં ગયાં છે.

**સુરભીલેખ:** આ ગામની બહાર પૂર્વ દિશામાં પાવડિયા ફળાની પાસે જેરાજના ચોતરા પાસે એક સરહ (સુરભી)નો લેખ છે. તેમાં આ પ્રકારે ઉલ્લેખ છે—"સં. ૧૩૫૨ વર્ષે ચૈત્ર સુદિ ૨ ગુરુવારે મહારાજકુલ શ્રી. વિસલદેવ નિયુક્ત મહં મૂંજિગ પ્રભૃતિ પંચકુલે માંડવી (દાણ)નો અમુક કર માફ કર્યો."

તેની પાસેના ઘરમાં સં. ૧૩૬૭(૭૭)નો એક બીજી સરઇ(સુરભી)નો લેખ છે. તેમાં सरताणजी महाहड વગેરે નામો કોતરેલાં છે.

**છત્રી:** ડીસા કેંપના રસ્તે ગામના ઝાંપામાં 'છત્રી' નામે પંચનું મકાન છે. તેમાં વચ્ચે ચોકમાં બે છત્રીઓમાં બે દેરીઓ છે. તેમાં પાછલી દેરીમાં શ્રીવિજયરાજસૂરિનાં પગલાં સ્થાપન કરેલાં છે. તેના ઉપર ફક્ત નામ છે અને સં. ૧૮—નો લેખ છે. ચૂનામાં દબાઈ જવાથી પૂરો વંચાતો નથી. આગળની દેરીમાં ચાર જોડી પગલાંનો પટ્ટ છે. તેના ઉપર લેખો છે પણ વાંચી શકાતા નથી.

છત્રીથી જરા આગળ જતાં જૈન ધર્મશાળાનું ખંડિયેર જોવાય છે.

અહીં શ્રાવકોનાં ૨૦૦ ઘરની વસ્તી છે. ૪ ઉપાશ્રય, ૧ જૈનશાળા અને લાયબ્રેરી વગેરે પણ છે. તપગચ્છના ઉપાશ્રયમાં યતિજી રહે છે.

★

## ૧૬૨. સાતસેણ

( કોઠા નંબર : ૩૦૯૦ )

ખરાડીથી ર૮ા માઇલ અને મડારથી નૈઋત્યખૂણામાં રા માઈલ દૂર સાતસેણ નામનું ગામ છે. અહીં ગામથી થોડે દૂર જૈનમંદિરના પડેલા એક ખંડિયેર પાસેના પાળિયા ઉપર સં. ૧૩૪૬ નો લેખ છે. એ જોતાં આ ગામ એથીયે પ્રાચીન હોવાનું માની શકાય છે.

અહીં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું એક મંદિર છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, શંગારચોકી, અને ભમતીના કોટયુક્ત શિખરબંધી બનેલું છે. મૂળનાયક ઉપર સં. ૧૭૨૧ નો લેખ છે. જીર્ણોદ્ધાર સમયે આ મૂર્તિ સિરોહીથી લાવવામાં આવી છે. છચોકીના ઘણાખરા સ્તંભો, દાસાઓ અને કુંભીઓ વગેરે સંભવતઃ અહીંથી થોડે દૂર પડેલા જૈન મંદિરના ખંડિયેરમાંથી લાવીને લગાવ્યા હોય એમ જણાય છે. કેમકે એની બાંધણીમાં એ ભાગો જુદા તરી આવે છે. એની શિલાલેખીય સાબિતી પણ સાંપડે છે. એક દાસા ઉપર સં. ૧૨૪૪ ના લેખમાં દેલ્હણ નામના શ્રાવકે શ્રીપાર્શ્વનાથ ભગવાનની દેવકુલિકા કરાવ્યાનો ઉલ્લેખ કરેલો છે. અહીં દેવકુલિકા કરાવવા જેટલી જગા જ નથી એથી આ દાસા તે ખંડિયેરના હોવા જોઈએ એવું અનુમાન છે.

આ મંદિરના મૂળગભારા પાસે મહાદેવનું લિંગ સ્થાપન કરી દેવામાં આવ્યું છે એ એક વિચિત્ર ઘટના છે. ગામમાં એક પણ શ્રાવક ન રહેવાથી કોઈ શૈવાનુયાયીએ આ રીતે ઠીક લાગ સાધ્યો હોય એમ જણાય છે.

એક મડારવાસી ધર્મપ્રેમી બાઈએ ધર્મશાળા બંધાવી છે, તેમાં સાધુ, સાધ્વી કે શ્રાવકો ઊતરી કરી શકે છે.

અહીં ગામના ઝાંપે રોપેલા એક ‘ ગધૈયા ’ ( સરઈ )ના લેખ ઉપરથી જાણવા મળે છે કે, લગભગ ૧૦૦–૧૫૦ વર્ષો પહેલાં અહીં મહાજનોનો ગામના ઠાકોર સાથે ઝગડો થવાથી મહાજનો ગામનું પાણી હરામ કરી, ઉચાળો ભરી બીજે સ્થળે રહેવા ચાલ્યા ગયા. એ ગધૈયામાં ઉલ્લેખ છે કે–અમારામાંથી કોઈ પણ મહાજન અહીં રહેવા આવે તો એને મહાજનની આણ છે અને તેને અમુક પ્રકારના ચિત્રથી ગાળ લાગે એવું પણ સૂચવ્યું છે.

ગામથી દૂર બે–એક ફર્લાંગ પર એક જૈન મંદિરનું ખંડિયેર બે–ત્રણ ફીટ ઊંચા ચોતરા સુધીનું કામ કરેલું મોજુદ છે. એ ઉપર્યુક્ત ઝગડાના કારણે અધૂરું પડયું હશે.



## ૧૬૩. સાચોર

( કોઠા નંબર : ૩૦૯૧–૩૦૯૫ )

જોધપુર રેલ્વેના રાણીવાડા સ્ટેશનથી ૩૦ માઈલ દૂર સાચોર નામે ગામ છે. એનું પ્રાચીન નામ સત્યપુર કે સત્યપુરી હોવાનું જણાય છે. જૈનોના ‘ જગ ચિંતામણિ ’ નામના પ્રાચીન ચૈત્યવંદન સ્તોત્રમાં આ તીર્થનું ભાવપૂર્વક સ્મરણ કર્યું છે :—

“ जयउ वीर सच्चउरीमंडण । ”

—“ સત્યપુરીના અલંકારસમા શ્રી શ્રીવીર ભગવાનનો જય થાઓ. ” આ સ્તોત્રના કર્તા કોણ હતા અથવા ક્યારે રચાયું એ સંબંધી હજી ઐતિહાસિક નિર્ણય થયો નથી. ચૌદમા સૈકામાં રચાયેલા ‘ વિવિધતીર્થકલ્પ ’માં શ્રીજિન-પ્રભસૂરિ કહે છે:—

“ तेणं गुरुआएसेणं सच्चउरे वीरमुक्खाओ छव्वाससएहिं महंतं कारिअं अब्भंलिहसिहरं चेइअं । तत्थ पइट्ठाविआ पित्तलमई सिरिमहावीरपडिमा जज्जिगसूरिहिं ॥ ”

—"(નાહડરાયે) ગુરુના આદેશથી સત્યપુરમાં વીરનિર્વાણથી ૬૦૦ વર્ષે મોટું ગગનચુંબી શિખરવાળું ચૈત્ય કરાવ્યું, તેમાં શ્રીજજ્જિગસૂરિએ પિત્તલમયી શ્રીમહાવીરની પ્રતિમા પ્રતિષ્ઠિત કરી." અર્થાત્—વિ૦ સં૦ ૧૩૦ લગભગમાં અહીં શ્રીવીર ભગવાનનું સુંદર મંદિર બની ગયું. વિક્રમાદિત્યની ચોથી પેઢીએ નાહડ રાજા થયાનું પટ્ટાવલીઓ નોંધે છે, પરંતુ આ રાજા વિશે કશું જાણવા મળતું નથી.[1]

એ પછીનો સાચોરનો ઇતિહાસ અંધારામાં છે. વિક્રમની અગિયારમી શતાબ્દીમાં થયેલા કવીશ્વર ધનપાલ, માલવાના વિદ્યાવિલાસી રાજવી ભોજની વિચિત્ર મહત્ત્વાકાંક્ષાથી ખિન્ન થઈ સાચોરમાં આવી રહ્યા. એ સમય પહેલાં તેઓ પરમાર્હત બની ચૂક્યા હતા. તેમણે અહીંના શ્રીમહાવીરપ્રભુનાં મંદિરનાં દર્શન કરી જે અનુભવ થયો તે 'સત્યપુરીયમંડન મહાવીરોત્સાહ' નામક ૧૫ ગાથાના અપભ્રંશ ભાષાના સ્તોત્ર દ્વારા પ્રદર્શિત કર્યો છે. અહીંની વીરપ્રભુની મૂર્તિ વિશે તેઓ કહે છે:—

"कोरिट सिरिमाल धार आहावडु नराणउ, अणहिलवाडउ विजयकोट्टु पुण पालित्तणुं ।
पिक्खि वि ताव बहुत्त ठाम मणि चोज्जु पईसइ, जं अज्जवि सच्चउरी वीरु लोयणि हि न दीसई ॥"

—"કોરંટ, શ્રીમાલ, ધાર, આઘાટ, નરાણા, અણહિલવાડ, વિજયકોટ કે પાલીતાણા વગેરે સ્થળોની મણિમય સદૃશ મૂર્તિઓ જોઈ પણ આજે સાચોરના વીર ભગવાનની મૂર્તિ જોઈને ક્યાંઈ મન ઠરતું નથી."

આમાં કવિકલ્પનાની અતિશયોક્તિ નથી. ખરેખર, આત્માને ઢંઢોળી મૂકે એવી આ મૂર્તિને જોઈને કવિના હૃદયમાં જે ઉલ્લાસ ઊભરાયો એનો વાસ્તવિક ચિતાર આલેખ્યો છે. વસ્તુતઃ આ મૂર્તિના કારણે આ તીર્થની મહત્તા અસાધારણ હતી. એનો અનુભવ અહીં આવેલા મૂર્તિભંજકોને પણ થયો હતો. એ વિશે તેઓ જ એ સ્તોત્રમાં કહે છે:—

"સાચોરના આ મહાવીર પ્રભુની મૂર્તિને જોગ નામના કોઈ રાજાએ ઘોડા અને હાથીઓ જોડી દોરડાંઓ વતી ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો, કુહાડા વતી મૂર્તિને તોડવાનો ઉપાય પણ અજમાવી જોયો; છતાં દેવબળે આ મૂર્તિ સ્થિર રહી શકી છે. એ પછી તુર્કોએ શ્રીમાલ, અણહિલવાડ, ચંદ્રાવતી, સોરઠ, દેલવાડા અને સોમેશ્વર વગેરે સ્થળોનાં મંદિરોનો નાશ કર્યો પરંતુ એક માત્ર સાચોરના તીર્થને તેઓ તોડી શક્યા નહિ."[2]

આવો ચમત્કારભર્યો આ મૂર્તિનો ઇતિહાસ જાણ્યા પછી કવિ પોતાની અમાપ શ્રદ્ધાના સમર્પણ તરીકે એક પદ્યપુષ્પ, જાણે એ મૂર્તિ ઉપર ભાવથી ચડાવતા હોય તેમ ઉલ્લાસભેર ગાય છે:—

"जिम महंतु गिरिवरह मेरु गहगणह दिवायरू, जिम महंतु मु सयंभूरमणु उवहिहिं रयणायरू ।
जिम महंतु सुरवरह मज्झि सुरलोइ सुरेसरू, तिम महंतु तिलोयतिलउ सच्चउरि जिणेसरू ॥"

---

૧. એક બીજા નાહડરાયનો પત્તો જોધપુરથી ઉત્તર દિશામાં ૩૦ માઈલ દૂર આવેલા ઘટિયાલા ગામના એક પ્રાકૃત ભાષાના પદ્યમય સં૦ ૯૧૮ ના લાંબા શિલાલેખથી મળે છે. મંડોરના પ્રતીહારવંશી આ નાહડરાય (નાગભટ)નો સત્તાસમય વિક્રમની સાતમી શતાબ્દી હોવાની ગણતરી છે. આ પ્રતીહારવંશી રાજાઓ મોટે ભાગે જૈનધર્મી હતા એ હવે ઇતિહાસથી સિદ્ધ થઈ ચૂક્યું છે. નાહડરાયના વંશજ કક્કુકે એક જૈન મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ આ શિલાલેખમાંથી જ મળી આવે છે: એ ઉલ્લેખ આ છે:—

"तेण सिरिकक्कुएणं जिणस्स देवस्स दुरिअनिद्दलणं । काराविअं अचलमिमं भवणं भत्तीए सुहजणयं ॥"

સંભવ છે કે, કક્કુક રાજાએ જૈન મંદિર બંધાવી પોતાના પૂર્વજોના ધર્મકૃત્યોની પરંપરા આ રીતે સાચવી રાખી હોય, પરંતુ આ નાહડરાય અને 'વિવિધતીર્થકલ્પ' માં ઉલ્લેખાયેલ નાહડરાય વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર છે. વિક્રમની ચોથી પેઢીએ નાહડરાય થયો છે. તેમ આ પ્રતીહારવંશીય રાજા હરિશ્ચંદ્રની ચોથી પેઢીએ થયો છે. આથી 'વિવિધતીર્થકલ્પ' માં ઉલ્લેખેલ વીર નિર્વાણસંવત્ એ વિક્રમ સંવત્ હોય તો જ આ બંને નાહડરાય એક હોવાનું સુતરાં સિદ્ધ થાય અને સાચોર તીર્થના ક્રમસર ઇતિહાસનો અંકોડો જોડાઈ જાય. આ સ્થળે આટલો ઊહાપોહ કરી એ વિષે નિર્ણય કરવાનું કામ તો ઇતિહાસવિદ્નોને ભળાવું છું.

૨. મહાકવિ ધનપાલે પોતાની 'તિલકમંજરી' નામની સંસ્કૃત નવલકથાની રચના સં. ૧૦૭૦ માં પૂરી કરી અને સં. ૧૦૮૦ માં ગિજનીપતિ મ્લેચ્છ રાજાએ ગુજરાતમાં જે વિનાશ વેર્યો ત્યાં સુધી તેઓ જીવિત હશે એમ જણાય છે.

કવિએ ગાયેલો આ તીર્થનો મહિમા ખરેખર, આ તીર્થની અનુપમ મહત્તાનું દર્શન કરાવે છે. આ પ્રભાવક તીર્થના કારણે જ વિધર્મીઓએ એના નાશ માટે ભારે પ્રયત્ન કર્યો પણ તેઓ ફાવી શક્યા નહિ. એ વિશે શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ'ના 'સત્યપુરતીર્થકલ્પ'માં વિશદ વર્ણન આપે છે. ટૂંકમાં એનો સાર એ છે કે—અગાઉ જણાવ્યા મુજબ તુર્કોના આવ્યા પછી તીર્થના નાશ માટે અહીં માલવદેશનો રાજા (અગિયારમી શતાબ્દીમાં), સં. ૧૩૪૮માં મોગલસેના અને સં. ૧૩૫૬માં અલ્લાઉદ્દીન ખિલજીનો ભાઈ ઉલ્લૂઘખાન આવ્યો પણ સૌને અહીંથી નાસવું પડયું. છેવટે અલ્લાઉદ્દીન ખિલજી સં. ૧૩૬૧માં સ્વયં આવ્યો અને કોઈ ઉપાય દ્વારા આ મૂર્તિને ઉપાડી દિલ્હી લઈ ગયો અને તેની અશાતના કરી. ચૌદમા સૈકાના આ બનાવો શ્રીજિનપ્રભસૂરિના સત્તાસમયમાં બનેલા છે, એટલે એમાં સંદેહને ઓછો અવકાશ છે.

સાચોરના જિનમંદિરનો ભંગ થતાં સં. ૧૧૩૪માં શ્રીમહાવીર જિનની યુગલ પ્રતિમાઓ વાચ્છા આદિ શ્રેષ્ઠીઓએ બનાવ્યાની હકીકત અમે 'આબુ'ના વર્ણન (પૃ. ૨૯૪)માં આપી છે. એ ભંગ ઉપર્યુક્ત 'વિવિધતીર્થકલ્પ'માં જે અગિયારમી શતાબ્દીમાં થયાનો નિર્દેશ છે તે જ હોવો જોઈએ, જેનું સૂચન એ શિલાલેખમાંથી મળે છે.

વિક્રમના તેરમા શતકમાં કનોજના રાજાએ અહીં વીર ભગવાનનું પ્રતિમાયુક્ત મંદિર દેવદારનું (લાકડાનું) બનાવ્યું હતું. સં. ૧૨૨૫ના વૈશાખ વદિ ૧૩ના દિવસે ભંડારી ઘોઘા શ્રેષ્ઠીએ મહાવીર ચૈત્યમાં જીર્ણોદ્ધાર પ્રસંગે ચોકી બનાવ્યાનો લેખ મળે છે.[1] ગૂર્જરપતિ અજયપાલના દંડનાયક આલ્હાદને સાચોરના વીર મંદિરમાં તેરમા સૈકામાં પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિની સ્થાપના કરી હતી.[2] લગભગ એ જ સમય પછી સં. ૧૨૮૮માં ગિરનાર પર વસ્તુપાલ તેજપાલે આ તીર્થના મહિમાસ્વરૂપ સત્યપુરીયાવતાર નામે મંદિરોની સ્થાપના કરી હતી.[3]

પં. ગૌરીશંકર ઓઝાજી કહે છે: "સાચોરમાં એક પ્રાચીન મસ્જિદ છે જે જૂના જૈન મંદિરને તોડીને બનાવવામાં આવી છે. તેમાંના પાષાણના ત્રણ સ્તંભો ઉપર ચાર શિલાલેખો કોરેલા જોવાય છે; જેનો ભાવ એ છે કે—સં. ૧૨૯૭માં સંઘપતિ હરિશ્ચંદ્રે આ મંદિરનો મંડપ બનાવ્યો. બીજામાં સં. ૧૩૨૨ના વૈશાખ વદિ ૧૩ના દિવસે સત્યપુરના આ મહાસ્થાનમાં જ્યારે ભીમદેવનું રાજ્ય હતું ત્યારે ઓશવાળ ભંડારી છાડાએ મહાવીરમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો." આ ઉપરથી તેરમા–ચૌદમા સૈકામાં આ તીર્થની મહત્તા કેટલી હશે એ જાણી શકાય છે. લોકમાં પ્રસિદ્ધિ પામેલા એના મહિમાથી જ વિધર્મીઓએ એના નાશ માટે પ્રયત્નો કર્યા હશે.

સત્તરના સૈકામાં ઉપાધ્યાય શ્રીસમયસુંદર નામના કવિએ પોતાના જન્મથી સાચોરને પવિત્ર બનાવ્યું હતું.

આજે અહીં શ્રાવકોનાં ૫૦૦ ઘરો છે અને ૫ જૈન મંદિરો છે:—

[૧] અહીં જીવિતસ્વામીના નામે ઓળખાતું મંદિર ભવ્ય અને વિશાળ છે. તેમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન પ્રતિષ્ઠિત છે. [૨] તપગચ્છના મંદિરમાં પણ મૂળનાયક શ્રીમહાવીરપ્રભુ છે. [૩] ખરતરગચ્છના મંદિરમાં મૂળનાયક શ્રીધર્મનાથ ભગવાન છે. [૪] ચૌદસિયાગચ્છના મંદિરમાં મૂળનાયક શ્રીશીતળનાથ પ્રભુ વિરાજમાન છે.

આ બધાં મંદિરો ગામમાં આવેલાં છે જ્યારે [૫] મંદિર ગામ બહાર છે તે બાવન જિનાલયવાળું શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનનું છે.

આજે આ તીર્થ મુખ્ય માર્ગથી એકાંતમાં આવેલું હોવાથી યાત્રીઓની અવરજવર ઓછી રહે છે.



૧. "જૈન લેખ સંગ્રહ" ભા. ૧ (બાબુ પૂરણચંદજી નાહર) પૃ. ૨૪૮, લેખાંક: ૯૩૨

૨. "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ." પૃ. ૩૪૨.

૩. "ગુજરાતના ઐતિહાસિક લેખો" ભા. ૩ ના ગિરનારના લેખો.

## ૧૬૪. ભટાણા
(કોઠા નંબર : ૩૧૦૦)

ખરાડીથી પશ્ચિમ દિશામાં ૧૯ માઈલ દૂર ભટાણા નામનું ગામ છે. સં. ૧૫૦૦ની આસપાસ થયેલા મેહ કવિએ રચેલી 'તીર્થમાળા'માં ઉલ્લેખ છે કે—

"જાઉં ભટાણે વીજૂએ પ્રાસાદ, પૂજઉં જૂજૂએ."

આ ઉલ્લેખ આ મંદિર અને ગામ પંદરમા સૈકા કરતાંયે વધુ પ્રાચીન હોવાનું પ્રમાણ રજૂ કરે છે.

આ ગામમાં આજે જૈનોનાં ૪૦ ઘરોની વસ્તી છે. ૧ ઉપાશ્રય, ૧ ધર્મશાળા, ૧ પાઠશાળા અને ૧ જૈન મંદિર છે.

મંદિરમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાન છે. ચારે બાજુએ ફરતા કોટમાં ઘેરાયેલા આ મંદિરમાં મૂળગભારો ગૂઢમંડપ અને આગળ છચોકીનો ભાગ ઓરડા જેવો છે. મૂળનાયક અને આજુબાજુની મૂર્તિઓ ઉપર સં. ૧૯૮૦ના લેખો નજરે પડે છે; આથી આ મંદિર એ સમયમાં નવું બન્યું હશે એમ લાગે છે. ત્યારે ઉપર્યુક્ત 'તીર્થમાળા'માં ઉલ્લેખેલ પ્રાચીન મંદિર જમીનમાં ગરક થઈ ગયું હશે અથવા એ જ મંદિરના જીર્ણોદ્ધાર રૂપે આ મંદિર નવું બન્યું હશે.



## ૧૬૫. મારોલ
(કોઠા નંબર : ૩૧૦૧)

ખરાડીથી વાયવ્યખૂણામાં ૨૦ માઈલ દૂર મારોલ નામે ગામ છે. અહીં શ્રાવકોનાં ૧૬ ઘર વિદ્યમાન છે એક નાનું સરખું ઘર દેરાસર અહીંની જૈન ધર્મશાળાના ઓરડામાં બનાવેલું છે. તેમાં ધાતુની ચોવીશી ૧ છે. તેના પર સંવત ૧૪૮૫નો લેખ છે.[1] વળી સં. ૧૫૧૬ના લેખવાળી[2] ધાતુની પંચતીર્થી ૧ છે. આરસની ચોવીશીના પટ્ટમાંથી પણ છૂટી પડેલી એક જિનમૂર્તિ છે.

આ ધર્મશાળા પાસે એક જૈન મંદિર હતું, જે લોકોના કથન મુજબ : મહમ્મુદ બેગડો (ઈ. સ. ૧૪૫૯ થી ૧૫૧૩) અહીં આવ્યો ને ગામ તોડી નાખ્યું ત્યારે જૈન મંદિર પણ નષ્ટ કરી ચાલ્યો ગયો.

અહીં એક રઘુનાથજીનું મંદિર છે. મૂળે એ ઉપર્યુક્ત જૈન મંદિર હતું. એના અંદરની શિલ્પરચના જોતાં પણ એ હકીકત છતી થાય છે. મૂળગભારો અને બારશાખમાં કોરેલી મંગલમૂર્તિ તરીકે તીર્થંકર ભગવાનની મૂર્તિઓ આજે પણ જોવાય છે. અંદરની ભમતીના ત્રણ દિશાના ગોખલાઓમાં તીર્થંકરની મૂર્તિઓ કોરેલી હજી વિદ્યમાન છે. વચ્ચેના ગોખલાની મૂર્તિની પલાંઠી નીચે **'શ્રીઆદિનાથ'** એવા અક્ષરો ઉત્કીર્ણ છે. મંદિરના દરવાજાની ડેલીના ડાબા હાથ તરફની પોળમાં ગોખલાની ઉપર પરિકરની ગાદીનો પથ્થર લગાવેલો છે, તેના પર સં. ૧૨૩૪નો લેખ આ પ્રકારે છેઃ—

"सं० १२३४ वैशाख सुदि ३ श्रे० दाहव तद्भार्या शोभिन तत्पुत्रकुलचंद्रलघुसहोदरेण सापूतेन मातुल कउजोयनेसिरिसहितेन निजभार्या शिवादेवि तत्पुत्रश्रीवच्छ यशश्चंद्र वासिगादिसमस्तकुटुंबसहिते[न शी]तलप्रतिमा कारिता । हरिभद्रसूरि शिष्येण पंडि.......... ते गलं महाश्रीः ॥"

આ લેખ પરથી આ મંદિર લગભગ એ સમયમાં બનેલું હશે. મહમ્મુદ બેગડાએ તોડી પાડેલું મંદિર આ જ હતું એમ સ્પષ્ટ જણાય છે.



૧. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક : ૫૯

૨. એજન : લેખાંક : ૬૦

# ૧૬૬. વરમાણ

## ( કોડ નંબર : ૩૧૭૨ )

આબુરોડ સ્ટેશનથી ૨૮ માઈલ અને જીરાવલાથી દક્ષિણ–પશ્ચિમમાં ૪ માઈલ દૂર વરમાણ નામનું ગામ છે. આનું શાસ્ત્રીય નામ બ્રહ્માણ. અહીં આવેલા બ્રહ્માણસ્વામીના સૂર્યમંદિરના સ્તંભોમાં સં. ૧૦૭૯ અને તે પછીના ઉત્કીર્ણ ૬ લેખો જોવાય છે પણ આ સૂર્યમંદિર તો એથીયે પ્રાચીન એટલે સાતમી સદીમાં બંધાયાનું વિદ્વાનોનું માનવું છે. એ ઉપરથી આ ગામ તેરસો વર્ષ કરતાંયે પ્રાચીન હોવાનું નક્કી થાય છે. ગામની આસપાસ કૂવા, વાવ અનેક મકાનોનાં અસંખ્ય ખંડિયેરો પણ આ ગામની પ્રાચીનતા અને એક મોટી નગરી હોવાનો ખ્યાલ આપે છે. આજે તો માત્ર સો ઘરના નાના ગામડા જેવો આનો દયનીય દેખાવ નજરે પડે છે.

આ ગામના નામ ઉપરથી જૈનોનો બ્રહ્માણગચ્છ ખ્યાતિ પામ્યો હતો. એક કાળે એ ગચ્છનું આ એક મોટું ધામ હતું. જૈનોની સંખ્યા પણ એની પ્રસિદ્ધિને છાજતી હોવી જોઈએ એમ માની શકાય. આબુના દેલવાડાના સં. ૧૨૮૭ના વ્યવસ્થાલેખમાં લૂણવસહી મંદિરના અઠ્ઠાઈ મહોત્સવનો ફાગણ વદિ ૫ (ત્રીજા દિવસ)નો ઉત્સવ ઊજવવાનું કામ આ ગામના શ્રીસંઘે માથે લીધું હતું. આ ઉપરથી તેરમા સૈકામાં અહીં જૈનોની વસ્તી ઠીક પ્રમાણમાં હશે એમ જણાય છે. એટલું જ નહિ, અહીં એક કરતાં વધારે જિનમંદિરો પણ હશે એમ લાગે છે. એ સંબંધે શ્રીજ્ઞાનવિમલસૂરિએ સં. ૧૭૫૫માં રચેલી 'તીર્થમાળા'માં નોંધ્યું છે કે, 'અહીં જીરાવલા પાર્શ્વનાથનું મંદિર પણ છે.' પણ અત્યારે તો એનો કશો પત્તો નથી. અહીં પડેલાં સેંકડો ખંડિયેરોમાંથીયે એનાં અવશેષો જાણવાનું મુશ્કેલ છે.

અહીં ભગવાન મહાવીરસ્વામીનું એક વિશાળ અને મનોહર મંદિર ગામના એક ખૂણે ટેકરી ઉપર વિદ્યમાન છે. આ મંદિરની બાંધણી ઊંચી છે. એના શિખરની ઊંચાઈ પણ ઘણી છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, રંગમંડપ, શૃંગારચોકીઓ અને બંને બાજુની દેરીઓ સાથે ગઢયુક્ત આની રચના છે. છચોકી અને રંગમંડપના સ્તંભો તથા ઘૂમટોમાં સુંદર કોરણી કરેલી છે. એક ઘૂમટમાં વચ્ચે લક્ષ્મીદેવી અને બીજા ઘૂમટમાં અંબિકાદેવીની કોરેલી આકૃતિઓ શિલ્પકળાના અદ્ભુત નમૂના હોય એમ જણાય છે.

મૂળનાયકની મૂર્તિ ૪–૫ ફીટ ઊંચી અને મનોહર બદામી રંગની છે. હાથ, કાનના ખંડિત થયેલા ભાગોને નવેસર જોડ્યા છે. એના ઉપર લેખ નથી પણ મૂર્તિ પ્રાચીન જણાય છે. મૂળનાયકની બાજુમાં શ્રીઋષભદેવ ભગવાનની સપરિકર મૂર્તિ પ્રાચીન છે. એના પ્રાચીન પરિકરની ગાદીમાં ધર્મચક્રની બાજુમાં ગાદી ઉપર એક મૂર્તિ વસ્ત્રાલંકારભૂષિત બેઠેલી છે. હાથમાં પૂજા માટે ચંદનની વાટકી અને ફૂલમાળ એની ભક્તિની પ્રતીતિ કરાવી રહ્યાં છે. લોકો એને ચક્રેશ્વરી દેવી હોવાનું કહે છે. વાસ્તવમાં એ શ્રાવિકાની મૂર્તિ છે. તેના ઉપર લેખ જોવાતો નથી.

મંદિરમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનના સરખી આકૃતિના બે મોટા મનોહર કાઉસગ્ગિયા છે. તેની બાજુએ અને ઉપર મળીને બાર–બાર મૂર્તિઓ ઉત્કીર્ણ છે. એ બંનેમાં બે ઈંદ્રો અને શ્રાવક–શ્રાવિકા છે. આ કાઉસગ્ગિયા ઉપરના લેખથી જણાય છે કે, સં. ૧૩૫૧માં બ્રહ્માણગચ્છના આ મંદિરમાં મડાહડગચ્છીય પોરવાડ શ્રાવક પુનસિંહે આ કાઉસગ્ગિયા ભરાવ્યા છે.

મંદિરનો રંગમંડપ કરાવ્યા સંબંધે વિ. સં. ૧૪૪૬નો એક લેખ અને સં. ૧૨૪૨માં પુનિગ આદિ શ્રાવકોએ બ્રહ્માણગચ્છના આ મહાવીરસ્વામી મંદિરની ભમતીમાંની શ્રીઅજિતનાથ ભગવાનની દેરીના ગુંબજની પદ્મશિલા કરાવ્યા વગેરેના ચાર લેખો મળી આવે છે.

મંદિરની છતમાં ભગવાનનો જન્મોત્સવ, શ્રીનેમિનાથ ભગવાનની જાન વગેરેના આકર્ષક ભાવો શિલામાં અંકિત કર્યા છે. આ ભાવચિત્રો તત્કાલીન સમયનો ખ્યાલ આપે છે અને આપણને અલૌકિક વાતાવરણની અસર નિપજાવે છે.

ઉપર્યુક્ત શિલાલેખીય પુરાવાઓથી સ્પષ્ટ થાય છે કે, આ મહાવીરસ્વામી ભગવાનનું મંદિર બ્રહ્માણગચ્છીય શ્રાવકોએ સં. ૧૨૪૨ પહેલાં બંધાવ્યું હશે જેનો તે પછી સમયે સમયે જીર્ણોદ્ધાર થતો રહ્યો છે.

અહીં માત્ર ચારેક શ્રાવકોનાં ઘરો વિદ્યમાન છે.

★

## ૧૬૭. ધવલી

( કોઠા નંબર : ૩૧૦૪ )

આબુરોડથી વાયવ્યખૂણામાં ૧૫ માઈલ દૂર ધવલી નામે ગામ છે. આબુના લૂણવસહી મંદિરના સં. ૧૨૮૭ના વ્યવસ્થા સંબંધી લેખમાં જણાવ્યું છે કે—'ધવલી ગામના શ્રાવકોએ શ્રીનેમિનાથ ભગવાનના વર્ષગાંઠના અઠ્ઠાઈ મહોત્સવનો ચોથનો દિવસ ઊજવવો.'[1] આ ઉપરથી આ ગામ પ્રાચીન લાગે છે અને એ સમયે જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હોય એમ જણાય છે. ગામમાં શ્રાવકનાં બે-એક ઘર છે. ૧ નાની જૈન ધર્મશાળા અને ૧ જૈન મંદિર છે.

મંદિરમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન છે. આ મંદિર ક્યારે બન્યું તે જાણી શકાતું નથી. આ મંદિરની એક ખંડિત મૂર્તિ જે હત્તાણી ગામથી લાવવામાં આવી છે, તેના ઉપર સં. ૧૧૩૯નો લેખ આ પ્રકારે મળી આવે છે:—

"हर्षपुरगच्छे श्री........ दिवा........श्रावकधाहिल्लसुतचाहिल.......कारिता सं [०] ११३९ ॥"

મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી અને શિખરબંધી આ મંદિર છે. સં. ૧૯૬૧માં થોડા ભાગનો જીર્ણોદ્ધાર કરાવી ધ્વજા-દંડ નવેસર ચડાવવામાં આવ્યો છે.



## ૧૬૮. ડબાણી

( કોઠા નંબર : ૩૧૦૬ )

આબુરોડથી ૨૨ માઈલ દૂર ડબાણી નામે પ્રાચીન ગામ છે. આબુ-દેલવાડાના લૂણવસહી મંદિરના સં. ૧૨૮૭ના વ્યવસ્થા સંબંધી લેખમાં જણાવ્યું છે કે—'શ્રીનેમિનાથ ભગવાનના મંદિરની વર્ષગાંઠ નિમિત્તે અઠ્ઠાઈમહોત્સવના છઠ્ઠા દિવસનો ઉત્સવ ડબાણી અને હણાદ્રા ગામના શ્રીસંઘે કરવો.'[2] વળી, આ ગામ ચંદ્રાવતીના રાજા સોમદેવે લૂણવસહી મંદિરના ખર્ચ માટે સદા માટે અર્પણ કર્યાનું એ જ લેખમાં જણાવ્યું છે.[2] આ ઉપરથી આ ગામ તેરમા સૈકા કરતાં પ્રાચીન છે અને તેરમા સૈકામાં શ્રાવકોની વસ્તી સારી હશે એમ પણ સૂચિત થાય છે.

વસ્તુત: પ્રાચીન ગામ નદીની સામી બાજુએ હતું. પાછળથી કોઈ કારણસર અહીં વસ્યું છે. તેથી અહીં પ્રાચીનતાની કોઈ નિશાની જોવાતી નથી. જૂના ઉજ્જડ ગામમાં મકાનોના પાયા મૌજુદ છે. અહીં એ સમયનું જૈન મંદિર હોવું જોઈએ. ગામના ચોરામાં મંદિરના મોટા પ્રાચીન પથ્થરો લગાડેલા જોવાય છે, જે પ્રાચીન જૈન મંદિરનું સૂચન આપી રહ્યા છે.

આજે અહીં ૩૨ જૈનોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને ૧ જૈન મંદિર વિદ્યમાન છે.

શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર શિખરબંધી છે. મૂળનાયકની મૂર્તિ પર સં. ૧૯૨૩ અને બંને બાજુની મૂર્તિઓ ઉપર સં. ૧૯૫૯ના લેખો છે. આ બધી મૂર્તિઓ ઉપાશ્રયમાં ઘર દેરાસર તરીકે પ્રતિષ્ઠિત હતી. સં. ૧૯૬૯માં આ મંદિરનો પાયો નાખી મંદિર બંધાવવામાં આવ્યું છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, રંગમંડપ, શૃંગારચોકી અને શિખરબંધી રચનાવાળું છે.



---

૧. "પ્રાચીન જૈન લેખસંગ્રહ :" ભા. ૨. લેખાંક : ૬૫.

૨. "અર્બુદ પ્રાચીન જૈન લેખસંગ્રહ :" લેખાંક : ૨૫૧.

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મુળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૨૧ | જોધપુર | મોતીચોક | જોધપુર | જોધપુર | શિખરબંધ | કેશરિયાનાથજી | પાષાણ–ધાતુ ૮— ૯ |
| ૨૦૨૨ | ,, | ભેરોંબાગ | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | ૧૨— ૫ |
| ૨૦૨૩ | ,, | ગુંદીના નાકે | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૬— ૯ |
| ૨૦૨૪ | ,, | કોલરી | ,, | ,, | ,, | સહસ્રફણા પાર્શ્વનાથજી | ૮— ૭ |
| ૨૦૨૫ | ,, | સીંધિયારો ચોક | ,, | ,, | ,, | ,, | ૩— ૩ |
| ૨૦૨૬ | ,, | કોલરી | ,, | ,, | ઘાબાબંધ | પાર્શ્વનાથજી | ૩— ૧ |
| ૨૦૨૭ | ,, | કોલરીકા મહોલ્લા લુંકડોરી ઘાટી | ,, | ,, | ,, | નેમિનાથજી | ૧— |
| ૨૦૨૮ | ,, | સીંધા પોલ | ,, | ,, | ,, | સુમતિનાથજી | ૫—૧૩ |
| ૨૦૨૯ | ,, | ખેતરપાલી ચોતરા | ,, | , | શિખરબંધ | મુનિસુવ્રત સ્વામી | ૧૨—૧૨ |
| ૨૦૩૦ | ,, | તપગચ્છનો ઉપાશ્રય | ,, | ,, | ઘાબાબંધ | પાર્શ્વનાથજી | ૪— ૯ |
| ૨૦૩૧ | ,, | જુની મંડી | ,, | ,, | શિખરબંધ | સંભવનાથજી | ૬—૧૪ |
| ૨૦૩૨ | ,, | ચાણોદવાલા ગુરાં સાહેબની હવેલી | ,, | ,, | ઘાબાબંધ | મલ્લિનાથજી | ૨— ૫ |
| ૨૦૩૩ | ,, | સીંધિયાકા મહોલ્લા | ,, | ,, | શિખરબંધ | આદિનાથજી | ૪— ૩ |
| ૨૦૩૪ | ,, | ગુરાંકા તલાવ | ,, ૨॥ મા. દૂર | ,, | ,, | સહસ્રફણા પાર્શ્વનાથજી | ૫— ૧ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૯૦૦ લગભગ | રાજમલજી મુતા | | સારી | ૧૦૮૦૦ | ૧ | ૧ | એક ગ્રંથભંડાર છે. સં. ૧૨૩૯ ની સાલની પાર્શ્વ-નાથજીની મૂર્તિ પ્રાચીન છે. |
| શ્રીસંઘ ૧૯૯૮ | જાલમચંદજી વકીલ | | ,, | | | | |
| શ્રીસંઘ | લાભમલજી ભણુસાલી | ૧૭૧૫ | ,, | | | | એક ગૌતમસ્વામીની મૂર્તિ છે. |
| ,, | સુમેરમલજી પટવા | | ,, | | ૧ | | એક સ્ફટિકના પ્રતિમાજી છે. |
| ,, | શ્રીસંઘ | ૧૮૮૨ | ,, | | | | |
| ,, | યતિશ્રી ધર્મચંદજી કવલાગચ્છ | ૧૬૬૭ | ,, | | ૧ | | |
| ,, | ,, | ૧૬૬૭ | ,, | | ૧ | | |
| ફત્તેહસૂરિનો ઉપાશ્રય | ભણુસાલી કુટુંબ | | ,, | | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૦૦ | ભણુસાલી ગુણરાજજી | | ,, | | ૧ | | એક રત્નના પ્રતિમાજી છે. ભીંત તથા છતોમાં ચિત્રો છે. |
| તપગચ્છ શ્રીસંઘ | શ્રીસંઘ | | ,, | | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૦૦ | ,, | | ,, | | | | |
| રાજવૈદ્ય મહોપાધ્યાય ઉમેદદત્તજી ૧૯૬૨ | રાજવૈદ્ય ઉદયચંદ્રજી | ૧૪૮૩ | ,, | | | | એક દાદાસાહેબની આરસ-ની મૂર્તિ છે. |
| ભણશાલી દુલેરાયજી જી. ૧૯૮૫ | ભણુસાલી જેવંતરાયજી | | ,, | | | | આ દેરાસર કુંથુનાથજીના દેરાસરના નામથી પ્રસિદ્ધ છે. |
| શ્રીસંઘ ૧૮૯૩ | શ્રીસંઘ | ૧૮૯૩ | ,, | | ૧ | | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઑફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૩૫ | જોધપુર | જૂનીમંડી | જોધપુર | જોધપુર | શિખરબંધ | મહાવીરસ્વામી | પાષાણ—ધાતુ ૧૪—૨૪ |
| ૨૦૩૬ | ,, | ગુરાંકા તલાવ | ,, ૨॥ મા. દૂર | ,, | ઘૂમટબંધ | પાર્શ્વનાથજી | ૧— ૨ |
| ૨૦૩૭ | ,, | નાગોરી દરવાજા બહાર મોતાજીરા મંદિર | ,, | ,, | શિખરબંધ | ,, | ૯—૧૨ |
| ૨૦૩૮ | મંડોર | દાદાવાડી | મંડોર | મંડોર | ઘૂમટબંધ | ,, | ૧— |
| ૨૦૩૯ | ,, | ધર્મશાળામાં | ,, | ,, | શિખરબંધ | શાંતિનાથજી | ૩— |
| ૨૦૪૦ | ,, | બગીચાની પાછળ | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | ૧૫— ૧ |
| ૨૦૪૧ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૫— |
| ૨૦૪૨ | ફલોધી | જશવંતપુરા | ફલોધી | ફલોધી | ,, | મહાવીરસ્વામી | ૩— ૪ |
| ૨૦૪૩ | ,, | નિહાલ ધર્મશાળાની બાજુમાં | ,, | ,, | ,, | સંભવનાથજી | — ૫ |
| ૨૦૪૪ | ,, | બજારમાં | ,, | ,, | ,, | આદિનાથજી | ૨૩—૨૮ |
| ૨૦૪૫ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૧૫—૩૭ |
| ૨૦૪૬ | ,, | શીતળપુરા | ,, | ,, | ,, | શીતળનાથજી | ૪—૧૦ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૮૦૦ | શ્રીસંઘ | ૧૭૦૦ | સારી | | | | એક ગ્રંથભંડાર છે. એક સાધુ મૂર્તિ છે. એક ધાતુની વૈરોટયા દેવીની તથા એક ધાતુની રાજાની મૂર્તિ પ્રાચીન છે. |
| શ્રીસંઘ ૧૯૦૦ | ,, | ૧૭૭૭ | ,, | | | | |
| ગણેશમલજી મુતા ૧૯૦૦ | સુમેરમલજી મુતા | ૧૭૧૪ | ,, | | | | |
| શ્રીસંઘ ૧૯૫૦ લગભગ | ,, શ્રીસંઘ | | ,, | નથી | ૧ | ૧ | |
| ભંડારી ૧૯૦૦ લગભગ | ભંડારી | ૧૮૬૦ | ,, | | | | એક સાધુ મૂર્તિ છે. |
| શ્રીસંઘ ૧૭૫૦ લગભગ | ,, | ૧૭૨૩ | ,, | | | | કિલ્લાપર લગભગ એક હજાર વર્ષ પહેલાંના જૂના અવશેષ છે. |
| શ્રીસંઘ ૧૭૫૦ લગભગ | રાજમલજી મુતા | | ,, | | | | |
| જોગરાજ ઘેવરચંદ લોંકડ ૧૯૯૭ | જોગરાજજી ઘેવરચંદજી | ૧૯૯૧ | ,, | ૫૦૦૦ | ૩ | | એક લાયબ્રેરી છે. એક ગૌતમસ્વામીની મૂર્તિ છે. |
| કીસનલાલજી સંપતલાલજી લુણાવત | કીસનલાલજી સંપતલાલજી લુણાવત | ૧૫૭૪ | ,, | | | | એક રત્નના પ્રતિમાજી છે. એક જિનકુશલસૂરિની મૂર્તિ છે. |
| શ્રી સંઘ | ન્યાલચંદજી પુનમચંદજી | ૧૯૫૧ | ,, | | | | ભીંતપર નવીન ચીત્રો ચીતરેલાં છે. |
| ,, | ભોલારામજી માણેકલાલજી | ૧૮૯૩ | ,, | | | | ફલોધીમાં આ દેરાસર સૌથી પ્રાચીન છે. એક ગુરુમૂર્તિ છે. |
| ,, | જીવરાજ અમરચંદ | ૧૫૩૬ | ,, | | | | એક સોનાની મૂર્તિ છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન | પોસ્ટ ઑફિસ | બાંધણી | મૂળનાયક | પ્રતિમાઓની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૪૭ | ફલોધી | નાગોરી ઉપાશ્રય લુણાવતરો વાસ | ફલોધી | ફલોધી | ધાબાબંધ | મુનિસુવ્રત સ્વામી | પાષાણ—ધાતુ ૪— ૭ |
| ૨૦૪૮ | ,, | પાર્શ્વપુરા | ,, | ,, | શિખરબંધ | ગોડી પાર્શ્વનાથજી | ૧૯— ૬ |
| ૨૦૪૯ | ,, | ગામ બહાર | ,, | ,, | ,, | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૭— ૫ |
| ૨૦૫૦ | પોકરણ | ઓસવાલોંકા મહોલ્લા | પોકરણ | પોકરણ | ,, | આદિનાથજી | ૫—૨૧ |
| ૨૦૫૧ | ,, | ,, | ,, | ,, | ,, | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૩— ૬ |
| ૨૦૫૨ | ,, | ,, | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | ૮—૧૫ |
| ૨૦૫૩ | બ્રહ્મસર | બજારમાં | જેસલમેર ૧૧ મા. દૂર | જેસલમેર | ,, | ,, | ૩— ૪ |
| ૨૦૫૪ | દેવીકોટ | ,, | ,, ૨૪ મા. દૂર | ,, | ,, | આદિનાથજી | ૩— ૩ |
| ૨૦૫૫ | જેસલમેર | આચાર્યગચ્છનો ઉપાશ્રય | પોકરણ ૭૦ મા. દૂર | ,, | ,, | વિમલનાથજી | ૨— ૩ |
| ૨૦૫૬ | ,, | ખરતરગચ્છનો ઉપાશ્રય | ,, | ,, | ધાબાબંધ | ગોડી પાર્શ્વનાથજી | ૨—૨૪ |
| ૨૦૫૭ | ,, | કોઠારીવાડો | ,, | ,, | શિખરબંધ | સુપાર્શ્વનાથજી | ૫—૧૨ |
| ૨૦૫૮ | ,, | સુપાર્શ્વનાથજીનું દેરાસર નીચે | ,, | ,, | ,, | સીમંધર સ્વામી | ૧— ૪ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | લોંકાગચ્છ | | સારી | | | | સં. ૧૨૩૬ નો લેખ બનાવટી છે. |
| ,, | કંવલાગચ્છ | ૧૯૦૩ | ,, | | | | ધાતુનું એક નાનું સુંદર શિખરબંધ દેરાસર છે. |
| ,, | ભોલારામજી માણેકલાલજી ફલોધીવાળા | ૧૯૨૧ | ,, | | | | |
| ,, | ,, | ૧૫૩૬ | ,, | ૫ | ૨ | ૧ | |
| ,, | ,, | ૧૮૫૬ | ,, | | | | આ દેરાસર શાંતિનાથજીના દેરાસરના નામથી પ્રસિદ્ધ છે. |
| ,, | ,, | ૧૮૮૩ | ,, | | | | |
| હીરાલાલ ગિરધારીલાલ ૧૯૪૪ | શ્રી મોહનલાલજી વરાડિયા | ૧૯૨૮ | ,, | ૪૦ | ૩ | | મરામતની જરૂર છે. |
| શ્રીસંઘ ૧૮૬૦ | ભગવાનદાસજી જૈન | ૧૮૬૦ | સાધારણ | ૬૫ | ૧ | | મરામતની જરૂર છે. |
| તપાગચ્છ શ્રીસંઘ ૧૬૬૬ | પ્યારેલાલજી જીદાણી | ૧૬૬૬ | સારી | ૭૫ | ૧૦ | ૧ | ૭ હસ્તલિખિત ભંડારો છે. |
| ખરતરગચ્છ શ્રીસંઘ ૧૯૨૦ | યતિશ્રી વૃદ્ધિચંદ્રજી | ૧૬૭૦ | ,, | | | | બૃહત્ખરતરગચ્છનો ભંડાર અહિં છે. ૧૧૦૧ સાલની અંબિકાદેવીની ધાતુમૂર્તિ પ્રાચીન છે. |
| તપગચ્છ શ્રીસંઘ ૧૮૬૯ | કેસરમલજી બુરડ, સૂરજમલજી સામસુખા, છગનલાલજી પારેખ | | ,, | | | | તપગચ્છનો હસ્તલિખિત ભંડાર અહિં છે. મોટા પીળા પાષાણુપર કોતરેલી ૪૦ લીટીની એક પ્રશસ્તિ છે. થાંભલામાં કોતરેલાં પક્ષિણીઓનાં રૂપ જોવા લાયક છે. |
| ,, | રાજમલજી ગાંધી | | ,, | | | | |

| નંબર | ગામનું નામ. | દેરાસર. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૫૯ | જેસલમેર | સુપાર્શ્વનાથજીનું દેરાસર ઉપલોમાળ | પોકરણ ૭૦ મા. દૂર | જેસલમેર | શિખરબંધ | ગોડી પાર્શ્વનાથજી | પાષાણ—ધાતુ ૨—૧૪ |
| ૨૦૬૦ | ,, | ,, | ,, | ,, | ,, | સંકટહરણ પાર્શ્વનાથજી | ૨—૧૭ |
| ૨૦૬૧ | ,, | પટવોકી હવેલી | ,, | ,, | ઘર | પાર્શ્વનાથજી | — ૫ |
| ૨૦૬૨ | ,, | થારૂસાહની હવેલી | ,, | ,, | ,, | આદિનાથજી | —૧૩ ૧ |
| ૨૦૬૩ | ,, | અખયસિંહજીની હવેલી | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | — ૩ |
| ૨૦૬૪ | ,, | ભૈયાપાડો ચાંદમલજીનું દેરાસર | ,, | ,, | ,, | સુમતિનાથજી | — ૫ |
| ૨૦૬૫ | ,, | ધનરાજજીનું દેરાસર | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | — ૨ |
| ૨૦૬૬ | ,, | રામસિંહજીનું દેરાસર | ,, | ,, | ,, | શાંતિનાથજી | — ૨ |
| ૨૦૬૭ | ,, | કિલ્લાપર | ,, | ,, | શિખરબંધ | પાર્શ્વનાથજી | ૪૬૧—૧૩ |
| ૨૦૬૮ | ,, | ,, | ,, | ,, | ,, | સંભવનાથજી | ૧૪૫— ૧ |
| ૨૦૬૯ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૧૧૮— ૯ |
| ૨૦૭૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧૮૦— ૯ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ | મૂળના સંવત. | દેરાસરની સ્થિતિ | જૈનોની વસ્તી | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| તપગચ્છ શ્રીસંઘ ૧૮૬૯ | રાજમલજી ગાંધી | | સારી | | | | |
| ,, | ,, | | ,, | | | | |
| શેઠ હિંમતરામજી બાફણા ૧૯૦૧ | શેઠ આઈદાનજી બાફણા | ૧૯૦૧ | ,, | | | | આ હવેલી આખા જૈસલમેર શહેરમાં સૌથી સુંદર |
| | | | | | | | કોતરકામવાળી છે. |
| શેઠ થિરૂશાહજી ભણુસાલી ૧૬૭૦ લગભગ | જવાહરમલજી ભણુસાલી | | ,, | | | | લોદ્રવા તીર્થનો જીર્ણોદ્ધાર શેઠ થિરૂશાહે કરાવેલ છે. |
| | | | | | | | ભંડાર છે. |
| શેઠ અખયસિંહજી ૧૯૦૦ | શેઠ વિજયસિંહજી બાફણા | ૧૪૭૯ | ,, | | | | |
| શેઠ ચાંદમલજી રતલામવાળા | સીરેમલજી બાફણા | | ,, | | | | |
| શેઠ ધનરાજજી મુતા | બાઈ લાભુબાઈ | | ,, | | | | |
| શેઠ રામસિંહજી મુતા | શેઠ રામસિંહજી મુતા | | ,, | | | | |
| શેઠ જયસિંહજી રાંકા ૧૪૭૩ | શેઠ રામસિંહજી મુતા વગેરે ચાર જણની કમીટી | પ્રશસ્તિ ૧૪૭૩ | ,, | | | | ૨ ગુરુમૂર્તિઓ છે. જુદા જુદા પટો છે. સં. ૧૪૭૩ |
| | | | | | | | નો શિલાલેખ છે. |
| શેઠ હેમરાજજી ચોપડા ૧૪૭૯ | ,, | ૧૪૭૩ | ,, | | | | ૪ સ્ફટિકની પ્રતિમાઓ છે. જુદા જુદા પટો છે. |
| ડાગાગોત્રીય ઓસવાલ ભાઈઓ ૧૪૭૯ | ,, | મૂ. ના. ૧૪૭૯ | ,, | | | | આ દેરાસર શીતલનાથજીના દેરાસરના નામથી પ્રસિદ્ધ છે. |
| ચાંપડા સં. લાખણ સંખવાલ સં. આસરાજ ૧૫૩૬ | ,, | ૧૫૩૬ | ,, | | | | બે શેઠની તથા બે શેઠાણીની મૂર્તિઓ છે. |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મુળનાયક | પ્રતિમાજીની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૭૧ | જેસલમેર | કિલ્લાપર | પોકરણ ૭૦ મા. દૂર | જેસલમેર | શિખરબંધ | કુંથુનાથજી | પાષાણ–ધાતુ ૧૪૪— ૧ |
| ૨૦૭૨ | ” | ” | ” | ” | ” | ચંદ્રપ્રભુજી | ૨૬૫—૨૧૧ |
| ૨૦૭૩ | ” | ” | ” | ” | ” | આદિનાથજી | ૧૪૭— ૨ |
| ૨૦૭૪ | ” | ” | ” | ” | ” | મહાવીરસ્વામી | ૮૩—૨૬ |
| ૨૦૭૫ | અમરસાગર | તલાવના કિનારે | પોકરણ ૭૫ મા. દૂર | ” | ” | આદિનાથજી | ૭— ૪ |
| ૨૦૭૬ | ” | ” | ” | ” | ” | ” | ૧૫— ૪ |
| ૨૦૭૭ | ” | ” | ” | ” | ” | ” | ૧— ૩ |
| ૨૦૭૮ | લોદ્રવાજી | તીર્થ | પોકરણ ૮૦ મા. દૂર | ” | ” | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૪—૨૦ |
| ૨૦૭૯ | ” | ” | ” | ” | ” | આદિનાથજી | ૨— ૧ |
| ૨૦૮૦ | ” | ” | ” | ” | ” | અજીતનાથજી | ૧— |
| ૨૦૮૧ | ” | ” | ” | ” | ” | સંભવનાથજી | ૧— |
| ૨૦૮૨ | ” | ” | ” | ” | ” | પાર્શ્વનાથજી | ૩— ૧ |
| ૨૦૮૩ | ” | ” | ” | ” | ” | અષ્ટાપદજી | ૨૪— |
| ૨૦૮૪ | ખીચંદ | બજારમાં | ફલોધી ૩ મા. દૂર | ખીચંદ | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | ૨— ૮ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| ચોપડા સં. લાખણુસંખવાલસં. આસરાજ ૧૫૩૬ | શેઠ રામસિંહજી મુતા વગેરે ચાર જણુની કમીટી | મૂ. ના. ૧૫૩૬ | સારી | | | | ૪ ગુરુપ્રતિમા છે. |
| ભણુશાલી સં. વીદા ૧૫૧૮ | ” | ૧૫૧૮ | ” | | | | |
| સંઘવી ધન્ના ૧૫૩૬ | ” | ૧૫૩૬ | ” | | | | |
| શ્રીસંઘ ૧૫૩૬ | ” | ૧૫૩૬ | ” | | | | |
| શ્રીસંઘ ૧૯૦૩ | યતિ વૃદ્ધિચંદ્રજી | | ” | નથી | | | ૨ ગુરુમૂર્તિ છે. |
| શેઠ હિંમતરામજી બાફણા ૧૯૨૮ | આઈદાનજી બાફણા | | ” | | | | એક વીશવિહરમાનનો પટ છે. |
| શેઠ સવાઈરામજી બાફણા ૧૮૯૩ | ” | | ” | | | | |
| શેઠ થિરૂશાહ જી. ૧૬૭૫ | શેઠ રામસિંહજી મુતા વગેરે ચાર જણુની કમીટી | ૧૬૭૫ મૂ. ના. | ” | નથી | | ૧ | એક પાનાની મૂર્તિ છે. એક જિનદત્તસૂરિની અને એક જિનકુશલસૂરિની મૂર્તિ છે. |
| ” | ” | ” | ” | | | | |
| ” | ” | | ” | | | | |
| ” | ” | | ” | | | | |
| ” | ” | | ” | | | | કલ્પવૃક્ષનું ઝાડ છે. |
| ” | ” | | ” | | | | |
| શ્રીસંઘ ૧૮૦૦ | સૌભાગ્યમલજી બાફણા | મૂ. ના. ૧૬૩૬ | ” | ૧૫૦ | ૧ | ૧ | ૨ લાયબ્રેરી છે. કાચનું જડાવકામ સુંદર છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન | પોસ્ટ ઓફિસ | બાંધણી | મુળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૮૫ | લોહાવટ | જાટાવાસ | લોહાવટ ૦ા મા. દૂર | લોહાવટ | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | પાષાણ–ધાતુ ૭— ૨ |
| ૨૦૮૬ | ,, | વીસનેવાસ | ,, | ,, | | ચંદ્રપ્રભુજી | ૧૫— ૨ |
| ૨૦૮૭ | ફેણોક | બજારમાં | ,, ૧૪ મા. દૂર | ,, | ઘર | ,, | ૨— ૧ |
| ૨૦૮૮ | આઉ | ,, | ,, ૨૨ મા. દૂર | ,, | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | ૨— ૨ |
| ૨૦૮૯ | ઓસિયાં | વર્ધમાન વિદ્યાલયની બાજુમાં | ઓસિયાં ૧ મા. દૂર | ઓસિયાં | શિખરબંધ | મહાવીરસ્વામી | |
| ૨૦૯૦ | તીવરી | ગામની બહાર | મથાનીઆ ૬ મા. દૂર | તીવરી | ,, | પદ્મપ્રભુજી | ૪— ૪ |
| ૨૦૯૧ | ,, | ટાટીયોકાવાસ | ,, | ,, | ,, | વાસુપૂજ્યજી | ૫— ૩ |
| ૨૦૯૨ | બાલરવા | બજારમાં | ,, ૮ મા. દૂર | ,, | ઘર | શાંતિનાથજી | ૧— |
| ૨૦૯૩ | મારવાડ જંકશન | ,, | મારવાડ જંકશન | મારવાડ જંકશન | ઘુમટબંધ | આદિનાથજી | ૫— ૬ |
| ૨૦૯૪ | ખારચી | ,, | ,, ૧॥ મા. દૂર | ,, | ,, | પાર્શ્વનાથજી | ૩— ૧ |
| ૨૦૯૫ | પાલી | નવલખા દરવાજે | પાલી | પાલી | શિખરબંધ | નવલખા પાર્શ્વનાથજી | ૧૮૯—૧૭ |
| ૨૦૯૬ | ,, | લોઢારોવાસ | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૧૭— ૨ |
| ૨૦૯૭ | ,, | સેવકોનોવાસ | ,, | ,, | ,, | ગોડી પાર્શ્વનાથજી | ૨૭— ૭ |

| બંધાવનારનું નામ તથા સંવત. | જીર્ણોદ્ધારકનું નામ | કળશના સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૯૩૧ | હજારીમલજી વિજયરાજજી પારેખ | | સારી | ૨૦૦૦ | ૨ | ૧ | એક જિનદત્તસૂરીની મૂર્તિ છે. ૧ ગ્રંથ ભંડાર છે. |
| શ્રીસંઘ ૧૯૬૦ | સતીદાનજી લુણિયા | ૧૯૨૫ | ,, | | | | એક ગૌતમસ્વામીની આરસની મૂર્તિ છે. |
| શ્રીસંઘ ૧૯૦૦ | ધુડમલજી ભોજરાજ | | ,, | ૭૦ | ૨ | | |
| શ્રીસંઘ ૧૯૮૯ | સૂરજમલજી છાજેડ | | સાધારણ | ૫૦ | ૧ | | |
| શ્રીસંઘ ૧૦૧૩ | ફ્લોધીની કમીટી પ્રમુખ ફૂલચંદજી ઝાબક | ૧૦૧૩ | સારી | નથી | | ૧ | એક લાયબ્રેરી છે. પ્રાચીન તીર્થ છે. દસમા સૈકા પહેલાનાં અવશેષ અહિં છે. જુદી જાતના શિલ્પ પણ છે. |
| શ્રીસંઘ ૧૫૦૦ | સંખલેચા નેમિચંદજી કેસરીમલજી | ૧૬૦૬ | ,, | ૧૦૦ | ૨ | ૧ | ૧ લાયબ્રેરી છે. |
| શ્રીસંઘ ૧૧૦૦ લગભગ | ,, | ૧૫૩૧ | સાધારણ | | | | પ્રાચીન દેરાસર છે. |
| શ્રીસંઘ | શ્રીસંઘ | | સારી | નથી | | | |
| યતિશ્રી હેમસાગરજી ૧૯૫૪ | યતિશ્રી લબ્ધિસાગરજી | ૧૯૯૮ | ,, | ,, | ૧ | ૧ | એક પુસ્તક ભંડાર છે. એક શ્રી હેમસાગરજીની આરસની મૂર્તિ છે. |
| શ્રીસંઘ ૧૭૦૦ | ગેનમલ હીરાચંદજી | | ,, | ૧૨૫ | ૧ | ૧ | |
| શ્રીસંઘ ૧૧૪૪ | શેઠ નવલચંદ સરૂપચંદની પેઢી | ૧૬૮૬ | ,, | ૧૨૦૦ | ૧ | ૫ | એક પુસ્તક ભંડાર છે. એક સાધુમૂર્તિ છે. |
| શ્રીસંઘ ૧૫૦૦ | ખરતરગચ્છીય શ્રીસંઘ | | ,, | | | | એક ગૌતમસ્વામીની મૂર્તિ છે. |
| ,, | શેઠ નવલચંદ સરૂપચંદની પેઢી | | ,, | | | | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૯૮ | પાલી | લોઢારીવાસ | પાલી | પાલી | શિખરબંધ | સુપાર્શ્વનાથજી | પાષાણ-ધાતુ ૭ — ૧૭ |
| ૨૦૯૯ | ,, | સ્ટેશનરોડ જાલોરી દરવાજા બહાર | ,, | ,, | ,, | આદિનાથજી | ૫— ૪ |
| ૨૧૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૫—૧૨ |
| ૨૧૦૧ | ,, | ફેરીઆ દરવાજાની બહાર | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૧૪—૨૫ |
| ૨૧૦૨ | ,, | ગુજરાતી કટલામાં | ,, | ,, | ધાબાબંધ | સુપાર્શ્વનાથજી | ૧૯ — ૭૩ |
| ૨૧૦૩ | ,, | ડુંગરીપર | ,, | ,, | શિખરબંધ | પાર્શ્વનાથજી | ૬— ૧ |
| ૨૧૦૪ | ચરપટિયા | બજારમાં | મારવાડ જંકશન ૬ મા. દૂર | મારવાડ જંકશન | ઘૂમટબંધ | ,, | ૩— ૧ |
| ૨૧૦૫ | ચેલાવાસ | ,, | ,, ૪ મા. દૂર | ,, | શિખરબંધ | નેમનાથજી | ૪— ૭ |
| ૨૧૦૬ | રૂપાવસ | ,, | કેરલા ૫ મા. દૂર | પાલી | ,, | કુંથુનાથજી | ૪— ૧ |
| ૨૧૦૭ | બાડખા | ઓસવાલના વાસમાં | બાડમેર ૧૮ મા. દૂર | બાડમેર | ઘુમટબંધ | નેમિનાથજી | ૧— ૨ |
| ૨૧૦૮ | કોટડા | ,, | ,, ૨૮ મા. દૂર | શિવ | ,, | શાંતિનાથજી | ૧—૧૬ |
| ૨૧૦૯ | ,, | ,, | ,, | ,, | ઘર | શીતળનાથજી | — ૨ |
| ૨૧૧૦ | ગુંદોજ | બજારમાં | પાલી ૧૨ મા. દૂર | જાવાલી | શિખરબંધ | શાંતિનાથજી | ૧૧—૨૦ |
| ૨૧૧૧ | કુરણા | ,, | ગુંદોજ ૬ મા. દૂર | પાલી | ,, | ચંદ્રપ્રભુજી | ૩— ૨ |
| ૨૧૧૨ | ઉંડા | ,, | પાલી ૮ મા. દૂર | ,, | ,, | શાંતિનાથજી | ૩— ૧ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૫૦૦ | શેઠ અચુલાલજી મુતા | | સારી | | | | |
| શેઠ સીરેમલજી બલાઈ ૧૯૩૩ | શેઠ નવલચંદ સરૂપચંદની પેઢી | | ,, | | | | |
| જસરાજજી ધારીવાલ ૧૯૦૨ | ,, | | ,, | | | | |
| શ્રીસંઘ | ,, | | સાધારણ | | | | |
| શ્રીસંઘ ૧૭૦૦ | ,, | | સારી | | | | |
| ,, | ,, | | સાધારણ | | | | |
| શ્રીસંઘ ૧૯૪૫ | શાહ જીવરાજ ધાશીરામજી | | સારી | ૬૮ | ૧ | | |
| શ્રીસંઘ ૧૮૫૨ | શાહ નમિચંદજી જસરાજજી | | સાધારણ | ૧૧૫ | ૧ | | જીર્ણોદ્ધારની જરૂર છે. |
| શ્રીસંઘ | શ્રીસંઘ | ૧૯૨૧ | જીર્ણ | ૨૦ | | | જીર્ણ દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૯૨૮ | શા. જેઠચંદજી રાજમલજી | | સાધારણ | ૧૦૦ | | ૧ | |
| શ્રીસંઘ ૧૭૦૦ લગભગ | જવાનમલજી ડામરચંદજી | | સારી | ૬૦ | ૧ | | એક ચોવીશ જિનમાતાનો પટ છે. |
| શ્રીસંઘ ૧૯૨૮ | ,, | | સાધારણ | | | | |
| શ્રીસંઘ ૧૬૯૮ | શ્રીસંઘ | ૧૮૯૩ | સારી | ૩૦૦ | ૨ | ૨ | |
| શ્રીસંઘ | ,, | | જીર્ણ | ૩ | ૧ | | જીર્ણ દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૮૫૮ | ,, | | સાધારણ | ૧૨૫ | | ૨ | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૨૧૧૩ | બીસાલા | ઓસવાલના વાસમાં | બાડમેર ૧૪ મા. દૂર | બાડમેર | ઘૂમટબંધ | વિમલનાથજી | પાષાણ–ધાતુ ૨— ૩ |
| ૨૧૧૪ | ગઢવાડા | બજારમાં | કેરલા ૮ મા. દૂર | પાલી | શિખરબંધ | આદિનાથજી | ૧—૧૮ |
| ૨૧૧૫ | ભિન્નમાલ | શેઠનોવાસ | ભિન્નમાલ | ભિન્નમાલ | ,, | પાર્શ્વનાથજી | ૨૧— ૬ |
| ૨૧૧૬ | ,, | ગાંધી મુતાનો વાસ | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૨૦—૧૯ |
| ૨૧૧૭ | ,, | ,, | ,, | ,, | ઘૂમટબંધ | પાર્શ્વનાથજી | ૮— ૩ |
| ૨૧૧૮ | ,, | બજાર ગણેશ ચોક | ,, | ,, | શિખરબંધ | શાંતિનાથજી | ૭—૨૪ |
| ૨૧૧૯ | ,, | તપગચ્છનો ઉપાશ્રય ગાંધી મુતાનો વાસ | ,, | ,, | ઘર | મહાવીરસ્વામી | ૧— |
| ૨૧૨૦ | ,, | વધુ વાસ | ,, | ,, | ,, | ,, | ૧૧— ૭ |
| ૨૧૨૧ | બાડમેર | નોરેમેં સ્ટેશન જતાં રસ્તામાં | બાડમેર | બાડમેર | ,, | ચંદ્રપ્રભુજી | ૧— ૬ |
| ૨૧૨૨ | ,, | ખાગલમેં | ,, | ,, | શિખરબંધ | આદિનાથજી | ૫— ૧ |
| ૨૧૨૩ | ,, | ,, | ,, | , | ઘર | પાર્શ્વનાથજી | ૫— |
| ૨૧૨૪ | ,, | પાદરમેં | ,, | ,, | શિખરબંધ | ,, | ૩— ૧ |
| ૨૧૨૫ | ,, | ખાગલમેં | ,, | ,, | ઘર | ,, | ૧— ૨ |
| ૨૧૨૬ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૧— ૩ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૮૭૮ | ભાનીરામ ફોજમલ | | સારી | ૨૫૦ | ૧ | ૧ | |
| શ્રીસંઘ ૧૯૦૦ | શ્રીસંઘ | | સાધારણ | ૬૦ | ૧ | | પ્લાસ્ટરની જરૂર છે. |
| શ્રીસંઘ ૧૭૦૦ | શ્રીસંઘ | | સારી | ૨૦૦૦ | ૨ | ૨ | પરિકરપર સં. ૧૦૧૧ ની સાલનો લેખ છે. |
| ,, | ,, | | ,, | | | | એક ઊભી અને બે બેઠેલી લગભગ સાતમા સૈકાની |
| | | | | | | | મૂર્તિ છે. ચાર શ્રાવકની મૂર્તિ છે. |
| ,, | ,, | ૧૬૮૩ | ,, | | | | |
| ,, | ,, | | ,, | | | | |
| ,, | ,, | | ,, | | | | |
| ,, | ,, | | ,, | | | | |
| ખરતરગચ્છ શ્રીસંઘ ૧૯૭૫ | ભીમરાજ ભગવાનદાસ માલુ | | ,, | ૨૦૦૦ | ૪ | ૩ | એક પુસ્તક ભંડાર છે. ચિત્રકામ નવીન છે. |
| શ્રીસંઘ ૧૫૭૫ | ,, | | ,, | | | | |
| શ્રીસંઘ ૧૯૭૮ | ભદુમલ ધ્રીજરાજ બોથરા | | ,, | | | | |
| અંચલગચ્છ શ્રીસંઘ ૧૬૦૦ | ગોકળચંદ કરમચંદ પઢાઈયા | | ,, | | | | મરામતની જરૂર છે. |
| શ્રીસંઘ ૧૯૬૩ | યતિશ્રી નેમચંદજી | ૧૯૨૦ | ,, | | | | |
| ખરતરગચ્છી શ્રીસંઘ ૧૯૭૫ | ભીમરાજ ભગવાનદાસ માલુ | ૧૮૬૩ | ,, | | | | એક જિનદત્તસૂરિની મૂર્તિ છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧૨૭ | બાડમેર | પાદરમેં | બાડમેર | બાડમેર | ઘર | પાર્શ્વનાથજી | પાષાણ-ધાતુ ૧— |
| ૨૧૨૮ | સિયાણી | ઓસવાલના વાસમાં | ખડીન ૪ મા. દૂર | ,, | ,, | આદિનાથજી | ૨— ૧ |
| ૨૧૨૯ | ચોટન | ,, | ભાસબર ૧૮ મા. દૂર | ,, | ઘૂમટબંધ | પાર્શ્વનાથજી | ૭— ૧ |
| ૨૧૩૦ | રાણીગામ | ,, | બાડમેર ૧૨ મા. દૂર | ,, | ,, | ,, | ૧— ૨ |
| ૨૧૩૧ | બાલોતરા | રાવળી ગલી | બાલોતરા | બાલોતરા | શિખરબંધ | શીતળનાથજી | ૧૦— ૯ |
| ૨૧૩૨ | ,, | ,, | ,, | ,, | ઘર | શાંતિનાથજી | ૩— ૮ |
| ૨૧૩૩ | ,, | ખરતરગચ્છનો ઉપાશ્રય | ,, | ,, | ઘૂમટબંધ | કેસરિયાનાથજી | ૪— ૮ |
| ૨૧૩૪ | ,, | જૂના કોટ પાસે | ,, | ,, | ઘર | પાર્શ્વનાથજી | ૩— ૧ |
| ૨૧૩૫ | માલવાડા | બજારમાં | માલવાડા ૨ મા. દૂર | માલવાડા | શિખરબંધ | ,, | ૭— ૫ |
| ૨૧૩૬ | પૂરન (પડન) | જૈનમંદર | ,, ૪ મા. દૂર | ,, | ,, | ધર્મનાથજી | ૮— ૬ |
| ૨૧૩૭ | મેવાનગર | ડુંગરની વચમાં | બાલોતરા ૬ મા. દૂર | બાલોતરા | ,, | પાર્શ્વનાથજી | ૬૧—૧૧ |
| ૨૧૩૮ | ,, | ,, | ,, | ,, | ,, | આદિનાથજી | ૪૮— |
| ૨૧૩૯ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૩૨— ૧ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| અંચલગચ્છ શ્રીસંઘ ૧૯૭૫ | ગોકળચંદ કરમચંદ પલાઈચા | | સારી | | | | |
| શ્રીસંઘ ૧૯૭૮ | કુશળચંદ હજારીમલ | ૧૯૧૦ | ,, | ૧૨૫ | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૭૪ | પુનમચંદ સમેલચંદાણી | | ,, | ૪૦૦ | ૧ | ૨ | જૂના જૈન અવશેષો મળી આવે છે. |
| શ્રીસંઘ ૧૯૭૭ | ભોજરાજ હજારીમલ મુ. બાડમેર | | સાધારણ | ૧૨૫ | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૩૭ | મૂળચંદ સૂરજમલ કંકુચોપડા | | સારી | ૧૨૫ | ૨ | ૧ | કાચનું કામ સુંદર છે. |
| શ્રીજિનસમુદ્રસૂરિ ૧૭૪૨ | શ્રીજીનસમુદ્રસૂરિ | ૧૭૧૮ | ,, | | | | એક ગ્રંથભંડાર છે. સં. ૧૦૯૯ ની સાલની પાર્શ્વ- |
| | | | | | | | નાથજીની મૂર્તિ પ્રાચીન છે. |
| શ્રીસંઘ ૧૯૦૦ | હીંમતરામ ભુરચંદ કંકુચોપડા | | ,, | | | | |
| શ્રીસંઘ ૧૯૮૨ | મૂળચંદ સૂરજમલ કંકુચોપડા | ૧૮૬૦ | ,, | | | | આ દેરાસર માનભદ્રજીના દેરાસરના નામથી |
| | | | | | | | પ્રસિદ્ધ છે. |
| શ્રીસંઘ ૧૯૬૦ | શ્રીસંઘ | | ,, | ૬૦૦ | ૨ | ૧ | બે જૈન સ્કુલો છે. |
| શ્રીસંઘ ૧૯૫૯ | ,, | | ,, | ૨૫૦ | ૧ | ૧ | |
| શ્રીસંઘ ૧૪૦૦ લગભગ | શ્રી નાકોડા પાર્શ્વનાથજીના કારખાના કમીટી | | ,, | નથી | | ૧ | એક પ્રાચીન તીર્થ છે. એક કીર્તિસૂરિની મૂર્તિ છે. |
| સ્વ. લાછીબાઈ ૧૫૬૮ | ,, | | ,, | | | | આ દેરાસરમાં દેવદેવીઓનાં રૂપ જોવાલાયક છે. |
| શેઠ માલાશા ૧૬૩૮ | ,, | ૧૯૧૦ | ,, | | | | એક જિનદત્તસૂરિની આરસની મૂર્તિ છે. પટો છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાઓની સંખ્યા |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૨૧૪૦ | સણુલી | ઉપથા વાસમાં | તિલવાડા ૬ મા. દૂર | બાલોતરા | ઘર | પાર્શ્વનાથજી | પાષાણ—ધાતુ ૨— |
| ૨૧૪૧ | મોટા રાણીવાડા | બજારમાં | રાણીવાડા ૧ મા. દૂર | માલવાડા | શિખરબંધ | આદિનાથજી | ૪— ૨ |
| ૨૧૪૨ | આજોદર | ” | ” ૧૧ા મા. દૂર | વડગામ | ” | ” | ૭— ૪ |
| ૨૧૪૩ | વડગામ (વાંકડિયા) | ” | ” ૧૦ મા. દૂર | ” | ” | ” | ૭— ૨ |
| ૨૧૪૪ | ” | ગામ બહાર ટેકરીપર | ” | ” | ” | ચંદ્રપ્રભુજી | ૯— ૩ |
| ૨૧૪૫ | તિલવાડા | બજારમાં | તિલવાડા ૨ મા. દૂર | બાલોતરા | ઘુમટબંધ | શાંતિનાથજી | ૫— |
| ૨૧૪૬ | સુગડા | ઓસવાલના વાસમાં | બાલોતરા ૩ મા. દૂર | ” | ઘર | પાર્શ્વનાથજી (ધાતુના) | — ૧ |
| ૨૧૪૭ | જસોલ | ” | ” ૨ મા. દૂર | જસોલ | શિખરબંધ | સુપાર્શ્વનાથજી | ૭— ૪ |
| ૨૧૪૮ | ” | ” | ” | ” | ઘર | આદિનાથજી | ૧— |
| ૨૧૪૯ | ” | ” | ” | ” | ” | ચંદ્રપ્રભુજી | ૨— ૧ |
| ૨૧૫૦ | જાલોર | સુવર્ણગિરિ પર્વત પર | જાલોર | જાલોર | શિખરબંધ | મહાવીરસ્વામી | ૧૯— ૧ |
| ૨૧૫૧ | ” | ” | ” | ” | ” | નેમિનાથજી | ૩— |
| ૨૧૫૨ | ” | ” | ” | ” | ” | શાંતિનાથજી | ૩— |
| ૨૧૫૩ | ” | ” | ” | ” | સામરણવાળું | પાર્શ્વનાથજી | ૩— |
| ૨૧૫૪ | ” | ” | ” | ” | ઘુમટબંધ | આદિનાથજી | ૯— |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખના સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૭૫૦ | આશારામ ચુનીલાલ ભણશાલી | ૧૯૧૦ | ખરાબ | ૪ | | | |
| શ્રીસંઘ ૧૯૪૦ | શ્રીસંઘ | | સારી | ૨૦૦ | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૩૦ | ” | | ” | ૧૦૦ | ૧ | | |
| શ્રીસંઘ ૧૭૦૦ | ” | | ” | ૫૦૦ | ૧ | ૧ | મહાવીરસ્વામી ભગવાન અહિં વિચરેલ હતા એવી માન્યતા છે. |
| શ્રીસંઘ ૧૬૦૦ | ” | | ” | | | | |
| શ્રીસંઘ ૧૮૯૦ | પન્નાલાલ મોકમચંદ | | ખરાબ | ૩૦ | ૧ | | જુનું દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૮૫૦ | શા. મગાજી વનાજી | | સાધારણ | ૬૦ | ૧ | | |
| તપાગચ્છ શ્રીસંઘ ૧૬૦૮ | સાલેસા ઢીંગરમલ રામચંદ | | સારી | ૨૦ | ૧ | | પ્રતિમાજી ચમત્કારિક છે. |
| ખરતરગચ્છ શ્રીસંઘ ૧૮૭૫ | ” | | ” | | | | એક ચોવીશ જિનમાતાનો પટ છે. |
| યતિશ્રી તારાચંદ ૧૮૪૮ | યતિશ્રી ચુનીલાલ | | ” | | | | એક પુસ્તક ભંડાર છે. |
| મંત્રી જયમલ્લ ૧૬૮૧ થી ૧૬૮૪ | રૂપનાથસિંહજી મોદી તથા કમીટી | | સાધારણ | ૧૮૦૦ | ૪ | | એક પુસ્તક ભંડાર છે. |
| ” | ” | | ” | | | | |
| ” | ” | | ” | | | | |
| ” | ” | | ” | | | | |
| ” | ” | | ” | | | | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧૫૫ | જાલોર | તપાવાસ | જાલોર | જાલોર | શિખરબંધ | મહાવીરસ્વામી | પાષાણ–ધાતુ ૪૯— ૩ |
| ૨૧૫૬ | ,, | ,, | ,, | ,, | ઘુમટબંધ | નેમિનાથજી | ૨૪— ૮ |
| ૨૧૫૭ | ,, | ,, | ,, | ,, | શિખરબંધ | શાંતિનાથજી | ૧૮— |
| ૨૧૫૮ | ,, | ,, | ,, | ,, | ,, | આદિનાથજી | ૬— ૯ |
| ૨૧૫૯ | ,, | સુરજપોલની સામે | ,, | ,, | ,, | ,, | ૫— ૪ |
| ૨૧૬૦ | ,, | ખાનપુરા મહોલ્લો | ,, | ,, | ધાબાબંધ | મુનિસુવ્રત સ્વામી | ૯— ૪ |
| ૨૧૬૧ | ,, | ખરતરોંકા મહોલ્લા | ,, | ,, | શિખરબંધ | પાર્શ્વનાથજી | ૨૯— ૬ |
| ૨૧૬૨ | ,, | ,, | ,, | ,, | ધાબાબંધ | જીરાવલા પાર્શ્વનાથજી | ૩— ૬ |
| ૨૧૬૩ | ,, | કાંકણિયા વાસ | ,, | ,, | શિખરબંધ | પાર્શ્વનાથજી | ૪— ૪ |
| ૨૧૬૪ | ,, | ભંડારીયોંકા મહોલ્લા | ,, | ,, | ,, | વાસુપૂજ્યજી | ૩— ૨ |
| ૨૧૬૫ | ,, | બજારમાં | ,, ૧ મા. દૂર | ,, | ,, | ગોડી પાર્શ્વનાથજી | ૧— ૧ |
| ૨૧૬૬ | ,, | શ્રી વર્ધમાન વિદ્યાભવન | ,, | ,, | ઘર | મહાવીરસ્વામી | ૩— ૧ |
| ૨૧૬૭ | લેટા | બજારમાં | ,, ૨ મા. દૂર | ,, | શિખરબંધ | ચંદ્રપ્રભુજી | ૪— ૨ |
| ૨૧૬૮ | ટાપરા | ઓસવાલના વાસમાં | બાલોતરા ૧૦ મા. દૂર | બાલોતરા | ઘર | પાર્શ્વનાથજી | ૧— |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | મુતા મહેતાબચંદજી | | જીર્ણ | | | | એક લાયબ્રેરી છે. જીર્ણ દેરાસર છે. |
| ” | ભટ્ટારક લાલચંદજી | | ” | | | | શ્રી હીરવિજયસૂરિની સં. ૧૬૫૬ ની સાલની મૂર્તિ |
| | | | | | | | છે. જીર્ણ દેરાસર છે. |
| ” | કાનરાજજી મુતા | | સાધારણ | | | | એક ગુરુમૂર્તિ છે. જીર્ણ દેરાસર છે. |
| ” | નેણચંદજી સુકરચંદજી ઘરવાઈ | | ” | | | | જીર્ણ દેરાસર છે. |
| ” | રૂઘનાથસિંહજી મોદી | | ” | | | | |
| ” | શ્રીસંઘ | | ” | | | | |
| ” | રૂઘનાથસિંહજી મોદી | | ” | | | | |
| ” | પુખરાજજી | | સારી | | | | |
| શ્રીસંઘ ૧૯૪૭ | ધનરાજજી મુતા | | ” | | | | |
| શ્રીસંઘ ૧૯૬૯ | કાનમલજી રામલાલજી | | ” | | | | |
| શ્રીસંઘ | કાનરાજજી મુતા | | ” | | | | રાજેન્દ્રસૂરિની મૂર્તિ છે. |
| વિદ્યાભવન કમીટી ૧૯૯૫ | મેનેજિંગ કમીટી | ૧૯૯૧ | જીર્ણ | | | | જીર્ણ દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૯૪૦ | શ્રીસંઘ | | સારી | ૧૨૫ | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૮૭ | મુતા રામચંદ વસ્તીરામ | | સાધારણ | ૨૦૦ | ૧ | | |

કરી નાડોલમાં ભગવાન મહાવીરનું મંદિર બંધાવી તેને માટે વૃત્તિ નિર્ધારિત કરી : ૧૫૮, ૨૨૫

૧૨૨૯ નો ઘસાઈ ગયેલો લેખ પીંડવાડાના શ્રીમહાવીર જિનાલયમાં એક દેરીમાં આવેલા શ્રીચિંતામણિ પાર્શ્વજિનના પરિકર પર છે : ૨૩૪

૧૨૩૦ ના ફાગણ વદિ ૩ ના દિવસનો લેખ તારંગા ઉપર આવેલા મુખ્ય મંદિરની સામેની દેરીના કીર્તિસ્તંભ ઉપર છે : ૧૪૭

૧૨૩૦ નો શિલાલેખ નાણાના મહાદેવના મંદિરમાંથી મળી આવે છે : ૨૬૧

૧૨૩૧ થી ૧૨૬૩ (સને ૧૧૭૪ થી ૧૨૦૬)માં મહમ્મુદ શાહબુદ્દીન ઘોરી અને કુતુબુદ્દીન ઐબિરે થરાદમાં ભારે આક્રમણ કર્યું : ૪૦

૧૨૩૨ ના લેખવાળી બે મૂર્તિઓ ભદ્રેશ્વરના જૈનમંદિરમાં છે : ૧૪૦

—નો એક લેખ વેલારના જિનમંદિરમાં હતો પણ તે ચૂનાના પ્લાસ્તરમાં દબાઈ ગયો લાગે છે : ૨૬૫

—નો એક જૈન લેખ ટોકરાના સોનાથારી મહાદેવ મંદિરના એક સ્તંભ ઉપર છે : ૨૯૮

૧૨૩૩ ની સાલના બે શિલાલેખો લારલાઈ ગામના ખંડિત જિનાલયમાંથી મળી આવ્યા છે : ટિ૦ ૨૬૨

૧૨૩૩, ૧૨૫૬ ના ધારાવર્ષના બે શિલાલેખો પીંડવાડાના લક્ષ્મીનારાયણ મંદિરમાં છે; આથી પીંડવાડા તેરમી શતાબ્દી પહેલાં વસ્યું હશે એમ મનાય : ૨૩૨

૧૨૩૪ માં કાસીંદ્રાના જિનમંદિરનો જીર્ણોદ્ધાર થયો હોય એમ મૂ. ના. ના શિલાલેખથી લાગે છે : ૨૬૧

—ના વૈશાખ સુદિ ૧૩ ને સોમવારનો લેખ કાસીંદ્રાના જિનાલયના મૂ. ના. ની મૂર્તિની ગાદી પર છે : ૨૬૧

—ના વૈશાખ સુદિ ૪ નો એક લેખ મારોલમાં આવેલા રઘુનાથના મંદિરના દરવાજાની ડેલીના ડાબા હાથ તરફની પોળાના ગોખલા ઉપર રહેલી પરિકરની ગાદીના પથ્થરમાં છે; જે આ મંદિરને જૈન મંદિર હોવાનું સ્પષ્ટ કરે છે : ૩૦૬

૧૨૩૪, ૧૨૩૬ ના ઝાડોલીના જિનાલયમાંથી મળી આવતા શિલાલેખો ઝાડોલીની એથીયે વધુ પ્રાચીનતા સૂચવે છે : ૨૩૯

૧૨૩૪, ૧૨૩૬, ૧૨૪૫ ના લેખો ઓશિયાના સચ્ચાઇયા માતાના મંદિરમાંથી મળી આવે છે; જે જૈનો સંબંધી છે : ૧૭૪

૧૨૩૪ થી ૧૨૯૮ સુધી ભીમદેવ બીજાનો ગુજરાતમાં અમલ હતો : ૫૮

૧૨૩૫ ના વૈશાખ માસની ૩ ના લેખવાળું પરિકર તારંગા પર મોક્ષબારીની ટૂંકમાં છે : ૧૫૨

૧૨૩૬ નો શિલાલેખ દાંતીવાડાના શ્રીઆદીશ્વરના મંદિરના મૂ૦ ના૦ ઉપર છે : ૩૫

—ના લેખથી જણાય છે કે, કેલ્હણદેવની રાણી જાલ્હણદેવીના આશ્રયથી રાલ્હાકે નાડોલના જૈન મંદિર માટે કેટલુંક દાન કર્યું : ૧૫૮

—ના કાર્તિક વદિ ૨ ને બુધવારનો શિલાલેખ સાંડેરાવના શ્રીશાંતિ જિનાલયના મંડપમાં આવેલા સ્તંભ ઉપર છે : ૨૧૨, ૨૧૩

—ના જેઠ સુદિ ૧૩ ને શનિવારે સાંડેરાવના શ્રીશાંતિજિનાલયમાં એક સ્તંભ કરાવ્યાનો ઉલ્લેખ સં. ૧૨૩૬ ના કાર્તિક વદિ ૨ ને બુધવારના શિલાલેખમાં છે : ૨૧૩

—માં સાંડેરાવના શ્રીશાંતિજિનાલયમાં મૂ. ના. શ્રીપાર્શ્વનાથ ભગવાન હતા એમ બીજા લેખથી જણાય છે: ૨૧૩

—ના ઝાડોલીના જિનાલયના લેખમાં ઝાડોલીનું ઝાડવલી નામ આપ્યું છે : ૨૩૯

—ના મહા સુદિ ૧૦ ને બુધવારે બ્રહ્માણગચ્છના કેટલાક શ્રેષ્ઠીઓએ સાચોરમાં મહાવીર જિનયુગલની મૂર્તિઓ ભરાવી પ્રતિષ્ઠિત કરાવી : ૨૯૪

૧૨૩૭ ના ફાગણ સુદિ ૨ ને મંગળવારે શ્રીસુમતિસૂરિએ નાડોલના જિનાલયમાં પ્રતિષ્ઠા કરી : ૨૨૫

—માં મંત્રી પૃથ્વીપાલના પુત્ર મંત્રી ધનપાલે વિમલવસહીની હસ્તિશાળાના બે હાથીઓ બનાવ્યા : ૨૯૦

૧૨૩૯ માં શ્રીજિનપતિસૂરિ અજમેર પધાર્યા ત્યારે રાજસભામાં ચૈત્યવાસી ઉપકેશગચ્છીય પં. પદ્મપ્રભ સાથે શાસ્ત્રાર્થ થયો : ૨૦૩

—ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારે શ્રેષ્ઠી યશોવીરે જાલોરના આદિનાથ મંદિરનો રમણીય મંડપ કરાવ્યો : ૧૯૦

૧૨૪૦ નો એક ૧૮ જિનમાતાનો ખંડિત પટ ઉંઝાના શ્રીકુંભનાથના મંદિરમાં છે : ૬૬

—ના અષાઢ વદિ ૧ ને રવિવારના બે લેખો દેલદરના જિનાલયમાં બે કાઉસગ્ગિયા જિનપ્રતિમાઓ ઉપર છે : ૨૫૨

૧૨૪૦—૪૨ માં વસ્તુપાલ-તેજપાલનો જન્મ થયાનું મનાય છે : ૪૬

૧૨૪૧ માં પાટણમાં સિદ્ધપાલ વસતિ વિદ્યમાન હતી : ૫૭

—માં શ્રીસોમપ્રભાચાર્યે રચેલા 'કુમારપાલપ્રતિબોધ'માં પણ આંબડ મંત્રીએ ગિરનાર પર પાજ બંધાવ્યાનો ઉલ્લેખ છે : ૫૮, ૧૨૦, ૧૪૬

—ના વૈશાખ સુદિ ૭ના રોજ શ્રીકલ્હણદેવના રાજ્યમાં તેમનો પુત્ર મોહલદેવ ધંધાણક-ધાંધાણીનો કારભાર કરતો હતો ત્યારે ત્યાંના શ્રીમહાવીર જિનાલયના નિભાવ માટે માંડવ્યપુરની મંડપિકામાંથી ભાં૦ યદુવીર ગુણધરે દાનશાસન લખી આપ્યું : ૧૫૮, ૧૯૪

૧૨૪૨ માં રાજા સમરસિંહના આદેશથી ભાં૦ યશોવીરે સુવર્ણ-
ગિરિ પરના કુમારવિહારનો ઉદ્ધાર કરાવ્યો : ૧૮૯

—નો લેખ ઝાડોલીની એક વાવમાં છે; તેમાં ધારાવર્ષની રાણી શીંગારદેવીએ એ બંધાવ્યાનો ઉલ્લેખ છે : ૨૩૯

—માં પુનિગ આદિ શ્રીવંકોએ બ્રહ્માણગચ્છના શ્રીમહાવીર મંદિરની ભમતીની દેરીના ગુંબજની પદ્મશિલા કરાવ્યા વગેરેના ચાર લેખો વરમાણના જિનાલયમાંથી મળે છે : ૩૦૭

—માં વરમાણમાં શ્રીમહાવીરસ્વામીનું મંદિર બંધાવ્યું હશે એમ શિલાલેખો ઉપરથી જણાય છે : ૩૦૭

—ના જેઠ સુદિ ૧૧ ને શુક્રવારના બે લેખોમાં ઓર ગામના જિનાલયમાં શ્રેષ્ઠી યશોધવલે બે કાઉસગ્ગિયા ભરાવ્યા, તેમાં ઓડ ગામનો ઉલ્લેખ હોવાથી ગામ એથીયે પ્રાચીન છે : ૨૬૩

૧૧૪૩ માં કોરટાના શ્રીઋષભ જિનાલયની પ્રતિમાઓની પ્રતિષ્ઠા શ્રીવિજયસિંહસૂરિએ કરી : ૨૨૯

—ના મહા સુદિ ૧૦ ને બુધવારનો લેખ ઉથમણના જિનાલયની દિવાલ પર છે તેમાં ઉથમણ ગામનું નામ આપેલું હોવાથી એ સાલ કરતાંયે ગામ અને મંદિર પ્રાચીન છે : ૨૩૭, ૨૩૮

—ના મહા વદિ ૫ને સોમવારે ખુડાલાનું જિનાલય બન્યું એવી સાબિતી શિલાલેખ આપે છે : ૨૦૫

—માં શ્રેષ્ઠી ધણેસરે તેની ભાર્યા ધરમતી અને દેવધર આદિએ માતાના સ્મારક નિમિત્તે કૂવો કરાવ્યો : ૨૩૮

—નો લેખ અજારીના જિનાલયની એક પ્રતિમા ઉપર છે : ૨૪૧

૧૨૪૪ પહેલાં લાજમાં જૈન મંદિર અવશ્ય હતું : ૨૭૪

૧૨૪૪ ના મહા સુદિ ૬ નો લેખ લાજના જિનાલયના એક સ્તંભ ઉપર છે, જે એ મંદિરના જીર્ણોદ્ધારનું સૂચન કરે છે : ૨૭૪

—ના માઘ સુદિ ૧ ને રવિવારનો લેખ સેવાડીના મહાવીર જિનાલયમાં રહેલી સંડેરગચ્છીય શ્રીગુણરત્ન-સૂરિની મૂર્તિ ઉપર છે : ૨૧૧

—ના લેખવાળો એક દાસો જે સાતસેણની પાસે આવેલા જૈન મંદિરના ખંડિયેરમાંથી લાવીને નવીન શ્રીશાંતિજિનાલયમાં ગોઠવ્યો છે, તેમાં દેલ્હણ નામના શ્રાવકે પાર્શ્વનાથની દેવકુલિકા કરાવ્યાનો ઉલ્લેખ છે : ૩૦૩

૧૨૪૫ નો શિલાલેખ ગોહલીના જિનમંદિરની ભીંતમાં છે. તેમાં ગોહવલી—ગોહલી ગામનો નિર્દેશ હોવાથી આ ગામ અને મંદિર પ્રાચીન છે. ૨૪૫

—માં મંત્રી ધનપાલે આબુના વિમલવસહી મંદિરની દેરીઓનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૨૫૦

—ના વૈશાખ સુદિ ૧ ને સોમવારે ગોહલીના રહેવાસી રા. રણધવલ અને મુંજલદેવીએ ગોહલીના જિનાલય માટે ઢીંપડા (?) આપ્યા : ૨૪૬

૧૨૪૬ ના કાર્તિક વદિ ૨ નો લેખ જસોલના શ્રીસુપાર્શ્વનાથ મંદિરમાં આવેલા સભામંડપના એક પાટડા પર છે : ૧૮૬

—ના કાર્તિક વદિ ૨ ના દિવસે ખેટ્ટીય ગામના શ્રીમહાવીર જિનાલયમાં શ્રેષ્ઠી સહદેવ અને તેના પુત્ર સોનિગે બે સ્તંભો કરાવ્યા : ૧૮૬

૧૨૪૯, ૧૨૫૨ માં મંત્રી વસ્તુપાલે પિતા આશરાજ સાથે શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી : ૧૨૮

૧૨૫૧ માં શ્રીજિનપતિસૂરિ અજમેર પધાર્યા ત્યારે મુસલમાનોના ઉપદ્રવથી બે મહિના કષ્ટમાં વ્યતીત કર્યા : ૨૦૩

—ના વાગીણના એક શિલાલેખમાં રલ્હણે વાગીણના શાંતિ જિનાલયમાં ઉત્તરંગ કરાવી આપ્યો : ૨૩૯

—ના અષાઢ વદિ ૫ ને ગુરુવારનો લેખ ઉથમણના જિનાલયના મંડપની દિવાલના સ્તંભ પર છે : ૨૩૭

૧૨૫૨ માં સેસલીના જિનાલયના મૂ. ના. શ્રીપાર્શ્વનાથની પ્રતિષ્ઠા થયેલી છે : ૨૧૨

—માં વૃદ્ધદેવસૂરિ કોરટામાં ચાતુર્માસ રહ્યા ત્યારે મંત્રી નાગડ અને તેમના ભાઈ સાલિગને પ્રતિબોધ કર્યો; એમ 'ઉપદેશતરંગિણી'કાર કહે છે : ૨૨૯

—માં ઝાડોલીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી છચોકી અને ત્રિગડાની રચના કરવામાં આવી : ૨૪૦

—ના વૈશાખ સુદિ ૯ ને ગુરુવારે વાગીણના શ્રીશાંતિ જિનાલયનો ઉદ્ધાર પં. ધણદેવે કરાવ્યો : ૨૩૯

૧૨૫૩ માં ગુજરાત ઉપર શાહબુદ્દીન ગોરીએ ચડાઈ કરી ત્યારે તે કાસીંદ્રામાં પરાસ્ત થઈ પાછો વળ્યો હતો : ૨૬૧

—માં કુતબુદ્દીન ઐબક ગુજરાત પર ચડી આવ્યો ત્યારે ધારાવર્ષની સેના છેવટ સુધી તેની સામે ટક્કર ઝીલી શકી નહિ : ૨૧૬

૧૨૫૫ ના આસો સુદિ ૭ ને બુધવારના ઝાડોલીના જિનાલય-માંથી મળી આવતા શિલાલેખમાં પરમાર રાજા ધારાવર્ષની રાણી શૃંગારદેવીએ એ મંદિરને અરટ અને વાડી ભેટ કર્યાનું દાનશાસન છે : ૧૫૮, ૨૪૦

—ના ઝાડોલીના જિનાલયના લેખમાં દુંદુંભિ સ્થળનો નિર્દેશ છે : ૨૩૯

—ના કાર્તિક વદિ ૧૧ ને બુધવારનો શિલાલેખ પાટણના અષ્ટાપદ મંદિરમાં છે : ૬૨

૧૨૫૬ કરતાં પ્રાચીન ખેડબ્રહ્મા હોવું જોઈએ : ૮૬

૧૨૫૬ નો શિલાલેખ ખેડબ્રહ્માની અદિતિવાવમાં છે : ૮૬

—ની આસપાસ વિજાપુરમાં શ્રેષ્ઠી પેથડે મહાવીર જિનનું મંદિર બંધાવ્યું : ૯૦

—માં બાહડદેવે પોતાના પિતા બીજલદેવના નામે વિજાપુર વસાવ્યું : ૯૦

—માં વિજાપુર વસ્યાની હકીકત સુતરાં જીર્ણોદ્ધારની સિદ્ધ થાય છે : ૯૧

૧૨૫૭ ના લેખવાળી આગમગચ્છીય શ્રીહેમચંદ્રસૂરિની મૂર્તિ મહેસાણાના શુક્લવાડામાં આવેલા શ્રીસુમતિનાથના દેરાસરમાં છે : ૬૮

—ના આષાઢ વદિ ૯ ના રોજની જંબકસુત મહં. શ્રીશાંતિ ગૃહસ્થની મૂર્તિ મહેસાણાના મનમોહન પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં છે : ૬૭

૧૨૫૯ નો લેખ મડારના જિનાલયમાં રહેલી એક મૂર્તિ ઉપર છે : ૩૦૧

૧૨૬૧ પહેલાં બોરોલમાં કોઈ બીજું જિનમંદિર બંધાયેલું હોવું જોઈએ : ૪૩

૧૨૬૧ ના જેઠ સુદિ ૨ ને રવિવારનો શિલાલેખ બોરોલના મંદિરમાંના એક ખંડિત પરિકર ઉપર છે : ૪૩

—નો લેખ વાસાના સૂર્યનારાયણ મંદિરમાંથી મળી આવ્યો છે; તેથી વાસા ગામ આ સાલથી પ્રાચીન જણાય છે : ૨૫૭

૧૨૬૪ ના શિલાલેખો વાગીણુના શાંતિજિનાલયમાંથી મળી આવે છે : ૨૩૯

૧૨૬૫ પહેલાં વેલાર ગામ અને ત્યાંનું જૈન મંદિર બનેલું હોય એમ શિલાલેખથી જણાય છે : ૨૬૫

—નો શિલાલેખ વેલારના જિનાલયની નવચોકીના સ્તંભ ઉપર છે; તેમાં વધિલાટ–વેલારનો ઉલ્લેખ છે : ૨૬૪

—ના સાતેક લેખો વેલારના જિનાલયમાંથી મળે છે : ૨૬૫

—ના ફાગણુ વદિ ૭ ને ગુરુવારે શ્રેષ્ઠી ગોસ્યાક અને રામે વેલારના જિનમંદિરનો રંગમંડપ કરાવ્યો : ૨૬૫

—ના જેઠ સુદિ ૧૧ ના દિવસે સુવર્ણગિરિના કુમાર-વિહાર ઉપર ધ્વજ–દંડની પ્રતિષ્ઠા થઈ : ૧૮૮

૧૨૬૮ ના દિવાળીના દિવસે સુવર્ણગિરિ પરના કુમારવિહારના પ્રેક્ષામંડપમાં સુવર્ણકળશ આદિની પ્રતિષ્ઠા કરવામાં આવી : ૧૮૯

—ના અષાઢ વદિ ૨ ના રોજનો એક લેખ દીયાણાના જિનમંદિરની નવચોકીમાં રહેલી જિનમાતૃ ચોવીશીના આરસપટ્ટ ઉપર છે : ૨૫૫

૧૨૬૯ ના મહા વદિ ૩ ને શનિવારે શ્રેષ્ઠી સીહાએ અજારીના જિનાલયમાં રહેલી સરસ્વતી દેવીનું બિંબ ભરાવ્યું એવો તેના ઉપર લેખ છે : ૨૪૨

૧૨૭૦ માં શેઠ જગડૂશાહના પિતા સોલ્હા કંથકોટથી ભદ્રેશ્વરમાં રહેવા ગયા : ૧૪૬

૧૨૭૦ કે ૧૩૧૬ લગભગમાં મંડલીક રાજાએ ગિરનાર પરના શ્રીનેમિનાથ ભ૦નો પ્રાસાદ સુવર્ણના પતરાથી મઢાવ્યો એવો શિલાલેખમાં ઉલ્લેખ છે : ૧૨૧

૧૨૭૪ ના ફાગણુ સુદિ ૫ ને ગુરુવારના રોજ શ્રીકક્કસૂરિએ પાલનપુરમાં પ્રહ્લાદન પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી, એવો લેખ મૂ. ના.ની પ્રતિમા ઉપર છે : ૩૩

—ના જેઠ વદિ ને મંગળવારના લેખવાળો નંદીશ્વર પટ્ટ નાણાના જિનાલયમાં છે : ૨૩૧

૧૨૭૫ માં શ્રીસોમસૂરિએ વડાલીમાં શ્રીશાંતિનાથ પ્રભુની મૂર્તિ પ્રતિષ્ઠિત કરી એવો લેખ છે, એથી એ સંવત કરતાંયે વડાલી પ્રાચીન હોવું જોઈએ : ૮૭, ૮૮

—માં બનાવેલી કુંજરાપદ્રીયગચ્છના શ્રીશાંતિસૂરિની મૂર્તિ ગિરનારના મુખ્ય શ્રીનેમિનાથ મંદિરના મંડપમાં છે : ૧૨૨

૧૨૭૬ માં ધોળકાના વીરધવલ રાજાએ વસ્તુપાલ–તેજપાલને મંત્રીપદે નિયુક્ત કર્યા : ૯૪

૧૨૭૭ માં મહામાત્ય વસ્તુપાલ અકીં (ખંભાત)નો દંડનાયક નિમાયો : ૧૫

—માં વસ્તુપાલે સંઘપતિ બનીને પોતાના પરિવાર સાથે શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી : ૧૨૮

૧૨૭૮ માં ગિરનારનાં દેવાલય સમરાવ્યાં એવો લેખ ગિરનારના મુખ્ય શ્રીનેમિનાથ જિનાલયના થાંભલા પર છે : ૧૨૧

૧૨૮૦ માં પાટણમાં શ્રીનેમિચંદ્ર પૌષધશાળા વિદ્યમાન હતી : ૫૭

—માં વસ્તુપાલ–તેજપાલે વિજાપુરના ચિંતામણિ પાર્શ્વ-નાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૯૧

—માં આલમશાહે નાકોડા ઉપર ચડાઈ કરી નગરને ભાંગી નાખ્યું : ૧૮૩

૧૨૮૧ નો લેખ મોટા પોશીનાના શાંતિજિનાલયના મૂળનાયક ઉપર છે : ૮૯

૧૨૮૩ માં અંચલગચ્છીય શ્રીસિંહપ્રભસૂરિ વિજાપુરમાં જન્મ્યા હતા : ૯૧

૧૨૮૩, ૧૨૮૪, ૧૨૮૬, ૧૨૮૭, ૧૨૮૮, ૧૨૮૯ માં મળીને સાત યાત્રાઓ મંત્રી વસ્તુપાલે પરિવાર સહિત કરી : ૧૨૮

૧૨૮૪ ના વસ્તુપાલ–તેજપાલના દાદાના લેખવાળી એક આરસ ખુંભી પાટણમાં ડૉ. પંડ્યાના અભ્યાસગૃહમાં છે : ૬૨

—ના બે શિલાલેખો પાટણના જૂના કાલિકાના મંદિરમાં છે : ૬૨

—ના ફાગણુ સુદિ ૨ ને રવિવારનો લેખ તારંગાના મુખ્ય મંદિરના ગવાક્ષોમાં છે : ૧૪૮

૧૨૮૫ પહેલાંનું જમણુપુર ગામ જણાય છે : ૪૬

૧૨૮૫ નો જૈન શિલાલેખ પાલનપુરની એક મસ્જિદના થાંભલા ઉપર છે : ૩૪

—નો લેખ લીંચ ગામના દેરાસરની ધાતુપ્રતિમા ઉપર છે, તેમાં જામણકીયગચ્છનો ઉલ્લેખ જમણપુરનો નિર્દેશ કરે છે : ૪૬

—નો એક લેખ સેરિસાના પરિકરના ગાદીના બે ટુકડાઓ પૈકી એક ટુકડા ઉપર છે : ૭૯

—માં વિજાપુરમાં શ્રીજગચ્ચંદ્રસૂરિ અને શ્રીદેવભદ્રસૂરિએ ચૈત્રવાલગચ્છના શ્રીભુવનચંદ્રસૂરિ સાથે ક્રિયોદ્ધાર કર્યો : ૯૧

૧૨૮૬ ની આસપાસ શ્રીવસ્તુપાલ–તેજપાલે શંખેશ્વરના મંદિરનો બીજો જીર્ણોદ્ધાર કરાવ્યો હશે : ૪૯

૧૨૮૭ માં વામનાચાર્યનું 'લિંગાનુશાસન' વિજાપુરમાં તાડપત્ર પર લખાયું : ૯૧

—નો એક લેખ મડારમાં મડારદેવીના મંદિરની પાસે આવેલા એક પથ્થર ઉપર છે : ૩૦૨

—ના મડારગામના શિલાલેખમાં મડાહડ ગામનો ઉલ્લેખ કરેલો છે તેથી એ ગામ એથીયે પ્રાચીન છે : ૩૦૧

—ના ચૈત્ર વદિ ૩ (ગુજરાતી ફાગણ વદિ ૩)ને રવિવારે આબુ ઉપર આવેલા લૂણવસહીની પ્રતિષ્ઠા નાગેન્દ્રગચ્છીય શ્રીવિજયસેનસૂરિએ કરી : ૨૯૧

—ના આબુના લૂણવસહી મંદિરના શિલાલેખથી જણાય છે કે, ચંદ્રાવતીના પરમાર રાજા સોમદેવ અને તેના પાટવીકુંવર કાન્હડદેવે લૂણવસહી મંદિરના નિભાવ માટે ડબાણી ગામ સદા માટે ભેટ કર્યું હતું : ૧૫૮

—ના આબુના લૂણવસહીના વ્યવસ્થાલેખમાં ઉંબરણીના શ્રાવકોએ વર્ષગાંઠનો મહોત્સવ ઉજવવાનો નિર્દેશ છે; આથી ઠેઠ તેરમા સૈકામાં ઉંબરણીમાં જૈનોની વસ્તી હોવાનું જણાય છે : ૨૭૮

—ના આબુના લૂણવસહીના વ્યવસ્થાલેખમાં ચંદ્રાવતીના શ્રાવકસમુદાયે વર્ષગાંઠનો પ્રથમ દિવસ ઊજવવાનો ઉલ્લેખ કર્યો છે : ૨૭૯

—ના આબુના લૂણવસહી મંદિરના વ્યવસ્થાલેખમાં મુંગથલાના શ્રાવકોએ એ મંદિરના અઠ્ઠાઈ મહોત્સવનો એક દિવસ ઉજવવો એવો ઉલ્લેખ હોવાથી એ સમયે અહીં જૈન વસ્તી સારી હોવી જોઈએ : ૨૭૯

—ના આબુના લૂણવસહીના વ્યવસ્થાલેખમાં ત્યાંના અઠ્ઠાઈ મહોત્સવનો છઠ્ઠો દિવસ હણાદ્રાના શ્રીસંઘે ઉજવવો, આથી એ સમયે ત્યાં જૈનોની વસ્તી સારી હશે એમ લાગે છે : ૨૯૬

—ના આબુના લૂણવસહીના વ્યવસ્થાલેખમાં સાહિલવાડા-સેલવાડાના શ્રાવકોએ એ મંદિરનો ઉત્સવ ઉજવવાનો ઉલ્લેખ કર્યો છે : ૨૯૮

—ના આબુના લૂણવસહી મંદિરના વ્યવસ્થાલેખમાં એ મંદિરના અઠ્ઠાઈ મહોત્સવનો એક દિવસ મડારના શ્રાવકોએ ઉજવવો એવો ઉલ્લેખ છે, આથી એ સમયે મડારમાં જૈન વસ્તી સારી હોવી જોઈએ : ૩૦૧

—ના આબુના લૂણવસહીના વ્યવસ્થાલેખમાં વરમાણના શ્રાવકોએ એ મંદિરનો ઉત્સવ ઉજવવાનો ઉલ્લેખ છે; આથી એ સમયે આ ગામમાં જૈનોની વસ્તી ઠીક હશે એમ જણાય છે : ૩૦૭

—ના આબુના લૂણવસહી મંદિરના વ્યવસ્થાલેખમાં ડબાણીના શ્રાવકોએ એ મંદિરના અઠ્ઠાઈમહોત્સવનો એક દિવસ ઉજવવો એવો ઉલ્લેખ છે, તેથી એ સમયે ડબાણીમાં જૈનોની સારી વસ્તી હશે એમ જણાય છે : ૩૦૮

—ના આબુના લૂણવસહી મંદિરના વ્યવસ્થાલેખમાં ધવલીના શ્રાવકોએ એ મંદિરના અઠ્ઠાઈમહોત્સવનો એક દિવસ ઉજવવો એવો ઉલ્લેખ છે; આથી એ સમયે ધવલીમાં શ્રાવકોની સારી વસ્તી હશે એમ જણાય છે : ૩૦૮

૧૨૮૭–૧૨૮૮ માં વસ્તુપાલ–તેજપાલે આબુ અને ગિરનાર વગેરે સ્થળોમાં કળામય મંદિરો બંધાવ્યાં : ૬

૧૨૮૭ (૫૭) નો લેખ વાજનવાળામાં આવેલા ખંડિત જૈન મંદિરના દરવાજાની બહારના એક સુરહીના પથ્થર પર છે : ૨૮૨

૧૨૮૭ થી ૧૨૯૩ સુધીમાં આબુ ઉપરના લૂણવસહીની બધી દેરીઓની પ્રતિષ્ઠા થયેલી છે : ૨૯૨

૧૨૮૮ ના કુલ ૬ શિલાલેખો ગિરનાર પર વસ્તુપાલ–તેજપાલની ટૂંકામાં આવેલાં મંદિરોમાં છે : ૧૨૫

—માં વસ્તુપાલે ગિરનાર પરનાં મંદિરો બંધાવ્યાં : ૧૨૭

—માં મહામાત્ય શ્રીવસ્તુપાલ–તેજપાલે લુણિગવસહી પ્રાસાદ આબુમાં બંધાવ્યો : ૨૮૮

—માં મંત્રી વસ્તુપાલ–તેજપાલે ગિરનારમાં સત્યપુરીયાવતાર નામક મંદિરોની સ્થાપના કરી : ૩૦૫

૧૨૮૯ ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારના લેખવાળી પ્રતિમા રામસેનના મંદિરમાં છે : ૪૦

૧૨૯૦, ૧૨૯૧, ૧૨૯૩ માં વસ્તુપાલે શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ વિસ્તારથી કરી : ૧૨૮

૧૨૯૨ માં શ્રીમલયગિરિકૃત 'નંદીટીકા' વિજાપુરમાં તાડપત્ર પર લખાઈ : ૯૧

—માં આબુ ઉપર થયેલા પ્રતિષ્ઠામહોત્સવમાં ૮૪ રાણાઓ, ૧૨ મંડલિકો, ૪ મહાધર, અને ૮૪ મોટી જ્ઞાતિઓની સભામાં મંત્રી યશોવીરે લુણિગવસતિની ૧૪ ભૂલો બતાવી : ૧૯૦

૧૨૯૪ ની સાલની એક ગૃહસ્થમૂર્તિ સિદ્ધપુરના શ્રીમહાવીર-સ્વામીના મંદિરમાં છે : ૬૭

૧૨૯૫ માં 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'–તૃતીય પર્વ વિજાપુરમાં તાડપત્ર પર લખાયું : ૯૧

—માં શ્રીઅજિતપ્રભગણિએ 'ધર્મરત્ન–શ્રાવકાચાર' વિજાપુરમાં તાડપત્ર પર લખ્યો : ૯૧

૧૨૯૬ માં નાગોરનિવાસી શ્રેષ્ઠી દેવચંદ્રે ચારૂપમાં શ્રીઆદીશ્વર ભ. નો ગૂઢમંડપ અને ચોકીઓ સાથેનો જિનપ્રાસાદ બંધાવ્યો : ૪૫

—માં મંત્રી વસ્તુપાલનું મરણ થયું : ૧૨૭

—ના આબુના લૂણવસહી ચૈત્યના શિલાલેખમાં સુવર્ણગિરિ ઉપર અષ્ટાપદના ચૈત્યનો ઉલ્લેખ મળે છે : ૧૮૮

—ના એક શિલાલેખમાં નાગપુરીય લાહડે સુવર્ણગિરિના કુમારવિહારની ભમતીમાં એક દેરી કરાવી અને લાહડના વંશજ શ્રેષ્ઠી દેવચંદ્રે સુવર્ણગિરિના અષ્ટાપદ ચૈત્યમાં બે ગોખલા કરાવ્યા : ૧૮૯

—માં જાલોરના સુવર્ણગિરિ પરના કુમારવિહાર નામક શ્રીપાર્શ્વજિનાલયના ગોખલામાં બે મૂર્તિઓ સ્થાપન કરવામાં આવી : ૧૯૨

—ના વૈશાખ સુદિ ૩ ના દિવસે શેઠ નેમડના કુટુંબના માણસોએ તારંગાના મુખ્ય મંદિરના એક ગોખલામાં શ્રીઅજિતનાથની પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવી : ૧૫૦

—પછીના કોઈ સમયે લગભગ ૧૪મી શતાબ્દીમાં સંઘેષ્ઠી દેવચંદ્રે ચારૂપમાં ગૂઢમંડપ, ચોકીઓ તેમજ શ્રીઆદિનાથના બિંબની પ્રતિષ્ઠા કરાવી : ૧૦૧

—પછી એટલે વિ. ૧૪મી શતાબ્દીના પહેલા પાદમાં શ્રેષ્ઠી દેવચંદ્રે ચારૂપના જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૨૦૧

૧૨૯૭ માં આબુ ઉપરના લૂણવસહી મંદિરમાં આવેલા દેરાણી-જેઠાણીના ગોખલાથી પ્રસિદ્ધિ પામેલા ગોખલાઓની પ્રતિષ્ઠા થઈ : ૨૯૨

—માં સંઘપતિ હરિશ્ચંદ્રે સાચોરના મંદિરનો મંડપ બનાવ્યો; એવો શિલાલેખ સાચોરની એક મસ્જિદમાં મૌજુદ છે : ૩૦૫

૧૨૯૮ ના વૈશાખ વદિ ૩ ને શનિવારનો પાટણના પંચાસરા પાર્શ્વનાથ મંદિરમાંની આચાર્યપ્રતિમા પરનો શિલાલેખ : ૬૦

—માં 'હૈમવ્યાકરણ–તદ્ધિતપ્રકરણ' વિજાપુરમાં તાડપત્ર પર લખાયું : ૯૧

—ના ભાદરવા સુદિ ૫ ને બુધવારનો શિલાલેખ દત્તાણીના ખંડિત જિનાલયના એક સ્તંભ પર છે; તેથી એ ગામ અને મંદિર એ સાલ કરતાંયે પ્રાચીન જણાય છે : ૨૮૨

૧૨૯૯ ના ચૈત્ર સુદિ ૧૧ ને શુક્રવારના રોજ શ્રીપૂર્ણચંદ્ર ઉપાધ્યાયે હથુંડીના જિનાલયમાં બે ગોખલા અને બધાં શિખરો કરાવ્યાં : ૨૦૯

૧૨– –નો શિલાલેખ અજારીના જિનાલયમાંની એક આચાર્ય-પ્રતિમા ઉપર છે : ૨૪૨

૧૩ મા સૈકા પહેલાંનું જાલોરના સુવર્ણગિરિ પરના શ્રીમહાવીર જિનાલયનું શિખર જણાય છે : ૧૯૨

—મા સૈકા પહેલાંનું કોજરા ગામ હોય એમ શિલાલેખથી જણાય છે : ૨૭૧

—મા સૈકાથીયે પ્રાચીન ગોહલીનું જિનમંદિર હોવું જોઈએ : ૨૪૬

—મા સૈકા પહેલાંનું સેવાડા હોય એમ શિલાલેખથી જણાય છે : ૨૯૯

—મા સૈકા કરતાં ડબાણી ગામ પ્રાચીન હોવા વિશે શંકા નથી : ૩૦૮

૧૩ મી સદીમાં રાજા ધારાવર્ષ થયો એટલે તેના ભાઈ પ્રહ્લાદનનો સમય પણ એ જ મનાય : ૩૨

—મી સદીમાં દાંતીવાડાના શ્રીઆદીશ્વર મંદિરમાં શ્રીપદ્મપ્રભસ્વામીની મૂર્તિ પ્રતિષ્ઠિત થયાનાં ચિહ્નો પ્રતીત થાય છે : ૩૫

—મા સૈકામાં થયેલા શ્રેષ્ઠી આહ્લાદન દંડનાયકે થરાદના ઋષભદેવ ચૈત્યમાં કેટલીક મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી : ૪૧

—મા સૈકાના શિલાલેખો હારીજગચ્છના મળે છે : ૫૧

—મા સૈકાનું મહેસાણા પુરવાર થાય, જો સં. ૧૨૫૭નો શિલાલેખ અહીંનો હોય તો : ૬૭

—મા સૈકામાં મોટા પોશીનામાં જૈન મંદિર બંધાયું હશે : ૮૯

—મા સૈકાના છેલ્લા ચરણમાં ધોળકા વસ્યું હોય એમ શ્રીદુર્ગાશંકર શાસ્ત્રીની નોંધથી જણાય છે : ૯૪

—મા સૈકામાં વસ્તુપાલ મંત્રીએ પાલીતાણાના શ્રીપાર્શ્વનાથ મંદિરની યાત્રા કરી : ૯૮

—મા સૈકામાં શત્રુંજય ઉપર અનુપમા સરોવરની રચના થઈ : ૧૦૦

—મા સૈકામાં મંત્રી તેજપાલે શત્રુંજયની પાજ બંધાવ્યાનો ત્રુટિત શિલાલેખ મળે છે : ૧૦૧

—મા સૈકામાં તેજપાલ મંત્રીએ ગિરનારની તળેટીમાં પોતાના નામથી કિલ્લો, વાવડી, મંદિર અને બગીચાથી યુક્ત તેજલપુર ગામ વસાવ્યું : ૧૧૯

—મા સૈકામાં ગિરનાર પર કુમારપાલ રાજાએ કુમારપાલ ટૂંકનું મંદિર બંધાવ્યું : ૧૨૪

—મા સૈકામાં શ્રીકુમારપાલે પ્રભાસપાટણમાં શ્રીપાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું : ૧૩૪

—મા સૈકામાં ધોળકાના રાજા વીરધવલ અને ભદ્રેશ્વરના રાજા ભીમસિંહ વચ્ચે યુદ્ધ થયાનો પ્રસંગ સં. ૧૪૦૫ માં રચાયેલા 'પ્રબંધકોશ'માં આપેલો છે : ૧૩૯

—મા સૈકા સુધીનો તારંગાનો ઇતિહાસ અંધકારમાં છે : ૧૪૬

—મા સૈકામાં આભૂનો પુત્ર અભયદ આનંદ (સંભવતઃ અર્ણોરાજ)નો મંત્રી હતો : ૧૬૦

—મા સૈકામાં અભયદનો પુત્ર આંબડ જાલોરનો મુખ્ય અધિકારી હતો : ૧૬૦

—મા સૈકામાં આંબડનો પુત્ર સહણપાલ મોજદીન બાદશાહના પ્રધાનોમાં મુખ્ય મંત્રી હતો : ૧૬૦

—મા સૈકામાં સહણપાલનો પુત્ર નૈણા સુલતાન જલાલુદ્દીન બાદશાહના રાજ્યનો સમગ્ર કારભારી હતો : ૧૬૦

—મા સૈકાના મધ્યકાળ સુધી નાકોરનગર આબાદ હતું : ૧૮૩

—મી શતાબ્દીમાં શ્રીમહેન્દ્રસૂરિએ રચેલી 'અષ્ટોત્તરી-તીર્થમાળા'માં સુવર્ણગિરિ પર કોટિધ્વજ ધનાઢ્યોના નિવાસનો ઉલ્લેખ મળે છે : ૧૮૭

—મા સૈકામાં પલ્લીવાલ શ્રેષ્ઠી નેમડના કુટુંબીઓએ શત્રુંજય, ગિરનાર, આબુ, જાલોર, તારંગા, પાટણ, લાડોલ, પાલનપુર, અને ચારૂપ આદિ સ્થાનોનાં જિનમંદિરોમાં ધર્મસ્થાનો અને મૂર્તિઓ વગેરે સ્થાપન કરાવી : ૨૦૦

—મા સૈકાની શરૂઆતમાં શ્રીજિનદત્તસૂરિ અજમેર પધાર્યા ત્યારે રાજા અર્ણોરાજ તેમના દર્શનાર્થે આવ્યો : ૨૦૩

—મી સદીમાં પ્રતિષ્ઠિત થયેલી મૂર્તિઓ સેવાડીના શ્રીમહાવીર જિનાલયની ૫૬ દેવકુલિકાઓમાં છે : ૨૧૧

—મા સૈકાથી અર્વાચીન નહિ એવું કોરટાનું શ્રીઆદિજિનાલય છે : ૨૨૯

—મા સૈકામાં સંડેરકગચ્છીય આચાર્ય પ્રતિષ્ઠિત ત્રણ મૂર્તિઓ ચરલીના જિનાલયમાં છે : ૨૩૬

—મી (ઈ. સ. ની ૧૨ મી) સદીમાં નીતોડાનું સૂર્યમંદિર બનેલું હોવાનું શ્રીઓઝાજીનું મંતવ્ય છે : ૨૪

—મી શતાબ્દીના શ્રીમહેન્દ્રસૂરિ પોતાની 'અષ્ટોત્તરીતીર્થ-માળા'માં પણ ભ. વીરના જન્મથી ૩૭મા વર્ષે પૂર્ણરાજ નામના રાજાએ મૂંગથલામાં જિનચૈત્ય બનાવી ભ. મહાવીરની મૂર્તિ સ્થાપન કરી, એવો ઉલ્લેખ કરે છે : ૨૮૧

—મી સદીમાં કનોજના રાજાએ સાચોરમાં વીર ભગવાનનું દેવદાર (લાકડા)નું મંદિર બનાવ્યું : ૩૦૫

—મા સૈકામાં દંડનાયક આહ્લાદને સાચોરના શ્રીવીર જિનાલયમાં શ્રીપાર્શ્વજિનની પ્રતિષ્ઠા કરાવી : ૩૦૫

૧૩–૧૪ મા સૈકામાં સાચોરના તીર્થની મહત્તા કેટલી હશે એનું અનુમાન શિલાલેખોથી થાય છે : ૩૦૫

—મા સૈકામાં વિજાપુરમાં જૈનોની આબાદી સારી હતી : ૯૨

૧૩ અને ૧૫ મા સૈકામાં મૂંગથલાના જિનાલયનો જીર્ણોદ્ધાર થયો એમ શિલાલેખથી જણાય છે : ૨૮૧

૧૩૦૦ ની આસપાસમાં દાવડમાં શ્રીપાર્શ્વનાથનું મંદિર બંધાયું હોય એમ જણાય છે : ૮૩

—ની આસપાસ શ્રીમહેન્દ્રસૂરિએ રચેલી 'અષ્ટોત્તરીતીર્થ-માળા'માં ભ. મહાવીર અર્બુદભૂમિમાં વિચાર્યા હતા એવો ઉલ્લેખ મળે છે : ૧૫૪

—ની આસપાસ શ્રીમહેન્દ્રસૂરિએ રચેલી 'અષ્ટોત્તરીતીર્થ-માળા'માં બ્રાહ્મણવાડાના મહાવીર જિનાલયનો ઉલ્લેખ છે : ૨૭૧

—ની આસપાસમાં રચાયેલી 'અષ્ટોત્તરીતીર્થમાળા'માં અને સં. ૧૭૫૦ માં પં. સૌભાગ્યવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં બ્રાહ્મણવાડામાં વીરભગવાનનાં ચરણો હોવાનું જણાવ્યું છે : ૨૭૨

૧૩૦૧ માં મુંજ રાજાએ મુંજપુર વસાવ્યું : ૫૨

—(સને ૧૨૪૪)માં ઠાકોર બજાજીએ એક વાવ બંધાવી વાવ નામે કસબો વસાવ્યો : ૪૨

—સુધી પાટણમાં વનરાજવિહાર વિદ્યમાન હતો : ૫૭

—માં ખરતરગચ્છીય શ્રીજિનેશ્વરસૂરિએ વિજાપુરમાં પ્રવેશ કર્યો : ૯૧

—ના વૈશાખ સુદિ ૯ ને શુક્રવારનો શિલાલેખ આસાકની મૂર્તિ ઉપર છે તે મૂર્તિ પાટણના પંચાસરા પાર્શ્વનાથના મંદિરમાં મૌજુદ છે : ૫૭

૧૩૦૨ માં શ્રીપુણ્યતિલકસૂરિના ઉપદેશથી મુંજાશાહે બોરોલમાં જિનમંદિર અને વાવ બંધાવ્યાં : ૪૩

—માં શ્રીવિદ્યાનંદસૂરિએ દીક્ષા લીધી : ૯૧

—ના શિલાલેખો અચલગઢમાં આવેલા શ્રીશાંતિનાથ ભ. ના મંદિરમાંના કાઉસગ્ગિયા ઉપર છે : ૨૯૫

—ની આસપાસ ઝીંઝુવાડાના રાજા દુર્જનશલ્યે શંખેશ્વરના મંદિરનો ત્રીજો ઉદ્ધાર કરાવ્યો : ૪૯

૧૩૦૪ ના જૈન શિલાલેખો પાલનપુરની એક મસ્જિદના થાંભલા ઉપર છે : ૩૪

—માં મંત્રી તેજપાલનું મરણ થયું : ૧૨૭

—ના બીજા જેઠ સુદિ ૯ ને સોમવારના લેખવાળી મૂર્તિ તારંગાના મુખ્ય મંદિરમાં છે : ૧૪૯

૧૩૦૫ માં 'ઉપાંગ–પંચક'ની વૃત્તિઓ ગાંભૂમાં લખાઈ : ૭૦

—ના વૈશાખ સુદિ ૩ ને શનિવારનો લેખ ગિરનાર પર વસ્તુપાલ–તેજપાલની ટૂંકમાં આવેલાં ત્રણ મંદિરો પૈકી વચ્ચેના મંદિરના મૂ૰ ના૰ નીચે છે : ૧૨૬

—ના અષાઢ વદિ ૭ને શુક્રવારના લેખવાળી મૂર્તિ તારંગાના મુખ્ય મંદિરમાં છે : ૧૪૯

૧૩૦૬ ની સાલની એક ગ્રંથપ્રશસ્તિમાં મહુવાનું મધુમતી નામ નોંધેલું મળે છે : ૧૧૦

૧૩૦૯ ના લેખો રાંતેજના જિનમંદિરની દેરીમાં રહેલાં શ્રાવક–શ્રાવિકાનાં યુગલના બે મૂર્તિપટ્ટો ઉપર છે : ૭૬

૧૩૧૦ ના વૈશાખ સુદિ ૧૩ ને શનિવારે જાલોરના શ્રીમહાવીર વિધિચૈત્યમાં મહામંત્રી જૈત્રસિંહના તત્ત્વાવધાનમાં ચોવીશ જિનાલયની પ્રતિષ્ઠા, દીક્ષા આદિ મહોત્સવો થયા : ૧૯૦

—ની સાલનો એક સત્તરિસય જિનપટ્ટ કુંભારિયાના શ્રીનેમિ જિનાલયમાં છે : ૨૮૬

—ના વૈશાખ વદિ ૫ ને ગુરુવારે આરાસણના પોરવાડ શ્રાવક આસપાલે આરાસણના શ્રીનેમિચૈત્ય માટે સ્તંભ કરાવ્યાનો લેખ કુંભારિયાના શ્રીનેમિજિનાલયમાં વિદ્યમાન છે : ૨૮૬

૧૩૧૨ માં શ્રીચંદ્રતિલક ઉપાધ્યાયે 'અભયદેવચરિત' રચ્યું : ૯૨

—માં ભદ્રેશ્વરના જૈન મંદિરનો જીર્ણોદ્ધાર શેઠ જગડૂશાહે કરાવ્યો હશે : ૧૪૧

૧૩૧૨ અને ૧૩૩૨ ના બે સુરહી લેખો કુંભારિયાના શ્રીશાંતિજિનાલયની નજીક આવેલા બે પથ્થરો ઉપર છે : ૨૮૪

૧૩૧૩ ની સાલની શ્રીપાર્શ્વનાથની ધાતુપ્રતિમા મહુવાના શ્રીમહાવીર મંદિરમાં છે : ૧૬૧

૧૩૧૪ માં અંચલગચ્છીય શ્રીઅજિતસિંહસૂરિને આચાર્ય પદવી મળી : ૫૪

—નો લેખ કુંભારિયાના શ્રીનેમિજિનાલયના ગૂઢમંડપમાં આવેલા કાઉસગ્ગિયા ઉપર છે : ૨૮૬

—ના જેઠ સુદિ ૬ (૩)ને મંગળવારનો લેખ દેલદરના જિનાલયની એક દેરીમાં પરિકરની ગાદી ઉપર છે : ૨૫૨

૧૩૧૫ માં ગુજરાતમાં ભારે દુકાળ પડ્યો : ૧૩૯

—ના ફાગણ સુદિ ૪ ને બુધવારનો શિલાલેખ : ૩૩

૧૩૧૬ ના મહાસુદિ ૬ના દિવસે રાજા ચાચિગદેવના સમયમાં સુવર્ણગિરિના શાંતિનાથ મંદિરમાં સુવર્ણકળશ, ધ્વજ-દંડ આદિ ચડાવવામાં આવ્યાં : ૧૯૦

૧૩૧૭ માં 'શ્રાવકધર્મપ્રકરણ' રચાયું : ૩૭

—જાલોરમાં રાજા ચાચિગદેવ રાજ્ય કરતો હતો : ૩૭

—માં વિજાપુરમાં શ્રીવાસુપૂજ્યના મંદિર ઉપર સુવર્ણ દંડ–કળશ ચડાવવામાં આવ્યા : ૩૭

—માં ભીમપલ્લીમાં વીરચૈત્ય બન્યું : ૩૭

—માં શ્રીઅભયતિલક ગણિએ 'મહાવીરરાસ'ની રચના કરી : ૩૭

—માં શ્રીજિનેશ્વરસૂરિએ વિજાપુરના શ્રીવાસુપૂજ્ય મંદિર ઉપર સુવર્ણદંડ અને સુવર્ણકળશ ચડાવ્યા : ૯૨

—ના મહાસુદિ ૧૪ ના દિવસે જાલોરમાં વીરજિનના વિધિચૈત્ય ઉપર શ્રીજિનેશ્વરસૂરિએ ધ્વજદંડ અને સુવર્ણ કળશોની પ્રતિષ્ઠા કરી : ૩૭

—ના મહા સુદિ ૧૪ની નોંધ પ્રામાણિક જણાય છે : ટિ૦ ૧૯૦

૧૩૨૦ ના બીજેથી મળી આવેલા એક શિલાલેખમાં ગિરનાર પર મંત્રી સામંતસિંહ અને સલખણસિંહ નામના ભાઈઓએ મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે : ૧૨૬

—નો રાજા અર્જુનદેવનો શિલાલેખ અજારીના ગોપાળજીના મંદિરમાં છે : ૨૪૧

—ના અજારીના શિલાલેખમાં રાજા અર્જુનદેવનું નામ છે : ૨૫૪

—ના જેઠ સુદિ ૧૦ ને સોમવારે ચંદ્રાવતીના મહારાજાધિરાજ આલ્હણસિંહના મંત્રી બેતાએ કાળાગરાના જિનમંદિર માટે કંઈક દાનશાસન લખી આપ્યું : ૧૫૯, ૨૫૪

—લગભગમાં પેથડ મંત્રીએ શ્રીધર્મઘોષસૂરિના ઉપદેશથી ઠેર ઠેર મળીને ૮૪ જિનમંદિરો બંધાવ્યાં : ૧૫૬

—લગભગમાં માંડવગઢના શ્રેષ્ઠી પેથડશાહે અહીં (ડભોઈમાં) શ્રીચંદ્રપ્રભુનું મંદિર બંધાવ્યું : ૨૧

૧૩૨૧ માં સં. પેથડ અને ઝાંઝણે જીરાવલામાં એક જૈન મંદિર બંધાવ્યાની નોંધ 'ઉપદેશતરંગિણી'થી જાણવા મળે છે : ૩૦૦

૧૩૨૨ ના વૈશાખ વદિ ૧૩ ના દિવસે સાચોરના મહાસ્થાનમાં જ્યારે ભીમદેવનું રાજ્ય હતું ત્યારે ઓશવાળ ભંડારી છાડાએ સાચોરના મહાવીર જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો, એવો શિલાલેખ સાચોરની મસ્જિદમાં મોજુદ છે : ૩૦૫

૧૩૨૩ ના જેઠ સુદિ ૮ ને ગુરુવારનો શિલાલેખ અજારામાંથી મળી આવેલી કાઉસગ્ગિયા મૂર્તિઓ પર છે : ૧૩૮

—ના લેખવાળો નંદીશ્વર પટ્ટ કુંભારિયાના શ્રીનેમિજિનાલયમાં છે : ૨૮૬

—ના આસો સુદિ ૫ ના રોજ એક શ્રેષ્ઠીએ સિરોહીની ભૂમિમાં શ્રીઆદીશ્વરના મંદિરનું શિલારોપણ કર્યું : ૨૪૬

૧૩૨૪ નો લેખ વિજાપુરના ચિંતામણિ પાર્શ્વમંદિરમાં રહેલા ચોવીશીના પટ્ટ ઉપર છે : ૯૩

—ના લેખો નાડલાઈના જેખલ પર્વતની ટેકરીના મૂળમાં આવેલા શ્રીગોડીપાર્શ્વમંદિરના મૂ૦ ના૦ ની આસપાસની બે પ્રતિમાઓ ઉપર છે : ૨૨૪

—માં 'ધર્મરત્નપ્રકરણ' અર્જુનદેવના રાજ્યમાં મં૦ સોમની પ્રતિપત્તિમાં વિજાપુરમાં તાડપત્ર પર લખાયું : ૯૧

—ના ફાગણ સુદિ ૪ ને બુધવારનો પાલનપુરના જિનાલયમાં શિલાલેખ છે : ૩૪

—ના ફાગણ સુદિ ૮ ને ગુરુવારે હસ્તિકુંડીગચ્છના શ્રીવાસુદેવાચાર્યે શ્રીઋષભદેવની પ્રતિષ્ઠા કરેલી, તે મૂર્તિ ઉદયપુરના બાબેલાના જિનાલયમાં છે : ૨૦૭

૧૩૨૬ માં વિજાપુરના વાસુપૂજ્ય મંદિરમાં કુલચંદની પત્ની બેતૂએ વીરપ્રતિમાલંકૃત ગોખલા તથા ચોવીશ તીર્થંકરોની માતાઓની પ્રતિષ્ઠા શ્રીજિનેશ્વરસૂરિ પાસે કરાવી : ૯૨

૧૩૨૮ માં કવિ કુમારગણિએ 'અભયદેવચરિત'ની પ્રશસ્તિ ૪૯ શ્લોકમાં રચી : ૯૨

—માં લખાયેલી 'શતપદિકા' નામની હસ્તલિખિત તાડ-પત્રીય પોથીમાં હમ્મીરપત્તનના પલ્લીવાલજ્ઞાતીય શ્રેષ્ઠીની હકીકત નોંધેલી છે : ૨૭૬

—ના માઘ સુદિ ૯ ના દિવસે વિજાપુરના વાસુપૂજ્ય મંદિરમાં શ્રેષ્ઠી કુલચંદ્રે ઋષભાદિની દેરીઓ કરાવી : ૯૨

૧૩૨(?) નો એક લેખ કંથકોટના ખંડિત જૈન મંદિરમાંથી મળી આવ્યો છે : ૧૪૬

૧૩૩૦, ૧૪૭૧, ૧૫૧૩, ૧૫૨૭, ૧૬૭૬ ની સાલના લેખો વિજાપુરના ભાટવાડાના શ્રીઆદીશ્વર મંદિરની ધાતુપ્રતિમાઓ ઉપર છે : ૯૩

૧૩૩૧ માં શ્રીમલયગિરિકૃત 'કર્મપ્રકૃતિવૃત્તિ' વિજાપુરમાં તાડપત્ર પર લખાઈ : ૯૧

—ના વૈશાખ સુદિ ૪ નો પાલનપુરના જિનાલયમાં શિલાલેખ છે : ૩૪

—ના વૈશાખ માસનો લેખ દેલદરના ગૂઢમંડપમાં એક ખાલી પડેલી ગાદી પર છે : ૨૫૧

૧૩૩૨ ના મહા સુદિ ૧૫ ના લેખવાળી શ્રીમહાવીરની મૂર્તિ સંડેરના જિનમંદિરમાં વિદ્યમાન છે : ૭૨

૧૩૩૩ નો એક શિલાલેખ ગિરનારના મુખ્ય શ્રીનેમિનાથ મંદિરના સ્તંભ ઉપર છે, તેમાં શ્રેષ્ઠી હરિપાલે મંદિરને કંઈક ભેટ આપ્યાનો ઉલ્લેખ છે : ૧૨૨

—નો એક શિલાલેખ ભિન્નમાલના જૈન મંદિરમાંથી મળી આવ્યો છે, તેમાં ભ. મહાવીર શ્રીમાલમાં પધાર્યા હતા, એવો ઉલ્લેખ એક નવી સમસ્યા ઊભી કરે છે : ૧૫૪, ૧૭૬

—ના આસો સુદિ ૧૪ ના ભિન્નમાલમાં યાત્રામહોત્સવ પ્રસંગે રાજા ચાચિગદેવે શ્રીમહાવીર જિનાલયને પ્રતિવર્ષ કેટલાક દ્રમ્મનું દાન કર્યું; એવો શિલાલેખ ભિન્નમાલમાં જૈન મંદિરના ખંડિયેર પાસે આવેલી જાકબ તળાવની ભીંત ઉપર છે : ૧૫૯, ૧૭૮

—ના ફાગણ વદિ ૬ નો લેખ ટોકરાના સોનાધારી મહાદેવના મંદિરમાં છે, જેમાં રાવ વીજડે એ મંદિરની પ્રતિષ્ઠા કરાવ્યાનું જણાવ્યું છે : ૨૯૮

૧૩૩૪ (૨૪?)ના વૈશાખ સુદિ ૫ ને બુધવારનો શિલાલેખ ભીલડિયાના જૈન મંદિરમાં છે : ૩૬

૧૩૩૫ માં અંચલગચ્છના શ્રીઅજિતસિંહસૂરિના ઉપદેશથી શ્રેષ્ઠી જયતાએ ચાણસ્મામાં શ્રીભટેવા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું : ૫૩, ૫૪

—નો એક ખંડિત શિલાલેખ ગિરનારના મંદિરના મુખ્ય શ્રીનેમિનાથ મંદિરના સ્તંભ ઉપર છે, તેમાં વીલ્હણ શ્રેષ્ઠી સંબંધે ઉલ્લેખ છે : ૧૨૨

—નો લેખ હથુંડીના સભામંડપના થાંભલામાં છે, તેમાં મૂ૦ ના૦ રાતાભિધાન મહાવીરદેવનો ઉલ્લેખ છે : ૨૦૯

૧૩૩૫, ૧૩૩૬, ૧૩૪૫ ના લેખો હથુંડીના જિનાલયના થાંભલાઓ ઉપર છે : ૨૦૭

૧૩૩૭ ના જેઠ વદિ ૪ ને શુક્રવારે શ્રીજિનપ્રબોધસૂરિએ વિજાપુરમાં પ્રવેશ કર્યો : ૯૨

૧૩૩૮ ના જેઠ સુદિ ૧૪ ને શુક્રવારે કુંભારિયાના શ્રીનેમિજિનાલયમાં આરાસણના રહેવાસી ગોનાના વંશમાં થયેલા શ્રેષ્ઠી આસપાલે શ્રીમુનિસુવ્રતસ્વામી બિંબ અને અશ્વાવબોધ–સમલિકાવિહારનો પટ્ટ કરાવ્યાનો લેખ એ મંદિરના એક પટ્ટમાં છે : ૨૮૭

૧૩૩૯ નો એક શિલાલેખ ગિરનારના મુખ્ય શ્રીનેમિનાથ જિનાલયના સ્તંભ પર છે, તેમાં શ્રેષ્ઠી પૂનમસિંહે મંદિરને કંઈક ભેટ આપ્યાનો ઉલ્લેખ છે : ૧૨૨

—ના અષાઢ સુદિ ૩ ને મંગળવારે સિરોહીમાં શ્રીઆદીશ્વરના મંદિરની પ્રતિષ્ઠા થઈ : ૨૪૬

૧૩૪૦ માં મંત્રી પેથડના પુત્ર ઝાંઝણે માંડવગઢથી શત્રુંજયનો સંઘ કાઢ્યો : ૪૧

—ના એક લેખમાં કંથકોટમાં જૈન મંદિર બંધાવનાર આભ્રદેવના પુત્રો નામે લાખા અને સોલ્હાનાં નામો વંચાય છે : ૧૪૬

—ના પોષ સુદિ ૯ ના દિવસે ભાંડવપુરના જિનાલયની પ્રતિષ્ઠા કરવામાં આવી : ૧૯૩

૧૩૪૨ ના જેઠ વદિ ૯ ના રોજ સામંતસિંહના સાંનિધ્યથી જાલોરમાં જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા અને ઇંદ્રમહોત્સવ થયો : ૧૯૦

૧૩૪૩ નો એક લેખ કાછોલીના જિનાલયના મૂ૦ ના૦ ના પરિકરની ગાદીમાં છે, તેમાં કચ્છુલિકા–કાછોલીનો ઉલ્લેખ છે, એથી ગામ અને મંદિર એ સાલથી પ્રાચીન છે : ૨૫૭

—માં શાન્ત્યાચાર્યકૃત 'ઉત્તરાધ્યયનસૂત્રવૃત્તિ' વિજાપુરમાં તાડપત્ર પર લખાઈ : ૯૧

—નો લેખ વિજાપુરના ચિંતામણિ પાર્શ્વમંદિરની એક મૂર્તિ પર છે : ૯૩

—ના મહા સુદિ ૨ ને શનિવારનો લેખ અજારાના મંદિરમાં રહેલી યક્ષ–યક્ષિણીની મૂર્તિઓ ઉપર છે : ૧૩૮

—ના અષાઢ સુદિ ૨ ને સોમવારના દિવસે મેત્રાણામાં દેવ સમ્મુખ ધાડુ પડ્યું એવો લેખ મેત્રાણામાં પાળિયા ઉપર છે, તે દેવ મેત્રાણાના જિનમંદિરના જ હોઈ શકે : ૪૫

૧૩૪૪ ના મહા સુદિ ૧૧ ના લેખવાળી એક આચાર્યપ્રતિમા હથુંડીના જિનાલયમાં છે : ૨૦૭

—ના જેઠ સુદિ ૧૦ નો શિલાલેખ ભીલડિયાના મંદિરમાં રહેલી અંબિકાદેવીની મૂર્તિ ઉપર છે : ૩૭

૧૩૪૫ ના દત્તાણીના જિનાલયના શિલાલેખથી જણાય છે કે, આ ગામના ઠાકોર પરમાર દેવડા પ્રતાપસી અને હેમદેવે

અહીંના મંદિર માટે બે ખેતરો આપ્યાં અને રા. મહીપાલના પુત્ર સુહડસિંહે મંદિરના તીર્થંકર દેવની યાત્રા કરી ૪૦૦ દ્રમ્મની ભેટ કરી : ૧૫૯, ૨૮૩

—ના હથુંડીના જૈનમંદિરનો શિલાલેખ હાથિઉંડી ગામમાં શ્રીમહાવીરનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે : ૨૦૯

૧૩૪૬ માં 'સ્થાનાંગસૂત્રટીકા' વિજાપુરમાં તાડપત્ર પર લખાઈ : ૯૧

—નો લેખ સાતસેણથી થોડે દૂર પડેલા જૈન મંદિરના ખંડિયેર પાસેના એક પાળિયા ઉપર છે; આથી આ ગામ એથીયે પ્રાચીન હોવાનું કહી શકાય : ૩૦૩

૧૩૪૭ નો જૈન શિલાલેખ પાલનપુરની એક મસ્જિદના પ્રવેશદ્વાર ઉપર છે : ૩૪

૧૩૪૮ ના અષાડ સુદિ ૯ ને મંગળવારનો લેખ ધનારીના શ્રીશાંતિજિનાલયના પાટડા પર છે તેમાં ધનારી ગામનો ઉલ્લેખ છે આથી આ ગામ એ સાલથી પ્રાચીન છે : ૨૫૨, ૨૫૩

—માં મોગલસેનાએ સાચોર ઉપર ચડાઈ કરી : ૩૦૫

૧૩૪૯ નો એક લેખ બ્રાહ્મણવાડાની એક જિનમૂર્તિ ઉપર છે : ૨૭૨

—ના ચૈત્ર વદિ ૬ ને રવિવારનો શિલાલેખ પાટણના પંચાસરા પાર્શ્વનાથ મંદિરમાં છે : ૬૦

૧૩૫૦ થી ૧૩૭૩ સુધીના વિમલવસહીમાંના મહારાજાઓના આજ્ઞાપત્રના ચાર લેખોમાં આબુ ઉપર બે મંદિરો હોવાનો ઉલ્લેખ છે : ૨૯૨

૧૩૫૧ નો શિલાલેખ મેત્રાણાના મંદિરના મૂ૦ ના૦ ની ગાદી ઉપર છે : ૪૫

—ના લેખવાળી બે કાઉસગ્ગિયા પ્રતિમાઓ વરમાણના જિનમંદિરમાં છે, તેમાં બ્રહ્માણગચ્છના મંદિરમાં મડાહડગચ્છીય શ્રેષ્ઠી પુનસિંહે એ ભરાવ્યાનો ઉલ્લેખ છે : ૩૦૭

૧૩૫૨ ના ચૈત્ર સુદિ ૨ ને ગુરુવારનો સુરભીલેખ મડારમાં જેરાજના ચોતરા પાસે છે, તેમાં વિસલદેવ રાજાએ નિયુક્ત કરેલા મુંજિગ મંત્રીએ દાણ માફ કર્યાનો ઉલ્લેખ છે : ૩૦૨

—ના વૈશાખ સુદિ ૪ ના દિવસે મંત્રી વીરા અને ભંડારી ગિગન વગેરેએ બાડમેરના શ્રીઆદિ જિનાલયને માટે કેટલાક લાગાઓ નાખ્યા : ૧૮૨

૧૩૫૨, ૧૩૫૬, ૧૩૫૬, ૧૬૯૩ ના લેખો જૂના બાડમેરના ખંડિયેર જિનાલયમાંથી મળી આવે છે : ૧૮૨

૧૩૫૩ માં અલ્લાઉદ્દીને પાટણને પાધર કર્યું, એ જ સમયે ભીમપલ્લીનો પણ નાશ થયો : ૩૮

—માં 'ભગવતીસૂત્ર' વિજાપુરમાં તાડપત્ર પર લખાયું : ૯૧

—માં પેથડ શ્રેષ્ઠીએ વિજાપુરમાં લખાવેલી 'ભગવતીસૂત્ર'ની પ્રતિની પ્રશસ્તિમાં સંડેરના વીર જિનમંદિરનો ઉલ્લેખ કરેલો છે : ૭૧

૧૩૫૩ થી સં. ૧૩૫૬ સુધી કર્ણ વાઘેલો ગુજરાતની ગાદીએ હતો : ૫૯

૧૩૫૪ ના પોષ વદિ ૫ના લેખવાળી સંભવત : શ્રીહેમચંદ્રસૂરિની મૂર્તિ ઘોઘાના શ્રીનેમિનાથ જિનાલયમાં છે : ૧૧૩

—ના વૈશાખ સુદિ ૨ ને સોમવારના લેખવાળી કાઉસગ્ગિયા પ્રતિમાઓ તારંગાના મુખ્ય મંદિરમાં છે : ૧૫૦

—(ઈ. સ. ૧૨૯૭)માં અલ્લાઉદ્દીન ખિલજીએ ગુજરાત સર કર્યું : ૨૮

૧૩૫૪–૫૫–૫૬ ના પાળિયાઓ ભીલડિયામાં ઊભા છે : ૩૮

૧૩૫૫ લગભગમાં ભોરોલમાં રૈવતાચલાવતારની પ્રતિષ્ઠા થઈ હશે : ૪૩

—ના વૈશાખ વદિ ૭નો શિલાલેખ ભોરોલના મંદિરમાં અંબિકાની ખંડિત મૂર્તિ ઉપર છે : ૪૩

—સુધી ભોરોલનું નામ પીપલગ્રામ પ્રસિદ્ધ હતું : ૪૩

૧૩૫૬ ના કાર્તિક માસમાં બાડમેરના શ્રીઆદિજિનાલયમાં પડખેની ચોકીઓ સલખણ શ્રેષ્ઠીએ કરાવી : ૧૮૨

—ઉલ્લુખાન સાચોરનો નાશ કરવા આવ્યો : ૩૦૫

—કાર્તિક માસમાં બાડમેરના શ્રીઆદિજિનાલયમાં મધ્યની ચોકી નાગપાલ શ્રાવકે બનાવી : ૧૮૨

૧૩૫૭ ના લેખવાળી આચાર્ય મહારાજની ભવ્ય મૂર્તિ ઘોઘાના શ્રીજીરાવલા પાર્શ્વજિનમંદિરમાં છે : ૧૧૩

૧૩૫૮ નો એક લેખ ગિરનારના મુખ્ય શ્રીનેમિનાથ જિનાલયના ભોંયરામાં રહેલી શ્રીનેમિનાથની પ્રતિમા ઉપર છે : ૧૨૨

૧૩૫૯ માં અંચલગચ્છીય શ્રીઅજિતસિંહસૂરિનો સ્વર્ગવાસ થયો : ૫૪

—ના ફાગણ વદિ ૫ને ગુરુવારનો એક ત્રુટક લેખ દેલદરના જિનાલયના મૂળનાયકના પરિકર પર છે : ૨૫૨

—ના વૈશાખ સુદિ ૧૦ને શનિવારે વાગીણના શ્રીશાંતિજિનાલયના નિભાવ માટે સોલંકી–સમુદાયે મળીને પ્રત્યેક અરટ દીઠ અમુક લાગાનું દાનશાસન કરી આપ્યું એવો લેખ વાગીણના શ્રીશાંતિજિનાલયમાં છે : ૧૫૯, ૨૩૮

૧૩૬૦ પહેલાં સંડેરમાં જિનમંદિર હોવાની સાબિતી એક પ્રશસ્તિના ઉલ્લેખથી મળી આવે છે : ૭૨

૧૩૬૦ માં એ (સ્તંભન પાર્શ્વનાથની) મૂર્તિ ખંભાતમાં લાવવામાં આવી : ૧૪

—માં કરણઘેલો પાટણમાં રાજ્ય કરતો હતો, ત્યારે પેથડે એ મૂર્તિઓને સ્થાપન કર્યા પછી શત્રુંજય અને ગિરનારની યાત્રાનો સંઘ કાઢયો : ૭૨

—માં શ્રેષ્ઠી પેથડે એક જિનમૂર્તિનો જીર્ણોદ્ધાર કરાવી પોતાના ઘર-દેરાસરમાં સ્થાપન કરી : ૭૨

—ના અષાઢ સુદિ ૯ને સોમવારનો લેખ પાવઠાની જમીનમાંથી મળી આવેલી મૂર્તિ ઉપર છે : ૨૩૭

૧૩૬૧ માં શ્રીમેરુતુંગસૂરિએ રચેલા 'પ્રબંધચિંતામણિ'માં પ્રભાસ પાટણમાં શ્રીચંદ્રપ્રભુ અને કુમારપાલે બંધાવેલા અષ્ટાપદના મંદિરનો પણ ઉલ્લેખ કર્યો છે : ૧૩૪

—માં અલ્લાઉદ્દીન ખિલજી સ્વયં સાચોર ઉપર ચડી આવ્યો : ૩૦૫

૧૩૬૫ માં ઉકેશવંશીય શ્રેષ્ઠી જેસલે ખંભાતમાં એક પૌષધશાળા સહિત શ્રીઅજિતનાથ ભગવાનનું વિશાળ મંદિર બંધાવ્યું એવો શિલાલેખ ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં છે : ૧૫

૧૩૬૭ (૭૭)નો એક સુરભીલેખ મડારમાં આવેલા સુરભી-લેખની પાસેના મકાનમાં છે, તેમાં સરતાણજી મડાહડ વગેરે નામો કોતરેલાં છે : ૩૦૨

૧૩૬૮ માં માંડવ્યપુરના રહીશ ગોસલના પુત્ર ધનસિંહ અને તેના પુત્રો વીજડ આદિ છ ભાઈઓ અને ગોસલના ભાઈ ભીમાના પુત્ર મહણસિંહ, તેના પુત્ર લાલિગ વગેરે ત્રણ ભાઈઓએ મળીને આબુના વિમલવસહી મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૧૬૩

—માં અલ્લાઉદ્દીન ખિલજી આબુ ઉપર આવ્યો ત્યારે તેણે વિમલવસહી અને લૂણવસહી મંદિરના અસલના કળામય ભાગોને તોડી પાડ્યા : ૨૮૯, ૨૯૦, ૨૯૨

—માં અલ્લાઉદ્દીનના સૈન્યે કાહ્નડદેવને મારી જાલોર સર કર્યું : ૩૦૦

—માં જીરાવલનું શ્રીપાર્શ્વજિનાલય મુસલમાનોનાં ધાડાંથી ઘેરાયું અને મંદિરને નુકસાન પહોંચ્યું : ૨૯૯

૧૩૬૯ માં શત્રુંજય ઉપર જાવડિશાહે સ્થાપન કરેલા બિંબનો મ્લેચ્છોએ નાશ કર્યો : ૧૦૧

૧૩૭૦ ની આસપાસ નવું પાટણ વસ્યું હોવું જોઈએ; એવું પં. કલ્યાણવિજયજીનું પ્રામાણિક સંશોધન છે : ૫૯

૧૩૭૧ માં શત્રુંજય તીર્થના ઉદ્ધારક સંઘપતિ દેસલશાહના પુત્ર સમરાશાહ પાટણમાં વસતા હતા : ૫૯

—માં પાટણના ઓશવાલ શ્રેષ્ઠી સમરસિંહે શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો : ૧૦૪, ૧૮૩

—માં રચાયેલા 'ઉપકેશગચ્છચરિત'માં શ્રીરત્નપ્રભસૂરિએ વી. નિ. સં. ૭૦માં કોરટામાં પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે : ૨૨૮

—ના જેઠ વદિ ૧૦ના દિવસે જાલોરમાં શ્રીજિનચંદ્રની વિદ્યમાનતામાં દીક્ષા અને માલારોપણાદિ ઉત્સવો થયા : ૧૯૦

—પછી જાલોરમાં જુદા જુદા અમલ સમયે જૈનોની ધાર્મિક પ્રવૃત્તિઓ બંધ પડી હોય અને વસ્તી ઓછી થઈ હોય એમ લાગે છે : ૧૯૧

૧૩૭૩ અને સં. ૧૪૮૯ વચ્ચેની કોઈ સાલમાં આબુ ઉપરનું પિત્તલહર મંદિર બંધાયું હોવું જોઈએ : ૨૯૨

૧૩૭૬ માં રાણા માલદેવની વિનંતિથી શ્રીજિનચંદ્રસૂરિ મેડતામાં પધાર્યા : ૧૯૭

૧૩૭૭ માં પાટણમાં ભીષણ દુષ્કાળ પડ્યો : ૫૯

૧૩૭૭ થી ૧૩૮૨ (ઈ. સ. ૧૩૨૦ થી ૧૩૨૫) ગયાસુદ્દીનનો રાજકાળ હતો : ૨૮

૧૩૭૮ (સને ૧૩૨૧ હી. સ. ૭૨૧) નો શિલાલેખ ભરૂચની જુમ્મા મસ્જિદમાં છે : ૨૮

—માં આબુ ઉપરના વિમલવસહી પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો : ૨૮૯

—માં શ્રેષ્ઠી પેથડે આબુ ઉપર આવેલા લૂણવસહી મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૨૯૨

—ના જેઠ વદિ ૯ને સોમવારે મંડોરવાસી વીજડ અને લાલિગ વગેરે નવ ભાઈઓએ આબુના વિમલવસહી મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો : ૨૦૦

૧૩૭૯ ના વર્ષ પહેલાંના કોઈ વર્ષમાં આધુનિક પાટણ વસી ગયું હોવું જોઈએ : ૫૯

૧૩૭૯ અને ૧૩૮૧ ની સાલમાં પાટણના ખરતરગચ્છ સંબંધી વિધિચૈત્યમાં જિનબિંબો અને આચાર્યમૂર્તિની પ્રતિષ્ઠાઓ થયેલી છે : ૫૯

૧૩૮૧ માં તળાજામાં જૈન મંદિર હતું એવા પુરાવા સાંપડે છે : ૧૧૦

—માં પાટણના એક મંદિરના પ્રતિષ્ઠામહોત્સવમાં મહુવાના શ્રેષ્ઠીઓ હાજર હતા : ૧૧૧

૧૩૮૨ (સને ૧૩૨૫)માં મહમદ અલપ્ખુતમારીએ ખંભાતમાં જામી મસ્જિદ બંધાવી : ૧૭

૧૩૮૫ સુધીમાં રચાયેલા પ્રાચીન કલ્પોમાંથી ઉદ્ધાર કરીને શ્રીજિનપ્રભસૂરિએ 'શત્રુંજયકલ્પ'માં તે સમય સુધીની વિગતો નોંધી છે : ૧૦૧

૧૩૮૬ થી ૧૭૬૮ સુધીના લેખો વાસાના જિનમંદિરમાં રહેલી ધાતુપ્રતિમાઓ ઉપરથી મળી આવે છે : ૨૫૮

૧૩૮૭ માં શ્રીરત્નશેખરસૂરિએ પ્રાકૃત 'દ્વ્યાશ્રયવૃત્તિ-પ્રશસ્તિ' બનાવી : ૧૯૭

૧૩૮૯ માં શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'ની રચના પૂર્ણ કરી : ૧૭

—માં રચાયેલા 'વિવિધતીર્થકલ્પ'માં સેરિસાના જિન મંદિરની મૂર્તિઓ વિશે આખ્યાયિકા નોંધેલી છે : ૭૮

—ના ફાગણ સુદિ ૮ના રોજના લેખવાળા મુંડસ્થલના મહાવીર મંદિર માટે બનાવેલ એક જ જોડીના બે મનોહર કાઉસ્સગ્ગિયા આબુના લૂણવસહીના ગૂઢમંડપમાં છે : ૨૮૦

૧૩–૦ નો લેખ કુંભારિયાના શ્રીશાંતિનાથ જિનાલયના મૂ૦ ના૦ ની ગાદી નીચે છે : ૨૮૩

૧૩૯૧ નો લેખ શત્રુંજય ઉપર રાયણપગલાંની બાજુની ઓરડીમાં ભરતરાજ અને બાહુબલિનાં બે સુંદર શિલ્પો ઉપર છે : ૧૦૬

–માં શ્રીજિનપદ્મસૂરિ બાડમેર પધાર્યા ત્યારે ચૌહાણ-વંશીય શિખરસિંહ વગેરે રાજપુરુષો સાથે નાગરિકોએ તેમનું સ્વાગત કર્યું : ૧૮૧

–ના અષાડ વદિ ૧૦ ને રવિવારે રાજશ્રી તેજસિંહ અને મંત્રી કૂપાએ દીયાણામાં એક વાવ, જૈન મંદિર માટે દાનમાં આપી એવો લેખ દીયાણાના મંદિર અને વાવના રસ્તા વચ્ચે આવેલા ગધૈયા પર છે : ૧૫૯, ૨૫૫

૧૩૯૩ માં શ્રીકક્કસૂરિએ 'નાભિનંદનજિનોદ્ધારપ્રબંધ' રચ્યો, તેમાં શત્રુંજયોદ્ધારક સમરસિંહના આઠમા પૂર્વજ વેસર કિરાડૂમાં રહેતા, એવો ઉલ્લેખ છે : ટિ૦ ૧૭૩, ૧૮૩

૧૩૯૬ ના લેખવાળી એક આચાર્યપ્રતિમા આબુના વિમલ-વસહીની ભમતીમાં આવેલી શ્રીમુનિસુવ્રતસ્વામીની દેરીમાં છે : ૨૯૦

૧૩૯૬ અને ૧૪૯૦ ના લેખો વાટેડાના જિનાલયમાં રહેલી ધાતુમૂર્તિઓ પરથી મળે છે : ૨૫૯

૧૪ મા સૈકા પહેલાં વિજાપુરમાં ચિંતામણિ પાર્શ્વનાથ, શ્રીવાસુપૂજ્યનું વિધિચૈત્ય અને વીરજિન મંદિર હતાં : ૯૧

–મી શતાબ્દીના એક શિલાલેખમાં ચારૂપને મહાતીર્થ તરીકે ગણાવ્યું છે : ૪૪

–મા સૈકામાં પેથડ મંત્રીએ જુદા જુદા ગામ–નગરોમાં મળીને ૮૪ જિનમંદિરો બંધાવ્યાં : ૭૩

–મા સૈકામાં થયેલા પેથડ મંત્રીએ ચારૂપમાં શ્રીશાંતિનાથ ભ. નું મંદિર બંધાવ્યું : ૪૪

–મા સૈકામાં પેથડ મંત્રીએ ધોળકામાં જિનમંદિર બંધાવ્યું : ૯૫

–મા સૈકામાં માંડવગઢના મંત્રી પેથડે ચંદ્રાવતીમાં એક જિનમંદિર બંધાવ્યું : ૨૭૯

–મી શતાબ્દીમાં અલ્લાઉદ્દીનનાં ધાડાંઓથી શંખેશ્વર તીર્થનો સંપૂર્ણ નાશ થયો : ૪૯

–મા સૈકાના ચાણસ્મા વિશેના ઉલ્લેખો જૈન ગ્રંથોમાંથી મળે જ છે : ૫૩

–મી શતાબ્દી પૂર્વે 'અભયકુમારચરિત્રાદિ' પુસ્તકપંચક લખાયું : ટિ૦ ૯૨

–મા સકામાં વિજાપુરમાં શ્રીવીરજિન મંદિર હતું : ૯૨

–મા સૈકામાં ધોળકાનું ઉદાવસતિ–જૈનમંદિર, જેની શ્રીવાદી દેવસૂરિએ પ્રતિષ્ઠા કરી તે હયાત હતું : ૯૪

–મા સૈકામાં પાલીતાણામાં શ્રીપાર્શ્વનાથ, શ્રીમહાવીર-સ્વામી અને શ્રીનેમિનાથ પ્રભુનાં મંદિરો હતાં : ૯૮

–મા સૈકાના લેખવાળી મૂર્તિ ઘોઘાના શ્રીનવખંડા પાર્શ્વજિનાલયના ભોંયરામાં છે : ૧૧૨

–મા સૈકાના લેખવાળી ઘણીખરી મૂર્તિઓ ઘોઘામાં પીરમબેટમાંથી મળી આવી હતી : ૧૧૨

–મા સૈકા સુધી નાગાર્જુને જૂનાગઢના કોઈ મંદિરમાં દશાર્હમંડપ, ઉગ્રસેનનો મહેલ, વિવાહમંડપ, ચોરી આદિ દશ્યો જે મંદિરમાં કરાવ્યાં હતાં તે વિદ્યમાન હતાં : ૧૧૯

–મા સૈકામાં સોની સમરસિંહે ગિરનાર પરનાં મંદિરોનો જીર્ણોદ્ધાર કર્યો : ૧૨૧

–મા સૈકાના આરંભમાં દાનવીર જગડૂશાહ થયા : ૧૩૯

–મા સૈકા સુધી જગડૂશાહના કાકાઓ કંથકોટમાં રહેતા એમ શિલાલેખથી પુરવાર થાય છે : ૧૪૬

–મા સૈકામાં નૈણાનો પુત્ર દુસાજુ ચંડરાઉલના વિસ્તૃત રાજ્યનો મુખ્ય પ્રધાન હતો : ૧૬૦

–મા સૈકામાં દુસાજુનો પુત્ર વીકા માંડવગઢના ગયાસુદ્દીન બાદશાહનો મંત્રી હતો, જેણે સપાદલક્ષના રાજા શક્તિશાહ ( સંભવત : અહમદશાહ )ને અને બીજા મળીને સાત રાજાઓને કેદ કરી લીધા હતા : ૧૬૦

–મા સૈકામાં મંડારમાં જૈનોની વસ્તી સારી હતી : ૧૬૩

–મા સૈકા સુધી ભિન્નમાલની જાહોજલાલી જગવાઈ રહી તે પછી ભિન્નમાલ પર નમતા પહોરનો સૂર્ય આથમી ચૂક્યો : ૧૭૬, ૧૭૮

–મી સદીમાં સામંતસિંહ ચૌહાણના અધિકારમાં વાગીણુ હતું : ૨૩૮

–મા સૈકામાં દીયાણાનું જૈન તીર્થધામ લોકમાં ખૂબ ખ્યાતિ પામી ચૂક્યું હતું : ૨૫૫

–મા સૈકામાં થયેલા શ્રીજયશેખરસૂરિએ 'પાર્શ્વનાથસ્તવન' માં ચારૂપનો મહિમા ગાયો છે : ૪૪

--મા સકામાં શ્રીજિનતિલકસૂરિએ 'તીર્થમાળા' રચી : ૯૨

–મા સૈકામાં શ્રીજિનતિલકસૂરિએ રચેલી 'તીર્થમાળા'માં પણ સેરિસાના શ્રીપાર્શ્વનાથની હકીકત નોંધી છે : ૭૮

–મા સૈકામાં મોઢેરામાં શ્રીવીરજિનેશ્વરનું મંદિર હતું; એમ શ્રીજિનપ્રભસૂરિ નોંધે છે : ૭૦

–મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ'માં ગિર-નાર પરના શ્રીનેમિનાથ મંદિર વિશે નોંધ આપે છે : ૧૨૧

–મા સૈકામાં રચાયેલા 'વિવિધતીર્થકલ્પ'માં દ્વારકાને તીર્થ તરીકે નોંધ્યું છે : ૧૩૦

–મા સૈકાના 'વિવિધતીર્થકલ્પ'માં નોંધ છે કે, વલભીપુરના ભંગ પછી ત્યાંની જિનપ્રતિમાઓ દેવપત્તનમાં લાવવામાં આવી : ૧૩૪

—મા સૈકામાં રચાયેલા 'વિવિધતીર્થકલ્પ'માં ફલોધિના જિનાલય વિશે હકીકત જણાવી છે : ૧૯૬

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ'માં ચંદ્રાવતીને લક્ષ્મીના ભંડાર કહીને ઉલ્લેખે છે : ૨૭૯

—મા સૈકામાં થયેલા શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં આબુ તીર્થની વિશિષ્ટ માહિતી આપી છે : ૨૮૮

—મી સદીના 'વિવિધતીર્થકલ્પ'માં શ્રીજિનપ્રભસૂરિએ આબુ પરના ઓરિયા ગામના જિનાલયનો ઉલ્લેખ આપ્યો નથી : ૨૯૩

—મા સૈકાના શ્રીજિનપ્રભસૂરિએ પોતાના 'વિવિધતીર્થકલ્પ'માં અને વિ૦ ૧૫ મા સૈકાના શ્રીસોમસુંદરસૂરિએ પોતાના 'અર્બુદકલ્પ'માં કુમારપાલે આબુ ઉપર શ્રીમહાવીરસ્વામીનું મંદિર કરાવ્યું એમ જણાવ્યું છે : ૨૯૫

—મા સૈકામાં રચાયેલા 'વિવિધતીર્થકલ્પ'માં શ્રીજિનપ્રભસૂરિએ સાચોર વિશે નોંધ આપી છે : ૩૦૩

—મા સૈકામાં સાચોરમાં બનેલા બનાવો શ્રીજિનપ્રભસૂરિના સત્તા સમયમાં થયેલા હોવાથી તેમની નોંધમાં સંદેહને ઓછો અવકાશ છે : ૩૦૫

—મા સૈકામાં શ્રીવિનયપ્રભ ઉપાધ્યાયે 'તીર્થમાળા' રચી, તેમાં તળાજામાં બે મંદિરો હોવાનું જણાવ્યું છે : ૧૧૦

—મા સૈકામાં શ્રીવિનયપ્રભ ઉપાધ્યાયે રચેલી 'તીર્થમાળા'માં મહુવાના શ્રીમહાવીર મંદિરનો ઉલ્લેખ કરેલો છે : ૧૧૧

—મા સૈકામાં શ્રીવિનયપ્રભસૂરિએ 'તીર્થમાળા'ની રચના કરી : ૭૩

—મા સૈકાના વિનયપ્રભ ઉપાધ્યાયે રચેલી 'તીર્થમાળા'માં ઉનામાં વીરપ્રભુના મંદિરનો ઉલ્લેખ છે : ૧૩૬

—મા સૈકાના વિનયપ્રભ ઉપાધ્યાયે અજારાના પાર્શ્વનાથ મંદિરની નોંધ 'તીર્થમાળા'માં આપી છે : ૧૩૮

—મા સૈકાના શ્રીસર્વાનંદસૂરિએ 'જગડૂચરિત' રચ્યું તેમાંથી જગડૂશાહના પૂર્વજોની પાંચ પેઢીઓ કંથકોટમાં રહેતી હતી જણાય છે : ૧૪૬

—મી સદીના અંતે અને ૧૫ મી સદીની શરૂઆતમાં આબુ પરના ઓરિયા ગામનું જિનાલય બંધાયું હોવું જોઈએ : ૨૯૩

૧૪–૧૫ મા સૈકામાં દાનીશ્વર કોચર શ્રેષ્ઠીએ કોરટામાં ઉત્તુંગતોરણ જૈનપ્રાસાદ બંધાવ્યો : ૨૩૦

૧૪ થી ૧૬ મા સૈકા સુધી શંખલપુરમાં શ્રાવકોની સારી વસ્તી હોવાનું અવાન્તર પ્રમાણોથી જણાય છે : ૭૨

—સૈકામાં વાવનું જિનમંદિર બંધાયું જણાય છે : ૪૨

૧૪૦૪ ના લેખવાળી શ્રીઅંબિકાની ધાતુમૂર્તિ ધનારીના શ્રીશાંતિ જિનાલયમાં છે : ૨૫૩

૧૪૦૫ માં શ્રીરાજશેખરસૂરિએ રચેલા 'પ્રબંધકોશ'માં તેરમા સૈકાના ધોળકાના રાજા વીરધવલ અને ભદ્રેશ્વરના ભીમસિંહ રાજા વચ્ચે યુદ્ધ થયાનો પ્રસંગ આપેલો છે : ૧૩૯

૧૪૦૬ માં જિનલબ્ધિસૂરિનો સ્વર્ગવાસ નાગોરમાં થયો : ૧૯૯

૧૪૦૮ ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારે મંત્રી ધાંધલે કરાવેલા બે કાઉસગ્ગિયા આબુના શ્રીઆદીશ્વર મંદિરના ગૂઢમંડપમાં છે : ૨૮૦

૧૪૧૦ ના શિલાલેખમાં વીરવાડાના જિનાલયના સ્તંભ ઉપરના લેખમાં એ ગામનો અને મંદિરના જીર્ણોદ્ધારનો ઉલ્લેખ છે, જેથી એ ગામ અને મંદિર એથીયે પ્રાચીન હોવાનું નક્કી થાય છે : ૨૬૭ થી ૨૬૯

૧૪૧૪ માં રામજી ચૌહાણે સુંભર રાજપૂતોને મારી નસાડી ભોરોલ ઉપર કબજો મેળવ્યો : ૪૩

૧૪૧૭, ૧૪૨૦ અને ૧૪૨૨ ના વર્ષમાં પાટણમાં પ્રતિષ્ઠાઓ થયાના લેખો મળી આવે છે : ૫૯

૧૪૨૦ ના લેખવાળી પદ્માવતીની મૂર્તિ નરોડાના જૈન મંદિરમાં છે : ૭૯, ૮૨

—ના વૈશાખ સુદિ ૧૦ નો શિલાલેખ પાટણના અષ્ટાપદ મંદિરમાં છે : ૬૨

૧૪૨૧ ના અને તે પછીના લેખો જીરાવલાના જૈન મંદિરમાંની ભમતીની દેરીઓ ઉપર છે; આથી એ મંદિર એ કરતાં પ્રાચીન હોવામાં શંકા નથી : ૩૦૦

૧૪૨૨ નો કાવીના મંદિરનો શિલાલેખ : ૨૩

૧૪૨૪ ના કાર્તિક સુદિ ૧૫ ના રોજ શેઠ રતનચંદ દેવચંદે સિરોહી વસ્યા પહેલાં બીજું શ્રીઋષભદેવનું મંદિર સિરોહીમાં બંધાવ્યું : ૨૪૮

૧૪૨૫ માં નવું પાટણ વસ્યું એવી એક નોંધ છે : ૫૯

૧૪૨૬ ના મૂંગથલાના ખંડિત જિનાલયમાંથી મળેલા લેખમાં વીર જન્મથી ૩૭મા વર્ષે (વિ. સં. પૂર્વે ૫૦૫ માં) પૂર્ણરાજ નામના રાજાએ ભ૦મહાવીરની પાષાણ મૂર્તિ ભરાવી તે જ મૂર્તિ મૂંગથલામાં છે : ૨૮૧

—માં શ્રેષ્ઠી મહીપાલના પુત્ર સિરિપાલે મૂંગથલાના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો; એવો લેખ મૂંગથલાના ખંડિત જિનાલયમાં છે; જેથી એ મંદિર એ પહેલાનું સાબિત થાય છે : ૨૮૧

૧૪૨૯ માં નાકોડાના જિનાલયમાં મૂ૦ના૦ તરીકે શ્રીપાર્શ્વનાથ ભ૦ની સ્થાપના કરવામાં આવી : ૧૮૪

—ના મહા વદિ ૭ ને સોમવારનો શિલાલેખ પાટણના અષ્ટાપદ મંદિરમાં છે : ૬૨

૧૪૩૦ માં શ્રીસોમસુંદરસૂરિનો જન્મ પાલનપુરમાં થયો : ૩૩

—માં ખરતરગચ્છાચાર્ય શ્રીજિનેન્દ્રસૂરિની અધ્યક્ષતામાં મહુવાના શ્રેષ્ઠી વીરા અને પૂર્ણે શત્રુંજય તેમજ ગિરનારનો સંઘ કાઢ્યો : ૧૧૧

૧૪૩૧ માં શ્રીજિનોદયસૂરિએ મોકલેલા 'વિજ્ઞપ્તિપત્ર'માં ઘોઘાના નવખંડા પાર્શ્વનાથ ભગવાનને વંદન કર્યાનો ઉલ્લેખ છે : ૧૧૧

૧૪૩૪ ની સાલનો શિલાલેખ પાટણના અષ્ટાપદ મંદિરમાં છે : ૬૨

—માં રાણકપુરના ધરણવિહારનો પાયો નાખવામાં આવ્યો, એવો એક મત છે : ૨૧૪

—ના લેખવાળી શ્રીઅંબિકાની બીજી મૂર્તિ ધનારીના શ્રીશાંતિજિનાલયમાં છે : ૨૫૩

૧૪૩૬ માં લખાયેલા 'શ્રીપાર્શ્વનાથચરિત્ર'ની ગ્રંથપ્રશસ્તિમાં નાંદિયાની પ્રસિદ્ધિનું કીર્તન છે : ૨૪૩

—ના પોષ સુદિ ૬ ને ગુરુવારે દીયાણામાં 'પાર્શ્વનાથ-ચરિત' લખાયાની એક નોંધ મળે છે : ૨૫૫

૧૪૩૭ ના લેખવાળી મૂર્તિ તળાજાની ભૂમિમાંથી મળી આવી : ૧૧૦

૧૪૩૮ સુધી પડિહારવંશી રાજાઓએ મારવાડમાં રાજ્ય કર્યું : ૧૬૨

૧૪૪૨ નો એક શિલાલેખ મૂંગથલાના ખંડિત જિનાલયમાં છે તેમાં રાજા કાન્હડદેવના પુત્ર વીસલદેવે મૂંગથલાના મંદિરને કંઈક ભેટ આપ્યાનો ઉલ્લેખ છે : ૧૫૯, ૨૮૧

૧૪૪૩ માં નાડલાઈના પશ્ચિમ દરવાજા બહાર આવેલા શ્રીઆદીશ્વર મંદિરનો ઉદ્ધાર થયો : ૨૨૩

૧૪૪૪ ના લેખો રાણકપુરના શ્રીનેમિનાથ ભ૦ના મંદિરની મૂર્તિઓ પરથી મળે છે : ૨૧૯

૧૪૪૬ નો શિલાલેખ મૂંગથલાના મંદિરમાંથી મળી આવ્યો છે, તેમાં ભ૦ મહાવીર અર્બુદભૂમિમાં વિચાર્યા હતા એવો ઉલ્લેખ કરેલો છે : ૧૫૪

—માં શ્રીસોમસુંદરસૂરિના ઉપદેશથી ધરણાશાહ મંત્રીનું જીવન ધાર્મિકતા તરફ વળ્યું : ૨૧૪

—માં રાણકપુરમાં ધરણવિહારનો પાયો નાખવામાં આવ્યો એમ પં. શીલવિજયજી કહે છે : ૨૧૪

—નો એક લેખ વરમાણના જિનમંદિરમાં રંગમંડપ કરાવ્યા સંબંધે છે : ૩૦૭

૧૪૪૯ ની સાલમાં લખાયેલી 'કલ્પસૂત્ર'ની રૂપેરી અક્ષરની પ્રશસ્તિમાંથી રાવણતીર્થ (અલવર) એ સાલ પહેલાંથી હોવાનો પુરાવો મળે છે : ૨૦૨

૧૪૫૧ માં સંગ્રામ સોનીએ 'કલ્પસૂત્ર' અને 'કાલકસૂરિ'ની સુવર્ણ અને રૌપ્યાક્ષરી પ્રતિઓ લખાવી : ટિ૦ ૧૨૩

૧૪૫૪ નો લેખ અજારીના જિનાલયમાં શ્રીસુમતિપ્રભસૂરિની મૂર્તિ ઉપર છે : ૨૪૧

૧૪૫૯ માં ખરતરગચ્છીય શ્રીજિનરાજસૂરિના ઉપદેશથી શ્રીસાગરચંદ્રસૂરિએ જેસલમેરના કિલ્લા ઉપર આવેલા ચિંતામણિ પાર્શ્વ જિનાલયનું શિલારોપણ કરાવ્યું એવો લેખ છે : ૧૬૬

—ના ફાગણ સુદિ ૧ ભોમ' એવા અક્ષરો ખંભાતની જામી મસ્જિદમાં લખેલા છે : ૧૭

૧૪૬૨ માં મહારાવ શિવભાણે શિવપુરી–સિરોહી વસાવ્યું : ૨૪૬

૧૪૬૩, ૧૪૮૩, ૧૪૮૭ ના શિલાલેખો સિરોહીના શ્રીઆદીશ્વર મંદિરમાંથી મળી આવે છે : ૨૪૭

૧૪૬૫ ના શિલાલેખમાં પીંડવાડાનું પિંડરવાટક નામ આપેલું છે; તેથી પીંડવાડા એ સાલ કરતાં પ્રાચીન છે : ૨૩૨

—માં વીરપલ્લીના શેઠ સહદેવે કરાવેલા કોટરાના જિન-મંદિરમાં પિપ્પલગચ્છીય શ્રીવીરપ્રભસૂરિએ શ્રીમહાવીરની સ્થાપના કરી : ૨૬૯

—માં ડીંડિલા ગામનું જિનમંદિર પડી ગયું હોય કે કોઈ આતંકના કારણે ત્યાંથી મૂળનાયકને કોટરાના જિનાલયમાં લાવી સ્થાપના કર્યા લાગે છે : ૨૭૦

—ના ફાગણ સુદિ ૧નો વિસ્તૃત પ્રશસ્તિલેખ પીંડ-વાડાના શ્રીમહાવીર જિનાલયની નવચોકીની ભીંતમાં જડેલો છે; તેમાં એ સમયના મંદિરના જીર્ણોદ્ધારક વિશે ઉલ્લેખ છે : ૨૩૩

૧૪૬૮ માં અમદાવાદ વસ્યું : ૭

—માં ગુજરાતમાં ભયંકર દુષ્કાળ પડ્યો : ૧૫

—માં મુસલમાન સુલતાનોએ પાટણમાંથી રાજગાદી ખસેડી તે વર્ષમાં સ્થપાયેલા અમદાવાદમાં લાવ્યા : ૫૯

૧૪૬૯ ના મહા સુદિ ૬ ના દિવસે શ્રેષ્ઠી રત્નાશાહ અને ધરણાશાહે પીંડવાડાના શ્રીમહાવીર જિનાલયના મૂ૦ ના૦ ની પ્રતિષ્ઠા કરાવી; એવો લેખ છે : ૨૩૩

૧૪૭૦ નો શિલાલેખ જેસલમેરના કિલ્લામાં આવેલા શ્રીમહા-વીરસ્વામીના મંદિરમાં છે; તેથી જણાય છે કે, વરડિયા ગોત્રના શેઠ દીપાએ એ મંદિર એ સમયે બંધાવ્યું હશે : ૧૭૦

૧૪૭૨ માં શ્રીસોમસુંદરસૂરિના ઉપદેશથી પર્વત શ્રેષ્ઠીએ અહીં (ખંભાતમાં) અગિયાર અંગો લખાવ્યાં : ૧૫

૧૪૭૩ ના લેખો જેસલમેરના કિલ્લા ઉપર આવેલા શ્રીચિંતા-મણિ પાર્શ્વ જિનાલયની ભમતીની બધી દેવકુલિકાઓ ઉપર છે : ૧૬૬

—માં રાઉલ લક્ષ્મણસિંહના સમયે ઓશવંશના રાંકા ગોત્રીય શ્રેષ્ઠી જયસિંહ, નરસિંહ વગેરેએ શ્રીજિનવર્દ્ધન-સૂરિના હાથે જેસલમેરના કિલ્લા ઉપર આવેલા ચિંતા-મણિ પાર્શ્વજિનાલયની પ્રતિષ્ઠા કરી, એવો લેખ છે : ૧૬૬

૧૪૭૫ ની સાલનો લેખ સિરોહીમાં આવેલી થૂભની વાડીમાં છે, જેમાં સહસમલજી મહારાવે શ્રીઆદિનાથની પૂજા નિમિત્તે એ વાડી અર્પણ કર્યાનો ઉલ્લેખ છે : ૨૫૦

—માં વીરવાડામાં આવેલું શ્રીઆદીશ્વરનું મંદિર ડીંડિલા ગામના પોરવાડ શ્રેષ્ઠી પાલ્હાએ બંધાવ્યું અને તેની પ્રતિષ્ઠા શ્રીવીરપ્રભસૂરિએ કરી એવો શિલાલેખ છે : ૨૬૮

૧૪૭૭ માં મોટા પોશીનાના જિનમંદિરનો જીર્ણોદ્ધાર થયો : ૮૯

૧૪૭૭ અને ૧૪૮૧ ના જીર્ણોદ્ધારના લેખો મોટા પોશીનાના જૈન મંદિરમાંથી મળી આવે છે, તેથી તે કરતાં પોશીના પ્રાચીન છે : ૮૯

૧૪૭૯ માં સં. ગોવિંદે તારંગાના મુખ્ય મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી મૂ૦ ના૦ ની પ્રતિષ્ઠા કરાવી : ૧૪૯

૧૪૮૧ માં પણ મોટા પોશીનાના જિનમંદિરનો જીર્ણોદ્ધાર થયો : ૮૯

૧૪૮૨ માં મહારાવ સૈંસમલ ચૌહાણે સિરોહીની સ્થાપના કરી : ૨૪૬

૧૪૮૩ નો લેખ મહારના શ્રીધર્મનાથ જિનાલયની એક મૂર્તિ ઉપર છે : ૩૦૧

૧૪૮૪ થી ૧૫૪૬ (સને ૧૪૨૭ થી ૧૪૮૯)માં રાવ જોધાજીના સમયથી મહાજનો મારવાડમાં આવ્યા અને પોતાની કુશળતાથી રાજ્યના અધિકારપદે નિમાયા : ૧૯૪

૧૪૮૪, ૧૫૦૭, ૧૫૨૧, ૧૫૨૭, ૧૫૩૩, ૧૫૬૪ ના લેખોવાળી મૂર્તિઓ સંડેરના જૈન મંદિરમાં વિદ્યમાન છે : ૭૨

૧૪૮૫ નો લેખ ગિરનાર પરના વસ્તુપાલ-તેજપાલના મંદિરમાંની ચૌમુખીની એક પ્રતિમા નીચે છે : ૧૨૭

—નો લેખ આરોલના જિનાલયમાં રહેલી એક ધાતુપ્રતિમા ઉપર છે : ૩૦૬

૧૪૮૯ કરતાંયે પ્રાચીન ઉંદરા ગામ હોય એમ શિલાલેખથી જણાય છે : ૨૭૧

—થીયે પ્રાચીન આબુ ઉપર આવેલું પિત્તલહર મંદિર હોય એમ શિલાલેખથી જણાય છે : ૨૯૨

૧૪૮૯ માં ભીમાણાના જિનાલયના મૂ૦ ના૦ ની ગાદી પરના શિલાલેખમાં ભીમાણા ગામનો ઉલ્લેખ છે જે એ ગામ અને મંદિરની એથીયે વધુ પ્રાચીનતા સૂચવે છે : ૨૬૦

—નો રાજધર દેવડા ચુંડાનો લેખ આબુ ઉપર આવેલી વીરજીની દેરી પાસે છે, તેમાં આબુ ઉપરનાં ૩ મંદિરોનો ઉલ્લેખ છે : ૨૯૨

—ના આબુ પરના પિત્તલહર મંદિરની બહારના સુરહીના લેખમાં આબુના ત્રણ જિનાલયોનો ઉલ્લેખ છે પણ પિત્તલહરનો નથી : ૨૯૩

—ના મહા સુદિ ૧૩ ના દિવસનો એક લેખ ઉંદરાના જિનાલયના એક પાટડા પર છે, તેમાં શ્રેષ્ઠી પૂંજાએ એ મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી એવો ઉલ્લેખ છે જે એ ગામની એથીયે વધુ પ્રાચીનતા સૂચિત કરે છે : ૨૭૦, ૨૭૧

૧૪૯૧ ના પ્રતિમાલેખમાં મહુવાનું મહુયા નામ ઉલ્લેખ્યું છે : ૧૧૧

—ના લેખવાળી શ્રીરત્નપ્રભસૂરિની એક નાની મૂર્તિ સિરોહીના શ્રીઅજિતનાથ જિનાલયમાં છે : ૨૪૮

—ના ફાગણ વદિ—ને સોમવારે મહેસાણાના એક શ્રીમાલી શેઠે ધાતુમૂર્તિ ભરાવી : ૬૭

—ના વૈશાખ સુદિ ૨ ને ગુરુવારનો લેખ નીતોડાના જિનાલયમાંની યક્ષમૂર્તિ ઉપર છે : ૨૫૪

૧૪૯૨ ના એક મૂર્તિલેખમાં ઉપલિઆસર-ઉપરિયાળા ગામનો ઉલ્લેખ છે : ૭૫

૧૪૯૩ નો લેખ સેસલીના જિનાલયના મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથની મૂર્તિના પરિકર પર છે : ૨૧૨

૧૪૯૪ માં શ્રીસુમતિસાધુસૂરિનો જન્મ થયો : ૭૨

—માં ઓશવાલ સમરસિંહ અને માલદેવે ગિરનારમાં કલ્યાણત્રય વિહારનો ઉદ્ધાર કરાવ્યો : ૧૨૪

—માં જેસલમેરના કિલ્લા પર આવેલા શ્રીસંભવનાથ જિનાલયનું બાંધકામ શ્રીજિનભદ્રસૂરિના ઉપદેશથી ચોપડાગોત્રીય ઓશવંશના શેઠ શિવરાજ, મહીરાજ, લોલા અને લાખણ નામના ચાર ભાઈઓએ કરાવ્યું : ૧૬૭

—ના આબુ પરના દિગંબર જિનાલયના લેખમાં અને સં. ૧૪૯૭ના લેખોમાં ખરતરવસહીનું નામ નથી : ૨૯૩

૧૪૯૬ માં શ્રીસોમસુંદરસૂરિના હાથે રાણકપુરના ધરણવિહારની પ્રતિષ્ઠા કરવામાં આવી : ૨૧૪, ૨૧૭

—નો એક મોટો શિલાલેખ રાણકપુરના ધરણવિહારમાં મૂ૦ ના૦ ની સામી બાજુની જમણી તરફની ભીંત ઉપર છે : ૨૧૮

—ના રાણકપુરના શિલાલેખમાં ધરણાશાહે પીંડવાડાના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ છે : ૨૩૩

૧૪૯૭ માં શ્રીજિનહર્ષસૂરિએ રચેલા 'વસ્તુપાલચરિત'માં ભ૦ મહાવીર અર્બુદભૂમિમાં વિચર્યા હતા એવો ઉલ્લેખ છે : ૧૫૪

—માં જેસલમેરના કિલ્લા ઉપર આવેલા શ્રીસંભવનાથ જિનાલયની પ્રતિષ્ઠા શ્રીજિનભદ્રસૂરિએ કરી : ૧૬૭

—ના લેખો ચામુંડેરીના જિનાલયમાં છે : ૨૬૬

—ના આબુ ઉપર શ્રીમાતાના લેખમાં પિત્તલહરનો ઉલ્લેખ છે : ૨૯૨

—માગશર સુદિ ૩ના દિવસે દેલ્હા શ્રેષ્ઠીએ ભરાવેલી શ્રીશાંતિ જિનપ્રતિમા ધાંધાણીના ઉપાશ્રયમાં વિદ્યમાન છે : ૧૯૪

—પછી જ આબુ ઉપર આવેલું ખરતરગચ્છીય મંદિર બનેલું છે : ૨૯૩

૧૪૯૮ ના લેખો રાણકપુરના ધરણવિહારમાં ઉત્તર સિવાયની ત્રણે દિશાના મૂ૦ ના૦ ઉપર છે : ૨૧૬

—માં શ્રીસોમસુંદરસૂરિ દિવંગત થયા : ૨૧૮

૧૪૯૯ પહેલાં સિરોહીમાં શ્રીઆદિનાથનું મંદિર બની ચૂક્યું હતું : ૨૪૬

